## કાવ્ય



## મુખડા દેખો દરપનમેં



## પરિચય



## સર્જાતું સાહિત્ય



## પલટાતી દુનિયા

# સંસ્કાર....

લેખકોને : સઘળો પત્રવ્યવહાર, તંત્રી : અનુભાઈ ર. વ્યાસ, ૯, પાર્કરોડ, વિલેપાર્લે (પૂર્વ) મુંબઈ ૨૪....એ સરનામે કરવો.

★

લખાણો : કાગળની એક બાજુ સ્વચ્છ અક્ષરે લખી મોકલવાં. જવાબ માટે યા લખાણો પાછાં મંગાવવા માટે જરૂરી ટપાલની ટિકિટો બીડવી. દષ્ટિપૂર્ણ માહિતીગર્ભ પ્રેરક લખાણો પસંદગી પામશે.

★

પુરસ્કાર : વાર્તા, નાટિકા અને લેખ વિભાગના રૂ. ૧૫; અનુવાદના રૂ. ૧૦; કાવ્યના રૂ. ૭; સર્જાતું સાહિત્ય, પરિચય વગેરે સંપાદકીય વિભાગોના બહારના લેખકો માટે રૂ. ૫.

★

ગ્રાહકો : સંસ્કાર દર મહિનાની ૧૫મી એ પ્રકટ થાય છે.

લવાજમ, સરનામાંના ફેરફારો અને અન્ય વ્યવસ્થાની ફરિયાદો માટે વ્યવસ્થાપક, શ્રી ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર, વાઘાવાડી રોડ, ભાવનગર ને લખવું.

★

સંસ્કાર છુટક નકલની કિંમત રૂ. ૧ છે. વાર્ષિક, ૭ માસિક લવાજમ દેશમાં અનુક્રમે રૂ. ૮ અને ૪॥ છે; પરદેશ માટે રૂ. ૧૨ તથા ૭ છે.

## લવાજમ ભરવાનાં સ્થળો

**મુંબઈ**

લોકપ્રકાશનગૃહ: સેન્ડહર્સ્ટ રોડ. એન. એમ. ત્રિપાઠી, કું. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ.

**અમદાવાદ**

પીપલ્સ બુકહાઉસ, પ્રાર્થના-સમાજ. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધીરોડ.

**કલકત્તા**

રમણીક મેઘાણી, ૧૪ અમરતલા સ્ટ્રીટ.

●

## જાહેરખબરના ભાવ

છુટક એક પાનું ....રૂ. ૬૦

... અર્ધું પાનું .....રૂ. ૩૫

નિશ્ચિત અને નિયમિત જાહેરખબરના ખાસ દરો માટે પૂછાવો: અનુભાઈ ર. વ્યાસ, ૯, પાર્કરોડ, વિલેપાર્લે (પૂર્વ).

# માનવીના વાસ્તવજીવનના ધબકારા
## રજૂ કરતાં પુસ્તકો

### દિનરાત

ગુજરાત અને દક્ષિણ ઘાટના લોકજીવનનાં સાદાં પ્રતીકો અંદર ધબકતી બળવાન જિન્દગી–દેશની રગરગમાં પ્રસરેલી વ્યક્તિગત ફિલસુફી અને તેની નિર–નિરાળી દુનિયાઓની વાત આ વાર્તા સંગ્રહ ખુલ્લી કરે છે. સામાન્ય માણસોની અંદર પડેલી અસામાન્ય માનવ સંપત્તિનાં પ્રતીકો જેવાં પાત્રો, દેશનાં ઘરો અને પ્રકૃતિનાં સાચા વાતાવરણને પ્રકટ કરતાં તાદ્દશ વર્ણનો અને મર્માળા સંવાદો તમને વાર્તા અને જીવન વચ્ચે પૂલ જેવા એક પ્રદેશમાં પુગાડી દે છે.

લે. સ્વપ્નસ્થ : મૂલ્ય રૂ. ૪

પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કું. મુંબઈ–૨. તથા લોક પ્રકાશન ગૃહ, મુંબઈ ૪.

### ધરતીને

માનવ આત્મામાં ઊંડી ધરતી માટેની ગાઢ મમતા અને વિશ્વ-બંધુત્વની ભાવનાથી શરૂ કરી, વાસ્તવિક જીવનમાં તેને મળતી આઘાતોની પરંપરા દેખાડી, છેવટે, આખી માનવજાતિનાં સુખદુઃખોની તથા વિકાસવાંછુ પ્રયાસોની એકતાના મહાજીવને ધબકતી માનવ ધરતીનું આ મહિમ્ન સ્તોત્ર છે.

આધ્યાત્મિક અને વાસ્તવિક બેઉ જીવનની ઘેરી સંવેદનાઓ તથા તાદ્દશ નિસર્ગવર્ણનો તમને તદ્રુપ કરશે.

લે. કવિ સ્વપ્નસ્થ: મૂલ્ય: રૂ.૧ાા

પ્રાપ્તિસ્થાન : લોક પ્રકાશન ગૃહ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ–૪




ગુજરાતમાં કેળવણીની વસંત બેસતી લાગે છે. અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠની અંતર્ગત 'શ્રી મહાદેવ દેસાઇ સમાજસેવા વિદ્યાલય'નો પ્રારંભ થયો છે. બીજી બાજુ આણંદમાં વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયની શરૂઆત થઇ છે. રાજકોટનાં કાઠિયાવાડ કેન્દ્રમાં પણ એક વિજ્ઞાનની કોલેજ ખુલી છે. આમ ઠેર ઠેર ઉચ્ચ કેળવણીની જરૂરી એવી આગેકૂચ શરૂ થતી જણાય છે. આ પ્રવૃત્તિઓને અમે અભિનંદીએ છીએ. સાથે સાથે એ પ્રવૃત્તિઓ, સ્વતંત્ર હિન્દની એક સમૃદ્ધ અને બળવાન ઘટક તરીકે ગુજરાતી પ્રજાને ઘડવામાં અને સામાજિક અને સાંસ્કારિક સમૃદ્ધિનાં શાસ્ત્રરૂપ જ્ઞાનનો પ્રજામાં ફેલાવો કરવામાં કામ લાગે અને સાર્થક બને એ સદિચ્છા વ્યક્ત કરીએ છીએ.

*

## શહીદોને અંજલિ

નવું જીવન આગે કૂચ કરે છે. એની ઝડપ ઘણી વસ્તુ ભુલાવી દઇ શકે છે પરંતુ પ્રજાની સંસ્કારિતાની જમીનમાં જીવનનાં ખાતર પુરનાર માડીજાયાઓની સ્મૃતિ ભૂલી પાલવે નહિ. રજબઅલી અને વસંતરાવની સ્મૃતિ, જુલાઇની પહેલીનાં આ કાળા દિવસે કોમી હુતાશનને બુઝાવવા મરી ફિટનાર જુવાન ભાઈઓની વીર માનવતાની એ મૂર્તિઓ અમે યાદ કરીએ છીએ. તેમનાં ઉમદા જીવનનાં વિનાશનાં શોક-વાદળોમાંયે તેમની શહાદતની પ્રેરક વીજળી આપણા અંધારા માર્ગો અજવાળ્યા કરશે.

*

## સાંસ્કારિક જાગ્રતિને રજવાડી પડકાર

આપણી ઉપરનાં અંધારાં હજી ઓસર્યાં નથી. આવતી આઝાદીનાં અજવાળાંને રોકવા આજે યે અનેક પ્રત્યાઘાતી હાથો આડા દેવાય છે. એ પ્રયત્નો બાલીશ લાગે તો પણ એ સંગઠિત રીતે દેશભરમાં થઇ રહ્યા છે. અને જાગ્રત પ્રજાજનોએ તેની સામે તકેદારી રાખવી ઘટે. એવા દુષ્પ્રયત્નોને પરાજય આપવો ઘટે. કોચીનના રાષ્ટ્રવાદી ગણાતા મહારાજાએ ગઇ તા ૪થી જૂને જ કેરાલાના મહાકવિ વાલ્લાથોલનાં ઘરની જડતી લીધી હતી !

આજે કવિવર વાલ્લાથોલની પહેચાનની જરૂરત કોઇ પણ હિંદીને માટે ભાગ્યે જ હશે. તેમને સારું યે દક્ષિણ હિંદ, દક્ષિણના ટાગોર તરીકે બિરદાવે છે. એમણે કેરાલાને વાલ્મિકી રામાયણ સાથે નવજીવનનું ગાન પણ ગાઇ સંભળાવ્યું છે. તેમણે કેવળ સાહિત્ય દ્વારા જ પ્રજાની મુક્તિનું ગાન ગાતાં ન અટકી, સક્રિય સામાજિક કાર્યકર રૂપે પણ જીવી બતાવ્યું છે. ૧૯૪૪ ના કેરાલાના દુકાળ વખતે ૬૬ વર્ષની વૃદ્ધવયે પણ તેમણે જનતા માટે હાથમાં ઝોળી લીધી હતી. જનતા સાથેની આ અસીમ મહોબત જ કોચીનની પોલિસના ખૌફનું કારણ બની લાગે છે ?

મહાકવિ ચુસ્ત કોંગ્રેસવાદી છે, કોચીનના રાજા 'રાષ્ટ્રીય' ગણાય છે, તેના પ્રધાનો પણ કોંગ્રેસવાદી છે. એ સ્થિતિમાં પણ આવા કોઇ પણ સંસ્થા કે રાજ્યને માટે નાલેશીરૂપ બનાવો બને છે. જનતાના સન્માનનીય કવિ સાથેનું આ વર્તન આપણી સાંસ્કારિક જાગ્રતિને રૂંધતી રજવાડી રસમોએ કરેલા પડકાર બરાબર છે.

*

## પ્રજાકીય જાગ્રતિનું નાટક

પ્રજાની લાગણી અને અજ્ઞાની દશાનો ગેરલાભ ઉદ્દામવાદીઓ ઉઠાવી રહ્યા હોવાના આક્ષેપો અનેક વર્તમાન પત્રોનાં પાનાંઓ પર ચમક્યા કરે છે. ત્યારે ખરી વસ્તુસ્થિતિ શું છે એ રજૂ કરતું એક પ્રગતિશીલ નાટક 'દેશભક્ત' ગયા માસની આખરે મુંબઈ લોકનાટ્ય સંઘના હિંદી વિભાગે રજૂ કર્યું હતું.

પ્રજાની સાચી રાજકીય જાગ્રતિ માટે આવાં નાટકો જરૂરી છે. આપણા ઉદ્દામ પક્ષોની આજની વિભક્ત દશામાં તેને છિન્નભિન્ન કરતાં સ્થાપિત હિતોનું સ્વરૂપ સમજવામાં તેમને વિચારતા કરવામાં આ નાટક એક સચોટ કલાકૃતિ આપી જાય છે. એ દૃષ્ટિએ અમે તેને આવકારીએ છીએ.

નાટકનાં રાજકારણમાં એને સર્વગ્રાહ્ય બનાવવાની દૃષ્ટિએ તેનાં કથનની વેધકતા ઘટાડ્યા સિવાય પણ ફેરફારો કરવાની જરૂર છે. બીજું, નાટ્યઉત્પાદનની દૃષ્ટિએ અભિનય સૌથી સુંદર હતો પરંતુ તખ્તા આયોજન અને સમગ્ર ઉઠાવમાં ખોળપ હતી તે થોડા જ પ્રયાસે દૂર થઈ શકે. આ બે અગત્યના સુધારા નાટકનાં વસ્તુ અને ઉઠાવમાં ખૂટતાં તત્ત્વો પૂરાં પાડશે એટલું મૈત્રીભાવે સૂચવીએ છીએ.

*

## પ્રજાની વિદ્યાપીઠની નોકરશાહી ખાસીયત

જુલૂ માસમાં પ્રાન્તિક વિદ્યાપીઠની નોકરશાહી પ્રથાનો અનેક વિદ્યાર્થી ભોગ બન્યા. વર્ષોથી ચાલુ રહેલી કોલેજના વર્ગોની વિદ્યાર્થી સંખ્યામાં (૧૮૦ થી ૧૫૦ કરી નાખી) અચાનક કાપ મૂકાયો. સેંકડો વિદ્યાર્થી માટે ઉચ્ચ કેળવણીનાં દ્વાર કદમને એક ઝટકે બંધ થઈ ગયાં. પ્રાંતની સંપત્તિનાં વર્ષ એળે ગયાં. વિદ્યાર્થીઓ ક્યાં જાય? જુદા જુદા વિષયોનાં શિક્ષણની એક કે બે કોલેજ માંડ હોય છે; એ મર્યાદા ઉપર આ સંખ્યા મર્યાદા! પ્રજાનાં આયુષ્યને વેડફતી વિદ્યાપીઠની આ જૂની નોકરશાહી વારસાની પ્રથા પ્રજાના પ્રતિનિધિઓએ દૂર કરવી જ જોઇએ.

*

## સાહિત્યનું ગૌરવ

ખાડા અને ટેકરાઓમાં આથડતી આપણી સાંસ્કારિક કારવાન આવા દુઃખદ આઘાતો સહેતી તો ક્વચિત સુખદ અનુભવો પણ સર્જતી જાય છે.

કવિ ખબરદારની ૫૦ વર્ષની સાહિત્યસેવાનું યોગ્ય સન્માન કરવાની અને કવિશ્રીને જરૂરી સહાયરૂપ ફાળો આપવાની પ્રવૃત્તિ ગતિમાન થઈ છે. બીજી તરફ ગુજરાતના પહેલા ગઝલકાર અફલાતુની કાવ્યોના ગાયક સ્વ. શ્રી બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનો પ્રથમ સ્મારક દિન ઉજવાય છે. અમે આવા પ્રસંગોનું યોગ્ય ગૌરવ કરતા રહેવા અને એ રીતે જનતા તથા તેના સંસ્કારવિધાયકો વચ્ચે જીવતો સેતુ રચવા સહુને વિનંતી કરીએ છીએ.

## મધ્યસ્થ પુસ્તકાલય : એક શુભ પ્રયાણ

ગઇ આ. ૨૬ મી જૂને મુંબઇખાતે પ્રાન્તિક મધ્યસ્થ પુસ્તકાલયનો ઉદ્દ્ઘાટન વિધિ થયો. આપણા પરાધીન દેશમાં દુનિયાના મહાન પુસ્તકાલયોની કક્ષામાં ઊભું રહી શકે તેવું એક પણ પુસ્તકાલય આજે નથી. આજ સુધી પ્રજાના સાંસ્કૃતિક જીવનની એક મુખ્ય શિરા જેવી પુસ્તકાલય પ્રવૃત્તિ આપણા દેશમાં માત્ર રોયલ એશિયાટીક સોસાયટી મર્યાદિત સ્વરૂપે ચલાવી રહી હતી. ૧૯૩૮ માં મુંબઇની મહાસભા સરકારે મધ્યસ્થ અને પ્રાદેશિક પુસ્તકાલયો સ્થાપવા વિચાર્યું હતું પરંતુ તેમનાં રાજીનામાં પછી ગોરી નોકરશાહીએ એ પ્રશ્ન અભેરાઇ પર ચડાવ્યો હતો. છેવટ આજે એ યોજના શક્ય બને છે.

આ પુસ્તકાલયમાં દેશ અને પરદેશની સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે અક્ષર જગતની ભી શકે તેટલી સિદ્ધિઓ પ્રજાના ઉપયોગ અર્થે એક કરવામાં આવશે. મુંબઇમાં સ્થપાયેલાં આ મધ્યસ્થ પુસ્તકાલય ઉપરાંત પુના, કારવાર અને અમદાવાદમાં આમ પ્રાદેશિક પુસ્તકાલયો સ્થપાશે. ત્યારબાદ ગ્રામ-પુસ્તકાલયો સ્થપાશે. પ્રજાની બૌદ્ધિક સમ્પત્તિના વિકાસમાં આ પ્રારંભ એક મોટા ફાળા રૂપ બની રહેશે. અમે તેનો હાર્દિક આદર કરીએ છીએ અને પ્રજા તથા પ્રજાકીય સરકારના સહકાર વડે આ શુભ પ્રવૃત્તિ વધુ અને ઝડપી વિકાસ સાધી રહે એ ઈચ્છા વ્યક્ત કરીએ છીએ.

– સ્વપ્નસ્થ

★

# ચિરંતન યાત્રીઓ

— મકરન્દ દવે

આ દુનિયાની શરૂઆતથી જ જે લોકો જગતની સુંદરતા માટે, સહુનાં ભલાં માટે કશા યે સ્વાર્થલાભ વગર ત્યાં જનમ્યા છે, ત્યાં ઝૂઝ્યા છે, એના કલ્યાણ માટે લડતા અને આગળ વધતા આવ્યા છે, તેમની કતાર કવિએ જોઈ અને આપણે પણ એમની સાથે મળી એ જ ગીત ગાઇએ તો કેવું ઉમદા ?–એ ભાવનાએ તેમની પાસે આ ગીત લખાવ્યું.



અમે મુસાફરો, મુસાફરો મહાન ખલ્કના !

વૃદ્ધ ભૂતકાળ ખાળ શો હતો રહ્યો રમી
સૃષ્ટિ આ કુમારી વિશ્વમાં નવી ઉષા સમી

ઊઘડી હતી તહીં
મુગ્ધતા ભરી અહીં
ત્યારે દેશ દેશ મુલ્ક મુલ્કમાં ભમી ભમી

અમે પ્રથમ ધરામહીં ભરેલ ગીત હર્ષનાં
અમે મુસાફરો, મુસાફરો અનંત વર્ષના.

અમે મુસાફરો ! અમારાં કારવાં જુઓ, ચલે

ગીચ જંગલે નવીન કેડી જાય પાડતા
કાળમીંઢ પાણકાની ભીંતને ઉખાડતા
શુષ્ક રણે લીલરંગી ભાતને ઉગાડતા...

સમુદ્રને મહાપટે
અનેક નદીને તટે

વહી રહ્યા, વધી રહ્યા કદમ કદમ પળે પળે.

અમે મુસાફરો, મુસાફરો સદા ગતિ ભર્યાં
અમે પ્રથમ સર્વ માટ માર્ગ મોકળા ધર્યા.

પ્રકૃતિના ચાહકો
સંસ્કૃતિના વાહકો

સૌન્દર્ય, પ્રેમ, પુણ્યના પ્રથમ અમે ઉપાસકો.

અમે મુસાફરો અમારી કૂચ મુક્તિ કારણે
ટેલ નાખતા જઈ યુગોથી સર્વ બારણે

સાથ આવો ! અંધકાર છોડી કોટડી તણાં
સાથ આવો ! બેડીબંધ તોડીને રિબામણાં
સાથ આવો ! નોતરી રહી નવી વિચારણા

અમે મુસાફરો, મુસાફરો પ્રદીપ મુક્તિના
પંથ કોડિયાં જલાવતાં પ્રસુપ્ત શક્તિનાં.

પ્રકાશ તણા ગાયકો,
અમે મહાન સ્વપ્ન સાથ સત્યના વિધાયકો.

અહો ! પથે પળંત સર્વ જ્યોત મંગલા ધરી
અપૂર્વ રંગ ને અનંત હર્ષ અંગમાં ભરી
આ ધરાનો જન્મ સાર્થ, સફળ પૂર્ણ જે કરી

આગળ વધ્યે જતા
ધન્ય જીવને થતા

માનવીના સંઘના અમે અહીં સુનાયકો.

અમે મુસાફરો, મુસાફરો દિગંત-દૃષ્ટિના,
અમે મુસાફરો અહો ! બનેલ સ્વર્ગ સૃષ્ટિના.

અમે મુસાફરો, ખરું અગાધ આંધી મ્હોબતે
આ પૃથ્વીની પ્રદક્ષિણા કરી રહ્યા, સરી રહ્યા...
પ્રચંડ કાળની કરાળ મૃત્યુ ઘેરી નોબતે

છતાં અમે ફરી ફરી
નવાં રૂપો ધરી ધરી
જાગીએ જ કાળજૂના ભેરુઓની સોબતે.

જિંદગી મહીં ભુંજાઈ આગમાં અમે ગયા
જિંદગી મહીં જડાઈ પાટિયે અમે પડયા
જિંદગી મહીં દટાઈ મિટ્ટી ઘોરમાં થયા

માતના સહી સહી
અનેક જિંદગી વહી
છતાં ય વજ્ર શા અમારે પંથ આ ખડા રહ્યા.

અમે મુસાફરો, મુસાફરો સજાગ પ્રાણના
અમે મુસાફરો અખંડ મૃત્યુહીન ગાનના.

અમારા કાફલા જુવો !
વૃદ્ધ ભૂતકાળથી અહીં સુધી ધપી રહ્યા
અનેક જંગમાં પથે ભલે કંઈ ખપી રહ્યા.

છતાં અખૂટ ચાલશે અમારી કૂચ સર્વદા
જ્યાં સુધી રચાઈ ના જશે બધે ય ભદ્રતા.

માણસાઈના મહાન રાજ્ય તણા કલ્પકો
અમે સ્વતંત્ર ને શ્રીમંત ભાવિ તણા શિલ્પકો.

મુસાફરો અમે પવિત્ર પ્રાણપ્રિય મુલ્કના
અમે મુસાફરો, મુસાફરો મહાન ખલ્કના.



# પ્રાચીન નર્મદાકિનારે

—શાંતા ગાંધી

જાણીતા પુરાતત્ત્વવેત્તા શ્રી અમૃતલાલ પંડયા સાથે વાર્તાલાપ કરી નર્મદાના કિનારાની આદિ વસાહતો અંગે તેમનાં નવાં સંશોધનોના મહત્ત્વના મુદ્દા દર્શાવતો આ લેખ શ્રીમતી શાંતા ગાંધીએ "સંસ્કાર" માટે તૈયાર કર્યો છે.

અથડાતી પછડાતી, છતાં મક્કમતાથી આગેકદમ માંડતી માનવજાતિ આજે પણ એક મોટા પ્રશ્નાર્થ ચિન્હમાંથી પસાર થઈ રહી છે. આપણે કોણ? કયાંથી આવ્યા? કેવી રીતે આગળ વધ્યા? કયાં જઈશું? કેવી રીતે જઈશું? આનો સળંગ જવાબ હજી આપણી પાસે નથી. ભારતનો ઊંડાણમાં દટાએલો ઇતિહાસ હજી બહાર આવ્યો નથી. ગુલામ દેશમાં સંશોધનને જોઈતું ઉત્તેજન મળ્યું નથી. છતાં કેટલાક ઉત્સાહી સંશોધકોએ અવારનવાર કેટલીક ખૂટતી કડીઓ પૂરી પાડી છે. આવી જ એ અંધારી કંદરાઓ પર નર્મદાકિનારો ખૂંદતા અમૃતલાલ પંડયાએ થોડા સમય પર પ્રકાશ પાડયો છે.

હજારો નહીં, લાખો વર્ષ પહેલાંની એ વાત છે. મધ્ય હિમયુગમાં ભારતની ભૂમિ પર શિકાર ખેલતા આદિ માનવોનું ચિત્ર આપણી સામે ખડું થાય છે. તે જાવાવાસી આદિ માનવનો સમકાલીન હતો. તેના પ્રમાણમાં ચીનનો આદિ માનવ (પેકીંગમેન) અર્વાચીન ગણાય! પણ આફ્રીકાનો આદિ માનવ ભારતવાસી કરતાં પણ વધારે પ્રાચીન ગણી શકાય.

ભારતનો નકશો ત્યારે આજે છે તેવો ન હતો. કાશ્મીરને સ્થાને 'કારવા' નામનું સરોવર હતું. એકને બદલે બે નર્મદા નદીઓ વહેતી હતી. તેમાંની એક મધ્યપ્રાંતમાં થઈને બરહાનપુર નજીક તાપી નદીમાં મળી હતી. આજે અલોપ થએલ એ નદીનો પટ જુદો હતો. ત્યારે માળવા અને ઇન્દોર પાસે કોઈ નદી નહોતી. ગુજરાતી નર્મદા તો આજે છે તેવી જ હતી. કાઠીઆવાડનું ત્યારે નામનિશાન નહોતું. આટલાં વર્ષો પહેલાં પણ ઉત્તર અને દક્ષિણ ભારતમાં બે જુદીજુદી જાતની સંસ્કૃતિઓ ખીલી રહી હતી. એમાંનો ઉત્તરવાસી, પહાડોમાંથી પથ્થર ખોદીને આપણે આજે પેન્સીલને અણી કાઢીએ છીએ તેવી રીતે તેનાં અણીદાર ઓજારો બનાવતો. આજીવિકાના સાધનને આધારે ખીલતી

સંસ્કૃતિને વિદ્વાનો 'ફ્લેક' સંસ્કૃતિ તરીકે ઓળખાવે છે. અને એ યુગને પાષાણયુગનું નામ આપે છે. દક્ષિણ, ભારતનો આદિ માનવ નદીઓના પ્રવાહમાં સુંવાળા બનેલ ગોળગોળ પથ્થરો વીણતો, તેની કિનારી ઘસીને ધાર કાઢતો. તેની સંસ્કૃતિ 'ક્ષાર' સંસ્કૃતિ તરીકે જાણીતી થઈ છે. આ દક્ષિણવાસી ક્યાંથી આવ્યો, તેનો ચોક્કસ જવાબ આજે આપી શકાય તેમ નથી. પરંતુ ત્યારે લાલસમુદ્રનું અસ્તિત્વ ન હતું. એટલે એબીસીનીઆના લોકો સહેલાઈથી સાં પહોંચી શકે તેમ હતા.

'પાષાણયુગની શરૂઆતમાં ખીલેલ આ બન્ને ભારતીય સંસ્કૃતિઓનું સંગમસ્થાન બન્યો ગુજરાતી પ્રાચીન નર્મદાકિનારો. અહીં જેવો મુશળધાર વરસાદ પડતો હતો, તેવો તો આજે ચેરાપુંજીમાં પણ પડતો નથી. આવી અતિવૃષ્ટિમાં માણસ કેવી રીતે રહેતો હશે? ઝાડ પર માંચડા બાંધીને? ગુફાઓમાં રહેતો નહીં એ વાત તો નક્કી છે કારણ કે એ સમયની કોઈ ગુફાઓના અવશેષો હજીસુધી મળ્યા નથી. તેને ખેતી કરતાં આવડતી નહોતી, પરંતુ નદીકિનારે રહેવાનું કારણ પોતાની તરસ ઉપરાંત એ પણ હોઈ શકે કે નદીકિનારે પાણી પીવા આવતા જાનવરોના શિકાર વધારે સહેલાઈથી કરી શકાય. તે સમયના પ્રચંડકાય જાનવરોના અવશેષો મળી આવ્યા છે. કદાચ આ પ્રાચીન ભારતવાસી માછલી પકડતાં પણ શિખ્યો હોય, તે બનવાજોગ છે. તેનું પૂરું હાડપિંજર તો મળી આવ્યું નથી પરંતુ જાવાવાસી માનવના દેખાવ પરથી તેના દેહબંધારણનું અનુમાન કરી શકાય તેમ છે.'

આ સંસ્કૃતિ લગભગ ઈ. સ. પૂર્વે ૫૮૦૦૦ વર્ષ સુધી અહીં પ્રવર્તમાન રહી તેવું આજે અનુમાન કરી શકાય છે.

હિમયુગની આખરમાં આબોહવામાં ફેરફાર થવા લાગ્યા. ગરમી વધી નર્મદાના ગાઢ જંગલોનું સ્થાન રેતીના રણે લીધું. સુખદ હવામાનની શોધમાં ભારતવાસીએ વતન છોડયું? કે પ્રકૃતિ સાથે લડતા લડતાં આ ભૂમિ પર જ તેણે પ્રાણ છોડયા? આનો જવાબ આપણી પાસે નથી. અહીં આપણી પરંપરા તૂટે છે. નર્મદા કિનારાના રણમાં પરિવર્તન થતું હતું ત્યારે સહરામાં જંગલો લહેરાતાં હતાં. કોઈ સાહસિક હિંદી ત્યાં પહોંચી ગયો હોય પણ ખરો. ઉત્તર પાષાણ યુગમાં ચીન અને પેલેસ્ટાઈનની ભૂમિ પર લગભગ ઈ. સ. પૂર્વે ૨૫૦૦૦ માં ખેતીની શોધ થઈ એમ કહેવાય છે, ત્યારે ભારતના કોઈ ખૂણામાં માનવી વસતો હોય તો તેની કથા હજી ભૂગર્ભમાં જ છુપાએલી છે.

અમૃતલાલભાઈને મળી આવેલ બીજી કડી પુરાણયુગની છે: વિષ્ણુપુરાણ વગેરેમાં જે અર્થજીવનનું વર્ણન આવે છે તેના પુરાવાઓ આજે નર્મદા-કિનારે મળી આવે છે. પ્રાચીન દંતકથા અનુસાર ચંદ્રગુપ્ત મૌર્ય કરતાં ૧૩૩ પેઢી પહેલાં–એટલે ૪૦૦૦ વર્ષ પહેલાં એક મોટું સામ્રાજ્ય ગંગાતટ પર ફેલાયું હતું. તેની એક શાખા કાઠીઆવાડના પશ્ચિમ કિનારા પર આવેલ કુશ-સ્થલિ સુધી અને બીજી નર્મદાકિનારા પર પથરાઈ. આ મધ્યભાગ અનુપદેશના નામથી પ્રખ્યાત થઈ ગયો. ત્યાં રાજા દેશ.સ્વતી આણ ફરકતી. નર્મદાની ખીણના નીચલા ભાગમાં ભૃગુપ્રજા વસતી હતી. વીસ પેઢીઓ બાદ રાજા મુચકુંદે રાજ-ધાની કરતો કોટ ચણાવ્યો. રાજા મહિષ્મને તેને વિશાળ બનાવી નવું નામ આપ્યું–માહિષ્મતી. નર્મદાકિનારે આજે મહેશ્વર નામનું ગામડું મોજૂદ છે. અમૃતલાલભાઈ કહે છે કે તે જ પ્રાચીન–માહિષ્મતીનું અવશેષ છે. હૈહયોએ તેને સમૃદ્ધિને શિખરે ચઢાવ્યું હતું. પણ ચંદ્રગુપ્ત મૌર્યે તેને જીતી લીધા બાદ તેની પડતીની શરૂઆત થઈ.

આ શોધનું મહત્ત્વ જાણવા માટે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, આજે પ્રાચીનતમ ગણાતી મોહન જુ દારોની (ઈ. સ. પૂર્વે ૩૦૦૦) સંસ્કૃતિ કરતાં નર્મદાની સંસ્કૃતિ વધારે પ્રાચીન છે. ઈ. સ પૂર્વે ૪૦૦૦ વર્ષ પરના મળી આવેલ અવશેષો જે સંસ્કૃતિના છે તે એટલી આગળ વધી ગઈ હતી કે તેને ખીલતાં ઓછામાં ઓછા ૨૦૦૦–૩૦૦૦ વર્ષ તો લાગ્યાં હશે જ. વળી આ પ્રજાનો ઉલ્લેખ પ્રાચીન તામીલ સંગમ સાહિત્યમાં આવતો નથી. એટલે તે આર્યસંસ્કૃતિ હોવાનું અનુમાન કરાય છે. તે ઉપરથી આગળ જઈને અમૃત-લાલભાઈ એ સવાલ રજૂ કરે છે કે આર્યોનું ઉત્પત્તિસ્થાન ભારતીય નર્મદા કિનારો તો નહિ હોય? બાબીલોનિયા અને સુમેરિયાની સંસ્કૃતિ માત્ર ઈ. સ. પૂર્વે ૨૨૦૦ વર્ષ પહેલાંની છે.

આર્યપ્રજા ભારતમાંથી આસપાસ ફેલાઈ કે પરદેશમાંથી ભારતમાં આવી? યા તો આસપાસના પ્રદેશમાં એક સાથે જ હળીમળીને પરસ્પરની પ્રેરણા પામી ખીલી? આ પ્રશ્નોનો કોઈ પ્રમાણભૂત જવાબ આજે મળી શકે તેમ નથી. વળી, આ જાતિની પ્રાચીનતા કરતાં પણ વધારે રસપ્રદ અને મહત્ત્વની માહિતી તો એ છે કે, આ પ્રજા તે સમયમાં રહેતી હતી કેવી રીતે? તેનું સામાજિક અને વ્યક્તિગત જીવન કેવું હતું?

આ લોકો આપણી જેવા હોમોસીપીઅન હતા તેમાં કોઈ શક નથી. તેમનો દેખાવ આપણા વાનર પૂર્વજો કરતાં અર્વાચીન માનવીને જ વધારે મળતો

આવતા હતા. ખેતીવાડીમાં તેઓ પારંગત હતા. આ ખેતીપ્રધાન સમાજ એટલી ઊંચી કક્ષા સુધી પહોંચી ગયો હતો, કે તે માહિષ્મતી જેવી એક માઈલ લાંબી નગરી વસાવી શક્યો. અહીં ઠેર ઠેર જમીનમાં દાટેલા ઈંટોથી ચણેલ ધાન્યના કોઠારો મળી આવે છે. તે ધાન્ય કેવા પ્રકારનું હતું તે કહેવું, નર્મદાની ભેજવાળી જમીને લગભગ અશક્ય જ બનાવી દીધું છે. મિસરની સૂકી જમીનમાં સંઘરેલું પ્રાચીન ધાન્ય તો શું પણ પકાવેલ રોટી પણ આજસુધી જેવી ને તેવી જળવાઈ રહી છે. આ કોઠારો જે ઈંટો વડે ચણાયા છે, તે ઈંટો ૨.૭૫ ઈંચ કદની, ૧૦ ઈંચ લાંબી, અને ૬ ઈંચ પહોળી છે. તેનો ઘાટ થાળી જેવો છે. આ સિવાય પાકી માટીના સર્પાકાર ભાતવાળા વાસણો મળી આવ્યા છે તે આ સંસ્કૃતિને પ્રાચીન સંસ્કૃતિઓ કરતાં અનોખી ઠરાવે છે.

અહીં ઉદ્યોગધંધો પણ સારા પ્રમાણમાં ખીલ્યો હોય તેમ લાગે છે. પ્રાચીન સુંદરીઓના અલંકારપ્રેમને રીઝવવા ખાતર બનાવેલી નાના પ્રકારની રંગબેરંગી ચૂડીઓ–રાતી, કાળી, પોપટી, પીળી, લીલુવર્ણી વગેરે–મળી આવે છે. એટલે કાચ બનાવવાનો અટપટો હુન્નર જે પ્રજાએ કેળવ્યો હતો તે પ્રજાની જીવનકક્ષાનું અનુમાન કરી શકાય તેમ છે. વળી 'ચક' અને 'એગટ' જેવા પથ્થરોની ચૂડીઓ પણ મોજૂદ છે. 'એગટ'ના તો કાંગરાવાળા કંગન પણ તેમણે તૈયાર કર્યાં હતા. આ સિવાય એગટ, પ્રવાળ, સ્ફટિક વગેરેના મણિ પણ મળ્યા છે. કદાચ તેના હાર સ્ત્રી–પુરૂષો બન્ને પહેરતા હશે.

નર્મદા કિનારા પર મળી આવેલ વાસણો, મોહન જુ દારોનાં વાસણો કરતા ઉતરતી કક્ષાનાં છે. પરંતુ તેનું કારણ તો સ્થાનિક માટીની ઉતરતી જાત પણ હોઈ શકે. પરંતુ આ પ્રજા જે પથ્થરનાં હથિયારોનો ઉપયોગ કરતી તે પણ મોહન જુ દારો કરતાં ઉતરતાં છે એટલે સામાન્ય રીતે તે વધારે પછાત હતી તેમ કહી શકાય. પરંતુ કાચ બનાવવાની કળા તેમના કૌશલ્યનો પુરાવો આપે છે. બાબીલોનીઆના રહેવાસીઓને આ કળા આવડતી નહોતી. મિસરમાં સૌથી પહેલાં કાચ બનવા લાગ્યો. છેક ઈ. સ. ૧૪૦૦માં જ! સર ઓરેલ સ્ટાઇનને ઈરાનમાંથી જે કાચની વસ્તુઓ મળી છે તે હડપ્પા કરતા વધાર પ્રાચીન છે એમ કહેવાય છે. ખેર.

ઈ. સ. પર્વે ૨૦૦૦ વર્ષ પહેલાં કેલાએલ સંસ્કૃતિને અમૃતલાલભાઈએ નામ આપ્યું છે–દ્વીપકલ્પીય પ્રાગ ઐતિહાસિક સંસ્કૃતિ. તેનો વિસ્તાર છોટા-નાગપુર, સિંઘભૂમ, માનભૂમથી માંડીને પશ્ચિમમાં કાઠીઆવાડ સુધી, અને

ઉત્તરમાં પંજાબ( અટક, રાવળપીંડી )થી લઈને દક્ષિણમાં મ્હેસુર ( બેલારી ) સુધી ફેલાયો હતો. ઉત્તર ગુજરાત, રાજપીપળા, કાઠીઆવાડ, માળવા અને મધ્યપ્રાંતમાં તેના અવશેષો, આજસુધી વિશેષ પ્રમાણમાં મળ્યા છે.

× × ×

ભૂતકાળના મજબૂત તાણાવાળા મેળવી, ભાવિની રંગબેરંગી ભાતો વણવાની તમન્ના તો હિંદવાસીમાં પહેલાથી જ મોજૂદ હતી. પરંતુ ગુલામ દેશમાં પરદેશીએ સંશોધકને ઉત્તેજન અને સહાય સગવડ તો ન આપ્યાં પણ તેના માર્ગમાં અનેક નિરર્થક અડચણો ખડી કરી. આઝાદીનો પ્હો ફાટું ફાટું થઈ રહ્યો છે ત્યારે, ભારતની ભૂમિમાં ગોંધાઈ રહેલ ઈતિહાસ બહાર આવવા પોકારી રહ્યો છે. અનેક યુવાન જિજ્ઞાસુઓ કોદાળી ઝાલવા તલપાપડ થઈ રહ્યા છે. પ્રજાકીય સરકાર દેશ અને વ્યક્તિની આ જરૂરતો પીછશે ?



# પોમચો

– વેણીભાઈ પુરોહિત

રોજિંદાં જિવતરમાંથી પાત્રો અને પ્રસંગો ઉઠાવવાં, કટાક્ષ દ્વારા વાચકને જગાડવો, કાઠિયાવાડના પરંતુ વિશેષે રમતિયાળ ભાષાભંગીથી તેમને લડાવવાં એ શ્રી. વેણીભાઈની કલમની ખાસીઅત છે. એ રીતે તેઓ સામાન્યતાની દુનિયાની અંદરના મન અને દિલની છાની અછાની વાત તમારી પાસે ઉઘાડી કરી જાય છે. ઊગતા સાહિત્યકારોમાં તેમની આ શૈલીની તાઝગી નવી ભાત પાડી રહી છે. 'પોમચો' એની પોતાની જ વાત કરશે.

સુધામતના હાસ્ય જેવું પ્રભાત પારલાની એ ગલીને અજવાળી રહ્યું હતું. એક નાકેથી નજર માંડો, તો, સવારના પહોરમાં જ વાળીઝૂડીને સાફ કરેલી એ ગલી, શણગારેલી સોહાગણની સેંથીની યાદ આપી જાય. ઉપર આકાશમાં એક વિમાન ઊડી રહ્યું હતું. નીચે છાપાનો ફેરિયો સાયકલ પર સડસડાટ દોડી રહ્યો હતો. એક બાજુ નવા બંધાતા મકાન માટે આવેલી ઈંટોનો ઢગલો પડ્યો હતો. બન્ને બાજુના હારબંધ બંગલાઓ અને તેના નાના બગીચાઓ હરિયાળી મનોહરતાની આહ્‌લાદકતા પ્રસરાવી રહ્યા હતા. એક બંગલાના કમ્પાઉન્ડની બહાર ગલીમાં આવેલાં ત્રણ હારબંધ વૃક્ષો પર ખિસકોલીઓ ધમાચકડી મચાવી રહી હતી. અને આ ગલીનું વસાહતી એકાન્ત મજા પડે એવું હતું.

ગલીનો એક છેડો સ્ટેશન તરફ લઈ જતો હતો અને બીજો છેડો જૂહુ તરફ. એ ગલીની પેટા ગલી જેવડી એક નાની નળીકળીમાં ભાંગી તૂટી ભીંત-વાળા કમ્પાઉન્ડમાં વર્ષો પહેલાં લાલ માટીના રંગથી રંગાયલું પેલું જૂનું મકાન જુઓ. અર્ધું સુકાયલું ગૂંદીનું ઝાડ છે. એકાદ સફેદ ચંપાનું ફૂલો વિનાનું ઝાડ છે. વરંડાવાળી બેઠાઘાટની જોટા ઓરડીઓમાં સાધારણ સ્થિતિનાં માણસો વસે છે. જુઓ, પેલી બાઈ અપરાં ઘરમાં લઈ જાય છે. ધૂળમાં પેલાં છોકરાં રમે છે એ દીઠાં ને? આ મકાનની પાછળની ઓરડીમાં નથુ અદા રહે છે. પોતાના દેશનાં ખોરડાં વેચીસાટીને મુંબઈ આવવું પડ્યું

છે. એક અઠવાડિયાથી તેમનો દીકરો રામશંકર ટાઇફોઇડમાં પડ્યો છે. વહુ છે. દીકરાનો દીકરો ય ભગવાને દીધો છે.

રામશંકર સાજોસારો હતો ત્યારે દુકાને દુકાને ટાંગેલી દેવદેવીઓની છબીઓની પૂજા કરવાનું કામ કરતો. હમણાં તે માંદો છે એટલે તેની બદલીમાં બીજાને તે કામ સોંપ્યું છે. આ ધંધામાં તે હજી હમણાં જ પડ્યો છે પણ બે ટાણાં રોટલા નીકળવામાં વાંધો ન આવે. હજી તો તે આ ધંધામાં નવોસવો હતો એટલે માંડ પચ્ચીસ ત્રીસ દુકાનો તેના હસ્તક હતી. બીજી દુકાનો સર કરવાની ખટપટમાં જ તે હતો ત્યાં માંદગી આવી.

રોજ વહેલી સવારમાં માળી પાંખા ફૂલહારો ને થોડાંક ફૂલ મૂકી ગયો હોય તે લઈ એક વાટકીમાં ઘોળેલું કંકુ ને બીજામાં મીઠા પીળા રંગવાળું ચંદન હોય. શેઠને કે શેઠના મુનીમને ચાંદલો કરવા એક સળી પણ હોય. આ બધું થાળીમાં ગોઠવી ખભે ભીનો કપડાનો ફટકો રાખીને લગવાવાળી દુકાનોએ ટપાલીની માફક સહેલો ને સરળ નકશો મનમાં ચીતરીને કામે ઊપડી જવાનું હોય. મહિને દોઢ–બે રૂપિયા આપી આ રીતે પ્રભુની પૂજા કરાવી શકાતી હોય તો તે મોંઘી નથી. આવા ખ્યાલવાળા પેઢીદારોના કીમતી વખતને બચાવી લેવાનું કામ રામશંકર ને રામશંકર જેવા અનેક કરે છે. આ એક ધંધો જ છે. એમાં ય મહેનત છે. આ ધંધામાં પિંડીમાં ગોટલા ચડે એ ન ચાલે.

કોઈ ગુજરાતના, કોઈ કાઠિયાવાડના તો કોઈ મારવાડ–મેવાડના ભટ બ્રાહ્મણોએ મુંબઈમાં આ કામ પોતાને માથે લઈ લીધું છે. ઘણા આ ધંધામાં સારું કમાય છે. ને શરીરના સુખિયા દોઢસો જેટલી દુકાનો કે પેઢીઓની દેવ છબીઓને ટીલાં કરીને ધંધો ધીકતો રાખે છે. એ બહાને પંચદેવની પૂજાય થાય છે.

આગલે દહાડે કરેલાં ટીલાં ટપકાંને ભીના ફટકાથી લૂછી નાખીને વાસી ફૂલહાર ઉતારી, નવો પહેરાવી દઈ, દુકાનમાં હાજર હોય તે મુનીમ કે પછી પટાવાળાને ટીલું કરતાકને બીજી દુકાન ભણી દોડવાનું જ હોય. અચ્છા અચ્છા ભણેલાઓને મહિને દોઢસો કમાતાં હોઈશો હોઈશો થાય ત્યારે આ ધંધામાં ખૂંપી ગયેલા ઘણા ભટબ્રાહ્મણો દોઢસો તો ચપટી વગાડતાં ધામી લે છે અને, તે ય સવારના આઠથી માંડીને અગિયાર સુધીમાં. પછી કોઈ બીજું કામ–ક્યાંક ચંડીપાઠ, ક્યાંક રુદ્રિપાઠ, ક્યાંક રસોઈ વગેરે કરે એ જુદું.

નભુ અદાના રામશંકરે આ હિસાબે લાઇન તો સારી લીધી હતી, પણ હજી એ ઊગીને ઊભો થતો હતો. અને નસીબજોગે ટાઇફોઇડ જેવી બિમા-

રીમાં ઝડપાયો. આટલા દિવસમાં દવાદારુ ને ચાદૂધમાં નાણાં ખરચાઇ ગયાં. રોટલાપાણી ય સાજા જીવને તો જોઈએ જ ને? ઘરમાં જબરી આર્થિક ક્રાન્તિ આવી ચૂકી હતી.

દિવસ જાય તો રાત લાંબી લાગે ને રાત જાય તો દિ ખૂટે નહિ. ઘરમાં ચણાનો થોડોક લોટ હતો તેનું પીહલું કરીને આજે તો એક ટંક કાઢી નાખ્યો, પણ સાંજની ચિંતા ઊભી જ હતી. આઠ મહિનાના બાળકને દૂધ આપવામાં રેશનિંગ કર્યું હતું. એટલે બાળકની મા પોતે વહેલી વસૂકી ગઈ. તેનો શોષ ભોગવતી ભોગવતી ય બચ્ચાને સંતોષવા પરાણે ધવડાવતી હતી. પણ બચ્ચું ય હવે આ દગાખોરી સમજી ગયું હતું.

નથુ અદાથી આ જોયું જાતું નહોતું. પોતાની ય અવસ્થા આજ અડસઠ વરસને ઉધાર બાજુએ માંડીને જમા પાસાની ભેદી વાત ખાનગી રાખતી હતી. પણ અડીખમ સ્વભાવના ડોસાને આ સ્થિતિમાંથી છૂટવા મોતનો વિચાર આવતો નહોતો. આજે સવારમાં ઊઠતાંવેંત જ તેમણે હાથમાં ઘોળેલા કંકુની વાટકી ને ખભે ખડિયો નાખી પારલામાં લોટ માગવા જવાનું નિરધાર્યું. કોઈ શ્રદ્ધાળુના કપાળમાં કંકુનો ચાંડલો કરવાથી જે બેચાર આનાના રોકડા પૈસા થયા તે. ડોસાએ આ નિશ્ચય કર્યો તો ખરો પણ ટાંટિયા ગામમાં આટલી બધી રખડપટ્ટી કરવાની ના પાડતા હતા. તબિયત એકી હડતાલ પાડવાની મૂંગી ધમકી આપી રહી હતી. પણ, ખોટ ખમીને ય કામદારોની ન્યાયી હડતાલને દાદ ન આપનારા માલેતુજારોની માફક નથુ અદા "માલેતુજાર" જેવા મિજાજના બની જઇ જિન્દગીની ફરજ અદા કરતા હતા. આ હાલતને પીલે મોઢે જોઇને રડમસ થઈ જતી વહુને એ કહેતા: "બામણના દીકરાને ભીખ માગવામાં શરમ શેની?"

આમ ને આમ લગભગ દોઢેક મહિનો પસાર થઇ ગયો

ટાઇફોઇડમાંથી ઊગરીને રામશંકર હાલવાચાલવા જેટલી શક્તિ એકઠી કરી શક્યો હતો. પંદરવીસ દિવસમાં તો પોતે પાછો ધંધે લાગી જશે, ભીનો કપડાનો કકડો છબી પર ફેરવશે, ક્યાંક કંકુનો તો ક્યાંક પીળા ચંદનનો ચાંડલો કરશે, તરેહતરેહની દેવછબીઓને હાર ચડાવશે ને થોડાંક નવાં ઘરાક બાંધશે કે હમણાં દળદર ફીટી જાશે.

આવા મનસૂબા કરતા રામશંકરે પેઢીએ પેઢીએ જાતજાતના ભગવાનની જે છબીઓ હતી તે બધીને સ્મરણમાં લાવીને ભાવિક હૃદયે પ્રાર્થના પણ કરી લીધી. ક્યાંક વાઘેશ્વરી બિરાજે છે, કોઈ પેઢીમાં સરસ્વતી છે, ક્યાંક

દત્તાત્રય છે, ક્યાંક ગણપતિ છે, ક્યાંક શંકર છે, ક્યાંક વિષ્ણુ ભગવાન છે, તો ક્યાંક શ્રીકૃષ્ણ ભગવાન છે. વળી, કોઇ કોઈ પેઢીઓમાં ભગવાન ઉપરાંત પેઢીના કે સંસ્થાના સ્વર્ગસ્થ સંસ્થાપકની છબીને પણ પ્રભુની છબીની જેમ જ પૂજાપાથી શણગારવી પડે છે.

ડીસા ગામમાં ગયા હતા. વિચારમાં બેઠેલા રામશંકર આગળ આવીને તેની વહુએ કહ્યું: " લ્યો આ તમારા પાટવી કુંવરને સાચવો, બેઠા બેઠા, તો હું પેટીનાં લૂગડાં સમાંનમાં કરી લઉં. નવી જ સાડીએ છે, કસુંબામાંથી એક જ મેં અંગે અડાડયો છે, બીજા તો કોરા છે, અને, પેટીમાં મૂઆં જીવડાં બઉ થઇ ગ્યાં છે."

"હા, લાવ. આવ લલુ, આવ મારો દીકરો." રામશંકરે પત્નીના હાથમાંથી પુત્રને લીધો ને બુચકારો બોલાવ્યો.

દેવદેવીઓની પૂજાનું સદ્ભાગ્ય ઘણા દિવસથી ખોઈ બેઠેલી પેલી કંકુ-ચંદનની વાટકીઓ રામશંકરે તાલ દેતાં વગાડવા માંડી ને પુત્રને રમાડવું શરૂ કર્યું. બીજી બાજુ રામશંકરની વહુએ પેટી ખોલી. બે ત્રણ કસુંબા, લગન વખતની બે રેશમી સાડીએ, પાનેતર ને બીજાં થોડાંક કપડાં ઝાટકી ઝાટકીને એક બાજુ મૂકયાં. પછી પેટીનાં જીવડાં બહાર ખંખેરવાં તે કમ્પાઉન્ડમાં ગઈ.

અહીં લલુએ જોરથી રડવાનું શરૂ કર્યું. તેને ટાઢો પાડવા "આવું હો ભાઇ!" એમ કહીને તેણે ચાલતાં ચાલતાં જ પાછળ જોયું. એટલી વારમાં જૂની પેટીની પતરાંની ખૂંત ભરાણી ને પહેરેલ છાયલમાં ચરર કરતો ચીરો પડયો.

ધણીધણિયાણી બંનેની હોંસ ભાંગી ગઇ. પત્ની તો રડી જ પડી ને પેટીને પછાડી. એની પાસે અત્યારે આ કસુંબા ને સાડીએ હતાં પણ ઘરમાં પહેરવાને સાદું છાયલ બીજું નહોતું.

"હશે કંઈ નહિ, લે તું છોકરાને રાખ, હું જ બહાર ઝાટકી આવું છું," કહીને અશક્ત રામશંકર પેટી લઇને બહાર ફળીઆમાં ઝાટકવા લાગ્યો, પણ આ ફાટેલા છાયલનો ચીરો બન્નેના કલેજામાં પડયો હોય એવો ચણચણાટ બન્ને અનુભવતાં હતાં.

એક પેટી, એક જૂનુંપાનું કળવગરનું કબાટ, એક નેતરની નાની ભીંતે ટાંગવાની અભરાઈ, એકાદ નેતરની જૂની ખુરસી અને ડામચિયો–આ એના ઘરનો સામાન, આ એનું ફરનિચર. પેટી બરાબર ઝાટકી, વંદાઓ ને કંસારી-

એના લશ્કરની હકાલપટ્ટી કરી, હાંફતો હાંફતો રામશંકર પેટી સમેત ઘરની એકઢાળિયા પડસાર ભણી આવતો હતો, ત્યાં જ તેના પગમાં કાંઈક ભોંકાયું. રાડ પાડીને તે ત્યાં જ બેસી ગયો. પેટી આપમેળે દૂર જઈ પડી. પોતાનો જીવ બાળતી પત્નીએ આ જોયું. છોકરાને રામશંકરની પથારીમાં લગભગ પછાડ્યો, ને દોડતી આવી. "શું થયું? મારી રે! આટલાં બધાં લોહી ..!"

"હા, ખીલો પગમાં ઘૂસી ગો એ..." ખીલો કાઢી વહુને ખભે હાથ મૂકી ઊભા થઈને રામશંકરે ચાલવા માંડ્યું.

"મને મૂઈને આજ જ પેટી સમી કરવાનું સૂઝ્યું!" પત્નીની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

તરતતરત હળદર દાબી દીધી, પણ લોહી બંધ ન થયું. પડોશમાંથી છીંકણી લાવીને દાબી. ઘરમાં બે જ દિવસ ચાલે તેટલું ઘાસતેલ હતું તેમાંથીય, સાચું પૂછો તો અચકાતે જીવે વહુએ પતિના પગ પર રેડ્યું.

એક બાજુ છોકરો કરેરે છે, સાડીઓ, કસુંબા ને બીજાં પાંચ પંદર કપડાંનો ઢગલો પડ્યો છે. રામશંકર આંખો મીંચીને પડ્યો છે. વહુ બેઠી બેઠી રડે છે.

આ બધું છે શું? બહારથી આવતા નઘુ અદા ઘરમાં આવ્યા ને વાત જાણી દુઃખનો એક વધુ ઘૂંટડો પી ગયા. પેટી ફળિયામાંથી લાવીને ઘરમાં મૂકી. પછી રામશંકરના વાગ્યા પર ગોળઅજમાનો ડામ દીધો.

બે ત્રણ દિવસ શાંતિથી પસાર થયા પણ પછી ખબર પડી કે રામશંકરને તો ધનુર્વા થઈ ગયો છે. કુદરત જ્યારે રૂઠે છે ત્યારે એના જેવું તો મોત પણ ક્રૂર નથી હોતું. મોત તો એક ઘા ને બે કટકાની જેમ હુમલો કરે છે, પણ કુદરતના આવા નાના નાના ફટકા માણસનાં હીર નિચોવી લે છે.

પારકાની ગલીઓમાં ખડિયો લઈને ઘૂમવાનું નઘુ અદાના નસીબમાં હજીય લખ્યું હશે તે મિથ્યા ક્યાંથી થાય? અને દીકરાના નસીબમાં હજી ખાટલો ભોગવવાનું માંડ્યું હશે. એવા જ આશ્વાસનમાં બીજે દિવસે સવારના પહોરમાં અદા તો પેટનો પુરુષાર્થ કરવા નીકળી પડ્યા હતા. થોડાંક ઘર માગી પણ કાઢ્યાં હતાં. ત્યાં રસ્તામાં જ ટપાલીએ હાકલ કરી: "નઘુ અદા! આ હોઈ નઘુ મા'રાજ!"

નઘુ અદાએ પાછળ જોયું તો ટપાલી. કાગળોની થપ્પીમાંથી કાળી શાહીથી લખેલું એક પત્તું તેણે અદાને આપ્યું. માથે અશુભ લખ્યું હતું. કાગળ

રાજકોટનો હતો.. "અશુભ" વાંચીને ડોસાએ કાગળ આગળ વાંચ્યો જ નહિ. ન્યાતીલાઓમાં કોણ વધુ માંદું હતું તે યાદ કરી ગયા. આમ તો ઘણાં મરવાને વાંક જીવી રહ્યાં હોય એવાં સગાં યાદ આવ્યાં પણ કંઈ અટકળ કરી શકાઇ નહિ.

સીધા તે ઘેર આવ્યા ને રામશંકરને કહ્યું: "પથારીમાંથી હેઠો ઊતરીને વાંચ તો, કોણ ગયું આ દુઃખિયારી દુનિયામાંથી?" ને પછી વિચાર આવતાં બોલ્યા: "લાવ, લાવ, હું જ વાંચું. તારે પાછું અભડાવું પડશે ને નાવું પડશે." પત્તામાં લખ્યું હતું કે ભાણેજ કમલાનો વર હાર્ટફેઇલથી ગુજરી ગયેલ છે. પ્રભુના ઘર આગળ..."

સગી બહેનની દીકરી નાની ઉમ્મરે રંડાણી! અદાના અંતરમાં અરેરાટી વ્યાપી ગઈ. મૂંગે મોઢે તે ઘરમાં આવ્યા ને ઘડો પાણી રેડવા કહ્યું. વહુને પડોશણે નવડાવી. રામશંકરને ય ગરમ પાણીએ નવડાવ્યો. ઘરમાં સ્મશાન-શાંતિનું ઉદ્વિગ્ન મૌન છવાઈ ગયું.

પછી અદાનું પીઢ ને વહેવારૂ મન હવે પછીના વિચારોમાં પરોવાયું: "રામલો માંદો છે. એને આ દશામાં ક્યાંથી લઈ જવાય? પણ વહુને તો કાણે તેડી જ જવી પડશે. પણ....પણ...આવે માઠે અવસરે પહેરવાનો કાળો પોમચો જ ઘરમાં નથી! ભારે કરી. ખરચમાં ખરચ ઊભું જ છે."

પોમચાની લાલ–કાળી ભાત જેવી જિન્દગી પર ડોસાને આ ઘડીએ ખેદ ધિક્કાર છૂટ્યો. "સુખની સુરખીનાં લાલ લાલ છાંટણાંની આસપાસ દુઃખ-દારિદ્રનું કાળું પોત–શું એનું જ નામ ગરીબની જિન્દગી? હાર્ટફેલ થઈને હાથતાળી દઈ આમ ચપટી વગાડતાં જ માણસ મરી જાય...શી વલે થાવાની છે આ દુનિયાની!"

પડસારમાં બેઠાબેઠા આવું આવું વિચારતા સૂનમૂન બેઠેલા ડોસાની નજર કુદરતી જ ઓરડીમાં સૂતેલા પોતાના પુત્ર તરફ દોડી ગઈ. ને એક જબ્બર ધ્રાસ્કો નભુ અદાને હચમચાવી ગયો. "એ બધું તો ઠીક...પણ અટાણે વહુને પોમચો જોશે તેનું કેમ કરવું? રૂપિયા દોઢ રૂપિયાની પરચૂરણ સિવાય ઘરમાં રોકડ નાણું ન મળે! બેએક દિવસમાં તો રાજકોટ જાવું જોઈએ. રેલવે-વાળો ય કંઈ ઉધાર ટિકિટ ઓછો જ દેશે?"

"ભામટા! તું ભીખ માગ, ભીખી! તેના વિના તારો આરો નથી, ફૂટેલ નસીબના!" આવું આવું મનમાં જ બબડતા નભુ અદા બીજે દિવસે

સવારના પહોરમાં જ ખડિયોં લઇને ઊપડ્યા. સરગવાની ધરડી શિંગ જેવી નઝુ અદાની કાયાને ઘરથી બહાર નીકળતી આકાશને સૂરજ જોઈ રહ્યો. પારસાની એ ગલીમાં હરતીફરતી હવા રવિવારના રેડિયો સંગીતથી હલેતી બની ગઈ હતી. કોઈ મોટા માણસ આવવાના હોય ને આખી ગલી કાગળના ધ્વજપતાકાથી શણગારવામાં આવે તેમ રેડિયો સંગીતની સુરાવટની આલાપપતાકાએ ગલીની આબોહવામાં એક છેડેથી બીજા છેડા સુધી લહેરાતો હતી. એ ગલીને બંગલે બંગલે રેડિયો ગુંજતો હતો, એટલે એક છેડેથી બીજે છેડે જનારા વટેમાર્ગુને આખું યે ગાયન પૂરેપૂરું સંભળાય અને એ ગલીના પ્રવાસીની તહેનાતમાં રેડિયો સંગીત હાજર જ રહે......

સંતકવિ તુલસીદાસજીની ચોપાઇ જેવી પારસાની એ તળપદી લાગતી ગલીના છેલ્લે છેડાના જમણા હાથ તરફના મકાનમાં જવાની નઝુ અદાની નેમ હતી. એમના ધ્યાનબ્હેરા કાનને સંગીત સંભળાતું નહોતું. બાજુ પર ખોરાક ફેંદોસતું ભુંડ એમની આંખોને દેખાતું નહોતું. મીઠાની કાંકરીથી જેમ દૂધ ફાટી જાય તેમ એ ક્યડનાં ગલૂડિયાંથી અત્યારની સંગીતમય શાંતિના વાતાવરણમાં તડ પડતી હતી, પણ તેનું ય નઝુ અદાને ભાન નહોતું.

ઘર આખું શોકમાં ગળાયર્કા ખાતું સમસામ હતું. પોતાના દિલમાં ય ઘા વાગ્યો'તો, પણ છવનની કંગાલિયત માણસને પરાણે કઠોર બનાવે છે. એટલે જ નઝુ અદાને અત્યારે પોમચો અને ટિકિટ ભાડાના પૈસા સિવાય શેનું ય તાન નહોતું, શેનું ય ભાન નહોતું. ઊલટું રેડિયોનું સંગીત અદશ્યપણે તેમના દિલની વેદનાને લીલી રાખતું હતું. અને જગની આ મિથ્યા માયાનું તત્ત્વજ્ઞાન પણ નઝુ અદાના અંતરમાં ચાવજા કરતું હતું.

એ ગલીને નાકે આવેલા બંગલામાં એક શેઠ રહેતા હતા. બાકીના વચલા બંગલાઓમાં તો ભાડૂતો જ રહેતા હતા. એટલે નઝુ અદાના મનમાં એમ કે, એ એક જ શેઠ પાસે જાઉં ને પોમચાનું ને ટિકિટભાડાનું બધું ય ભેગું જ ભીખતો આવું. માણસે માણસે લાચારી ન કરવી, બીજું શું? પૈસા હાથમાં આવે તો પોમચાનું પોત લઇ રંગાવા અપાય. અરે ઊતરેલો પોમચો ય મળી જાય ના, તો ધોઈને કામ પતે.

......છવ-ચ્ચલ સિય જૈસી માયા
વૈસી સિય, લછિમન, રઘુરામા......

પરાણે પરાણે તુલસીદાસની ચોપાઇ ગણગણતા નઝુ અદા ધારેલા બંગલાના દરવાન આગળ આવ્યા. હિમ્મત ભેળી કરવા ખોંખારો ખાધો. મોટા

નભુ અદા શેઠના દાતાર શબ્દોની રાહ જોઈ રહ્યા. અર્ધીક મિનિટ મૂંગી ગઈ. પછી શેઠ સાહેબે સહેજ હસતાં કહ્યું: "મહારાજ, તમે પૂજનિક છો. પણ હું તમને કહું છું કે આજ તો તમારું કામ નહિ થાય."

"ભલે બાપુ, આજ નહિ તો કાલ; બીજું તો કંઈ નહિ પણ કાલે જાવું છે, ને આજ પાંચ દિ તો થ્યા...આહીંથી બે દિ તો પોં'ચતાં થાય." નભુ અદાએ આશાભર્યા ધ્રૂજતા અવાજે કહ્યું.

પોતાના નોકર–ચાકરોને સદાય કામ કરતા જ જોવાને ટેવાયલા શેઠે પોતાની આંગળીને દાંતમાં ભરાયેલ છોતાં કાઢવાના કામે લગાડી દીધી ને એમ ને એમ લાંબા પહોળા થઈ જતા ઉચ્ચારોથી જ બોલ્યા: "હં...એ કામ કાલ ઉપર જ રાખો. આજે તો તમારું કામ નહિ થાય."

"ભલે." કહીને કાલે તે આપશે એવા સંતોષમાં છૂટા પડવા નભુ અદાએ હાથ જોડ્યા.

"ભલે નહિ: તમે જાણો છો ?–મારું નામ બહુ જ પ્રતાપી છે." નભુ અદાએ હકારમાં ડોકું હલાવ્યું. એટલે હજી નભુ અદા પોતે કહેવા માગે છે તે કંઈ જ સમજ્યા નથી એમ જાણી શેઠે ચોખવટ કરી: "મારું નામ ખાઈ–પી ને લેવા જેવું ગણાય છે. મારું નામ લ્યે તેને તે દિ' મોટે ભાગે ખાવાનું મળે જ નહિ–ને મારું મોઢું સવારના પહોરમાં જુએ, એનો તો દિ' આખો ય બગડે....હેં...હેં...હું...હું નથી કહેતો, લોકો એમ કહે છે. માટે મારી સલાહ માનતા હો, તો કાલે જ કોઈ બીજા દાતારને પકડો–આજ નહિ."

આટલાં વચનોની સાથે જ અંદર બેસીને શેઠે મોટરનું બારણું ભડાક લઈને બંધ કર્યું. આજના અખબારની ગડી ઉકેલી ત્યાં તેમની નજર છાપકામ:ને સાડીઓના રંગારકામની જાહેરાત પર દોડી ગઈ...

*

# શાયરે ઇન્કિલાબ
# જોશ મલીહાબાદી

— સ્વપ્નસ્થ

•

જોશ જીવનના સર્વતોમુખી ઉલ્લાસનો ગાયક છે. એવો વ્યાપક અને બળવાન ઉલ્લાસ લોકજીવન સિવાય બીજે ક્યાં સાંપડે ? અને લોકજીવન પર તો શાહી અને શાહુકારી એ થાપો પડેલા છે. હિંદની કુદરત અને તેની સાથે ઓતપ્રોત લોકજીવનનાં અનંતવિધ સૌંદર્યનો ગાયક તેથી જ તો ક્રાંતિને આવાહન આપતો ' શાયરે ઇન્કિલાબ ' બને છે. જોશની આસમાની કવિતા ધરતીને ઉલ્લાસમાં જીવનના વિકાસમાં રાચતી જોવા મથતા શાયરની સભર વાણી છે.

•

## " મુઠ્ઠીઓંમેં ભરકે અફ્શાં* ચલ ચુકા હૈ ઇન્કિલાબ"

કઠોર ક્રાંતિને પણ આવી રંગભરી બાનીમાં બિરદાવવાનું તો જોશની આસમાની-રંગીલી લેખિની જ કરે.

ઉન્નત આકાશને વીંધતાં શરૂનાં ઊંચાં વૃક્ષોની કતારો તમે જોઈ હશે. સવાર, બપોર અને સાંજના ભિન્ન ભિન્ન સમયે આકાશ તરફ મોઢાં ફેરવી મલકતાં ફૂલોની દુનિયા યે તમે જોઇ હશે. સીધાં ચઢાણોવાળા પહાડોને પણ આકાશમાં ધસી જતા જોયા હશે. એવું જ જોશની કવિતાનું છે. ધરતી અને તેનાં માનવીની દુનિયામાંથી તાકાત લઈ, ફૂલો જેવી કોમળતા અને પર્વત જેવું સામર્થ્ય ધરી એ ઊંચે ચઢે છે. દૈનિક જીવનની વિષવિધ છટાઓ વચ્ચે એક અપૂર્વ સૌંદર્યનું નિર્માણ થાય છે. એની કૃતિઓના દેહ પાર્થિવ છે; એનાં રૂપરંગ આસમાની છે!

મુઠ્ઠીઓંમેં ભરકે અફ્શાં ચલ ચુકા હૈ ઇન્કિલાબ !

સાંભળતાં જ થાય છે, વાહ રે શાયર ! ક્રાંતિને તારા જેવો મસ્ત આવકાર ભાગ્યે જ કોઇએ આપ્યો હશે! પરંતુ એ જ તો જોશની ખૂબી છે: જીવનના ઉલ્લાસની. જીવનને ભરી ભરીને ગાવું, તેની ક્ષુદ્રતા અને મહત્તા,

---

* અફ્શાં : મુસ્લિમ સ્ત્રીઓ સેંથીમાં કંકુ કે સિન્દુરને સ્થળે સોનાની રજ પૂરે છે તે.

સુખ અને દુ:ખ, કુદરત અને માનવ તમામને, રાતભર ઝબૂકતી વીજળીઓ જેવા પ્રખર કલ્પના ચમકારાઓ વડે એક જ સૌંદર્યસૃષ્ટિમાં અજવાળી મૂકવાં. એ જ તો જોશની વિરલ સર્જકતા છે.

જોશ જેમ શૈલીમાં આસ્માની કવિ છે એમ વસ્તુમાં ધરતીનો કવિ પણ છે. તેની "આસ્માની" અપાર્થિવ વિહારોની નથી. ઉલ્લાસ અને વિકાસ માગતાં લોકજીવનની બળવાન આસ્માની છે.

એટલે જ તો ઠેઠ ૧૯૨૦માં બાવીસ વર્ષની ભરયુવાન વયે દેશની મુક્તિની હિલચાલને બિરદાવતાં "કારાગારના વિનાશનું સ્વપ્ન" નામનાં કાવ્યમાં એ લલકારી ઊઠ્યો હતો કે,

"દિવારોંકે નીચે આ-આ કર યાં જમા હુએ હૈં જિન્દાની
સીનોં મેં તલાતુમ બિજલીકા આંખોં મેં ઝલકતી સમશીરેં !

.... ... ...

તકદીર કે લબકો જુંબીશ હૈ દમ તોડ રહી હૈં તદબીરેં...

... ... ...

આંખોંમેં ગદાકી સુરખી હૈ બેનૂર હૈ ચહેરા સુલતાંકા !"

* * *

"દિવાલોના પાયા આગળ કેદીઓ જમા થયા છે. તેમની છાતીમાં તોફાન છે અને આંખોમાં તલવારો ચમકી રહી છે. ભાગ્યના હોઠ ફફડાટ કરે છે અને દમ ભરી ભરીને પ્રયાસો થઇ રહ્યા છે. ભિખારીની આંખોમાં (ગુસ્સાની) લાલી છે અને સુલતાનના ચહેરાનો રંગ ઊડી ગયો છે !"

આપણા રાષ્ટ્રીય શાયર મેઘાણીભાઈથી એક દાયકા પહેલાં રાજકીય હિંદનું આ નીડર ચિત્ર આલેખનાર અને એ આલેખનમાં જ મુક્તિનાં સ્વપ્નને વધાવતા જોશને, જનતાએ "શાયરે ઇન્કિલાબ"નાં લોક-બિરુદવડે પોતાના હૃદયમાં સ્થાન આપ્યું તેમાં શું નવાઈ છે ?

અને જોશ ? એ પોતે તો એની સૌંદર્યસૃષ્ટિ ને એની કવિતાની જન્મભૂમિ જેવાં લોકજીવનને જ લલકારતો હતો. તેનું રાજકારણ કવિના જનતા પ્રત્યેના ઊંડા પ્રેમમાંથી જાગ્યું હતું. જનતાનાં જીવનમાં કુદરત જેવો જ ઉલ્લાસ, વિકાસ અને સૌંદર્ય ઝંખતો જોશ, તેના પર જુલ્મો અને શોષણ વરસાવતા વિદેશી શાહીવાદ, દેશી શોષણખોરો અને ધાર્મિક દંભખોરોના ઓથારો વચ્ચે સળગતી નવીની જેવી વાણીના ચમકારા અને ગર્જનાઓ કરતો જ રહ્યો છે.

૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે એણે " કંપની સરકારના વારસદારોને " ઉદ્દેશી લખેલું ગીત હિંદવ્યાપી તોફાન, પ્રજાની મુક્તિની અદમ્ય ધગશ અને શાહીવાદના વિનાશની અંતિમ ઘડીની-દાંડી ટોકી રહે છે:

આ કાવ્યમાં એ બ્રિટીશ શાહીવાદનાં દમનના આખા ઈતિહાસને અવલોકે છે. આગળા કપાયેલા વણકરોથી માંડી જલિયાંવાલા અને ભગતસિંહ સુધીનાં તમામ દમનોનો જવાબ માગતાં છેવટમાં એ પકારે છે:—

" ખૈર અય, સૌદાગરો ! અબ હૈ તો બસ ઇસ બાત મેં,
વક્ત કે ફરમાન કે આગે ઝુકાદો ગર્દને,
એક કહાની વક્ત લિખ્ખેગા નયે મઝનૂનકી,
જિસકી સુરખી કો જરૂરત હૈ તુમારી ખૂનકી;
વક્તકા ફરમાન અપના રૂખ બદલ સકતા નહીં
મૌત ટલ સકતી હૈ, અબ ફરમાન ટલ સકતા નહીં ! "

* * *

" અય સૌદાગરો, હવે તમારો વખત પૂરો થયો છે. હવે કાળના ફરમાન આગળ ગરદન નીચી નમાવો, કાળ જાતે જ એક નવા વિષય ( મુક્તિની ) કહાણી લખશે. તેનાં મથાળાં અથવા લાલી માટે તમારા રક્તની જરૂર છે ! તમે મોતમાંથી બચી શકો પરંતુ અહીં તો તમારો વખત પૂરો જ થયો છે ! "

જોશનો આ ઉદ્દામ જનતાપ્રેમ તેને લોકક્રાંતિની પડખે ખેંચી લાવ્યો છે. આપણે જોયું તેમ ક્રાંતિને એણે મુક્ત આસમાની કંઠે વધાવી છે. એનું છેલ્લું મોટું રાજકીય કાવ્ય કોંગ્રેસ, લીગ અને કોમ્યુનિસ્ટને સંબોધી લખાયેલું છે. તેમાં માતૃભૂમિની ગુલામી, છિન્નભિન્નતા અને અંદરના સ્વાર્થથી ફેલાયેલી નિરાશાનો હૃદયદ્રાવક ચિતાર આપ્યો છે. અને માતાના હજી તો સૌથી નાના બાળક એવા સામ્યવાદીને સંબોધી છેવટમાં કહ્યું છે કે, તું જ તારી માતાની આશા રૂપ છો ! અને તારે જ હાથે તને સુખ આપવાનું નિર્મિત છે !

✱

પરંતુ જોશની રાજકીય કવિતા એ તો તેના પ્રબળ જનતાપ્રેમનો એક ભાગ માત્ર છે. કાવ્યના એના દરેક ગ્રંથમાંથી એક કે બે ગ્રંથો જેટલી જ આવી સીધી રાજકીય કવિતા છે. ઉત્તર હિંદની કુદરત અને લોકજીવનમાંથી, સર્વતોમુખી સમુલ્લાસ અથવા જીવનના સર્વાંગી વિકાસની વિશાળતર અને સાચી ઝંખના ઘટમાં ભરી ચૂકેલા જોશે, એ દર્શનને હૃદયની ઉત્કટ સંવેદના તથા સર્જક કલ્પના વડે કવિતાના સૌંદર્ય—સ્વરૂપે મઢી લીધું છે:

જોશનાં એ સૌંદર્યને સમજવા માટે આપણે ઉર્દૂ કવિતાનો તેની પૂર્વનો વિકાસ થોડો જોઈ જવો જોઈશે. તેમનો જન્મ આજથી ૪૯ વર્ષ પહેલાં એટલે ૧૮૯૮ માં યુક્ત પ્રાંતનાં મલીહાબાદ નામે ગામડાંનાં એક જમીનદાર કુટુંબમાં થયો હતો. અને ઇકબાલ પછીની એટલે કે પહેલાં મહાયુદ્ધ પછીની કવિ પેઢીના એ અગ્રણી કવિ ગણાય છે.

શિષ્ટ શૈલીની જૂની ઉર્દૂ કવિતામાં પંક્તિ–પંક્તિએ નજરે ચાતા ' ગુલ, બુલબુલ, ચમન, બહાર ' વગેરે શબ્દોની સજાવટ આપણે જાણીએ છીએ કે, વિરલ અપવાદો સિવાય નિર્જીવ જણાય છે.

એ દશામાં પ્રાણ સંચાર કરનાર પ્રથમ પ્રતિભાશાળી કવિ ' અનીસ ' થયો. તેણે કરબલાની ભૂમિ પર ઇમામ હુસેનની શહાદતનું ધાર્મિક કાવ્ય લખ્યું છે. એ બનાવ અરેબિયાનો છે પરંતુ ' અનીસે ' તેમાં ગાયેલી કુદરત હિંદની છે. કુદરતનાં એ અનુભવજન્ય વર્ણનો ઉર્દૂ કવિતામાં પણ અપૂર્વ તાઝગી ભરી લાવ્યાં.

ત્રીજા તબક્કામાં ઇકબાલ આવ્યો. તેણે શિષ્ટ શૈલીનાં શબ્દમંડનો ફરી અપનાવ્યાં. પરંતુ સાથે, માનવ અને તેની વર્તમાન જીવનભાવનાને પ્રકટ કરી એણે તેમાં સજીવારોપણ કર્યું.

તે પછી આવે છે એની વ્યાપક અસર પાડનાર જોશ તેણે કુદરતનાં વાસ્તવિક વર્ણનોમાં વ્યક્તિગત માનવભાવોની નહિ પરંતુ માનવીનાં સામાજિક જીવનમાં ઓતપ્રોત થયેલી કુદરતને ગાઈ. જનતાનાં દૈનિક જીવનમાં, ઉત્સવોમાં અને પ્રણય કાવ્યોમાં પણ જોશની કુદરત કોઈ અલગ વસ્તુ નથી. એની વર્ષામાં વાદળાં અને મોર હોય છે તેમાં જ ખેડૂત અને તેનાં ગીત હોય છે. પિયર આવતી દીકરી અને તાળી પાડતાં છોકરાં વગર જોશની વર્ષાનાં અમીધાર પાણી પણ મર્મવિહોણાં બની જાય. ટૂંકમાં વર્ષાનો વ્યાપક ઉલ્લાસ એ 'અહા !' કે 'અહો !' ના ઉદ્‌ગારો કે ભવ્ય વિશેષણોને બદલે જન-સામાન્યનાં જીવનમાં જાગતાં જુવાળનાં સજીવ પ્રતીકો વડે જ વ્યક્ત કરે છે.

કુદરતનાં તેનાં એક નહિ પણ અનેક કાવ્યો લો. પ્રત્યેકમાં માણસ ભર્યો છે. અને તેય ' હું ', કે ' તું ' રૂપે નહિ; પ્રગતિમાન સમુદાય રૂપે ! અને એ સમુદાય પણ કોઈ અગાધ ભાવનારૂપે નથી. સમાજના ભિન્નભિન્ન વિભાગોનાં સમગ્ર રૂપે છે, વર્તમાન સમયનાં લોક રૂપે છે !

એની કવિતાસૃષ્ટિનું આટલું વિશ્લેષણ કરી આપણે તેનાં લોકગીતો જેવાં સરળ છતાં ઉપરોક્ત દર્શનથી અને ઉત્કટ લાગણીસ્પંદનથી વિશિષ્ટ બનતાં તેનાં કાવ્યો જ માણીએઃ–

ઝૂમ કર બરસી હૈ ક્યા બરસાદકી પહેલી ઘટા,
મુતરિબોને સાહિલો પર જાકે છેડે હૈ સિતાર,
હલ ધરે કાંધોંપે હસતે જા રહે હૈ કાસ્તકાર,
મસ્ત હૈ જંગલમેં ચરવાહા ચમન મેં જૂએ બાર,
—ઝૂમ કર...

ગા રહા હૈ નાખુદા દરિયા કે સીને પર મલ્હાર.
— ઝૂમ કર...

બસ્તીઓંમેં નય હૈ ગર્મે ઝમઝમાં જંગલમેં બાંસ,
જી ઉઠી હૈ ધૂપ કે મારે હુએ મૈદાંકી ઘાસ,
લે રહે હૈ ફૂલ ઇત્મિનાનસે બાગોંમેં સાંસ,
ઔર અબકે નાખુનને દિલસે ખેંચલી ગર્મીકી ફાંસ.
—ઝૂમ કર...

માહ પૈકર લડકિયાં રંગીનિયોં પર તુલ ગઇ,
રંગકી પુડિયાં હજારોં એક દિનમેં ઘુલ ગઇ,
લી જો ગહેરી સાંસ દિલકી કુલ્ફતોં સબ ધુલ ગઇ,
ગર્દ કુછ ઇસ તરહસે બૈઠી કે આંખો ખુલ ગઈ.
—ઝૂમ કર...

છા ગઇ લો હર-"તન આમોં કે બાગોં પર બહાર,
ઉડ રહી હૈ સોંધી સોંધી-સી રામીમેં ખુશ ગવાર,
શામ પર કોયલ ગઝલ-ખ્વાં હૈ લબેજૂ મયગુસાર
ગા રહે હૈ રખકે ડાલી નીમ કે નીચે કહાર.
—ઝૂમ કર... ...

પહેલા વરસાદની ઘેરી ઘટાઓ નીચી ઝૂકીને વરસવા લાગે છે ત્યારે, ગાયકો નદીના કિનારા પર જઇને તેમની સિતાર છેડે છે. કાંધ પર હળ ઉઠાવીને ખેડૂતો હસતાં હસતા સીમ ભણી ચાલ્યા જાય છે. જંગલના ભરવાડો અને ઉદ્યાનોમાં વહેતા ઝરા મસ્ત બની ગયા છે, અને દરિયાની છાતી પર ખારવાઓ મલ્હાર ગાઇ રહ્યા છે.

શહેરોની છાપરાંની વળીઓમાં અને જંગલોના વાંસમાં સંગીત શરૂ થઇ ચૂક્યું છે. તાપમાં મરી ગયેલાં મેદાનોનાં ઘાસ ફરી જીવતાં થયાં છે, બગીચાનાં ફૂલો સંતોષનો ઉચ્છ્વાસ લઇ રહ્યાં છે, અને દિલને અકળાવતી ગરમીરૂપી ફાંસને વાદળારૂપી નખે બહાર ખેંચી કાઢી છે.

ચંદ્રાંગના છોકરીઓ રંગની ભઠ્ઠીઓ પર ઝૂકી પડી છે અને એક દિવસમાં તો પ્રત્યેક વર્ષારંભે સુંદરીઓ રંગની રંગની હજારો પડીઓ ખલાસ કરી નાખી છે. દિવસના ધોમ તાપમાં ઊંચે ચડેલી ધૂળમાં મીંચાયેલી લોકોની આંખો હવે ખુલી ગઈ છે. ઊંડા શ્વાસ લેતાં જ દિલમાં કોઇ આસાની અનુભવાય છે !

આંબાવાડીઆંઓમાં× અચાનક ઉજાણીઓની ધૂમ મચી ગઇ છે, અને માટીની સોડમ જેવી ખુશ્બુમા સુગંધ ઊડી રહી છે. ગઝલની ઉસ્તાદ કોયલોએ સાંજની હલકો છેડી દીધી છે અને આનંદમાં દીકરીઓને પિયર લાવતા ભાઇઓ, નદીકાંઠે લીમડા નીચે, ઊંચી હેઠી મૂકી ગાવા લાગ્યા છે !

પ્યાર અને ધૂંધળી ભાવનાઓ, અગમ્યવાદ અને દુન્યવી લાપરવાહીથી ભરપૂર ઉર્દૂ કવિતામાં ઇકબાલ માનવ જાતિના આદર્શો ને પ્રશ્નો લાવ્યો, પરંતુ જોશ તો ધરતી સાથે જડાયેલા માનવીને લાવ્યો. એ માનવ દુર્બળ કે ઢીલા હૃદયનો અથવા બુદ્ધિની મિથ્યા કસરતોનો ઉસ્તાદ ન હતો. એ તો જિન્દગીથી ભર્યો, પૃથ્વી ફાડીને ધાન પેદા કરતો, વરસાદમાં મહેનત કરતો થકો ગાતો જતો, ટાઢમાં તાપણાં પેટાવી જીવતો સર્જક હતો.

જોશની રાજકીય કવિતામાં કંઇક અંશે બરછટ થતું તેનું ક્રાંતિકારી તત્ત્વ કેટલી સૂક્ષ્મ સજીવતાથી અમોઘ બન્યું છે. અને તે કેટલી ઊંડી જમીનમાં મૂળ નાખી બળવાન બન્યું છે તે અહીં સમજાય છે.

અહીં ઉતારેલાં જોશનાં કાવ્યોની પસંદગી ગુજરાતી વાચકને અનુકૂળ બને તે રીતે કરી છે. જોશનાં આથી યે ઉચ્ચ પ્રતિભાશિખરે પહોંચતાં કુદરત અને લોકજીવનનાં અદ્દભુત કાવ્યો એટલી અઘરી રોજિંદી ઉર્દુમાં લખાયેલાં છે કે તે ગુજરાતીમાં ઊતારવાં શક્ય નથી. એવું જ છે એની પદાવલિનું. તેનાં નિરૂપણનું ઔચિત્ય લોકગીતોની શ્રેષ્ઠ પ્રથાને અપનાવી જિવંત બને છે. એની પ્રાસાદિકતા લોકગીતની છે. પરંતુ દર્શન અને કલ્પનાવિધાન જોશની ઉચ્ચ સર્જક પ્રતિભાને પ્રકટ કરે છે.

એણે સંખ્યાબંધ ઊર્મિકાવ્યો અને ખંડકાવ્યો આપી છેવટ એક મહાકાવ્ય "હર્ફે-ઈ-આખિર"—"છેલ્લો શબ્દ" પણ લખ્યું છે, જે હાલમાં જ પ્રકટ થયું છે. તેમાં સેવા, દમન અને વ્યભિચાર સામે સદીઓથી ઝૂઝતાં માનવજીવનનો સંઘર્ષ બતાવ્યો છે. આ કાવ્યમાં એણે ધર્મ પર સખ્ત પ્રહારો કર્યા છે અને બુદ્ધિવાદનો પ્રચાર કર્યો છે.

સુંદર નિરૂપણ, હૃદયંગમતા, કુદરતનું રૂપ અને જીવનના ઉચિત ઉદ્દગારનું એક સુંદર કાવ્ય હેઠળ જોઇ જઇએ:—

---

× ઉત્તર હિંદમાં કેરીઓ વર્ષાનાં પાકે છે. ત્યારે લોકો ઉજાણીઓ કરે છે.

જંગલોં કે શહેં ગોરી, રેલ બલ ખાતી હુઇ,
જેહલકે સીને પે ઝુલ્ફે પેચમ લહરાતી હુઇ,
બઝમે બહેશતમેં તમર્દુ નાઝ ફરમાતા હુઆ,
ધુંદ અંજનકા ધુંઆ મૈદાન પર બલ ખાતા હુઆ.

અલ-અમા. દુનિયાઇ નાદાની મેં દાનાઇ કા જોર,
ભાપકી ફુન્કાર, લોહેકી ગરજ, પાની કા શોર,
ફૂલ ગબરાયે હુએસે, પત્તીઆં કરતી હુઇ,
ગમેં પુઝેં સદાએ શોખિયાં કરતી હુઇ.

એક સ્ટેશન ફ્સુર્દા, મુઝમહીલ, તનહા, ઉદાસ
ઝુટપુટેકી બદલિયાં, પુરહોલ જંગલ આંસપાસ,
મલગજે નાલે, અંધેરી વાદિયાં, હલ્કી પુકાર,
બનકે ગીદીપેશ ફૌસોંતક ખજુરોંકી કતાર
કદ્દે-આદમ ઘાંસ, ગહેરી નદીઆં, ઊંચે પહાડ
એક સ્ટેશન ફક્ત લે-દેખે, બાકી સબ ઉજાડ.

* *

કાશ, જા કર બાબુઓંસે જોઇ, યે પૂછે કોઇઃ—
જંગલોમેં કટ રહી હૈ કિસ તરાસે જિન્દગી?
પાઇથી કે શહેર મેં તાલીમ? રહતે થે કહાં?
સાથકે ખેલે હુવોંકા યાદ હૈ નામોનિશાં?
રાતદિન રહેતા થા જિનકી રૌનકોંસે દિલકો કામ
યાદ હૈ ક્યા અબ ભી ઉન મુડતી હુઇ ગલીઓંકે નામ?

સચ કહો, ઉડતે હૈં જબ બાદલ અંધેરી રાતમેં,
જબ પપીહા કૂક ઉઠતા હૈ ભરી બરસાતમેં,
જબ કો હોતા હૈ ઘને જંગલમેં જબ બારીશકા જોર
સાવનમાં ભીગી હુઇ રાતોમેં જબ કરતા હૈ શોર?
રૂહ તો ઉસ વક્ત ફરતે ગમસે ગભરાતી નહિ?
તુમકો અપને એહદે માઝીકી તો યાદ આતી નહિ?

જંગલની થંડકભરી ઝાડીઓમાં વાંકીચૂકી થતી રેલ ચાલી જાય છે, જાણે કે પછાત દશાની છાતી પર જ્ઞાનની લહેરો ઊડતી હોય, સંસ્કૃતિ જાણે જંગલી દશા સામે ગર્વ દેખાડી રહી હોય. ભીષણ એન્જિનનો ધૂમાડો મેદાન પર ગુંચળાં ફેલવી રહ્યો છે.

ઓય–મા, દુનિયાની નાદાની પર આ ડહાપણનું જોર કેવું છે? વરાળના ફૂંફાડા, લોખંડની ગર્જના અને પાણીનો અવાજ, ગભરાયાં જેવાં ફૂલો, ઘાસની ડરતી સળીઓ અને સંચાઓના ખુશખુશાલ અવાજો!

એક એકલું વિચારમગ્ન, નિષ્ક્રિય અને ઉદાસ સ્ટેશન ઊભું છે. ઉપર સાંજનાં વાદળની ખડાઓ છે, નીચે ચારેબાજુ જંગલ પથરાયેલું છે. ગંદાં નાળાંઓ, અંધારી ખીણો અને ઝીણી ઝરમરની દુનિયા છે. વનની ચોમેર ગાઉના ગાઉ સુધી ખજૂરીઓની હારો ઊભી છે. માથોડાંઢંક ઘાસ, ઊંડી નદીઓ અને ઊંચા પહાડ છે. વચ્ચે ફક્ત એક એકાકી સ્ટેશન છે; તે સિવાય બધું નિર્જન છે!

અરે જોશ, આ બાબુઓને જો કોઈ જઈને એ પૂછે તો કેવું સારું કે, જંગલોમાં કઈ રીતે જિન્દગી ગુજરે છે? ક્યાં શહેરમાં તમે ભણ્યા હતા? મૂળ ક્યાંના રહેવાસી? રાત દિવસ જેની મસ્તીમજાકથી દિલ હળવું રહેતું એ બાળપણના ભેરૂઓનાં નામનિશાન કે એ વાંકીચૂંકી ગલીઓનાં નામ યાદ છે કે? સાચું કહો, જ્યારે અંધારી રાતમાં વાદળાં ચડી આવે છે, જ્યારે વરસાદની હેલીમાં પપૈયા ફૂ ફૂ કરવા લાગે છે, ગાઢ જંગલોમાં જ્યારે વરસાદનું જોર જામી પડે છે અને ભીની છાપરીઓ પર રાતભર પાણીનો તડતડાટ બાજી રહે છે ત્યારે તમારો આત્મા કોઈ ગાઢ શોકથી અકળાતો તો નથી ને? તમને તમારાં બચપણની યાદ તો નથી આવતી ને?

★

# સાગરનૃત્ય

— પ્રતાપકુમાર શાહ

ભાઈ પ્રતાપ શાહ હજી તો કાવ્યો લખવાની શરૂઆત કરે છે પરંતુ એની કલ્પનાની સુંદરતા અને મૌલિક શબ્દખંડનો એક અસાધારણ કાવ્યશક્તિનો પરિચય આપે છે. એમની કલમ ઉત્તમ થવા માટે જોઈતી જહેમત કર્યે જાય એ આશાથી અમે આ પ્રકટ કરીએ છીએ. "સાગર નૃત્ય" નામની એક સોનેટમાળા એમણે લખી છે. તેમાંનું બીજું સોનેટ અહીં રજૂ કર્યું છે. સાગર અને આકાશનાં યુદ્ધની કલ્પનામાં એમણે સાગર એટલે જગતનાં શિવનો વિજય ગાયો છે.

*———————*———————*

પ્રચંડ સંગીત વહી ઘુઘવાટે દેતો યુદ્ધનાદ,
આકાશના સીમાડે રે પહોંચતો દઈ ઘેરો સાદ,
વિશ્વ ચરાચર થાતું એકતાન સિન્ધુ કેરાં ગાને
નવલ સંગીત છંદ જાગ્યાં આજે પરિપૂર્ણતાને.

"પૃથ્વી છોડી મહાનાદે કરશે શું યુદ્ધ આભ સાથ?
ગગનના પટ વીંધી જાશે એના સ્વર્ગમાં સંગીત!"
સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ દેતો હાંકી ભરે નભ બાથ
શિવનૃત્ય સાધતાના રેલી દેતો ભૈરવી સુગીત.

મહાયુદ્ધ કાજે આજે સૂર્યદેવ તણો ગાજે રથ
ત્યમ સિન્ધુ તો નાચતો વધુ વધુ થઈને ઉન્મત્ત;
ઉષ્ણ કિરણોનાં બાણ સૂર્ય છોડે એક પછી એક
હસતો નાચતો ગાજે સમુંદર નથી બીક છેક.

પાણીના તરંગો સાથે મળી જતાં બાણો ફૂલો જેમ
પ્રસ્ફુરિત હાસ્યે રાજે સિન્ધુ અંગે સોના–મોતી તેમ!

★

# ગંગાલાભ

મૂળ લેખક : ગંગાપ્રસાદ મિશ્ર

અનુ : પ્રભુદાસ પરીખ

હિન્દીના પ્રગતિશીલ લેખકોમાં શ્રી. ગંગાપ્રસાદ મિશ્ર એક અગ્રણી વાર્તાકાર છે "ગંગાલાભ" આપણી એક અમાનુષ સામાજિક પ્રથાની વાર્તા છે. ગુજરાતમાં એ આટલાં ઉગ્ર સ્વરૂપે વ્યાપક નથી પરંતુ એ જ રોગો આપણી ભીતર પણ પડેલા છે...

ગંગાદેઈનો જન્મ ગંગાજીની મોટી માનતા કર્યા પછી થયો હતો., એ હકીકત તો હવે જૂની થઈ ગઈ છે. કહેવાય છે કે ગંગાદેઈના માબાપને કંઈ સંતતિ ન હતી. એક સંતાનનું મુખ જોવા તે તલસી રહ્યાં હતાં. સંતાનપ્રાપ્તિ માટે એમણે ઘણાં દેવદેવીઓની પૂજા માનતા કરી જોઈ હતી. પણ તમામ દેવતાઓની પૂજાની જ્યારે કંઈ અસર ન થઈ ત્યારે તેમણે ગંગાજીની માનતા માની અને ગંગામાતાએ દંપતિની અભિલાષા પૂરી પણ કરી. ખુશાલીમાં ગંગાને કિનારે ગંગાપુત્રોને ભોજન અપાયું અને માતાજીનો પ્રસાદ ગામભરમાં વહેંચવામાં આવ્યો.

ગંગાદેઈ જન્મથી જ સંસ્કારી હતી. ગંગાજીની આરાધનાનું એ સ્વાભાવિક ફળ હતું. કોઈ એવો મોટો વારતહેવાર ન જતો કે જે દિવસે પોતાના ગામથી દૂરદૂર આવેલી ગંગામાં સ્નાન કરવા ગંગાદેઈ ન ગઈ હોય. અને ગંગાજીનું આપ્યું એને બધું હતું. હીરા જેવો પતિ હતો અને ભીષ્મ જેવો પુત્ર. માની લાખલાખ વાત સાંભળવા છતાં અને રોકકળ જોવા છતાં પણ એ, પત્ની આવીને પોતાના માતા પ્રત્યેના પ્રેમ અને સેવામાં હરકતરૂપ બની ન જાય તે માટે લગ્ન કરવા તૈયાર ન હતો. કમનસીબે એના પતિએ વૃદ્ધાવસ્થામાં દેહત્યાગ કર્યો અને ગંગાદેઈ ઉપર આખર અવસ્થામાં વૈધવ્યનું દુઃખ આવી પડ્યું. પણ આ બનાવથી એની ધાર્મિક વૃત્તિ ઘણી વધી ગઈ. હવે એની એક જ ઈચ્છા હતી કે માતાના પ્રવાહમાં ભળી જઈ પતિની સાથે થઈ જવું.

એની આ ઈચ્છા પૂરી થતાં ઘણા દિવસો ન લાગ્યા. એક દિવસે બ્રહ્મમુહૂર્તમાં ગંગાદેઈ ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી ત્યાંજ તેને પોતાનું શરીર

તૂટતું હોય એમ લાગ્યું. રાત્રે બરાબર ઊંઘ પણ આવી ન હતી. એકદમ એના દિલમાં થઈ ગયું કે બસ હવે આખરી ઘડી આવી પહોંચી છે. આ વિચારથી તેને થોડો આનંદ થયો અને થોડું દુઃખ પણ–પુત્ર નિરાધાર એકલો પડી જશે, એના ખાવાપીવાની સંભાળ કોણ રાખશે–ઉપરે ઇશ્વર સૌની સંભાળ રાખનારો છે એવા ખ્યાલથી તેણે પોતાનું મન મનાવ્યું. ફરી તેણે ઊઠવાનો પ્રયત્ન કર્યો. પણ વધતી જતી નબળાઇએ તેને લાચાર બનાવી. વિચારમાં અને વિચારમાં સૂરજ ઊગી ગયો અને તેણે હાકલ પાડી: 'કેશવ, બેટા કેશવ.'

કેશવ એકદમ જાગી ઊઠયો. એ પણ મોંસૂઝણું થતામાં જ ઊઠતો. પણ કાલે તેણે મહાવીરજીના મંદિરે ભજનમાં મોડી રાત ગાળી હતી એટલે આજે સવારે ઊઠી શકયો ન હતો. નહીં તો અત્યારસુધીમાં તો તે સંધ્યા પૂજાપાઠ બધું કરી ચૂકયો હોય. આંખો ચોળતાં એણે નજર નાખીને જોયું કે મા હજી સૂતેલી પડી છે. બહુ નવાઇ લાગી–પોતે ઊઠીને કોઇ દિવસ માને પથારીમાં ન જોઇ હતી. પોતે ઊઠતો ત્યારે દરરોજ માને નાહીધોઇને તુલસીકયારે પૂજા કરતી જ દેખતો.

"કેમ મા શું છે?"

"આજ મારી તબીયત બરાબર લાગતી નથી. બેટા" માએ જવાબ દીધો.

માના અવાજમાં રહેલી કમજોરીથી કેશવને આશ્ચર્ય થયું. માને એવું તે શું થઈ ગયું હતું કે એક રાતમાં તે આટલી નબળી પડી ગઇ હતી. ઊઠીને તે માની પાસે ગયો. કપાળે હાથ મૂકતાં જ તેણે જોયું કે તાવથી માનું ડિલ ધગી રહ્યું છે. "તાવ આવ્યો છે, મા!"

"હમણાં થોડી વારથી ચડયો છે. રાત્રે ઊંઘ પણ ઓછી આવી હતી. સવારે શરીર થોડું દુઃખતું હતું."

કેશવના ગામના વૈદ્ય ઘણા હોશિયાર હતા. એમને યાદ કરી કેશવે કહ્યું: "હમણાં જ વૈદરાજને બોલાવી લાવું છું, મા."

કેશવ જવાની તૈયારી કરતો હતો ત્યાં માએ તેનો હાથ પકડી કહ્યું: "કંઇ જરૂર નથી બેટા, મારું મન તો કહે છે કે હવે મારો સમો ભરાઇ ગયો છે."

"કેવી વાત કરે છે, મા. થોડા તાવમાં આટલી ગભરાઈ ગઈ!" કહેતોકને કેશવ ઘર બહાર નીકળી ગયો. ચિંતાથી એનું મન ઘેરાઈ ગયું. પહેલાં પાડોસી કાકી પાસે જઈ માની ખબર રાખવા ઘરે જવા કહ્યું. અને પોતે દોડતો વૈદ્યરાજને ત્યાં ગયો.

વૈદરાજને લઇને પાછાં આવતાં જ કેશવે જોયું કે માની તબીયત પહેલાં કરતાં વધુ બગડી હતી. વધતી જતી નબળાઇથી મા બેભાન બનતી જતી હતી અને એની આંખો બિડાતી જતી હતી.

વૈદરાજે દર્દીને બરોબર તપાસી દવા આપી. દવા દર્દીને વિધિસર આપવામાં પણ આવી. તો પણ સ્થિતિ સુધરવાને બદલે બગડતી ચાલી. શહેરથી દાકતરને તેડી લાવવા એક માણસ રવાના કરવામાં આવ્યો. આખું ગામ ભેગું થઇ ગયું હતું; કારણ કે સૌને સુખદુઃખે માદિકરો ખડે પગે હાજર રહેતાં.

કેશવને તો સુઝ પડતી ન હતી. છેક સાંજે ગંગાદેઇએ આંખો ખોલી. કેશવ સામે જ ઊભો હતો. માને આંખો ઉઘાડતી દેખી તે એકદમ માની બાજુમાં લપાઇ ગયો અને રોતાં રોતાં કહ્યું: "કેવો જીવ છે તારો, મા."

મા બહુ મુશ્કેલીથી બોલી શકી: "ધીરજ રાખ બેટા, કોઇનાં માબાપ આખી જિંદગી બેઠાં રહેતાં નથી. આજ મારો આખરી દિવસ છે અને હવે મારે બાકી રહ્યું પણ શું છે બેટા; તું મને ગંગાલાભ કરાવી દે અને પછી વિવાહ કરી સુખેથી રહે એટલી જ મારી કામના છે. હવે મને રામાયણ વાંચી સંભળાવ."

કેશવ બેચેન પડ્યો રહ્યો.

દાકતર અને વૈદના ઉપચારો માને રોકી ન શકયા. સવાર પડતામાં તો તે કેશવને છોડી ચાલી ગઇ.

ગામના લોકો ઠાઠડી બનાવી શબને ગામની ભાગોળ સુધી લાવ્યા અને ત્યાં બળદગાડી ઉપર મૂકી દીધું. કેશવ ગાડું લઇ ચાલવા તૈયાર થયો એટલે તેની સાથે જવા ઘણા લોકો તૈયાર થયા પણ કેશવ અત્યાર સુધીમાં સ્વસ્થ થઇ ગયો હતો. તેણે સૌને પાછા જવાનું કહ્યું કારણ કે એક વરસાદ થઇ ચૂકયો હતો અને સાંતી જોડવાનું શરૂ થઇ ગયું હતું. આ વખત ગુમાવવાનો ન હતો. તડકો નીકળી આવે તો ખેતર સૂકાઇ જાય અને સાંતી ચલાવવું મુશ્કેલ થઇ જાય તેમ હતું.

ગાડામાં માના શબને લઇ જતાં કેશવના સ્મૃતિપટ પર, જીવનના બનાવો ચિત્ર માફક એક પછી એક સરવા લાગ્યા. કોણ જાણે કેટલીએ વાર આ જ રસ્તા પર માના ખોળામાં બેસીને પોતે ગંગામાં નહાવા ગયો હતો. તહેવાર અને મેળો ભરાવાના દિવસોમાં ગામલોકના થોક થોક નહાવા ઉમટતા. રસ્તાની બંને બાજૂ પર કતાર જમાવી પડેલ દુકાનેથી રમકડાં ખરીદવા માટે માં પાસેથી

પોતે છટકી જતો અને મા પણ પુત્રની ઇચ્છા પૂરી કરવા જતાં એ વિસરી જતી કે, ઘરની જરૂરિયાતની કઈ ચીજ ખરીદવા પોતે પૈસા લઈ આવી હતી. કાર્તિકના મેળાના એ દિવસો તો કેમ ભૂલાશે-ગાડામાં બેઠેલી સ્ત્રીઓ ગાતી જતીઃ "જતન બતાય જૈયો, કૈસે દિન કહિ હૈં !" ખેલતાં, કૂદતાં, મિઠાઇ ચગળતાં અને ધીંગાટ કરતાં બચ્ચાંઓ અને "ગહરી ફૂઇયાં ખુદાવ મોરે રાજા" જેવા 'બિરહા' ગાતા અને શેરડી ચૂસતા જતા પુરુષો-રસ્તો એમના તોફાન મસ્તી જેવડો જ નાનો બની જતો.

આજે માનું શબ લઈ એ જ રસ્તા ઉપર પોતે જ્યારે એકલો જઈ રહ્યો હતો ત્યારે કેશવની આંખ સામે આ બધી ઘટનાઓ ખડી થઈ રહી હતી. બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા અને યુવાવસ્થાનાં એ દૃશ્યો-જે પોતે લગભગ ભૂલી ગયો હતો તે જીવંત થઈ એની આંખો સામે આજે નાચી રહ્યાં હતાં. કોણ જાણે કેટલીએ વાર બળદો ખેતરોમાં કામે રોકાએલ હોવાને કારણે મા પગે ચાલતી ગઈ હતી અને પોતાના પ્યારા પુત્રને કેડમાં ઘાલીને તેણે આ જ રસ્તો પાર કર્યો હતો. ફરી એને પોતાની જુવાનીનો એ દિવસ યાદ આવી ગયો. રસ્તા ઉપર મોટા ઘુંઘટ તાણીને ચાલતી નવવધુઓને જોઇને માએ કહ્યું હતુંઃ "દીકરા, આવી જ રીતે તારી વહુ આવી ગઈ હોત તો હું એ સુખ પણ માણી લેત."

શબ કોઈક એવી વસ્તુ ન હતી કે કોઈ ઉડાવી કે ચોરી જાય, પણ કેશવ ફરી ફરી પાછું વાળી જોઇ લેતો કે માનું શબ ગાડા ઉપર છે કે નહીં.

પત્ની કદાચ મા પ્રત્યેના પોતાના સ્નેહમાં આડખીલી રૂપ બને એ બીકથી કેશવે આ જ સુધી વિવાહ કર્યા ન હતા. પણ આજ તેને એ જ વાતનો અફસોસ થતો હતો કે પોતે માની એ ઇચ્છા પૂરી ન કરી.

એ સુખી દિવસોની દુઃખદાયક યાદથી એની છાતી ફાટી રહી હતી. રસ્તો કેમે ય ખૂટતો ન હતો.

× × ×

ગંગાઘાટ પર કેશવ પહોંચ્યો ત્યારે ગૌધૂલિનો સમય થઇ ગયો હતો. ઉઘાડો પથરાએલો પ્રદેશ જાણે કે ખાવા ધાતો હતો. તેના ગાડાને દેખતાં જ ગંગાપુત્ર ઘાટવાળા, ભંગી અને મહાબ્રાહ્મણોનું એક નાનું સરખું ટોળું જમા થઈ ગયું. તેમાંનાં મોટા ભાગના ઊંચા અને તગડા હતા. ખૂબ ઉપસી આવેલી એમની પહોળી છાતી, એમનાં તસતસતાં પહેરણ અને ઊંચી બાંધેલી ધોતી-માંથી જાણે બહાર નીકળી પડતી હતી. વધુ પડતી ચરબીને લીધે, એમના

કપાળ આંખ ઉપર નમી પડેલાં હતાં. આંકડાં ચડાવેલ ભરાવદાર મૂછો એમના ચહેરાને વધુ ભયાનક બનાવી રહી હતી. સાંજ પડી ગઈ હતી એટલે એ લોકો-એ હાથમાં મોટી લાકડીઓ રાખી હતી: આ બધાને કેશવ શ્રદ્ધાની નજરે જોવા ઇચ્છતો હતો કારણ કે માને સ્વર્ગારોહણ કરાવવામાં એ સહાયક બનવાના હતા. પણ કોણ જાણે કેમ, એમની ઉપર નજર પડતાં જ કેશવના દિલમાં ભયનો સંચાર થયો. તેને એમના ચહેરા ઉપર સહાનુભૂતિની એક રેખા પણ જોવા ન મળી, બલ્કે તેને એમની દૃષ્ટિ બિલકુલ એવા કસાઈઓ જેવી લાગી કે જે, બજારમાં બકરું આવતા જ અંદાજ લગાવવા બેસી જાય છે કે આ બકરા-માં કેટલું માંસ છે. કેશવને ગભરામણ છૂટી. ગામમાંથી કોઈને સાથે ન લાવ-વામાં ભૂલ કરી હોય એમ તેને લાગ્યું. આ લોકો સામે જોવાની એનામાં હિંમત ન રહી પાછું વાળીને જોયું તો તેનો મિત્ર મોહન સાઈકલ પર માર માર કરતો ઘાટ તરફ આવી રહ્યો હતો. મિત્રને જોઈને કેશવને ગાડા ઉપરથી ઊતરવાનું સૂઝ્યું. તે ઊતર્યો તેટલીવારમાં મોહન આવીને તેને ભેટી પડયો. બંને મિત્રો ખૂબ રોયા.

સ્વસ્થ બનીને મોહને પૂછ્યું: "કેમ ભાઈ, એકલો જ ચાલ્યો આવ્યો ! કોઈ પણ માણસને સાથે ન લીધો !"

કેશવે કહ્યું: "આવવાને તો ઘણા તૈયાર હતા પણ મેં ના પાડી. આજ કાલ કામનો વખત છે."

"ચૂલામાં જાય એ કામ. કામ તો રોજ કરવાનું જ છે. પડોસી શું કામના છે? જાણે એક દિવસ કામ નહોતું કર્યું. આવે સમયે કામ નહીં લાગે તો ક્યારે લાગશે ? તેં તો આવવાની ના પાડી પણ એ લોકોએ પણ તારું કહેલું માની લીધું ? હું તો ત્રણ દિવસથી ગુજરીમાં ગયો હતો. દુકાન સમેટી આજે ત્રીજે પહોરે પાછો આવું છું ત્યાં ખબર પડી કે મા રહી નથી. અને તું એને લઈને એકલો અહીં ચાલ્યો આવ્યો છે." "મા" કહેતાં કહેતાં મોહનની આંખો ભરાઈ આવી. મોહનને મા ન હતી. કેશવની માને જ પોતાની મા માની હતી. અને માએ પણ એને કોઈ દિ' કેશવથી ઓછો ગણ્યો ન હતો. એ સ્નેહાળ માના મોતના ખબર સાંભળી એ ગામમાં કેમ રોકાઈ શકે ?

સ્વસ્થ બની કેશવની સાથે તેણે શબને ગાડા ઉપરથી નીચે ઉતાર્યું અને બળદ છોડવા માંડયા.

બળદ છોડતા છોડતા મોહન બોલ્યો: "લાકડાંનો બંદોબસ્ત કર્યો ?"

"હજી ક્યાંથી કર્યો હોય, ચાલ્યો જ આવું છું ત્યાં તું આવી પહોંચ્યો."

"કેટલાં લાકડાં જોઈશે?" કેશવે પૂછ્યું.

મોહન જવાબ આપે તે પહેલાં જ ઘાટવાળામાંથી એક બોલી ઊઠ્યો: "બાર મણથી ઓછાં કેમ ચાલશે?"

"બાર મણ!" મોહન ચોંકી ઊઠ્યો. "શરીરમાં હાડચામ સિવાય તો કંઈ છે નહીં. બાર મણને શું કરશું?"

"લાકડાંમાં પણ સસ્તામાં પતાવવું છે તો અગ્નિદાહ દેવાની શું જરૂર છે? ફેંકી દો ક્યાંક કે છૂટકો થાય–ખર્ચ પણ બચે!" કહેનારે કહ્યું તો ધીરેથી પણ આ લોકોને કાને પડવા માટે બસ હતું.

મોહનને ખરાબ તો બહુ લાગ્યું પણ એ ગમ ખાઈ ગયો. કેશવે કહ્યું: "આ લોકો કહે તેટલા મંગાવી લે, મોહન."

"નહીં ભાઈ આપણું કામ છે તે આપણે જોઈ વિચારીને કરવું જોઈએ. આમ તો આઠ મણ બસ થશે પણ દશ મણ મંગાવી લે."

ગંગાપુત્રના ભવાં ચડી ગયાં તો પણ કહ્યું: "હા, હા, તમને ઠીક લાગે તેમ." કેશવ તરફ જોઈ તેણે પૂછ્યું: "તમે દેન દેશો કે? તો તમે મૂંડન કરાવી લો."

કેશવે કહ્યું: "ઠીક ભાઈ."

ગંગાપુત્રે મોટા અવાજે બૂમ પાડી: "અરે લખના, ક્યાં છે રે ચાલ જલદી મૂંડન કરી દે."

બહુ દૂરથી લખનાનો જવાબ સંભળાયો: "આવું છું પંડિતજી."

ફરી પંડિતજીએ લાકડાંવાળાને બૂમ પાડી: "જીવાવન, દશ મણ લાકડાં મોકલી દે."

"સારું મહારાજ." જીવાવને ઉત્તર વાળ્યો.

તેટલામાં તો વાણંદ આવી પહોંચ્યો. "માલિક, અત્યારે તો સવારૂપીઓ પડશે."

"સવા રૂપીઓ?" મોહન બોલી ઊઠ્યો: "એક માણસની હજામતનો સવા રૂપીઓ?"

ફરી કોઈએ કહ્યું: "તેલીનું તેલ બળે ને મશાલચીને વ્યાધિ."

"તમે પણ શું બોલો છો? શું હું અને કેશવ જુદા છીએ?"

વાણંદે કહ્યું: "માલિક આ તો ગંગાઘાટ છે. જે કંઈ આપશો તે દાન-ધર્મમાં લેખાશે. દિવસે પણ દસ આનાથી ઓછું નથી લેતો. અત્યારે સવા રૂપીઆથી ઓછે નહીં બનાવું."

"સવા રૂપીઓ તો અમે નહીં આપીએ." ફરી મોહને કહ્યું.

"તો મારે કંઈ જરર છે?" વાણંદે ચાલતી પકડી.

"બનાવરાવી લ્યો ભાઈ, આખરે મુંડન તો કરાવવાનું જ છે અને આ વખતે અહીં બીજો કોઈ વાણંદ મળવાનો નથી. અરે લખના, પાછો આવ, એક રૂપીઓ લેજે ચાલ." પંડિતજીએ સમાધાન કરાવ્યું.

લખનો પાછો આવ્યો અને કેશવનું માથું મૂંડવા લાગ્યો. મોહને મનમાં ને મનમાં કહ્યું: "કેવી જોડી છે!"

કેશવ વિચારી રહ્યો હતો: "આ તે કેવું વર્તન છે આ લોકોનું? જાણે કે લૂંટવા જ બેઠા છે. જે જુઓ તે મોઢું ચડાવીને જ વાત કરે છે. જે ગરીબો પાસે કંઈ નહીં હોય તેનું તો શું થતું હશે!"

મુંડન થઈ રહ્યું એટલે ગંગાપુત્રે શબને સ્નાન કરાવી લેવા કહ્યું. કેશવ અને મોહન શબ લઈ ચાલ્યા. માના શરીરમાં હવે કંઈ રહ્યું ન હતું છતાં કેશવ અને મોહન બંનેને તે ભારે લાગતું હતું. બોજો ઉપાડવાનું દુઃખ તો એ બંનેમાંથી એકેને ન હતું પણ આશંકા તો રહ્યા કરતી હતી કે રખેને હાથમાંથી શબ છૂટી પડે. જમીન પર પડે તો શબને કંઈ થવાનું ન હતું પણ આવે સમયે માણસ એટલો ભાવિક બની જાય છે કે ખરેખર જો આવું બની જાય તો તેને, હાથમાંથી બાળક કે બિમાર પડી જતાં ન થાય એટલું દુઃખ થાય છે.

રાત પડી ગઈ હતી. ચારે તરફ અંધકાર ફેલાઈ ગયો હતો. આકાશમાં ઘેરાએલ વાદળાં અંધકારને વધુ ગાઢ બનાવતા હતા. કેશવ પાસેથી પૈસા લઈ ઘાટવાળો એક મોટાં કોડિયામાં અધોશેર તેલ લઈ આવ્યો અને અંધારું દૂર કરવા મશાલ જગાવી. બળતી મશાલની જ્યોત પોતાના માથા ઉપર આખા અંધકારની વિશાળતા ઉઠાવી રહી હોય એમ લાગતું હતું.

કેશવ અને મોહન શબને લઈ ગંગામાં ઉતરવા પ્રયાસ કરવા લાગ્યા; ડગલે ને પગલે લપસી પડવાનો ડર હતો. દુઃખના ઉભરાથી તેમનું હૈયું ભરાઈ આવતું હતું. ઘાટવાળો હાથમાં મશાલ લઈ કિનારા ઉપર ઊભો હતો. કિનારા પરના ગંદા પાણીમાં માને ક્યાં સ્નાન કરાવવું એવા ખ્યાલથી મોહન અને કેશવ પાણીમાં આગળ વધી રહ્યા હતા. ત્યાં ઘાટવાળાએ બૂમ પાડી કહ્યું: "બસ, બસ, આગળ જશો નહિ. ત્યાં ઊંડાણ છે."

અંધકાર દૂર કરવા માટે મશાલની રોશની પૂરતી રહી ન હતી. ઘાટવાળો મશાલ ઉપર વારંવાર તેલ રેડતો હતો - પણ તેલમાં પાણીનો ભેગ હોવાને લીધે પ્રકાશને બદલે તડતડાટ જ વધતો હતો.

શબને પાણીમાં ડૂબકી લેવરાવી સ્નાન કરાવવાની વિધિ પૂરી થઇ ત્યાં ગંગાપુત્રે કહ્યું: "જરા મોઢું ખોલીને થોડી રેતી મૂકી દો." કેશવે રોતાં રોતાં એ પણ કર્યું અને લથડતા પગને સ્થિર રાખતા બંને, શબ બહાર લઈ આવ્યા.

દરમ્યાન મજૂરોએ લાકડાંનો ઢગલો ખડકી દીધો હતો અને અધીરાઇથી મજૂરીનો તગાદો કરી રહ્યા હતા. કેશવને થયું કે, માથા ઉપર આ ટકટક થાય છે તે એને પણ ટાળું. રૂપીઆના પંદર શેરના ભાવથી લાકડાં આવેલાં તેના હિસાબ ઉપરાંત સો ગજ દૂરથી ભારી ઉપાડી લાવવાની મજૂરી પણ રૂપીએ એક આના લેખે મજૂરોએ વસુલ કરી. મોહન બડબડાટ કરતો હતોઃ "બધી બાજુથી લૂંટવા જ બેઠા છે. મુડદાં ચૂંથતાં ગીધ જેવા છે. દયાનો છાંટો નથી." તે ઊભો થઇને ચિતા ખડકવા લાગ્યો ત્યાં જોયું કે લાકડાં દસ તો શું પણ પૂરા આઠ મણ પણ ન હતાં, પણ કંઇ બોલ્યો નહીં.

ગંગાપુત્રે તેના સ્વાભાવિક કરડા અવાજથી કેશવને કહ્યું: "હવે તમે કામ કરે જાવ; આ ચાકુ લો અને લાશને ઠાઠડીમાંથી છોડી નાખો."

"ચાકુની શું જરૂર છે?" એમ કહી કેશવ સુતળી છોડવા પ્રયત્ન કરવા લાગ્યો પણ પાણીમાં ભિંજાવાના કારણે સુતળીની ગાંઠો બરાબર બેસી ગઈ હતી. લાચાર થઇને તેણે હાથમાં ચાકુ લીધું-રખેને માના શરીરમાં ચાકુ ભોંકાઇ જાય! નિર્જીવ શરીરને દુઃખ થવાનો કે ઘાયલ થવાનો કોઈ સંભવ ન હતો તો પણ સુતળી છોડતા કેશવના હાથ કાંપી રહ્યા હતા.

ચિતા ખડકાઇ જતાં લાશ તેના ઉપર ગોઠવી દેવામાં આવી. ગંગાપુત્ર હાથમાં ગંગાજળનો લોટો લઇ ત્યાં આવી પહોંચ્યા. "ચાલો ભાઈ, અહીં બેસી જાવ." કેશવ ચિતાની બાજુમાં ઉભડક બેસી ગયો. ગંગાપુત્રે દરેક શબ્દ ઉપર અનુસ્વાર લગાવી દઇ સંસ્કૃતનો ભાસ કરાવતા શુદ્ધ અશુદ્ધ મંત્રોનો જાપ શરૂ કરી દીધોઃ "હાથમાં પાણી રાખો; સવા રૂપીઓ મૂકો; તમારા માતુશ્રીનું નામ શ્યા; અમુક ગોત્રં-તમારું કયું ગોત્ર છે-ભારદ્વાજ?"

આમ ને આમ દરેક વિધિ સાથે સવા રૂપીઆનું ઉચ્ચારણ ચાલુ હતું. વિધિ આગળ ચાલી તેમ તેમ સવા રૂપીઆને બદલે દશ આના ને છેવટ પાંચ પાંચ આના પણ મૂકાવી કેશવ પાસેથી ગંગાપુત્રે લગભગ દસબાર રૂપીઆ પડાવી લીધા. મંત્રની દરેક કડીનો પ્રાસ રૂપીઆથી મેળવાતો હતો. કેશવ પણ મનમાં વિચારવા લાગ્યો કે જો આમ ને આમ ચાલુ રહેશે તો અહીં જ

દિવાળું નીકળી જશે. આ લોકોએ તે શું માંડયું છે? થોડા જ બધા કુબેરનો ખજાનો સાથે બાંધીને અહીં સ્મશાને આવે છે? લોકો તો એમ જ માને છે કે, મરનારના આત્માને આ લોકો શાંતિ અપાવે છે. એમણે તો અહીં આવનાર પ્રત્યે કેટલી દયા રાખવી જોઈએ; તેને બદલે કેવી નિષ્ઠુરતાથી વર્તે છે!

ગંગાપુત્રે કહ્યું: "હવે તમારી માતાના નામથી પાંચ ગોદાન કરી દો."

"પાંચ ગોદાન કેટલામાં થશે, મહારાજ?" કેશવે પૂછયું.

"અઢી રૂપીઆથી ઓછે ગોદાન ક્યાં થાય છે?" દઢતાથી ગંગાપુત્રે જવાબ આપ્યો.

"એટલે સાડાબાર રૂપીઆ—એટલા તો હું પહેલાં જ આપી ચૂકયો છું."

"આપ્યું તે બધું ધર્મના નામ ઉપર આપ્યું. તમારી માનો પરલોક સુધારવા આપ્યું, સમજ્યા! એવા તો અમને કંઈક આપી જાય છે." અતડાઈથી ગંગાપુત્રે કહ્યું. "દીકરો આ લોક ને પરલોક બંને સુધારશે એવી આશામાં અને આશામાં માએ પાળીપોષીને મોટા કર્યા. કેટકેટલી તકલીફો તમારે ખાતર સહન કરી અને આજ માને ખાતર ચાર પૈસા ખર્ચવાની વાત આવે છે ત્યારે તમે મોઢું બગાડી બેસો છો."

મોહનથી હવે રહેવાયું નહીં. ક્યારનો એનો જીવ ઉકળી રહ્યો હતો. હવે તે એકદમ ચિડાઈ ગયો. "એ બધું અમારે સમજવાનું છે. તમારે એની સાથે કંઈ નિસ્બત નથી. જ્યાં અમારી આટલું આપવાની ઈચ્છા જ નથી......"

"આપવાની ઈચ્છા નથી એટલે? અહીં તો આપવું જ પડશે. આ ગંગાઘાટ છે. જ્યાં સુધી દાન દક્ષિણા પૂરી નહીં અપાય ત્યાં સુધી લાશ એમની એમ પડી રહેશે." ગંગાપુત્રે ધારો ગજાવીને કહ્યું. એની આંખો લાલ બની ગઈ હતી.

મોહને સામે ધારો પાડીને કહ્યું: "ત્યારે તમે દેન નહીં દેવા દો કેમ!"

"હા, હા, નહીં દેવા દઈએ. બધી વાતમાં તું આટલો અકકડ છો, તે ખબર નથી કે સરકારને ટેક્સ આપીએ છીએ! અમારી મરજી વિના અહીં કયું કામ થઈ શકે છે?"

"તો તમે શિરજોરી કરશો એમ કે!"

"કરશું તો તું રોકવાવાળો કોણ? તને ખબર છે કે આ જગા ઉપર તો વર્ષમાં એક બે ખૂન થઈ જાય છે, બેચાર ફાંસીને લાકડે લટકે છે? સંપ ન હોય તો આ જગ્યાનો અમે કબજો કયાંથી રાખવાના? કોઈ બરાબરીઓ હોત તો તો ક્યારનું બતાવી આપ્યું હોત!" આટલું કહેતાં ગંગાપુત્ર ઊભા થઈ ગયા અને આજુબાજુમાં ઉભેલ લોકોએ પણ લાઠીઓ સમાલી.

માંમલો વિફરતો જોઇ કેશવે ઊભા થઈ હાથ જોડી કહ્યું: "મહારાજ, અમે તો તમારા શરણાગત કહેવાઈએ. અમારા ઉપર આટલો ક્રોધ?" મોહન તરફ ફરીને તેણે કહ્યું: "તું ચૂપ બેસ મોહન, દેશકાળ સમજીને વાત કર."

કેશવના આ શબ્દોએ સૌને શાંત કરી દીધા. મોહન મૂંગો બેસી ગયો. અને ગંગાપુત્રે પણ સવા ૭ રૂપીઆમાં ગોદાન કરાવી દીધું.

પછી ગંગાપુત્રે પાંચ બ્રાહ્મણને ભોજન આપવાનું કહ્યું. કેશવે થોડી ખુશામત કરી બે બ્રાહ્મણને ભોજન આપવાનું કબૂલ કરી તેને રાજી કર્યો. આખરે ગંગાપુત્રે પોતાની દક્ષિણા માંગી પાંચ રૂપીઆથી શરૂઆત કરી, છેવટ અઢીમાં સમાધાન કર્યું.

હવે તેણે કેશવને દેન દેવા કહ્યું. આખા શરીરની શક્તિ હાથમાં સંચિત કરી કેશવે આંખમાં આંસુ સાથે માના મૃતદેહને અંગાર ચાંપ્યો. આખી જિંદગી મા એનો આશરો બની રહી હતી. આજે તેણે જોયું કે પોતાનો પહેલો અને છેલ્લો આશરો તૂટી રહ્યો છે. ન કોઈ એનું રહ્યું છે, ન પોતે કોઇનો.

આગ વધીને ફેલાવા લાગી. હાથપગ, બધું વેરાઇ ગયું. જ્વાળાઓ ઘોર અંધકારને ભેદીને ઉપર ચડવા લાગી. થોડી વારે પવન પણ વધ્યો. સાથે સાથે આગની ઝડપ પણ વધી.

"હવે ઊઠો, નહાઇ લો." ઘાટવાળાએ કહ્યું.

"અત્યારમાં?" કેશવ બોલી ઊઠ્યો. ચિતા પૂરેપૂરી જલી રહેશે ત્યારે રાખ ને ફૂલ નદીમાં પધરાવીને પછી જ નહાવા જઈશું"

"એ તો બધું અમે કરી લેશું. તમે શામાટે હેરાન થાવ છો અને અમને પણ હેરાન કરો છો. ચાલો, નહાઈ લો અને બ્રાહ્મણોને મિઠાઇ અપાવી દો. ભૂખ્યા થયા હશો, હવે તો. તમે પણ થોડું જલપાન કરો અને ઘરે જાવ."

"આમાં થોડી કોઈ દોલત બાંધી રાખી છે કે અમે ઉઠાવી જવાના?" બધા લોકો આવી જ રીતે દેન દઇને ચાલ્યા જાય છે."

મોહને કેશવ સામે નજર માંડી. આંખથી જ પૂછ્યું: "શું કહે છે કેશવ?" કેશવે તેવીજ રીતે આંખોથી જવાબ આપ્યો: "તને જેમ ઠીક લાગે તેમ."

આ વાતાવરણે એમનું મન ભારી બનાવી દીધું હતું. થોડી થોડીવારે શિયાળવાની ચિચિયારી સંભળાઇ રહી હતી. જાણે હમણાં માથે તૂટી પડશે એવી છટાથી કૂતરાઓ આજુબાજુ ઘૂમી રહ્યા હતા. થોડે છેટે પાણીમાં થોડાક કૂતરાઓ વચ્ચે તકરાર જામી હતી. એક અરધું બળેલું શબ એમના ઝઘડાનું કારણ હતું.

રાત્રિનો એક પ્રહર વીતી ચૂક્યો હતો. ક્ષિતિજ સુધી અંધકારથી ઢંકાએલા પ્રદેશના થોડા ભાગને ચિતાના ભડકા ઉજ્જાળી રહ્યા હતા. ધીમો ઘુઘવાટ કરતી ગંગા બાજુમાં વહી રહી હતી પણ અત્યારે તો તેને જોઇને શ્રદ્ધા થવાને બદલે બીક જ લાગતી હતી.

કેશવે અને મોહને જવાનું જ યોગ્ય માન્યું. શ્રદ્ધાપુર્વક ચિતાને પ્રણામ કરી બંને ઘાટ તરફ નહાવા માટે ગયા.

મશાલના પ્રકાશમાં ફરી ગંગામાં ઊતરી બંને નહાયા.

ગંગાપુત્ર, બીજા બે બ્રાહ્મણો અને ઘાટવાળો હવે એમને ભોજન માટે ઘેરીને ઊભા. મહાપ્રયત્ને એમણે દુકાનો ખોલાવી. મોડી રાત થઈ જવાને કારણે દુકાનો બંધ થઈ ગઈ હતી.

કેશવે કહ્યું : "બે બ્રાહ્મણો માટે મિઠાઈ આપો."

"કેટલી કેટલી ?" દુકાનદારે પૂછ્યું.

"ખબર નથી કે સવા–સવા શેર જોઇશે ? થોડા પહેલીજ વાર તારી દુકાન ઉપર આવ્યા છીએ કે પૂછવું પડે છે ?"

કેશવથી બોલી જવાયું: "સવા–સવા શેર !"

"હા હા, ખવરાવી જો. એવા એવા માણસો અહીં આવે છે કે હજાર હજાર રૂપીઆ આપી જાય. તને પેટભર ખવરાવવામાં મુશ્કેલી પડે છે ?" બ્રાહ્મણ દેવતા બોલ્યા.

છેવટે એક શેરથી પતાવ્યું. બંને બ્રાહ્મણો તથા ગંગાપુત્રે શેર–શેર મિઠાઇ લીધી. ઘાટવાળાને અર્ધો શેર આપી.

મોહને પાશેર મિઠાઇ વધારે લઈ બળજબરીથી કેશવને બે ટુકડી બરફી ખવરાવી પાણી પીવડાવ્યું. બે ટુકડા પોતે જેમતેમ કરી ગળે ઊતાર્યા અને ગાડી જોડી બંને ચાલ્યા. પણ ભંગી, મહેતર વગેરે પોતાનો લાગો પતાવ્યા વિના તેમને જવા દે તેમ ન હતું.

છેવટે ત્યાંથી ઉપડયા ત્યારે મોહનનો ક્રોધ ઉછળી પડયો. "સાલા એવા બદમાશ છે. લાગ આવે તો ગળું દબાવી બધું લૂંટી લે તેમ છે." હવે તો કેશવની પણ શ્રદ્ધા ઊડી ગઈ હતી. નિઃશ્વાસ નાખીને તે બોલ્યોઃ "માણુસાઇને બાજુમાં પણ ફરકવા દેતા નથી. માણસ એટલો નિર્દય બની શકે છે એનો મને ખ્યાલ પણ ન હતો."

અંધકાર ચીરતું એમનું ગાડું આગળ ધપી રહ્યું હતું.

આ બાજુ ગંગાકિનારે ગંગાપુત્ર, ઘાટવાળા, ભંગી વગેરે ફરીથી ભેળા થઇ ગયા. આ વખતે વાતાવરણ અજબ રીતે ભયંકર બની ગયું હતું. પવનના ઝપાટા વધ્યા હતા. સાથે સાથે પાણીની છાંટ પણ આવતી હતી. કાળી રાતે સળગતી ચિતા પાસે ઉભેલા આ લોકો દૂરથી ભૂત જેવા લાગતા હતા. ગંગાપુત્રના કહેવાથી ભંગીએ નદીમાંથી પાણી લાવી અર્ધી બળેલી ચિતા બુઝાવી નાખી. ગંગાદેઇએ આખો જન્મારો પૂજાપાઠમાં વિતાવેલ. એ જ ગંગાદેઇની લાશને ભંગીએ ઢસરડીને ગંગામાં ફેંકી દીધી. ચિતા ઠારતા બાકી વધેલા લાકડાં સૌએ થોડી ગાળાગાળી બાદ આપસઆપસમાં વહેંચી લીધા.

બધું પતી ગયા પછી ઘાટવાળો બોલ્યોઃ " હવે શું કહો છો પંડિતજી ! ભાંગબાંગ મલશે કે ? "

મૃતદેહને દેન દેવાની આગ વેચનાર ડોસો થોડા વખત પર મરણ પામ્યો હતો. તેની જગ્યા ઉપર તેનો જુવાન દીકરો ગામડેથી નવોસવો જ આવેલો. અહીંના વાતાવરણથી તદ્દન અજાણ્યુ જ હતો. એને આ લોકો તદ્દન ભોટ જ ગાનતા. અત્યારસુધી એ બધું આશ્ચર્યથી જોઇ રહ્યો હતો. કંઇ પણ બોલતો ન હતો. પણ ઘાટવાળાનો પ્રશ્ન સાંભળી તેનાથી કહેવાઈ ગયુંઃ " આવે વખતે પણ તમને ભાંગ ઉડાવવાનું સૂઝે છે ? "

" અરે જા રે, ગધેડા, આ તો રોજનું થયું. જો એમ કરીએ તો તો કોઇ દિ નશાપાણીના જોગ જ ન થાય. કેમ બરોબર છે ને પંડિતજી ? "

" જરૂર, જરૂર. કોઇ કોઇ દિવસ તો એવો નખોદિયો નીવડે છે કે ન પૈની પેદાશ ન ઘડીની ફુરસદ. તેમાં નશાપાણીની તો વાત જ કયાં કરવી ? " ગંગાપુત્રે જવાબ આપ્યો.

" એવું ન બોલો પંડિતજી " ભંગી વચમાં બોલ્યો. " પચીસ ત્રીસ રૂપીઆ તો તમે વાતવાતમાં એની પાસેથી મારી લીધા છે. "

" તો એમાં શું થઇ ગયું ? થોડાં મફતના લીધા છે ? એમ કહો કે એવો મુંજી મળ્યો; નહિ તો કંઇ વધારે મળત. સાલો એટલો કચકચ કરતો હતો કે મનમાં થયું કે ટોટો પીસી નાખું. પણ વળી થયું કે કયાં હાથ કાળા કરવા ! "

ઘાટવાળાએ કહ્યુંઃ " ભાઈ હવે છોડોને એ માથાઝીંક અને મૂળ ભાંગની વાત ઉપર આવી જાવ. "

" હા, હા, ચાલો. " કહેતાં બધા કિનારા પરની ઝૂંપડી તરફ વળ્યા.

*

# ધરતીનું ગીત

— શાંતિકુમાર કડિયા

ધરતી, તેનાં માનવી અને તેનાં સુખઃદુખો અંગે છેહલાં થોડાં વર્ષમાં સારાં એવાં કાવ્યો અને ગીતો લખાયાં છે. અને એ એક તંદુરસ્ત દિશા છે. આ કાવ્ય એ વિષયને એક નવી ચમક, નવી હલક અને તાઝગી સાથે ગાઈ જાય છે. અને તમારાં હૃદયમાં એનો નવો મર્મ પણ ભરતું જાય છે.

* ✱ *

એવી હતી અમ સીમ રૂપાળી સોનલ એવી ભોમ,
નિત અજંપે જ્યાં પ્રાણ નાચંતો, પ્યાર જાગે રોમ રોમ.

પ્રીત ઘેલુડો વાય સમીરણ, પ્રેરતો નવું જોમ,
નિત નવા નવા હાસ વેરીને, હસતાં સૂરજ–સોમ.

આંખ ઠરે એવી ધરતી રૂડી, ડૂંડે મોલ અમોલ,
પાંદડે પાંદડે ચમકે ચેતન, ઝરણાંનાં કલ્લોલ.

રંગ-ભરી અંગ વાદળી ઘૂમે, ઉષાકેરું સ્મિત,
સાંજ વેળાએ રંગભાપાનું પાગલું રચ્યું ગીત.

શીભાવરણી પૂનમચંદા, શારદનો હુંકાર,
ફસલના દિ' દોહલા તોયે, ગમતું એજ સવાર.

વસંતની મનગમતી વાણી, કોયલડીનાં ગાન,
ફૂલડે ફૂલડે ગુંજન જાગે, કુંજેકુંજ મસ્તાન.

આષાઢના ગોરંભતા ગાને, મોરનાં મીઠાં બોલ,
આભ વચાળે નિત રચાતાં, ઈંદરધનુર ઝોલ.

મો'બત ને મહાનગી ભર્યું, જીવતર છીવે લોક,
લાલ કસુંબલ લોહી રગેરગ, વરત્યો ના ક્યાંય શોક.

એવી હતી અમ સીમ રૂપાળી, સોમલ એવી ભોમ;
આજ શે ગાવું ? ક્યાંય શું ભાળું ? ખૂટતું હૈયે જોમ.

આજ નથી એ વાયરા શીળા, આજ ના સોમના હાસ,
મેઘધનુષના રંગ લોપાયા, ક્યાંય ના લેશ ઉજાસ.

ઝરણાં કેરાં નીર ડૂકાયાં, મોરલાને કંઠ આગ,
સોનલ સળગે સીમ રૂપાળી, ભડકે બળે ફાગ.

કંકાલોની કારમી લીલા, દુર્બલતાની આહ,
પ્રીતવિહોણાં માનવ હૈયાં, વિખ ઘોળેલ નિગાહ.

ડુંગરને ગોખ ડાકલા બાજે; રૂપ ધરી 'વિકરાળ-
કોતર સેજનો સૂતેલ જાગે,–જાગે છે કાલ કરાલ.

સાંતીને સૂતી સીમ પૂકારે, ઊંડેરા અંતર પ્યાર,
ધરતીએ દૂર નજરું નાંખી, 'ખેળતી રેહાં' બાળ.

પૃથ્વીનાં સાત પાતાળ જાગો, જાગો રે ઝંઝાનિલ,
જાગો રે આજે કવિ–જમાનો, 'જાગો શાયર દિલ.

ધરતીનો ઘેરો કંઠ પૂકારે, ધરતીની જૂની પ્રીત,
ભોમકા આજે સાદ દઇ રે, ગાવા ભૂલાયલાં ગીત.

નવસર્જનની વિરાટ શકિત, એનું બજ્યું ઇસરાજ,
માનવીની જૂની રમણા જાગી, બાજિયા ઝાંઝ પખાજ.

ધરતીએ એની પલટી કાયા, મોર્યો વસંતનો મોર,
આષાઢ ગાતો, મોરલો નાચ્યો, ચાંદ બન્યો ચિતચોર.

★

# સ્પેનનો આંતરવિગ્રહ

લે. શાંતા ગાંધી

એ વિગ્રહ સ્વાર્થાંધ સત્તાઓની અથડામણનો ન હતો. તેમાં એક બાજુ હતાં પ્રજા, માનવતા, સંસ્કૃતિ અને જીવન, બીજી બાજુ હતાં આપખુદ બર્બરતા અને માનવતાનાં મોત. એટલે જ તો જગતના ઈતિહાસમાં પહેલી વાર સાહિત્યકારો અને કળાકારોની આંતરરાષ્ટ્રીય ફોજ ખડી થઇ અને સ્પેનની ભૂમિ પર દુનિયાનાં ભાવિ ખાતર લીલુડાં માથાં ધરી ગઈ.

"દુનિયાને જ્યારે કાળા પ્રત્યાઘાતની નાગચૂડ ભીંસતી લાગે છે, સંસ્કાર અને સંસ્કૃતિના સડાના આ જમાનામાં જ્યારે હિંસાનું બેધડક શાસન વ્યાપી ગયું લાગે છે ત્યારે, સ્પેન અને ચીનનાં પ્રજાસત્તાકોના પારાવાર રૂકાવટો સામેના આ ભવ્ય જંગોએ માર્ગહીન રાત્રિમાં ભટકતા ઘણાઘણા વટેમાર્ગુના અંધકારને અજવાળ્યો છે."

જવાહરલાલ નહેરૂ

**મ**રણપથારીએ પડેલ મૂડીવાદનો આખરી સન્નેપાત શરૂ થયો: તેના સડેલા અંગમાંથી એક ગંધાતો કીડો ખરીને ઇટાલીમાં પડ્યો, બીજો જર્મનીમાં. પ્રાણવાયુ રોગના જંતુઓને ગુંગળાવી મારે છે. મા વસુંધરાની આસપાસ લહેરાતો સંસ્કારવાયુ ફાસીવાદથી ન જીરવાયો. માનવસંસ્કાર બળીને ખાક ન થઈ જાય, ત્યાંસુધી માના દેહ પર કુંગી વાળવા તલપાપડ થયેલી આ જીવાત વધારે રહી શકે તેમ નહોતી. 'યહુદી' હાઉ સામે ધરીને જર્મનભૂમિ પરથી સંસ્કારનું નામનિશાન ભૂંસી નાંખવા માટે હીટલરે હાથ ઉગામ્યો. યુરોપના સંસ્કારધામ બર્લિનના ચોકમાં વાઈસમાનની જગપ્રસિદ્ધ નવલકથાઓની હોળી ખડકાઇ. થોમસ માન, અર્નેસ્ટ ટોલર જેવા સાહિત્યધુરંધરો અને આઈનસ્ટાઈન, ફ્રોઇડ જેવા મહાન વૈજ્ઞાનિકોને દેશવટો અપાયો.

ધરતી કકળી ઊઠી. તેની પ્રજાએ ફાસીવાદને ખાળવા કમર કસી. એકતાનું મહાન આંદોલન ઊભું થયું. મેક્સીમ ગોર્કી, રોમે રોલાં, બારબુસ જેવા સંસ્કારી પુત્રોએ, દુનિયાના લેખકવર્ગને પડકાર કર્યો: "માની કૂખમાં પાકેલ સંસ્કૃતિના બચાવ માટે એક થાવ." ફ્રાન્સમાં ઉમટેલ જોરદાર જુવાળની ટોચ પર સંયુક્ત પ્રેગતિશીલ સરકાર સ્થપાઇ. સન ૧૯૩૫માં પેરીસખાતે આંતરરાષ્ટ્રીય લેખકોની પહેલી પરિષદ ભરાઇ. એ પ્રગતિશીલોએ દુનિયામાં જ્યાં જ્યાં ફાસીવાદનો ચેપ લાગે, ત્યાં ત્યાં તેનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી અને પોતાની આંતરરાષ્ટ્રીય સંસ્થા સ્થાપી.

બીજી તરફ પેલા ચેપી જંતુઓનું જોર વધે જતું હતું. ધરતીજાયાઓનું નફરતને આંટી દે તેવી મમતાથી ધરતીનું લોહી ચૂસનાર આપખુદ મેરખાંઓ આ રોગને પંપાળતા હતા. પોતપોતાના વિસ્તારમાં ફાસીવાદની પુંગી ફેલાવવા તેઓ અધીરા બન્યા હતા. પરંતુ, તંદુરસ્તીએ રોગ સામે, મનુષ્યે પશુ સામે, હથીઆર ઉપાડ્યા. આધુનિક દુનિયાનાં આ બે વિરોધી દળો વચ્ચે પહેલી ખૂનખાર લડાઇ જામી—સ્પેનની ભૂમિ પર.

કુદરતે છુટ્ટે હાથે વેરેલ વરદાનને દબાવી બેઠેલ આપખુદ રાજાશાહીને ઉથલાવી, સ્પેનીશ જનતાએ, લોકશાહી પ્રજાસત્તાક સ્થાપ્યાને હજી બે વર્ષ પણ પૂરાં થયાં નહોતાં. ત્યાં તા. ૧૮ મી જુલાઇ ૧૯૩૬ને દિન, ફ્રાંકોની સરદારી તળે, આંતરરાષ્ટ્રીય ફાસીવાદે પોતાની ફેણુ ઊંચી કરી. કુમળા પ્રજા-તંત્રને આઠ દિવસમાં ગળી જવાની તેની ઝેરીલી મુરાદ હતી. ઇટાલી અને જર્મનીમાંથી આવતી લશ્કરી કુમકનું અને ઇગ્લાંડ અમેરિકાના કુબેરોની અમીનજરનું, તેની આંખમાં ઘેન હતું. પણ એક વાત તેની ગણત્રી બહાર રહી ગઇ—તે પ્રમાણિક માનવતાનો સંસ્કારપ્રેમ. પ્રજાસત્તાક પર હાથ ઉગામી, એણે કોઇ મહાન ક્રાંતિ પર નહીં, પણ યુરોપના બીજા દેશોમાં વર્ષો પહેલાં થઇ ચૂક્યા છે તેવા, આજે હિંદમાં થઇ રહ્યા છે તેવા, સામાન્ય સુધારાઓ પર ઘા કર્યો હતો. સ્વાતંત્ર્ય વિના સંસ્કારવેલ કરમાઇ જાય છે, એ માનવનો જાતઅનુભવ છે. સ્પેનની પ્રજાએ પડકાર કર્યો—

"નો પાસરાન!" —"એક ડગલું આગળ વધશો તો મર્યા સમજજો."—

"તેમની પાસે જોઇતાં લશ્કરી સાધનો નહોતાં, અનુભવ નહોતો. પણ સત્ય અને ન્યાય તેમની પડખે હતાં." તીડનાં ટોળાંની જેમ સ્પેનીશ આકાશને ઘેરી લેતા, જર્મન અને ઇટાલીઅન વિમાનોની કાફલાને જોઇ ત્યાંના મહાન લેખક રેમન સેંડરની કલમદ્વારા માદ્રિદને વાચા ફૂટે છે:—

"યાદ કરો, ઓ ફાસિસ્ટ જર્મન જુંકરો અને હેંકલો! એ મહાન જર્મન-જેના પર અમને પણ અનહદ હેત છે, એ કવિ હાઈનનાં થોડાંક પાનાંઓ, યાદ કરો. પેલો કેદીનાં માથાં ધડથી વેગળાં કરતો મારો યાદ આવે છે? તેનો છરો માણસનાં લોહી પી પીને એટલો ભુખાળવો બની ગયો કે કોઈ કેદી ન મળે ત્યારે એ મારાનું જ લોહી પીવા દોડી આવતો. તેને ઊંડા ખાડામાં દાટયો પછી જ મારાના જીવમાં જીવ આવ્યો. તમારા નસીબમાં પણ એજ લખાયું છે.

"અને ઓ ઇટાલીઅન કેપ્રોનીસ! તમને તો દાન્તેના "રૌરવ" ની જ યાદ દેવડાવવી બસ છે. ઇટાલીના એ ભવ્ય નાગરિકની અમરતા પોકારવામાં અમે સૌથી મોખરે છીએ. આજે તમે છળકપટને હોંશીઆરીમાં ખપાવો છો; ચાંલાકીની બડાઈ હાંકો છો, ત્યારે અમે આ ઉદાત્ત યાદ તમારી સામે ધરીએ છીએ! તમારા જેવા અનેક તુંડમિજાજી ગુન્હેગારોને ભરખી જનાર કાળબળ પર દાન્તે અને કુસેલડોર્ફ જેવા કળાકારોએ વિજય મેળવ્યો છે.

—તમે ભૂતપલીત બનીને હવામાંથી આવશો, તો તમારો સામનો કરવા માટે અમે, સ્પેનની ભોમકા પર પગ ખોડીને ઊભા રહેલ જીવંત માનવીઓ, તમારી વાટ જોતા ઊભા હશું. અમે છીએ શાંતિ, અમે છીએ પ્રેમ, અમે છીએ સર્જનશક્તિ. આજે હાથમાં બંદુક ઝાલી, શાંતિ અને પ્રેમ જોડે પહેલાં હતા, તેથી પણ અમે વધારે ઓતપ્રોત બની ગયા છીએ."

વરસોથી તંગ બની રહેલ વાતાવરણમાં, વિગ્રહના પહેલા ધડાકાએ એક અજબ જાતની સ્પષ્ટતા આણી. અનિશ્ચિતતા દૂર થઈ. બાંધછોડના, શરમના, દિવસો ગયા. બીજે જ દિવસે રેમન સેંડર બંદુક ઉપાડી મોરચા ભણી રવાના થયો. આવતાં જતાં તે અખબારોમાં લખતો. ઊગતા સંસ્કારપ્રેમીઓને મદદ કરતો. આ યુદ્ધ દરમ્યાન તેણે સૈનિકોમાં લેખક તરીકે અને કલાકારોમાં સૈનિક તરીકે આદર જગાડયો. એક મહિના બાદ તેને ખબર મળ્યા કે રાજકારણમાં કદી માથું ન મારનાર, ધર્મમાં રચીપચી રહેનાર, તેની નિર્દોષ પત્નીનું ફાસીસ્ટોએ ખૂન કર્યું છે! ફાસીસ્ટોને માણસગંધ આવી હતી. ગ્રાંડા, ઝામોરા અને પાંપલોના, નામનાં ત્રણ શાંત ગામડાંઓમાં જ તેમણે, ૪૦,૦૦૦ લોકોની ડોક મરડી નાંખી. તેમાંથી ત્રીજો ભાગ સ્ત્રીઓ હતી. દેવળની દક્ષિણા ભરી વિધિસર લગ્ન કરવાને બદલે, 'સિવિલ મેરેજ,' કર્યાં, એ તેમનો એકમાત્ર દોષ હતો! આ 'ધર્મરક્ષણ'ના બદલામાં ખીસાં પંપાળતા પાદરીઓએ તોપો ગોઠવવા માટે દેવળોનાં દ્વાર ખુલ્લાં કર્યાં, ચાલુ જેસો છલોછલ ભરાઈ જવા છતાં બહાર

ઉભરાતા કેદીઓ માટે મઠોને જેલમાં ફેરવી નાંખ્યા; છાને ખૂણે પોતે પણ સ્વાતંત્ર્યપ્રિય ટોળાં પર બંદુક તાકી, વ્યાસપીઠ પરથી ફ્રાંકોનો જયકાર કર્યો—અરે ધર્મની પ્રથા અનુસાર ભોળી જનતાએ તેમની પાસે કરેલ એકરારનો પણ જાસુસી-કામમાં ઉપયોગ કર્યો. આ કલંકિત ભાગીદારી જોઈ સેંડરે બંદુકની પકડ વધુ મજબૂત કરી, તેની નેમ વધારે અચૂક બનાવી.

અમૂલ્ય ચિત્રો, મૂર્તિઓ, પોષાકો, અલંકારો આદિ સંસ્કારસામગ્રીના સદીઓ જૂના ભંડાર બની રહેલ દેવળોમાં તોપો ગોઠવી એટલે બંને પક્ષો તરફથી બોમ્બગોળાઓને આમંત્રણ આપવા જેવું હતું. તે આગમાંથી રાષ્ટ્રનો સંસ્કારવારસો બચાવી લેવાનું સ્પેનીશ યુવાનોએ બીડું ઝડપ્યું. આજ સુધી સંસ્કારી બનવું એ, ગણ્યાગાંઠ્યા ઉમરાવજાદાઓનો અને શ્રીમંતોનો જ ઇજારો હતો, પરંતુ પ્રજાસત્તાકની મુક્ત હવામાં આમજનતાની સંસ્કારભૂખ પણ ઉઘડવા લાગી હતી. આજ સુધી રાજમહેલો અને દેવળોની દિવાલ પાછળ પોતાની નજરથી છુપાવી રાખેલ સૌંદર્યની વાતો તેમણે સાંભળી—અને તેમણે યુવાનોને ટેકો આપ્યો. પ્રજાસત્તાક સરકારના સહકારથી, દેવળ પર ગુંચળું વાળી બેઠેલ કાળાનાગ જેવા પાદરીઓને તેમણે હંકાર્યા. અનેક કળાકૃતિઓને સુરક્ષિત ઠેકાણે ખસેડવામાં તેઓ સફળ નિવડ્યા. દુનિયાની પ્રગતિશીલ જનતા આ પ્રબલ સંસ્કારપ્રેમ જોઈ આશ્ચર્યાનંદમાં ગરકાવ થઇ ગઈ.

જનતાનો સંસ્કારપ્રેમ યોગ્ય દિશામાં જારી રહે તે ખાતર, વિદ્યાપીઠના વિદ્યાર્થીમંડળના પ્રમુખ, એક ૨૧ વર્ષના એંડેલ્યુશિઅન જુવાનની આગેવાની તળે સ્પેનના જુવાનોએ લોકપ્રિય સંસ્કારકેન્દ્ર સ્થાપ્યું. સરકાર નાણાં ધીરી શકે તેમ ન હોવાથી જુદી જુદી જનસંસ્થાઓએ તેમને ઉમળકાભેર સર્વ સગવડો કરી આપી. એક વખતના ઉમરાવમહેલમાં આ ઉત્સાહી યુવકો દિનરાત મહેનત કરી, લડાઇના મોરચા પર નૃત્યો, નાટકો અને ફિલ્મો મોકલાવતા, ફરતાં પુસ્તકાલયો અને લોરીઓમાં ગોઠવેલ ચિત્રપ્રદર્શનો દ્વારા જનતામાં ઉત્સાહ ફેલાવતા. રસ્તે આવતાં ગામડાંનાં લોકો તેમના બ્યુગલનો અવાજ સાંભળી તેમને વધાવવા ગામને પાદર દોડ્યા આવતા અને તેમનાં જોશીલાં ગીતો સાંભળી, નવું માર્ગદર્શન મેળવતા. આ સંસ્કાર ટુકડીઓ, તાજા સમાચારો સાંભળવા હંમેશ ઉત્સુક રહેતા સંગ્રામીઓને દિવસમાં એક વખત દૈનિક અખબારો અને તેમના રાજકીય પક્ષનું (સામ્યવાદી, સમાજવાદી, અરાજકતાવાદી, વગેરે સંયુક્ત સરકારના પાંચ પક્ષોનું) મુખપત્ર પહોંચાડતા. દિવાલપત્રો ચલાવવામાં ગામડે ગામડે તેમની શિખામણું મંગાતી, એ રીતે યુરોપના ઇતિહાસમાં પહેલી જ વખત, લડાઈએ સંસ્કારપ્રવાહનો વેગ વધાર્યો અને તેને જનતાની

સેવામાં રજૂ કર્યો. જોતજોતામાં તો આ ઊગતી સંસ્કારસંસ્થાએ સ્પેનના દિલમાં એક અનોખું સ્થાન મેળવી લીધું. હળવે હળવે આ સંસ્થાની આસપાસ સ્પેનના આગેવાન સંસ્કારનેતાઓ પણ આકર્ષાવા લાગ્યા.

મહાન ભાવિની આગાહી આપતો, સ્પેનનો જગપ્રસિદ્ધ કવિ લોર્કા તો વિગ્રહ ફાટયા બાદ પણ સીધા રાજકારણથી દૂર જ રહ્યો હતો, છતાં ફાસીસ્ટોએ તેનું ધોળે દિવસે ખૂન કર્યું. કારણ? તેના સર્જનમાં ધરતીની અચૂક સોડમ આવતી હતી. માનવતામાં તરબોળ બની ગએલ તેની કલમ રાજદ્વારી પ્રચાર ન કરે, તો પણ જનજીવનનું નિર્મળ પ્રતિબિંબ પાડયા વિના શી રીતે રહે? લોર્કાને જીપ્સીનૃત્ય પ્રિય હતું. તેને કાવ્યમાં વણી તેણે અમર બનાવ્યું. નૃત્યના તાલ સાથે નર્તકનું જીવંત રગદોળના, આપણી 'મલબાર પોલિસ' જેવાં સિવિક ગાર્ડના ઘોડાના દાબડાઓ વણાઇ ગયા. લોર્કાની નાટકમંડળી ગામડે ગામડે ફરતી. નાટકો પાછળ પોતાના અનુભવનો અર્થ કલ્પતા ગ્રામ-પ્રેક્ષકો જોશમાં આવી જતાં એ જ લોર્કાનો ગુન્હો હતો. ફાસીસ્ટ જાનવરો દલીલ કરી શકતા નથી. તેમણે ગળું દાબી લોર્કાને મૂંગો કર્યો પણ લોર્કાનો અવાજ અમર છે.

મહાન રાષ્ટ્રીય અંતરમંથનમાંથી નૂતન સ્પેન બહાર આવવા લાગ્યું. તેણે વિશ્વને આદેશ આપ્યો—

"ફાસીવાદ એટલે લડાઇ. સંસ્કારને ભરખી જતો દાવાનળ. એ મ્યુઝીઅમો, શાળાઓ, પુસ્તકાલયો પર બોમ્બ વરસાવે છે. કળાકારોનાં મ્હોં સીવે છે. તે બુદ્ધિ સામે હેવાનિયતનું આક્રમણ છે."

સ્પેનની નૂતન નારીએ જાહેર કર્યું—

"માનવસંસ્કારની રક્ષા ખાતર બહાર પડો. કાયરની પત્ની થવા કરતાં, બહાદૂરની વિધવા બનવું વધારે ગૌરવભર્યું છે."

પોતાના વતનની થતી કાયાપલટ જોઇ મુગ્ધ બનેલ કવિ એંટોનીઓ માર્ચેડો ગાઈ ઊઠે છે:

"એક નૂતન સ્પેન જન્મ લે છે. હમ વતનીઓનાં ખમીરમાંથી પેદા થયેલ શાશ્વત યુવાનીના રૂપે, ફ્રીણી અને 'ગજ-દલ '(રોલર)નું એક નવું જ સ્પેન સર્જાયું છે.

"હાથમાં ફરસી ધરી પ્રભાત ખોલતું, અફર અને તારણહાર એવું, લળકતા ક્રોધ અને વિચારનું સ્પેન જન્મ પામ્યું છે."

★

આધુનિક આદર્શોની રણભૂમિથી આવતા નાદને ઝીલી, દુનિયાને ખૂણે ખૂણેથી આઝાદીના આશકો પ્રજાસત્તાકના ધ્વજ તળે આવી ઊભા રહ્યા. વિશ્વ-સંસ્કૃતિના ઇતિહાસમાં એક અદ્ભુત, અપૂર્વ ઘટના બની ગઈ. આદર્શોનું રક્ષણ કરવા ગ્રીસ દોડી જતા બાયરન જેવા એકલદોકલ તારાઓ કોઈ કોઈ વાર ચમકી ગયા હતા સ્પેનનાં આદર્શ યુદ્ધે આંતરરાષ્ટ્રીય સંસ્કાર ફોજ નિર્માણ કરી. તેનું નામ ઇન્ટરનેશનલ બ્રીગેડ–તેમાં ઓડેન, ઇશરવુડ, સ્પેંડર, ડે લ્યુઇસ, આંદ્રે માલ્રો, અપ્ટન સીંકલેર જેવા વિશ્વવિખ્યાત લેખકો હતા. તેમ કલાઇવ બેનસન જેવા ચિત્રકારો હતા, ડેવિડ ગેસ્ટ જેવા વૈજ્ઞાનિકો હતા, જેકસન, ફોક્સ, જેવા વિવેચકો હતા. કાડવેલા જેવા તત્ત્વચિંતકો હતા. જર્મનીને કલંકિત કરતા ફાસિસ્ટોના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે જર્મન કવિ એરિક વાઇનર્ટે અને પ્રખ્યાત નવલકથાકાર રેન લુડવિગે આ પૂણ્યભૂમિ પર લશ્કરી હોદ્દાઓ સંભાળ્યા હતા. આ સંસ્કાર યજ્ઞમાં ભારતનો ફાળો નોંધાવવા માટે હિંદી, યુવાન હુદારે ય હથિયાર ઝાલ્યાં.

સ્પેનનો આંતરવિગ્રહ, એ વિશ્વસાહિત્ય અને સંસ્કારના ઇતિહાસમાં એક સીમાચિહ્ન બની ગયો છે. સન ૧૯૩૧ની અમેરિકન આર્થિક કટોકટીની લૂ ખાઇને કરમાવા લાગેલ સાહિત્યને નવી પ્રેરણા મળી. નવી શૈલી ખીલી. તે સમયનો એવો કોઇ મહાન સંસ્કારનેતા નહીં હોય કે જે આ તીર્થધામમાં આવી, પોતાની કલમ પાવન ન કરી ગયો હોય. સોવિએત સંઘને બાદ કરીએ તો સ્પેનીશ પ્રજાસત્તાક જ એક એવો દેશ હતો કે જ્યાં સરકારી શિક્ષણ અને પ્રચારખાતાએ, વ્યવસ્થિત રીતે, મહાન લેખકોની સહાય મેળવી છે. આ ઘટનાનું મહત્વ પારખી, આંતરરાષ્ટ્રીય લેખકસંઘે સન ૧૯૩૮માં પોતાની એક ખાસ પરિષદ માદ્રિદખાતે ભરી. ગોળીઓના ચોધાર વરસાદ વચ્ચે, સ્પેનિશ લશ્કરનો ગણવેશ ધારણ કરીને દેશપરદેશના પ્રતિનિધિઓ 'કાન્સ્ટેસીઆ ડેલેમારા' વિદ્યાપીઠના પુસ્તકાલયમાં હાજર થયા. હિંદ અને સ્પેન વચ્ચેનું આર્થિક અને સંસ્કારિક સામ્ય જોઇ આકર્ષાએલ હિંદના વિલાયતવાસી લેખક મુલ્કરાજ આનંદ પણ તેમાં સામેલ થયા. આજસુધી મૂડીવાદીઓએ સોવિએત ભૂમિની આસપાસ મહામહેનતે ખડી કરેલ પોલાદી દિવાલ ઓગળવા લાગી. સોવિએત સંસ્કારક્ષેત્રનો સંદેશો લઈ ઇલીયા એહરનબર્ગ પણ ત્યાં આવી પહોંચ્યા. બહાર વરસતી ગોળીઓ સાથે, અંદર બોલાતા શબ્દો હરીફાઈમાં ઉતર્યા.

સ્પેનની અમર પ્રેરણા પીને સંસ્કાર ક્ષેત્રમાં મહાન સર્જનો વહેતાં થયાં– અપ્ટન સીંકલેરની 'નો પાસરાન,' માલ્રોની 'ડેઝ ઓફ હોપ,' રેમન સેંડરની

'લોર ઈન સ્પેન,' અમેરિકન લેખક હેમિંગવેની 'ફોર હુમ ધ બેલ ટોલ્સ,' 'બ્લેક સ્પેનીશ અર્થ,' 'રીઈથ કોલમ', વગેરે. હેમિંગવેની કૃતિઓને તો હોલીવુડે રૂપેરી પડદા પર ઉતારી. 'ગ્લોકેડ' નામના મહાન ચલચિત્રે દુનિયાની માનવતા જગાડી. સાધારણ અખબારની પાર્શ્વભૂમિ પર, વિશ્વવિખ્યાત ચિત્રકાર, પિકાસોએ આ આદર્શ યુદ્ધનું અમર ચિત્ર આલેખ્યું.

આ મોરચાની પીડાડી, દુનિયાના દરેકે દરેક મોટાં શહેરોમાં વસતા પ્રગતિશીલોએ સંભાળી. કળાકારોની આંતરરાષ્ટ્રીય સંસ્થાએ ઠેર ઠેર રાહત ફાળો ઉઘરાવ્યો. રંગભૂમિ પર નવા નવા અખતરાઓ થયા અને તેમાંથી મહાન સર્જનો નિર્માણ થયાં. હિંદ તરફથી સ્પેન માટે એક તબીબી દળ મોકલવામાં આવ્યું. લંડનવાસી હિંદી વિદ્યાર્થીઓમાં આવેલ નવજાગૃતિનું આ પ્રતીક હતું. પ્રગતિશીલ યુવાનોની 'ફ્રીડમ હૉલ' માં ભરાતી ભવ્ય સભાઓમાં, મિસિસ બ્રાઉનની હૈયું પીગળાવતી અપીલ સાંભળી તેણે સ્પેનની ઝોળીમાં ખીસ્સા ખાલી કર્યા. પોતે પણ સ્પેન–હિંદ રાહત સમિતિ સ્થાપી. સ્પેનિશ આંદોલને ઘણાં યુવાન હિંદીઓને (ખાસ કરીને પરદેશ વસતાં) રાજકારણની પ્રથમ દીક્ષા આપી. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને તેણે આંતરરાષ્ટ્રીય ચોકઠામાં પહેલી જ વાર જોયું. તેમાં અખિલ વિશ્વને એક બનાવતી માનવ સંસ્કારિતાનું દર્શન કર્યું, અને તેણે પરદેશમાં હિંદનું ગૌરવ વધારે તેવી પ્રવૃત્તિઓ હાથ ધરી.

ભારતની પ્રગતિશીલ જનતાને પં. જવાહરે સ્પેનનો સંદેશો પહોંચાડ્યો—

"સ્પેન માત્ર સ્પેન નથી. પ્રત્યાઘાતી હેવાનિયત અને પશુબળ જોડે જીવન મરણનો જંગ ખેલી રહેલ નૂતન વિશ્વ છે."

કવિવર ટાગોરે મૃત્યુ પહેલાં ઇન્ટરનેશનલ બ્રીગેડના બ્રિટીશ વિભાગને અંજલિ આપતાં કહ્યું કે—

"તમે તમારા દેશનું પાપ ધોયું છે. સ્પેનની ભૂખી જનતાને રિબાવતું 'તટસ્થતા' નું આક્રમણ આદરી, બ્રિટીશ સરકારે મારું બ્રિટીશ સંસ્કૃતિ પ્રત્યેનું માન ઘટાડ્યું છે. તેથી મને અત્યંત આઘાત લાગ્યો છે. તમે ભાવિ આશાનું કિરણ છો."

સ્પેનની ભૂમિ પર શસ્ત્રો સજીને સત્ય અને સંસ્કાર રણે ચડ્યાં. માનવીના ઉજ્વલ ભાવિની આશાજ્યોત ટમટમતી રાખવા માટે, ડેવિડ ગેસ્ટ, ક્રીસ્ટોફર કોડવેલ, રાલ્ફ ફોક્સ, જ્હોન કોર્નફર્ડ જેવા સાહિત્યના તેજસ્વી નવ દીપકો હોલવાઈ ગયા. તેમના મૃત્યુએ સંસ્કારી જીવનને મોટી ખોટ પાડી છે, એમ કહેવું એ માત્ર શિષ્ટાચાર નહિ પણ નિર્વિવાદ સત્ય છે. ગરીબીએ વિદ્યાપીઠનાં દ્વાર જેને માટે સદા બંધ રાખ્યાં હતાં, એવા કોડવેલનો ઊંડો સંસ્કાર–પ્રેમ, તેનું 'ઈલ્યુઝન એન્ડ રીઆલીટી' જેવું અમર કાવ્ય–વિવેચન પાછળ મૂકતો

ગયો છે. રાલ્ફ ફોકસની લામાન્તેડેની વાતો, લેનિનનું સરળ સુંદર જીવનચરિત્ર, "નવલકથા અને જનતા" નામે વિવેચનગ્રંથો, આજે જગપ્રસિદ્ધ છે. જ્હોન્ કોર્નફર્ડ હજુ ઊગતો કવિ હતો. પણ તેણે ફીરોઝ્હના મૃત્યુસમયે લખેલ કડીઓ જાણે તેનો પોતાનો જ મૃત્યુ લેખ બની ગઈ છે—

"જેમ જેમ વખત વીતતો જશે, તેમ તેમ તેનો પડછાયો, લંબાતો જશે મહાન બનશે."

ગણિતશાસ્ત્રમાં ડેવિડનું ભાવિ ઉજળું હતું. પ્રો. લેવી, તેને અંજલિ આપતાં લખે છે કે: "સંસ્કારનું ફળ ચાખવા ખાતર જીવતા રહેવું કે સંસ્કારના રક્ષણ પાછળ જાન કુરબાન કરવી?—એ આજના ઉમદા યુવાન હૃદયનો સંઘર્ષ મેં ડેવિડમાં જોયો."

લોર્કા અને તેના બ્રિટીશ સાથીદારોની ખોટ વિશ્વસાહિત્યને જરૂર સાલે છે, પણ એ કુરબાનીને નિરર્થક ગણવાનો કોઇને અધિકાર નથી. ફાસીવાદની જીત એટલે સમસ્ત સાહિત્યનું મોત છે. આ સંસ્કાર-શહીદોએ, એ કપરું સત્ય પિછાણ્યું, એટલે જ તેમણે હસતે મ્હોંએ મૃત્યુ જોડે બાથ ભીડી. તેમને ખાત્રી હતી કે શહીદોનાં લોહીથી ઉભરાતા સ્વાતંત્ર્યસાગરને ઓટ સાથે ભરતી પણ આવે છે. એ ભરતીનાં ઉછળતાં મોજાંઓ ફાસીસ્ટો કદી ખાળી શકશે નહીં. એ સાગરછોળ પાપના કીડાઓને પૃથ્વી પરથી ઘસડી ગયા વિના રહેશે નહિ.



ત્રણ ત્રણ વર્ષ સુધી મરણીઆ બની માનવતાનો સંગ્રામ ખેલતાં સ્પેનની પીઠ પાછળ, મ્યુનિકના માનવદ્રોહી મુત્સદ્દીઓએ ઘા કર્યો. દુનિયાના ઘણાં બુદ્ધિજીવીઓનું આશાકિરણ, એ ઘેરાતાં વાદળાંમાં અલોપ થયું. નિરાશ બનીને તેમણે ભાગેડુ વૃત્તિ અપનાવી. ઓડેન અને ઇશરવુડ અમેરિકામાં જઇને 'યોગી' બન્યા. માર્લો ફ્રાન્સની જનતાનો સાથ છોડી, દ'ગોલની ચાલતી ગાડીએ ચડી બેઠા. સ્પેનિશ વિગ્રહ દરમ્યાન ભૂખતરસની પરવા ન કરતા. સ્પેન માટે રાહતફાળો ભેગો કરવા યુરોપ અમેરિકા ખુંદતા ટોલરના પગ ઢીલા પડ્યા. તેની તબીઅત લથડી. માદ્રિદમાં હથિયાર હેઠાં મૂકાયાં, તેના આઘાતથી સ્પેનિશ કવિ એન્ટોનિયો હતો ત્યાં ને ત્યાં ઢળી પડ્યો. તેનું હૃદય બંધ પડી ગયું.

—પણ સ્પેનની ભૂમિ પર ઘણાંના ભ્રમ ભાંગ્યા હતા. આદર્શોની ચોખવટ સાધી, તેઓ વધારે સ્થિર, વાસ્તવવાદી બન્યા હતા. આદર્શની રણભૂમિએ આપેલ ગુરુમંત્ર તેમણે વિશ્વયુદ્ધના વિશાળ પટ પર ફેલાવ્યો.—**નો પાસરાન.**

સન ૧૯૪૨ સુધીમાં બીજા કેટલાક વિચારકોના વિચારવમળ પણ શમી ગયા, અને તેમણે પણ માનવ પડકારને બુલંદ બનાવ્યો—નો પાસરાન.

આજે વિશ્વયુદ્ધ પૂરું થયે બે વર્ષ પૂરાં થવા આવ્યાં તો ય હજી સ્પેનનો આંતરવિગ્રહ ચાલુ છે. તેની પ્રજાસત્તાક સરકાર પેરિસમાં દેશવટો ભોગવે છે. તેના મહાન પ્રગતિશીલ કલાકારો સ્પેનની ભૂમિ પર પગ મૂકી શકતા નથી. કારણ કતરાતે મ્હોંએ અમેરિકન દરબારમાં કુર્નિશો ભરી ભરીને, આ સમય અનુસાર ઘણી બદલતો ફ્રાંકો સ્પેનની ગાદીને વળગી રહ્યો છે. પ્રજાસત્તાકનાં બે વર્ષ દરમ્યાન જ્યાં હજારો શાળાઓ ખડી થઈ ગઈ હતી ત્યાં આજે, ફ્રાંકોના ૧૦ વર્ષના કારભાર પછી ૨૯૦ શાળાઓ શોધવી પણ મુશ્કેલ થઈ પડે છે. નવલ-કથાનો આજે સ્પેનમાં દુકાળ શા માટે પડ્યો છે ? તે સમજાવવાનાં ફાંફાં મારતો, ફ્રાંકોના દરબારનો એક કહેવાતો લેખક કહે છેઃ 'કેટલાક એવા યુગ આવે છે કે જ્યારે શબ્દ કરતાં મૌન વધારે અર્થપૂર્ણ હોય છે. આજનો યુગ તેવો છે." (!!!)

આપણા માનવતાના વિજયની ગંગોત્રી સમા સ્પેનને, આપણે ગફલતમાં રહ્યા ત્યારે મોરચો ટકાવી રાખનાર સ્પેનને, આપણે ક્યાં સુધી એ બર્બર ફાસીસ્ટની એડી તળે ચંગદાવા દઈશું ? આજે આપણે ત્યાં એ રાક્ષસોનો ઉપદ્રવ ઓછો છે. આજે આપણે ઘેર બેઠાં સ્પેનને મદદ કરી શકીએ તેમ છીએ. આંતરરાષ્ટ્રીય સંસ્કાર સંસ્થા યુનેસ્કો, સ્પેન બહાર દેશવટો ભોગવતા પ્રજાસત્તાકને સાથ આપતા કળાકારોને જ સ્પેનના ખરા પ્રતિનિધિ તરીકે મંજૂર કરશે ? તે ન કરે તો દેશ પરદેશમાં જબ્બર આંદોલન ચલાવી તેના પર દબાણ લવાશે ? માનવતાના પ્રથમ આદર્શ યુદ્ધની ૧૧ મી જયંતિ આ મહિનામાં ઉજવાશે. તે દિવસે યુનેસ્કો, માનવતાપર ચડેલ, સ્પેનનું ઋણ ભરપાઈ કરશે ? ફ્રાંકોએ મૂંગી બનાવેલ સ્પેનની કલમને વાચા અપાવશે ? અંગ્રેજોનાં મેલાં દબાણને લીધે, ઇન્ટરનેશનલ બ્રીગેડને આંસુભરી આંખે ફરજીઆત વિદાય આપતી વખતે વેલેડોરે કહેલ વેણ હજી પણ આમ દુનિયાના દિલમાં રણક્યા કરે છે—

"જાઓ બિરાદરો ! સ્પેનનો મંત્ર લઈ વિશ્વને આઝાદીમાર્ગે દોરી જાઓ. તમારા દેશવાસીઓને કહેજો કે આઝાદી મેળવવાનો નિરધાર કરી ચૂકેલી પ્રજાને કોઈ સત્તા ગુલામ બનાવી શકે તેમ નથી. જ્યાંસુધી, સ્પેનમાં ફાસીવાદનો એક પણ વિરોધી જીવતો હશે, ત્યાંસુધી સ્પેન કદીપણ ફાસીસ્ટ નહીં બને. અમે વચન આપીએ છીએ કે, તમારું અધૂરું કાર્ય અમે પૂરું કરશું."




## મા ગુર્જરીને

● *કટાક્ષનાં લૂછણિયાંથી દર્પણને સાફ કરી જીવનની હુબહુ છબિ દેખાડતો, હવે નિયમિત રજૂ થનારો, અમારો ખાસ વિભાગ. તંત્રી*

●

ગુજરાત! મારી મોંઘેરી ગુજરાત, મારી કાઠેરી ગુર્જરાત! શી વાત કહું તારી, મારી નવતર ગુજરાત!

લડાઈ–છ છ વરસની, ભલે ને કાતિલ ને કતલેઆમ ક્રાંતિ માટે, ને લાખો લાખનાં જાન હરનારી ભૂખે રોગે કોઈને મારે, પણ ગુજરાત તારી તો ઓર બલિહારી. બીજે હતી શિશિર ને પાનખર, તેં તો બનાવી એને ગુલાલે-ભરી વસંત!

છ વરસમાં તો બની ગઈ તું નર્યો સોનાની મૂરત, જ્યારે સોનાર બંગાળ બન્યું રાખખાખ! જીવવાની ય કળા છે.

પેર બીજાને આવડ્યું ના આવડ્યું, ગુર્જરા તને તો આવડ્યું–તારાં વ્હાલ-સોયાં સંતાનને આવડ્યું. સેંકડો વર્ષોની તારી વાણિજ્યની મહાકળા, દેશ-પરદેશનાં ખેડેલ દરિયાની તારી અનુભવકળા સોળે કળાએ ખિલી ઊઠી. કોઈને શીખવવા ન જવું પડ્યું, કોઈને કહેવા બતાવવા જવું ન પડ્યું, કોઈને ચેતવવા ન જવું પડ્યું. ચકોર આંખો સાનમાં સમજી ગઈ. બરફકાળના દોઝખમાં, ને મહા અછતની આગમાં તારા દીકરાઓએ તારી કાયાને કરમાવા ન દીધી; મુરઝાવા ન દીધી. તને ધનથી મઢી, તને તેજથી ભરી દીધી.

ચાર ચોપડી ભણેલો અને હજાર પાંચ હજારની તાંદુલ ગડડીનો ધણીધણી, લોઢાના બાચકર ભંગારનો માલિક, અરે ધૂળ ને રાખનો એકાદ રાતનો રખેવાળ આજે હીંડોળા ખાટે મહાલે છે!

સુતરની જ મીલ નહિ, કોલસાની ખાણ સુદ્ધાં ખરીદાઈ શકે એટલી દોલત પડી છે, મા! ને શેઠ અંબાલાલ ને કસ્તુરભાઈને આજી દેખેરો ચમકાર ને ચળકાટ તારી એક મુંબઈ નગરીના ગુજરાતીઓને ત્યાં રૂમીઝૂમી રહ્યો છે, ગુર્જરી! એ જૂની પેઢીના કુબેર ભંડારીથી તારી નવી પેઢી કમાં ય ઊતરે એવી નથી.

આવે ને, ભલભલા હરીફાઈમાં આવે. હોડ બકવી હોય તો બકે. ગુજરાતી—મુંબઈનો ગુજરાતી—બીજા વિશ્વયુદ્ધની આગમાંથી તવાઈને કાંચન સમો ચમકદાર બનેલો ગુજરાતી! એની તોલે કોઈ ના આવે. મારવાડીઓએ કમાઈ જાણ્યું હશે, પણ જીવી નહિ.

અહીં તો જીવનનો ઝરો વહેતો જ છે. ને વહ્યા જ કરશે. ધન આવ્યું છે પગની ઠેસે, ને જશે ય પગની ઠેસે. ચામડી તૂટે પણ દમડી ન છૂટે—એવો મારવાડી વ્યવહાર એને ત્યાં નથી. ત્યાં તો લાખ કમાયા તો સવા લાખ ખરચવાની હોંશ છે. ને ખરચે ય છે એ તો આગળપાછળ જોયા વિના. ડગલે ને પગલે 'આ પૈસો ખરચ્યો તે સારે માર્ગે કે અવળે?' એવા પંતુજીના હિસાબ માંડ્યા વિના ધન કમાયો તારો લાલ હિંમત પર ને બાહોશી પર. કાંઈ ભીખના હાથે કોઠી નથી ભરી એણે. ખુમારીથી ભેગું કર્યું છે. ખુમારીથી ખરચશે. ને રેફ્રિજરેટર ને રેડિયો લાગ્યો છે, ને છેલ્લી ઢબનાં ફરનીચર સોફા ચે. ટી-કોફીના સેટ નવેસરથી વસાવ્યા છે એણે. અને ઘરેણાં કાંઈ મારવાડણની જેમ ગળું ને હાથ ઢુંપાઈ મરે એમ તો નથી જ લટકાવતી એની વહુમેડીઓ. એમાં ય રંગ ને રૂપની વિશિષ્ટતા છે. રંગબેરંગના પડદા ને ફોટાઓ, ચિત્રો; બીલીન શિફોનને ય ભૂલાવતાં રંગબેરંગની સાડીઓ ને બ્લાઉઝ, રંગબેરંગી ફુમતાં ને રંગબેરંગી હેન્ડપર્સ, રંગબેરંગી જલસાઓ ને રંગબેરંગી ગાયનો, નાટકો, નૃત્યો ને સિનેમા. આ બધામાં કંજુસાઈ તેં જોઈ? ક્યાંય ભૂખડી બારશ વૃત્તિ જોઈ!

અને ધંધો રહ્યો, તે ઑફિસમાં ને તાજમાં જવું પડે ને કોઈને બોલાવ્યા હોય ત્યારે વ્હીસ્કીનો આચાર કરવો ય પડે. ક્લબમાં રોજ આંટો મારી આવવો પડે ને બે 'રમત'ની બાજી રમવી ય પડે. એને શું દારૂડિયાવેડા ને જુગારીવેડા કહીશ, મા? આ વીસમી સદીમાં, આ બુદ્ધિના જમાનામાં, આ સંસ્કૃતિના દેશમાં તું તારાં સંતાનોને સંન્યાસી બનીને હિમાલયવાસ કરવાનું તો નથી કહેવા ઇચ્છતીને? તો પછી?

ઠીક છે, ઘરના બાટલા ઘેર લાવી બાળકોના સંસ્કાર બગાડતા હોય, અથવા નાચનારીઓને ઘેર તાણી લાવી ઘરની ગૃહિણી સામે નખરાં કરતા હોય, ને તું મોં મચકોડે એ જુદી વાત. પણ હોટેલ, જલસા, ક્લબમાં જવાનું જ બંધ કરી દેવાનું તો તું ય નહિ કહે ? ગૃહિણીઓને માટે, માતાઓને માટે, તું જ કહે, એમને ક્યાં ઓછું સુખ છે ? ઘરમાં રેડિયો, ઘરમાં ગ્રામોફોન, ઘરમાં નોકર-ચાકર, ને આરામશાંતિ. ગંજીફા ખેલો, ચોપાટ ખેલો, છાપાં જુઓ, સાડીઓ બદલો, હીંચકે ઝૂલો, બગીચે આંટા મારો; ને જીવ અકળાઈ ઊઠે ત્યારે ફોન કરી ગાડી ( કાર ) મંગાવી લો. જાવ હેંગિંગ ગાર્ડન ને એપોલો ને વર્લી. કાંઈ ફિકર નહિ. પુરુષો બિચારા ગમે તેમ કરી આવી પહોંચે છે—માગે છે નારી પાસે એટલું જ કે મોડા વહેલા ઘેર પાછા ફરો ત્યારે ફરિયાદો ને રસણાં ન માંડતા. જાતે કરો આરામ ને કરવા દો. આરામ—એટલું જ એ ય બિચારો માગે છે. એને મન તો સ્ત્રી સ્વતંત્ર છે. એ કહે છે: "પુરુષને પૂંછડે શું કામ લટકી રહો છો ? સાચવીને મર્યાદામાં ચાલો. જોખમથી બચો—એટલી અમારી ચિંતા ઓછી. ને અમારી ચિંતા—પુરુષની ચિંતા તમારે કરવાની ન હોય."

તું જ કહે મા, ગુર્જરી ! રૂપના જલસા મંડાય ને રંગોની રમઝટ જામે, ગીતોના દરિયા રેલાય ને ખુશ્બુની લહરો ઊડે, ત્યારે ઘડીભર દિલ બહેલાવી લેવામાં શી ગુનેગારી છે એમની ?



મને તો થાય છે, મા, કે દુનિયા બદલાઈ ગઇ છે, પણ આપણા લોકોનું માનસ જ નથી બદલાયું. જમાનો આખો બદલાઈ ગયો છે, પણ જમાનાના સંસ્કાર બદલાયા નથી ! માણસ આદિ કાળમાં હતો ત્યારે જેવો રહેતો હતો ને જીવતો હતો એવા આદિ માણસનો આદર્શ ભલે થોડાક મહાત્માઓ માટે સાચો હોય. નવા સંસ્કારી—દુન્યવી માણસ માટે એવો આગ્રહ નકામો છે, અવ્યવહારુ છે, અશક્ય છે. પછી ખોટો દંભ કરાવવાની શી જરૂર ?

"ખાવ, પીવો ને સાથે થાય એટલાં સારાં કામ કરો, ને નામ રળો."—આટલું શું ઓછું છે ? શું ખોટું છે ? આખી દુનિયાને શું તારે દીવેલિયા બનાવી દેવી છે ? નાચ, રંગ, રૂપ એ બધું શું ગંદું છે ? હલકું છે ? વર્જ્ય છે ?

ના-ના, એવો સંન્યાસ જીવનનો વિરોધી છે, વિકાસનો વિરોધી છે. તારાં સંતાનને તું માણસ બનાવવા, સંસ્કારી બનાવવા નથી ઈચ્છતી ? તો પછી ?

માડી ગુર્જરી ! જો તો ખરી, તારું પોતાનું રૂપ, તારો પોતાનો રૂવાબ; જો તો આ નિશાળ અરિસામાં એક વાર. ભપકાને ઈર્ષ્યા આવે એવી તારી

ચમક છે, એવો તારો દેદાર છે. ક્યાંય કૂડ નથી રહેવા દીધું–રૂપનું કે રંગનું; દેહનું કે આત્માનું.

દેહ, રૂપ, રંગ એ બધાંની સાથે તારી આત્મિક શક્તિઓ તો મા આજે અપૂર્વ એવી ખીલી ઊઠી છે. કોઈ સામાજિક ક્ષેત્ર નથી, કોઈ સંસ્કારી ક્ષેત્ર નથી, કોઈ પ્રજાકીય સમારંભ નથી, કોઈ જાહેર સંમેલન નથી, કોઈ એવી આર્થિક–રાજકીય પ્રવૃત્તિ નથી જ્યાં ગુર્જરીનું સ્થાન એના બેટાઓ-એ ઊંચે આસને સ્થાપ્યું ન હોય. પછી શું જોઈએ છે, શાની અપેક્ષા છે, હજી ય તને શાની ઉણપ છે! હજી ય તને શાની ખેવના છે? શાની જીવનજા-તરા છે? ગુર્જરીનું અદકેરું સ્થાન આજે બધે છે, બધામાં છે ને એનો યશ મા તું તારા આ બેટાઓને નહિ આપે તો કોને આપશે?

ઘડીભર ગાઈ લેવા દે, દિલભરીને મને ઘડીભર પેલા કવિઓનાં ગુર્જરી ગાન:

"જય જય ગરવી ગુજરાત!"

વીર નર્મદ! તારા જયકારને માથે તારા વંશજોએ કલગી ચઢાવી છે, તું સ્વર્ગમાં સુખે સૂજે.

"ગુજરાત મોરી મોરી"–ઉમાશંકરભાઈ! નવ ગુજરાતના સંસ્કૃતિ-તંત્રી! તમે ગાયું એવું દિલ ભરીને તમારા માડીજાયાઓ ગાઈ લેવા ઝંખે છે– તમારું દિલ રૂઝાશે તે એ સાંભળી?

તે તંત્રી મહારાજ સંસ્કારના! તમે ય તો ગાયું છે ગુર્જરીનું મહા આયુષ્ય-ગાન–

"ગુજરા ઓઝેરું જીવજે......"

તમારી ભેળો આ નવતર ગુર્જરસંતાન ગાય છે... "તમે રીઝશો હૈયું ભરીને?"

– ગુર્જરીનો લાલ

★

## પરિચય

# જુલાઈ મહિનો

* ૧ જુલાઈ ૧૯૪૬ : વસંતરાવ હેગીષ્ટે તથા રજબઅલીની શહાદત
* ૪ જુલાઈ ૧૭૭૬ : અમેરિકાનો સ્વાતંત્ર્યદિન
* ૭ જુલાઈ ૧૯૩૭ : જપાની ફાસિસ્ટોનો ચીન પર હલ્લો
* ૧૪ જુલાઈ ૧૭૮૯ : ફ્રેન્ચક્રાંતિનો અમર પ્રસંગ–બેસ્તાઇલના જેલખાના પર જનતાનો હલ્લો
* ૧૮ જુલાઈ ૧૯૩૬ : સ્પેઇનમાં આંતરવિગ્રહની શરૂઆત
* ૨૩ જુલાઈ ૧૯૩૪ : હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી ગેરકાયદે જાહેર થઈ
* ૨૩ જુલાઈ ૧૯૪૨ : હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી કાયદેસર બની
* ૨૩ જુલાઈ ૧૯૦૮ : હિંદી કામદારોની પ્રથમ રાજકીય હડતાળ–તિલક મહારાજની ધરપકડના વિરોધમાં
* ૨૪ જુલાઈ ૧૯૩૭ : આંદામાનના રાજદ્વારી કેદીઓની ભૂખ હડતાળ
* ૨૫ જુલાઈ ૧૯૪૩ : ઇટલીમાં મુસોલિનીની ફાસિસ્ટ સત્તાનો અંત
* ૩૧ જુલાઈ ૧૯૨૧ : મહાત્મા ગાંધીને હાથે મુંબઈમાં વિદેશી કાપડની પ્રથમ હોળી



# શહીદોની સ્મૃતિ

## (વસંતરાવ રજબઅલીની પ્રથમ સંવત્સરી)

## ૧લી જુલાઈ ૧૯૪૬

રથોત્સવે ત્યાં હતી ધૂમધામ
લળી પથે ભક્ત કરે પ્રણામ
"હું દેવ"—માને પથ; ને રથે યે
"હું" મૂર્તિ માને—હસતા પ્રભુ ત્યાં. *

આ વર્ષે અમદાવાદની રથયાત્રા જોતાં સ્વાભાવિકપણે ઉપલી પંક્તિ યાદ આવી ગઈ. કવિવર ટાગોરે માત્ર ચાર જ લીટીમાં કેટકેટલું કહી દીધું છે? માનવની ભક્તિભાવના—મૂર્તિપૂજા વગેરે પર મોટાથી માંડી મહાત્માજીએ ઘણું ઘણું કહ્યું છે—લોકો ધર્મના મહાન સિદ્ધાંતો પર ઉગ્ર ચર્ચાઓ કરી છૂટયા છે, પણ જે અસર આ ચાર લીટી કરે છે તે બીજા કોઈએ હજુ કરી નથી.

રથયાત્રા વખતે માનવની ધાર્મિકતાના રક્ષણ માટે જ જાણે ભરી બંદૂકે પોલિસની હાર ચાલતી હતી—ભૂલેચૂકે ય કોઈ એનો ધ્વંસ ન કરી જાય! મોટું એક માઈલ લાંબું સરઘસ ચાલ્યું જતું હતું, લાખોની મેદની......

આજનો દિવસ બહુ મહાન હતો. લોકો ગદ્ગદિત થઈને વરઘોડો જોતા હતા.

પણ દિવસ તો મહાન હતો એનું કારણ તો જુદું હતું. રથયાત્રા તો આ પહેલાં પણ આવતી. આ ધાર્મિક તહેવાર ગણાય, એથી દિવસ મહાન નથી થતો. પણ આજનો દિવસ યાદ આપે છે—ગુજરાતના કલંકની અને તેના ગૌરવની. પચાસ પચાસ વર્ષોથી હિંદની આઝાદી માટે લડતી કોંગ્રેસના રાજમાં, ભાઈ ભાઈ એકબીજાનાં ગળાં કાપવાં ઊભા થાય, એવી આપણી નીતિમાં રહી ગયેલ કચાશને, ગુજરાતનાં હૈયે ડંખતો એ દિન છે. પણ એ ઉણપને દૂર કરવા બે ભડવીરો અમદાવાદનાં પાક્યા હતા, એ યાદથી ગજગજ છાતી ઉછળે એવો પણ આ જ દિન છે.

આજે, હિંદુ—મુસ્લિમોની થતી કત્લેઆમને રોકવા; કલંક ધોઈ, ગુજરાતનો ગૌરવવંતો નેજો ફરકતો રાખવા, શહીદ બનેલા બે સાચા આડંબરહીન રાષ્ટ્ર-સેવકોની સંવત્સરી છે. પોલિસના હાથમાં શહેરની લગામ છોડી, જાનમાલની રક્ષા કરવા ઘરખૂણે ભરાતાં, કાયર માનસમાં પલટો આણવા માટે વસંતરાવ

---

* "ભક્તિભજન" ટાગોર. અનુ. ચંદ્રકાન્ત મહેતા

દાદા અને રજ્જબઅલીભાઇ, એકલે હાથે, ઘરને લાગેલ કોમી આગ બુઝાવવા નીકળી પડયા. કોઈના ગભરાયા એ ન ગભરાયા, કોઈના વાર્યા એ પાછળ ન રહ્યા. એ હિંદુમુસ્લિમ જોડલી અમદાવાદની જનતા સામે કોમી એકતાનો જીવંત દાખલો બેસાડી, અમર બની ગઈ.

આજે એ યાદ આવતાં અફસોસથી દિલ ભરાઇ જાય છે કે એમની પહેલી સંવત્સરી પણ ગુજરાતે ન ઉજવી?



ભદ્ર વ્યાયામશાળા પાસે જાઉં છું અને વસંતરાવ દાદાની ખોટ મનમાં ખટકે છે. ત્યાંથી આગળ વધતાં કોંગ્રેસ હાઉસ આવે છે–મોટમોટા હોદ્દેદારોની આવજામાં વસંતરાવદાદાની ગેરહાજરી સાલે છે. જીવ્યા ત્યાં સુધી એમની વિરુદ્ધ પ્રચાર ચાલુ રહ્યો–ખાદીધારી અમદાવાદીઓ કહેતા કે એ તો મહારાષ્ટ્રી છે. પણ દાદ.ના મુખ પર તે સાંભળી એક એવો ભાર પથરાઇ જતો કે એક સચોટ ગૂઢ ગંભીર ચિત્ર દોરી લેવાનું મન થતું. છતાં દાદાએ કામ કર્યા કર્યું–બસ, કામ કર્યા જ કર્યું. વિરુદ્ધ પ્રચારની પરવા વગર–હોદ્દાની કોઈ આશા વગર અને જીવનની પણ દરકાર વગર.

એક ભાઈએ પૂછ્યું કે વસંતરાવ વિષે ટૂંકામાં ટૂંકું કહેવું હોય તો શું કહો? કહ્યું–બેધડક કહું કે–

"એ મહારાષ્ટ્રી માત–પિતાનો–ગુજરાતની ધરતીનો પુત્ર હતો. એ જન્મ્યો, જીવ્યો અને મર્યો દેશની માટીની સેવા માટે." એથી વધુ પૂછશો નહિ.

એથી વધુ કાંઇ પણ કહેવાનું નથી. એ કયા રાજકીય પક્ષમાં કામ કરતા એ પણ નક્કી નથી કહી શકાય એમ. એ સમાજવાદમાં માનતા અને ગાંધીવાદી કોંગ્રેસને અનુસરતા. સાચા અર્થમાં તેઓ મૂક સેવક હતા.

રજ્જબઅલીને તો અમદાવાદ પૂરા ઓળખે એ પહેલાં જ એ ચાલ્યા ગયા. એ હતા વસંતરાવના પાકા મિત્ર. ભાવનગરથી અમદાવાદ આવ્યાને તો હજૂ થોડો જ સમય થયો હતો, ત્યાં જે કામ કરવા કોઇ તૈયાર ન થયું એ કરવા એમણે દાદાનો સાથ કર્યો...અને બસ! પછી એમને બીજું કાંઈ કરવાપણું નહોતું. એમણે જિંદગીનું આખરી કામ કરી લીધું.

ને કાનપુરના શહીદ ગણેશશંકર વિદ્યાર્થીની યાદ આ હિંદુ–મુસ્લિમ બેલડી અમર કરી ગઇ!

જૂના પથ્થરો અને પાળિયા પર અભિમાન કરનારા ગૂજરાતીઓ આટલાં જલ્દી આમને કાં ભૂલી જાય?

– સુમંતિ રૂ. દલાલ

# યુવકોનો ઉત્સવ–પ્રાગ

લગભગ જુલાઇની મધ્યમાં પ્રાગમાં એક મોટો ઉત્સવ છે. દુનિયાભરનાં યુવાનો એમાં ભાગ લેવાનાં છે. દેશદેશના યુવકસંઘો, યુવાન કાર્યકર્તાઓ, વિદ્યાર્થીમંડળો, યુવાન ખેડૂતો અને કોઇપણ સંસ્થા સાથે ન સંકળાયાં હોય તેવાં પણ બધું મળીને ૫૦, ૦૦૦ પ્રતિનિધિઓ ત્યાં જશે.

એનો આશય છે વિશ્વશાંતિ અને વિશ્વઐક્ય. લગભગ એક માસ એ ચાલશે. એના રોજના કાર્યક્રમોમાં મુખ્ય છેઃ–

- સાંસ્કારિક કાર્યક્રમો
- વ્યાયામ વગેરેના કાર્યક્રમો
- દુનિયાભરના દેશનેતાઓનાં પ્રવચનો
- યુવાન જગત અને યુવક પ્રવૃત્તિ અંગેની ચર્ચાઓ અને પ્રવચનો.

હિંદ તરફથી બોલવા માટે પંડિત જવાહરલાલ નહેરૂને આમંત્રણ છે પણ એમની હિંદમાંની જ પ્રવૃત્તિના દબાણ અંગે એ જઇ શકે એમ નથી. એમણે એક પ્રેરક સંદેશો મોકલ્યો છે.

હિંદી ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ મિ. ડાંગે હાલ યુરોપ છે. કદાચ એ ત્યાં પ્રવચન કરવા જશે. રોજના વિવિધ કાર્યક્રમો માટે ઘણી જ સરસ વ્યવસ્થા કરવામાં આવી છે. પહેલે જ દિવસે એક મોટું સરઘસ નીકળશે એમાં દરેક દેશના યુવાનો એમના રંગીન ગણવેશોમાં ફરશે.

હિંદને લગભગ ૧૦૦ પ્રતિનિધિઓ મોકલવાનું આમંત્રણ મળ્યું હતું. પણ મધ્યસ્થ સરકાર આમાં સીધો રસ ન લઇ શકવાથી, એ વસ્તુ અશક્ય બની. છતાં ય વિદ્યાર્થી કોંગ્રેસના બે પક્ષો તરફથી લગભગ દસ, અખિલ હિંદ વિદ્યાર્થી મંડળ તરફથી બે, સોવિયેત મિત્રમંડળ તરફથી ત્રણ અને કુમાર સાહિત્ય મંડળ તરફથી એક–એટલા પ્રતિનિધિઓ મુંબઇથી ઉપડશે.

મુંબઇ વિદ્યાર્થીમંડળે એક પ્રદર્શન તૈયાર કરીને મોકલ્યું છે. એમાં હિંદના આરોગ્ય વિષયક આંકડા આપતાં ચિત્રો અને તસ્વીરો છે. એનો તબીબી વિભાગ ઘણો સરસ છે. તે ઉપરાંત હિંદની જુદી જુદી ભાષાનાં પુસ્તકો અને હસ્તલિખિત સામયિકો, જુદા જુદા પ્રાંતોના પોષાકો, નેતાઓનાં ચિત્રો વગેરે મુખ્ય છે.

આવતા દિવસોમાં આજનાં યુવાનો જ દુનિયાને દોરવાનાં હોઈ તેઓ એક બીજાના દેશોના આર્થિક, સામાજિક, સાંસ્કારિક અને કલા વિષયક પ્રશ્નોથી જ્ઞાત હોય તો જ ભવિષ્યની વિશ્વશાંતિ અને ઐક્ય શક્ય બને. આગ્નો આ ઉત્સવ એના પાયારૂપ બનશે.

— સુમતિ ર. દલાલ



# રશિયામાં રાશનિંગ

આજનું છાપું (તા. ૧૧-૬-૪૭) ફરી પાછો મુંબઈના રાશનમાં એક વધુ ઘટાડો જાહેર કરે છે!

યુદ્ધને પૂરું થયાં આજે લગભગ બે વર્ષ થવા આવ્યાં, છતાં યુદ્ધ દરમ્યાન કામચલાઉ પગલાં તરીકે શરૂ કરાયેલ રાશનીંગનો અંત નથી! એટલું જ નહિ પણ દર બે-એક માસે રાશનઘટાડા થતા જ જાય છે. આજે આપણને સાત્વિક અનાજ તો મળતું નથી જ. પણ બે ટંક પેટ ભરીને જમવા પૂરતું રાશન પણ મળતું નથી! ભૂખમરા ભણીની આ ધીમી વણઝાર કયાં જઈને અટકશે? એ વિચારમાં ને વિચારમાં મેં 'ફ્રી પ્રેસ'નું પાનું ઉથલાવ્યું. ને જોયું તો એક બીજી જ દુનિયાની રાશનીંગ પદ્ધતિનો અહેવાલ એમાં ડોકિયું કરતો હતો.

એ હેવાલનું મથાળું છેઃ સોવિયેટ સીટીઝન્સ રાશન (સોવિયેટ નાગરિકનું રાશન). એમાંથી તારવીને હું અહીં કેટલીક જાણવા જેવી વિગતો નીચે આપું છું:—

યુદ્ધ શરૂ થતાં, રાશનિંગ દાખલ કરાયું ત્યારથી જ બધાને એક ધડે ન જોખતાં દરેક વ્યક્તિને તેનું કામ, જવાબદારી, ઉંમર અને તંદુરસ્તીને ધ્યાનમાં લઇ તે મુજબ રાશન અપાવા માંડ્યું. દાખલા તરીકે ખાણિયાઓને કરવી પડતી વધુ મહેનતને ધ્યાનમાં લઇ તેમને વધુ રાશન અપાયું. એ જ પ્રમાણે વૈજ્ઞાનિકો, કળાકારો, લેખકો વગેરેને. બાળકોને વધુ દૂધ માટે ખાસ કાર્ડો અપાયાં. ગર્ભવતી સ્ત્રીઓને પણ વધુ રાશન મળવા લાગ્યું.

આ તો રાશન કરાયેલ ખોરાક વિષેની જ વાત થઇ. આ ઉપરાંત સોવિયેટ નાગરિકોને, પોતાની નોકરીને સ્થાને તે તે સંસ્થા તરફથી સસ્તા ખાદ્યની દુકાનો-

માંથી પુષ્કળ પ્રમાણમાં શાકભાજી, ફળફૂલ, માંસ, માછલી, ઇંડા, દૂધ વગેરે રેશન નહિ કરેલ ખોરાક મળતો રહ્યો. આ ' વધારાના ખોરાક 'નું ઉત્પાદન યુદ્ધ દરમ્યાન ત્રણ-ચારગણું વધારી નખાયું હતું.

ઘણા સોવિયેટ નાગરિકો પોતાના બાગ-બગીચાઓમાં ફળફળાદિ ઉગાડે છે તે માટે તેમને મફત જમીન અને બીજી મદદ રાજ્ય તરફથી મળે છે.

• આશ્ચર્યની હકીકત તો એ છે કે યુદ્ધ દરમ્યાન યુક્રેન જેવા ઘઉંના કોઠાર પર જર્મનીએ કબજો જમાવ્યો હતો છતાં પણ યુદ્ધ દરમ્યાન કોઈ અનાજના ભાવ વધ્યા ન હતા!

જે વસ્તુઓનું રાશન કરાયું નહોતું તેના ભાવો વધતા અટકાવવા માટે સોવિયેટ સરકારે ખાસ ' કમર્શિયલ સ્ટોર્સ ' ખોલ્યા. ત્યાં જે ભાવે વસ્તુઓ વેચાતી તેની અસરથી બીજી દુકાનોના ભાવો સારી પેઠે નીચા રહ્યા. અને જેમ જેમ ત્યાં ભાવો ઘટાડતા ગયા તેમ તેમ બજારમાં એ વસ્તુઓના ભાવ પણ ઘટતા ગયા.

છતાં ય ભાવોમાં થયેલા થોડાઘણા વધારાને પહોંચી વળવા જે જે સોવિયેટ નાગરિકોના પગાર ૬૦૦ રૂબલ( લગભગ ૫૦૦ રૂપિયા )થી ઓછો હતો તેમને પગાર વધારી આપવામાં આવ્યો.



## એસ્ટીલનું પતન

## [ ૧૪ જુલાઈ ૧૭૮૯ ]

૧૪ મી જુલાઈનો દિન દુનિયાભરના ક્રાંતિકારીઓ અને શોષણ-જુલમ સામે લડતા લોકશાહીઓ માટે એક અણમોલો તહેવાર ગણાય છે, કારણ કે ૧૪ મી જુલાઈ એટલે બેસ્ટીલ દિન.

૧૭૮૯ માં ફ્રાંસની કચડાયેલી જનતા-કિસાન, મજૂર, વેપારી, બુદ્ધિજીવી, મધ્યમ વર્ગ સૌએ માત્ર રાજકીય નહિ પણ આર્થિક રીતે દેવાળિયા સામંતવાદી બાપુશાહી સામે ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો. પણ સામંતવાદ વિષેની તમો જૂની ભ્રમણા હજી ભાંગી ન હતી. રાજાશાહી અને સામંતશાહીને જડમૂળથી ઉખેડી નાખવાની માગણી કરનાર લોકો પર તે વખતની ' ક્રાંતિકારી ' સરકાર પણ ગોળીઓ વર્ષાવતી.

પણ ઇતિહાસનાં વહેણ કોઈનાં થંભાવ્યાં થંભતાં નથી. સ્ટેટ્સ જનરલ (લોકસભા)ની ભીરુતાનો લાભ ઉઠાવી રાજા લુઇએ ભાડૂતી સ્વીસ લશ્કર ભેગું કરવા માંડ્યું. અમીરો અને ધર્મગુરુઓ કે જેઓ ફ્રાંસની મોટા ભાગની દોલતના માલિક હતા તેમના પર પણ કર નાખવાની માગણી કરનાર લોકપ્રિય નાણામંત્રી નેકરને રાજા લુઇએ ધૃષ્ટતાપૂર્વક ૧૧ મી જુલાઈના રોજ બરતરફ કર્યો.

લોકસભા ભલે નરમ રહી પણ જનતા–પેરીસની ક્રાંતિવીર જનતા હવે ચૂપ રહી શકે તેમ નહોતું.

પેરીસના જોડાવિહીન* લોકોએ આખરે મક્કમ હાથે કામ કરવાનો નિર્ણય કર્યો. ચમત્કાર વિના સામંતો નમસ્કાર કરે તેમ નહોતું. તેમણે એવો ચમત્કાર કરી બતાવ્યો કે જે જોઈ યુરોપભરના જુલમગારો થરથર ધ્રૂજી ઊઠ્યા.

૧૧ મી જુલાઈથી ૧૪ મી જુલાઈ સુધી રાજા લુઇ અને તેના પક્ષકારોનાં કાવતરાં અને તેમની લશ્કરી તૈયારીઓના સમાચાર આવતા જ જતા હતા. લોકોનો જુસ્સો તેમ તેમ વધતો જતો હતો.

આખરે એ ઐતિહાસિક દિને પેરીસના ક્રાંતિકારી લોકલશ્કરે, શિસ્ત અને તાલિમ વિનાના પણ જાલિમ અમીરશાહીનો ખાત્મો કરવા કેસરિયાં કરવા તત્પર થએલા એ લશ્કરે–બેસ્ટીલના કિલ્લા પર હુમલો કર્યો.

આખા દિવસની અદ્‌ભુત વીરતાભરી લડાઇ બાદ બેસ્ટીલનું પતન થયું.

બેસ્ટીલનું પતન! એ પાપના કિલ્લાનું પતન ઇતિહાસનો ઉજ્જ્વળ માર્ગ-સ્થંભ છે. આઝાદી અને લોકશાહીના દુશ્મનોનો એ કયામત દિન છે.



બેસ્ટીલ એટલે કાઠિયાવાડના ૩૦૦ ઉપરાંત નાના નાના બાપુઓના હજાર હજાર નાના મોટા સિતમો જેવા જ ફ્રેંચ અમીરોના સિતમોનો રક્ષક દુર્ગ.

બેસ્ટીલ એટલે ફ્રાંસની અર્ધા ઉપરાંત જમીનના અને અઢળક સંપત્તિના માલિક અધર્મી ધર્મગુરુઓનો રક્ષક દુર્ગ.

અને બેસ્ટીલ એટલે આ બધા જુલ્મો, ધર્મઝનૂની અજ્ઞાન અને એને પોષતી પુરાણી રૂઢીઓ સામે લડતા ડીડેરો જેવા અને જ્ઞાનવીરોને રૂંધવા

---

* ફ્રાંસના નીચલા વર્ગના લોકો માટે, અમીરો તિરસ્કારપૂર્વક "જોડાવિહીન" એવો શબ્દ વાપરતા.

તેમની જબાન બંધ કરવા માટે ફ્રાંસની સડેલી સમાજવ્યવસ્થાનું અભિમાન. ફ્રાંસના પ્રથમ પંક્તિના લેખકો, વૈજ્ઞાનિકો અને ક્રાંતિકારીઓ તેની રાક્ષસી પથ્થરી દિવાલો પાછળ ગોંધાયા હતા.

બેસ્ટીલનું પતન એટલે સમાજના આર્થિક, રાજકીય, સામાજિક અને આધ્યાત્મિક વિકાસને રૂંધતાં બધાં બંધનોનો ઉચ્છેદ.

તે દિને નવા ફ્રાંસનો જન્મ થયો. અને આજે ય ફ્રાંસમાં ૧૪મી જુલાઈનો દિન મહાન રાષ્ટ્રીય તહેવાર તરીકે ધામધૂમથી પળાય છે.



તે દિને ફક્ત નવા ફ્રાંસનો જ નહિ પણ નવા યુરોપ અને નવી દુનિયાનો પણ જન્મ થયો. સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાની તે દિવસે પ્રગટાવાયેલી ચિનગારી આખરે દાવાનળ સમી સળગી ઊઠી અને તેમાં યુરોપ અને દુનિયાની ગુલામી ખાક થવા લાગી.

– ન

## વંદો—અમર ઘરજીવડો !

"એક આગીઆને" સંબોધીને 'કલાપી' ગાય છેઃ

> "તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડોમહીં ચકો રચી,
> બાલકને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નકી."

નાનાંશા જંતુઓ પણ કવિહૃદયમાં કેવી ઉત્કૃષ્ટ પ્રેરણા સીંચે છે ? પણ આગીઆ કરતાં માનવજીવન સાથે વધુ ગાઢ રીતે સંકળાયેલા વંદાનું ગીત કવિએ કેમ નહીં ગાયું હોય ? ! એનું કારણ કદાચ એ હશે કે આપણી કવિતા હજુ કુટુમ્બભાવોને ઝીલતાં શિખી નથી. નહીં તો વંદો કાંઈ ઓછો કાવ્યપ્રેરક છે !

આપણા આશ્રય તળે જીવતાં અનેક પરાન્નભોગી જીવજંતુઓનો એ સરદાર છે, જંતુઓના કુટુમ્બવૃક્ષમાં એ આદિજંતુ છે, સર્વ જંતુઓમાં એ સૌથી સંપૂર્ણ રીતે ઘાટીલો અને અનુકૂળ છે. ટૂંકમાં, વંદાને આપણે "જંતુ-શિરોમણી" તરીકે બિરદાવીએ તો શું ખોટું !

જંતુનાશક દવાની પિચકારીની નેમ તાકીએ એ પહેલાં જ ખૂણાખાંચરા કે તિરાડોમાં પલાયન થઈ જતા આ કાળીઆ જમાદારનો વંશવેલો આર્ય-સંસ્કૃતિથી પણ જૂનો છે. એના ઉત્કર્ષમાર્ગને અવરોધતી વિઘ્નપરંપરા સામે

એ વીર જોધ્ધો અડગ ઊભો છે; એટલું જ નહીં પણ પોતાની "પ્રજોત્પત્તીય પ્રવૃત્તિ" એણે નિરંકુશ જારી રાખી છે. ઠીંચણ વચ્ચે માથું લટકાવીને નીચી આંખો રાખી ચાલતો આ ચપ્પટદેહી નિશાચર અવિરત વંશવૃદ્ધિ કરતો જ આવ્યો છે-અને અત્યારે તો નહી નહી તો ૧૨૦૦ જેટલી એની વિવિધ જાતો મળી આવે છે. ખરેખર, આ જંતુશિરોમણીએ તો સમસ્ત અવનિપટ પર પોતાની પાંખ પ્રસારી છે.

વંદાની સર્વવ્યાપકતા કરતાં વિશેષ આશ્ચર્યકારક તો એની પ્રાચીનતા છે. ૧૬, ૦૦૦, ૦૦૦ વર્ષો પહેલાં જ્યારે એક પણ પક્ષી પોતાની પાંખો હવામાં ફફડાવતું ન હતું, અને જ્યારે એક પણ પુષ્પ આ પુરાણી ધરતી પર ખીલ્યું ન હતું ત્યારે આ આદિજંતુ કોલસાયુગનાં હંસરાજવૃક્ષોની પાનપંખોમાં સંતાકુકડી રમતો. કેટલાક વૈજ્ઞાનિકો તો વંદાને શ્વાસોચ્છ્વાસજીવી પ્રાણીઓમાં સૌથી પુરાતન ગણે છે.

ગમે તેમ હો પણ એટલું તો ચોક્કસ છે કે જે યુગમાં રાક્ષસ-માખી પોતાની દેખાવડી પાંખો વડે ઊડવાનો નિષ્ફળ પ્રયાસ કરી રહી હતી અને આદિકરોળીઓ પોતાની નાજુક ગોળમટોળ ફંદનો વિસ્તાર સહર્ષ નિરખી રહ્યો હતો તે યુગમાં આપણા ચંદ્રર "વંદા અદા" પોતાનાં લાક્ષણિક અને વ્યવહાર દેહજંધારણ વડે પૃથ્વી ઉપર પોતાનું ચક્રવર્તિત્વ સ્થાપવાની કૈં કૈં મહત્વાકાંક્ષા સેવી રહ્યા હતા.

આ પ્રમાણે જ્યારે રાક્ષસી હંસરાજવૃક્ષો જ્યાં ત્યાં ઊગી નીકળી પાછા રાતોરાત સુકાઇ જતાં, અને જ્યારે "પર્મીયન" યુગનાં કઢંગા લપસણાં સ્થલજલચરો કાદવ ડહોળી ડહોળી ફેલતાં ત્યારે વંદો તો વંશવૃદ્ધિ કરતો જ ચાલ્યો તે આજ લગી. અને પરિણામે તેનું સંખ્યાબળ કોઇપણ જીવવિશેષ કરતાં અનેકગણું ચઢિયાતું બન્યું.

કુદરતી સંજોગોને અનુકૂળ અને એકરૂપ થઇ જવાની વંદાની શક્તિ પણ ખરેખર અદ્દભુત છે. પુરાણા હંસરાજ-યુગમાં વંદો પોતાની પાંખનો ઘાટ હંસરાજનાં પાંદડાંને હૂ-બ-હૂ મળતો આવે તેમ ફેરવી શકતો. અને આજે એ બન્નેની અવશેષમુદ્રાઓ વચ્ચે કશો ફેર જણાતો નથી અને ભલભલા વૈજ્ઞાનિકો પણ મૂંઝવણમાં પડી જાય છે!

વંદાની જીવિતાવધિ પણ ધીમે ધીમે વધતી ચાલી છે. અને અત્યારે તો પુખ્ત ઉમરે પહોંચતાં એને એક વર્ષ લાગે છે. તે પછી એ કેટલું જીવે છે એ તો રામ જાણે!

ઋતુનિયંત્રિત જાતીયઆવેશ અને પ્રજોત્પત્તિ નબળાં અને ઓછાં મહત્વાકાંક્ષી પ્રાણીઓને સોંપી વંદાએ તો મનુષ્યને જ લાક્ષણિક એવી ઋતુથી અબાધિત જાતીય પ્રવૃત્તિ અને પ્રજોત્પત્તિ અપનાવી છે! વળી મનુષ્યની માફક તે પોતાનાં બચ્ચાંને દુનિયાદારી માટે લાયક થાય ત્યાં સુધી પોતે બનાવેલાં સ્વચ્છ પારણાંમાં સહિસલામત રાખે છે.

વંદાઓ અંદરોઅંદર લડતા પણ નથી. તેઓ એકબીજાના હકકોને માન આપે છે. "બગીઆના બે ભાગ" ના ન્યાયે ચાલતી આ દુનિયામાં જીવી શકે છે એનું આ પણ એક કારણ છે. માકડ માટે તો વંદાને અદ્ભુત રુચિ છે; આ નાના જંતુબિરાદરો સાથે વંદાઓ અવિરત અને હિંસક યુદ્ધો ખેલ્યા જ કરે છે. છતાં, યુદ્ધવિરામે ખાલસા કરેલા પ્રદેશોના સરખા ભાગલા પાડી વંદાઓ અંદરોઅંદર સમજી લે છે!

૩૦૦, ૦૦૦, ૦૦૦ વર્ષ થયાં વંદો સ્વરક્ષણ કરવામાં ફળીભૂત થયો છે તેનું બીજું કારણ એનો નિત્યપ્રદીપ્ત જઠરાગ્નિ પણ છે! રીમેન્ટ દળવાની ચક્કી જેવું એનું જઠર પેટપીડાથી સદા મુક્ત છે. મનુષ્યના ખાદ્યપદાર્થો ઉપરાંત શાહી, બુટપોલીશ અને ચામડાં જેવી વસ્તુઓ ઉપર પણ એની રુચિ ઠરે છે. મરણીઓ થાય તો આપણી પાંપણ કે નખ ખાવાની હિંમત કરી લે ખરો! છતાં, ૭૬ દિવસ સુધી આ ઉપવાસીવીર ખોરાક વગર ચલાવી શકે છે. "ચલાવી શકે"; ચલાવી લે છે કે નહીં તે વાત તો જુદી જ છે. એક વાર તો એક મરણીઆ વંદાદળે વોશિંગ્ટનમાં અમેરીકી ખેતીવાડી ખાતાનાં દફતરો ખાવા શરૂ કર્યાં, અને "વંદાને કેવી રીતે ટાળવા" એ વિષયના અહેવાલ સહિત બધા દફતરો ચટ્ટ કરી ગયા!

જમીન ઉપર વસતાં કેટલાંક પ્રાણીઓ પાણીની નીચે ૨૦ મિનિટ લગી રહી શકે? અને કેટલાંક એક વાર નાક કપાઈ જાય તો પે વંદાની જેમ "નકે નાકે દીવાળી" કરી શકે? અરે! વંદો તો છમાંથી એકાદ પગ તૂટી જાય તો બીજો નવો પણ ઉગાડી શકે! કર્કશ સંગીત ગાઇ પોતાની જ હાજરીની ચાડી ખાતી માખિયામાં કંસારી જેવો એ મૂર્ખ નથી. એમ તો એ અનુભવી છે, જમાનાનો ખાધેલ એક નંબરનો ઉસ્તાદ છે.

વંદાનું શારીરિક બંધારણ એકદમ ચપટું હોવાથી તિરાડો અને બખોલોમાં ભરાઈ જવાનું જ તેને માટે સુગમ થઇ પડે છે. "ભૂંગળા-પ્રવેશ"નો તો એ ખેલાડી નટરાજ છે. એની ૧૮૦૦ પાસાની સંયુક્ત આંખો (Compound eyes) રસોડાની દરેક દરેક તિરાડ તથા બખોલનું માપ કાઢી લે છે. ઘરનો

દરેક ખૂણાખાંચરા એને સુપરિચિત છે. પ્રાચીન યુગમાં આપણા પૂર્વજોની ગુફાઓ કે ભૂંપડાન અંતર્પ્રદેશમાં એને ખૂબ જ લેણાદેણી ! કારણ કે એ જમાનામાં "સોડીયમ ફ્લોરાઇડ"ની શોધ નહોતી થઇ !

વંદાના જીવનમાં મુશ્કેલીઓ પણ આવે છે. તેજની સાથે તો એને બારમો ચંદ્રમા છે. અને તેના કુદરતી દુશ્મનો પણ ઓછા છે ? દેડકાં, ભમરા, વાંદરાં, શેળા, બીલાડાં, ઉંદરડા, પક્ષીઓ, ગરોળી વિ. વિ. અસંખ્ય દુશ્મનો વચ્ચે એ ઝૂઝે છે. અધૂરામાં પૂરું, મનુષ્યે પણ તેને હવે ઉપયોગમાં લીધો છે–પ્રયોગશાળામાં તેનું લાક્ષણિક શરીર–બંધારણ એક અનન્ય પ્રતીક પૂરું પાડે છે ! અને રશિયનો જલોદર મટાડવા "જર્મનવંદા"નો ઉપચાર કરે છે !

અને તમને ખબર છે ? વંદો એક જીવતું થર્મોમીટર છે. ૭૦° થી ૮૦° ફે. ઉષ્ણતામાનવાળી જગ્યાને વંદો પહેલી પસંદગી આપે છે. ૭૫° ફે. વંદો બેભાન થઇ જાય છે, અને ત્રેવીસ ડીગ્રીએ તો બીચારો રામશરણ થાય છે.

ગઇ લડાઈ વંદાને ખરેખર આશીર્વાદરૂપ નિવડી છે. કારણ તેનો કટ્ટો દુશ્મન–સોડીયમ ફ્લોરાઇડ–લડાઈમાં વપરાઇ ગયો છે. પણ એથી ઓછા ઝેરી પદાર્થો–જેવાકે બોરાસિક એસિડ–ઠીક ઠીક અસર ઉપજાવે છે. વંદો બોરાસિક એસિડ પગવડે લઈને ચાખે છે, ચાખતાની સાથે માંદો પડે છે, અને તરત જ નાસી જાય છે. તેને અસહ્ય ઠંડીથી ઠારી નાખવો એ સૌથી સારો ઉપાય છે.

આ છે જૂના જોગી સમા આપણાં અમર ઘરજીવડાનો ઇતિહાસ ! પ્રાગૈતિહાસિક રાક્ષસી ડાઇનોસોર્સ ઉપર તિરસ્કાર વરસાવતો, અને હાથમાં મશાલ લઇને પોતાનો કોઠાર સંભાળવા આવતા ગુહાવાસીના ભારે પગલાં સાંભળી નાસી જતો એ વંદો આજે પણ આપણાં કબાટ–અભરાઈઓ પાછળથી શરમાળ નવોઢાની જેમ છૂપાં ડોકિયાં કરી લે છે !

એને ટાળવાના આપણા ગમે તેટલા પ્રયાસ છતાં એ તો સ્વભાવ પ્રમાણે પોતાનો વંશવેલો વિસ્તારતો જ જાય છે. પછી ભલેને બચુની બા કંટાળીને ફફળી ઊઠેઃ "હાય, વંશ જજો આ વંદાનો !"

– મધુસૂદન ઠાકર

# ફાર્બસ ગુજરાતી સભા

સત્તાવનનો વિપ્લવ શમી ગયો હતો અને શાહીવાદનો વિજય થઈ ચૂક્યો હતો. લગભગ આખું હિંદુસ્તાન અંગ્રેજોના હાથ નીચે આવી ગયું હતું અને હિંદ સંપૂર્ણપણે ગુલામ બની ચૂક્યું હતું.

રાજકીય ગુલામી તો હતી જ પણ શાહીવાદ રાજ્યો જીતીને બેસી રહે એવો ન હતો. તેને તો રાજ્ય ટકાવી રાખવાની પણ પડી હતી. પ્રજાનો રાજકીય જુસ્સો દબાયો એ વાત ખરી પણ તેની સંસ્કૃતિનું શું ? એ જુસ્સો કદી ઉછળી આવે તો રાજકીય જાગૃતિ આવતાં શી વાર ? અને જો એવું થાય તો પછી એનું પરિણામ શું આવે ? રુસો અને વોલ્તેરનો દાખલો હજી ભૂલાયો ન હતો. અંગ્રેજ શાહીવાદે દેશી સંસ્કૃતિને ઉત્તેજન તો ન આપ્યું. અંગ્રેજી ભાષામાં, અંગ્રેજોએ પસંદ કરેલ અભ્યાસક્રમ દ્વારા હિંદી બાળકોમાં રાષ્ટ્રીયતાનું ભાન ન આવે તે માટે તકેદારી લીધી. કોઇ કોઇ ઠેકાણે અતિરેક પણ થઇ ગયો. તેથી, તાજેતરમાં અંગ્રેજી અભ્યાસ કરી બહાર નીકળેલ ટોળીમાંથી નર્મદ, નવલરામ જેવા સુધારકોનું અભિમાન ઘવાયું. તે વિષે બીજા લોકોમાં પણ ગણગણાટ થવા લાગ્યો. સમયસૂચકતા વાપરી, આ અસંતોષને સલામતીભર્યે માર્ગે વાળવો જરૂરી હતો. વળી અંગ્રેજ શાહીવાદની નોકરીમાં કેટલાક ઉદારમતવાદી અંગ્રેજો પણ હતા. તેમને આ નીતિનો અતિરેક યોગ્ય ન લાગ્યો. અને મર્યાદિત પ્રમાણમાં દેશી સંસ્કૃતિના વિકાસ માટે સગવડો કરી આપવાની હિમાયત કરી. અર્થાત્ અંગ્રેજોએ ઘડેલા ઢાંચાઓમાં જીવંત હિંદી પ્રજાએ આખરે તો પોતાની જરૂરિયાત પ્રમાણે ફેરફાર કર્યા જ.

આવા ઉદારમતવાદી અંગ્રેજોમાંનો એક હતો–અલેક્ઝાંડર કિન્લોક ફાર્બસ. ન્યાયાધીશની પદવી તે સંભાળતો હતો. બીજા શાહીવાદી નોકરો કરતાં એ જુદો હતો. તેને સાહિત્ય અને સંસ્કૃતિમાં રસ હતો. તે અમદાવાદ ગયો ને ત્યાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. સુરત ગયો ત્યારે એન્ડ્રુસ લાયબ્રેરીની સ્થાપના કરી, કાઠિયાવાડ ગયો ત્યાં પણ તેણે અસંભવિત મનાય તેવું, રાજાઓમાં સાહિત્યરસ જગાડવાનું કામ કર્યું. મુંબઇમાં બદલી થતાં તેણે અહીં પણ સંસ્કૃતિનો નાશ થતો અટકાવવાની ઝુંબેશ ઉપાડી. એને પરિણામે ૨૫મી માર્ચ ૧૮૬૫ને દિવસે ટાઉનહોલમાં 'ગુજરાતી સભા'ની સ્થાપના થઇ. તેના ઉદ્દેશો ત્રણ હતાઃ (૧) ગુજરાતી પ્રાચીન ગ્રંથોનો સંગ્રહ કરવો અને તેમાંથી સારા ગ્રંથો પ્રસિદ્ધ કરાવવા. (૨) બીજી ભાષાઓમાંથી સારા ગ્રંથોનાં ભાષાંતર કરાવી તેને મૂળ કિંમતે પ્રસિદ્ધ કરવાં. (૩) સ્વતંત્ર ગ્રંથોને ઉત્તેજન આપવું.

કમનસીબે થોડા જ સમયમાં ફાર્બસનું મૃત્યુ થયું. તેની યાદમાં 'ગુજરાતી સભા'નું નામ 'ફાર્બસ ગુજરાતી સભા' રાખવામાં આવ્યું. આ ઉપરાંત સભા પર નાણાંની પણ મુશ્કેલી આવી. ફંડ ઉઘરાવાયું અને પચીસ હજાર રૂપિયા એકઠા કરી સભા ટકી રહી. એના પ્રથમ સભ્યોમાં ડૉ. વિલ્સન, નર્મદાશંકર, કરસનદાસ માધવદાસ, કરસનદાસ મૂળજી, ડૉ. ભાઉ દાજી, પ્રેમચંદ રાયચંદ, સોરાબજી શાપુરજી, વીરચંદ દીપચંદ, મનસુખરામ સૂર્યરામ વગેરે હતા.

સભાની સ્થાપના તો થઈ પણ કામ શરુ ન થયું. છેક ૧૮૯૯ માં જ્યારે ભેગા થએલા પચીસ હજાર રુપિયા પંચાણું હજારની હદે પહોંચ્યા ત્યારે સભા કંઈક સંગીન પાયા પર મૂકાઈ. સભાએ સૌથી પહેલાં ફાર્બસે ભેગો કરેલો હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ ખરીદી લીધો. પારિતોષિકો અને પુરસ્કાર આપી ગ્રંથો અને અનુવાદો પ્રગટ કરવા માંડયા. તેમાંનો મુખ્ય 'નર્મકોશ' હતો. વળી હસ્તલિખિત ગ્રંથો મેળવવા માટે બે સંશોધકોને વેતન આપી રોકવામાં આવ્યા. ફાર્બસે લખેલો મહામૂલો ગ્રંથ 'રાસમાળા' (અંગ્રેજી) અને તેની ગુજરાતી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી. થોડાં વરસ રહીને રણજિતરામ વાવાભાઈનો સંગ્રહ પણ સભાએ મેળવ્યો.

આ પછી સભાની પ્રગતિ થવા માંડી. મુંબઈની બુદ્ધિવર્ધક સભાનાં પુસ્તકો ભેગાં કરી પુસ્તકાલય શરુ કરવામાં આવ્યું. '૨૬ થી એને આશ્રયે વ્યાખ્યાનો અપાવાં શરુ થયાં. '૩૩ માં મકાન બંધાયું, '૩૫ માં સભા તરફથી ત્રૈમાસિક પ્રગટ થવા માંડ્યું.

આજે સભાનું એ ત્રૈમાસિક ગુજરાતનું એક અગ્રગણ્ય સંશોધન અને વિવેચનનું માસિક બન્યું છે. એના તરફથી અપાતાં વ્યાખ્યાનોમાં કેટલાંક ગંભીર અભ્યાસીઓ જાય છે. એના સાહિત્ય અને સંશોધનની દૃષ્ટિએ મુંબઈમાં સર્વશ્રેષ્ઠ મનાતા પુસ્તકાલયમાં બેસી કેટલાંય કોલેજનાં વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ, પ્રોફેસરો અને સંશોધકો કાર્ય કરે છે. જો કે આપણા ગૌરવભર્યા વારસાને લોકભોગ્ય કરવાના જોઈતા પ્રયાસો કરવામાં આવતા નથી એ દુઃખજનક છે.

સભા તરફથી પ્રગટ થતાં ત્રૈમાસિક પર બે લીટીઓ છેઃ

प्रकृतेः परिकर्माणि कालसुप्तानि सर्वशः ।
बुद्धया प्रज्वालितः शुद्धो दीपोऽयं द्योतयिष्यति ॥

'પ્રકૃતિનાં કાળે સૂતેલાં (કાળ સાથે વહી જતાં) બધાં પરિકર્મો બુદ્ધિથી પ્રજ્વલિત થઈને આ વિશુદ્ધ (જ્ઞાનના) દીપકને ઉજાળશે ?'

સભા આજસુધી પોતાના આ ધ્યેય તરફ પ્રગતિ કરતી આવી છે. આપણે ઇચ્છીએ કે એ પ્રગતિ હંમેશ ચાલુ રહે.

— કેતન મુનશી

# સમાજ સાહિત્ય

## સાત કિતાબો

- **કાપડની કહાણી** : લેખક અને પ્રકાશક : કાન્તિલાલ મ. ગાંધી, લક્ષ્મી નિવાસ, વિલેપાર્લે (પૂર્વ), મુખ્ય વિક્રેતા; આર. આર. શેઠની કું. મુંબઈ–૨, પૃષ્ઠ : ૪૬૪, મૂલ્ય : રૂ. ૨–૧–૦.
- **સોરઠની સંતવાણી** : લેખક : સ્વ. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય રૂા. ૩.
- **કાવ્યકિશોરી** : પૂજાલાલ. પ્રકાશક : યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત. કિંમત : આઠ આના.
- **'પાઠનો દાવાનળ** : લે. ચંદ્રભાઈ ભટ્ટ, પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ. પૃ. ૨૪૧ મૂલ્ય : રૂ. ૪.
- **સત્તાવનની કત્લેઆમ** : લે. ચિંતામણી વિનાયક વૈદ્ય. અનુ. વિજયશંકર મંછારામ ભટ્ટ. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, કાલબાદેવી, મુંબઈ ૨. પૃ. ૧૭૧ મૂલ્ય : ૨–૮–૦
- **શિખરિણી** : લેખક : ચંદ્રવદન મહેતા. પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્યસંઘ લિ. ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨. કિં. ૧–૮–૦
- **આંખ સુધારવા માટેના કુદરતી ઉપાય** : મૂળ લેખક : ડૉ. આર. એસ. અગ્રવાલ, અનુ : સૌ. વિમલા સેતલવાડ, યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત, કિંમત : ૮ આના.



## કાપડની કહાણી

કેવળ નિષ્ણાતોના સાંકડા વર્તુલમાં રહેતાં વિજ્ઞાનોને ઘરગથ્થુ ભાષામાં રજુ કરવાના બહુ ઓછા પ્રયત્નો આપણે ત્યાં થયા છે. ધંધા કે કમાણી પૂરતા વિજ્ઞાનના અભ્યાસી થયેલા આપણા વિદ્વાન ભાઈઓ એ તરફ વળે તો તેમને અને ગુજરાતી જનતાને બન્નેને લાભ થાય એ દેખીતું છે. શ્રી. ગાંધીએ કાપડ ઉદ્યોગનાં વિજ્ઞાનને જન-સામાન્ય પચાવી શકે તેવી ગુજરાતીમાં રજૂ કરવાનો આ પ્રયાસ કર્યો છે તે અભિનંદન માગી લે છે.

તેમણે આ કહાણીમાં રૂનાં કાચાં સ્વરૂપથી તે તૈયાર રંગીન કાપડ સુધીનાં ઔદ્યોગિક વિજ્ઞાનની રૂપરેખા આપી છે. અને તેમાં એને અંગેની શોધખોળોના જરૂરી ઉલ્લેખો, અઘરી ક્રિયા ઉપક્રિયાઓની સરળ સમજૂતી તથા આકૃતિ ચિત્રો વગેરે આપ્યાં છે. તેમની રમૂજ અને કટાક્ષભરી શૈલી પણ વિષયને હળવો તથા રોચક કરે છે. અને એકંદર વાંચન, એક રસિક કહાણી સરખું બની રહે છે.

વૈજ્ઞાનિક પરિભાષાના કેટલાક અઘરા ગુજરાતી પર્યાયો બાદ કરતાં કાપડ ઉત્પાદન અને રંગકામની ગુપ્ત રહેવાની ધંધાદારી બાબતો પણ લેખકે એટલી સરળ રીતે રજૂ કરી છે કે, આ ઉદ્યોગના સામાન્ય લખી વાંચી શકતા ગુજરાતી મજૂરને તેની બુદ્ધિના વિકાસનો પણ ખોરાક મળી રહે. ધંધાનું આવું સળંગ જ્ઞાન મેળવેલો મજૂર, માલિકો અને માસ્તરોનાં જૂઠાં દબાણમાંથી પણ કેંક અંશે મુક્ત થઈ શકે એમ અમને જણાય છે. અને એ દૃષ્ટિએ આવા વિશેષ પ્રયાસોની શ્રમજીવીપ્રેમી ભાઈશ્રી ગાંધી પાસેથી અમે આશા રાખીએ છીએ.

પ્રજાકીય સરકાર પણ તેની આયોજન યોજનામાં આવાં ધંધાદારી વિજ્ઞાનોનાં સરળ પાઠ્ય પુસ્તકો આવા લેખકો પાસે લખાવી રાષ્ટ્રીય સંપત્તિમાં સાચો અને સારો એવો ઉમેરો કરી શકે છે.

આ ત્રણે ય દૃષ્ટિએ આ પુસ્તક આવકારદાયક લાગ્યું છે.



## સોરઠી સંતવાણી

જાગુતી શા કાનડ કાળા, મીઠી તારી મોરલીવાળા !
કાળીડ દેજે, કુંઢીડ દેજે, દેજે ગાયુનાં ટોળાં,
વાંકાં નેણાંળી વહુઆરૂ દેજે મહી વલોવે ગોરાં !
દેજે પીનારાં બહોળાં !" (વાગડની પૂનઈબાઈ)

સૌરાષ્ટ્રનાં લોકસાહિત્યના ધુરંધર સંશોધક સ્વ. મેઘાણીભાઈએ પ્રજાજીવન-નાં તમામ પાસાંની જનવાણીને પ્રજા સમક્ષ રજૂ કરી. તેમાં એક મહત્વનું પાસું બતાવવાનું તેમણે તેમનાં આયુષ્યના છેલ્લા દિવસોમાં કર્યું.

સ્વાભાવિક રીતે આપણે તેમાં ભજન સાહિત્યની સર્વશ્રેષ્ઠ વાનગીઓ અને તેને વિષે પરિપકવ મૂલ્યાંકનની આશા રાખીએ, પરંતુ અહીં એ બંનેનો સ્પષ્ટ અભાવ માલૂમ પડે છે.

અહીં સંગ્રહાયેલાં ભજનોમાંનાં જૂજ બાદ કરતાં મોટા ભાગના નમૂના અન્ય લોકગીતોની સરખામણીમાં નિઃસત્ત્વ લાગે છે. અને સમગ્ર ભજન સાહિત્યનાં મૂલ્ય વિષે શંકા પેદા થાય છે. ખંડ ત્રીજો એટલે નવધા ભક્તિનાં પદોનો, એક જ રચનારનાં ૪૦ જેટલાં પદોનો છે! તેમાં કશી વિશિષ્ટ દૃષ્ટિ કે સાહિત્યિક મૂલ્યવત્તા જોવા મળતી નથી. નવધા ભક્તિ વિષે નોંધ લઈ આજ વિભાગમાં બીજા રચયિતાઓનાં ભજનો લઈ શકાયાં હોત અગર બીજા વિભાગો-માં વિશેષ મહત્વની વાનગીઓ રજૂ કરી શકાઈ હોત.

"ધણી અને ધરતી"ના કૈંક અંશે સમૃદ્ધ વિભાગનું બીજું કોર્મ અમને અવલોકનાર્થે મળેલાં પુસ્તકમાં મળતું નથી. તેમ છતાં આખો સંગ્રહ તપા-સતાં અમને સંગ્રહની, શ્રેષ્ઠ નમૂનાના સંગ્રહ તરીકેની, અને લોકસાહિત્યનાં આ પાસાંની ખરી વિશિષ્ટતા રજૂ કરવાના પ્રયત્નની—અર્થાત્ સંપાદનની જહેમત અને સામાજિક દૃષ્ટિની ખોટ જણાઈ આવી છે.

સંપાદકીય નોંધમાં શ્રી. મેઘાણીએ "સંતવાણી"ના પ્રાદુર્ભાવ અને વિકાસના ઇતિહાસની રૂપરેખા ઠીક સારી ગણાય તે રીતે આપી છે, પરંતુ એ ઇતિહાસમાંથી જ નિષ્પન્ન છતાં એ સાહિત્યનાં સામાજિક મૂલ્યાંકન બાબત તેમણે ધરતી તારવણી કરી નથી. એથી કરીને, જે છે તે નમૂનાઓનું આંતરિક મૂલ્ય સમજવામાં કશી મદદ મળતી નથી. 'આ નમૂનાઓ છે, આવું આવું છે, અને એ એક ઉચ્ચ પ્રકારનું માનવ પાસું દર્શાવે છે' એવું કહેતી અપ્રતીતિકર રીતમાં અને કેટલીક વખત અંગત અહોભાવની છાયા નીચે આખું સંપાદન થયાનું વારંવાર ભાન થયા કરે છે.

'સંતવાણી' અને ભજન સાહિત્યની સામાજિક મૂલ્યવત્તા દર્શાવવા કે ચર્ચવાનો અવકાશ કે સમય અહીં નથી. આજે તો માત્ર આ પુસ્તક-માંહેના અભાવોનો નિર્દેશ કરી દઈએ છીએ.

★

## કાવ્યકિશોરી

જાણીતા કવિ પૂજાલાલ આ પુસ્તિકા દ્વારા . બાલકાવ્યોનાં ક્ષેત્રમાં પ્રવેશે છે એ આનંદની વાત છે. કાવ્યકિશોરીનાં ગીતોમાંથી "કાણે," "ધન ધન ઘેરૈયા," "પકડાયાં," "મને જાવા દો," "ચોથનો ચંદ્ર" ( એની છઠ્ઠી અને આઠમી કડી સિવાય ) અને "ઉંઘે છે ઝાડ" એટલાં ગીતો ખરેખર સુંદર બાલકાવ્યો છે. બાકીનાં ગીતો, કાં તો મોટાંઓની ભાવના તથા વિચારો, કાં તો કેવળ પ્રાસની રમતો અને મોટે ભાગે પ્રભુની, અને તે પણ તેની જુનવાણી કલ્પનાની આસપાસ લખાયેલાં છે. તેમના શબ્દો, પ્રતીકો કે લયમાં કશી બાલભોગ્ય તાઝગી નથી સિવાય એક "રામજીની ખિસકોલી"નું ગીત. મોટા ભાગનાં ગીતો આયાસથી ઘડાયેલાં છે. અને આધુનિક પ્રજાજીવનના સંપર્કનો અભાવ તેનાં વાસી કાવ્ય પ્રતીકોમાં જણાઇ આવે છે. ઋતુઓ અને આકાશનાં દૈનિક રૂપોનાં ગીતો, આજથી બે દાયકા પૂર્વેના કવિ ત્રિભુવન વ્યાસનાં બાલકાવ્યોની સરખામણીમાં એકાદ અપવાદ સિવાય ફિક્કાં લાગે છે.

ઉપર નામ નિર્દેશ કરેલ કાવ્યો બતાવે છે કે, કવિમાં બાલચેતનના આવિર્ભાવો પ્રકટ કરવાની શકયતાઓ મુક્ત જીવનનો સ્પર્શ માગી રહી છે.

— સ્વપ્નસ્થ



## '૫૭નો દાવાનળ

સન ૧૮૫૭ના વિપ્લવનું, ચંદ્રભાઇની ઉછળતી, વેગીલી કલમે આલેખાએલ આ પ્રેરણાદાયી છતાં અધૂરું પ્રસંગચિત્ર, શાહીવાદની કાળી જબાને ફેલાવેલ જૂઠાણાંઓ સામેના સાહિત્યમાં અનોખી ભાત પાડે છે; હિંદ-મુસ્લિમ એકતાની આપણી ગૌરવભરી પરંપરાને સચોટ રીતે જીવંત બનાવે છે. સામાન્ય રીતે સફળ કહી શકાય તેવી આ કિતાબ, ચંદ્રભાઇ જેવા સિદ્ધહસ્ત અને દૃષ્ટિપૂર્ણ લેખકને હાથે અસંતોષકારક જણાયા વિના રહેતી નથી.

ઉત્તર ભારતની આમજનતાએ વિપ્લવને સાથ શા માટે આપ્યો ? અંગ્રેજી શાહીવાદ તળે, ક્રાંતિ વખતે તેમની આર્થિક અને સામાજીક દશા કેવી હતી ? તેમણે પૂરા દિલથી સાથ આપ્યો છતાં વિપ્લવ સફળ કેમ ન બન્યો ! આ પ્રશ્નોના જવાબોની ઝાંખી ચંદ્રભાઇના કથાનકમાં થતી નથી. અંગ્રેજી શાહીવાદ વિરોધી પહેલા સ્વાતંત્ર્ય યુદ્ધની નિષ્ફળતાનું મુખ્ય કારણ તેના સામંતશાહી

નેતાઓની દોરવણી છે, એ વાત આજે સર્વ પ્રગતિશીલ વિચારકો સ્વીકારે છે; પરંતુ આ પુસ્તક તો જુદો જ ધ્વનિ બહાર પાડે છે– અહીં મંગળ પાંડે જેવા જનનાયકો કરતાં અઝીમ, નાના, બહાદુરશાહ, વગેરે પાત્રોની ગૌરવકથા વધુ ખીલી ઊઠી છે. અને તેમની ટૂંકબુદ્ધિ તથા દોરવણીની ત્રુટીઓ કશે નજરે પડતી નથી. સમવાયતંત્રની વાતો કરતા ( પૃ. ૪૩ ) બહાદુરશાહનું ભાષણ ( પૃ. ૫૪ ) કોઈ સામંતશાહી રાજાનું નહિ પણ સન ૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહી નેતાનું હોય તેવો આભાસ થાય છે. આવી અસંભવિત કલ્પનાશક્તિ બાજુએ રાખીએ તો પણ, એક મીરતની શાક વેચતી ડોશીના અપવાદ સિવાય આમ જનતામાંથી ઉગેલ અન્ય વીરપાત્રો સામાન્ય કથાપ્રવાહમાં તદ્દન ઢંકાઈ જાય છે.

વળી, આ પુસ્તકના જે રીતે પ્રકરણો પાડવામાં આવ્યાં છે, તે પ્રસંગ ચિત્રના ઘેરા આછા રંગને ફીસ્સો બનાવી દે છે. વળી આ મહાન ઘટનાપ્રવાહ જેટલા તીવ્ર વળાંકો લે છે, તે અનુસાર તેમની શૈલી, આજ પૂર્વેની ઢબને વિસારી દેતી હોય તેમ, ઝડપથી બદલાતી, મરોડ લેતી જોવામાં આવતી નથી. આ નવીન તત્વો તરફ ચિંતા ભરી નજર ફેંકીને આ પુસ્તકને અમે હાર્દિક આવકાર આપીએ છીએ.



## સત્તાવનની કત્લેઆમ

કોકસે કુટુંબની આ સત્ય પ્રવાસકથા હોય કે ન હોય, પણ તે, વિપ્લવસમયના સમાજની જે આકર્ષક ઝાંખી કરાવે છે, તે વાંચકને મનોરંજક અને માહિતીપૂર્ણ લાગ્યા વિના રહેશે નહિ. એક સામંતશાહી સમાજના ગોરની નજર કોઈ ખાસ દૃષ્ટિથી પકવ બનેલી ન હોય તે સ્વાભાવિક છે. છતાં જુદા જુદા પ્રસંગે લખાએલ આવા અનેક અહેવાલો, ( આટલી સરળ ભાષામાં ન લખાયા હોય તો ય ) દેશને ખૂણેખાંચરે ધૂળ ખાતા પડયા હશે, તે વહેલી તકે પ્રકાશિત થાય તે આપણા ભાવિ વિદ્યાર્થીઓની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે. આપણો સાચો સળંગ ઇતિહાસ હજી લખાવાનો બાકી છે એ વાત ધ્યાનમાં રાખી આ પ્રયાસને અભિનંદન આપીએ છીએ.

– શાંતા ગાંધી



# શિખરિણી

ગુજરાતના આંગળીને વેઢે ગણાવી શકાય તેવા આગેવાન નાટ્યલેખકોમાં શ્રી. ચન્દ્રવદન મહેતાનું સ્થાન આજ સુધી મોખરે રહ્યું છે. ગુજરાતની રંગભૂમિના પ્રખર અભ્યાસીઓમાં તેમની ગણના થાય છે. ગુજરાતી રંગભૂમિને આજની અપદશા અને પછાતપણામાંથી ઉદ્ધાર આણવા તેમણે જે કૈં પ્રયાસો આજસુધી કર્યા છે—પછી કાળબળે કરીને ભલે એ પ્રયાસોને ઝાઝી સફળતા ન વરી હોય તો યે—એનું મહત્વ ઘણું છે.

પરંતુ, તેમનું છેલ્લું નાટક "શિખરિણી" આજ સુધીની તેમની કીર્તિને ઝાંખપ લગાડનારું છે. "નર્મદ," "આગગાડી" ને "નાગાબાવા" જેવાં નાટકો ગુજરાતને, ગુજરાતી રંગભૂમિને ચરણે ધરનાર શ્રી. ચન્દ્રવદન પાસેથી જે કૈં અપેક્ષા આપણે સૌએ રાખી હતી તેને "શિખરિણી"એ એકજ ઝાટકે ખતમ કરી નાખી છે.

નાટકનું વસ્તુ કૈંક આવું છે.

એક સંતતિ વિહીન દંપતિ—ધવલ અને શિખરિણી સાથે તેમના પરમ મિત્ર શાર્દુલ રહે છે. તેમને બાળક નથી, પરંતુ બાળક ન હોવાનો તેમને અસંતોષ યે નથી. શાર્દુલ "સરળ, ભોળો, નિર્દોષ" કવિ છે; "રમતિયાળ બાળક" સમો છે—"ધૂની" છે: ધવલ અને શિખરિણી આજસુધી તેમની તમામ ધૂનો પોષતા આવ્યા છે. શિખરિણીએ તો શાર્દુલની "બાળકની માફક સંભાળ રાખી છે એની નાની મોટી દરેક વસ્તુની કાળજી રાખી છે. એની સૌ કોઈ જીદોને પોષી છે.

આવા શાર્દુલને એક વેળા "રમકડાં"ની, તો બીજી વેળા "પારણાં"ની ધૂન જાગે છે. ત્રીજી વેળા એને "બાળક"ના પિતા બનવાની હોંસ જાગે છે. એ બાળકની માતા શિખરિણી બને અને તેને ઉછેરે એવી એ જીદ લે છે... આખરે, શિખરિણી શાર્દુલની માતા બને છે એ પછી, "ડુંગરોને પાર, નદીઓને પ્રદેશ, લીલી હરિયાળી જ્યાં જ્યાં પ્રસરી હશે ત્યાં" એ બાળકને લઈ જવાની શાર્દુલને જીદ લાગે છે. લાગણીને કુંઠિત કરી નાખી શિખરિણી એ જીદ પોષવા ય તૈયાર થય છે... પરંતુ, એ જીદ પછી શાર્દુલ બાળકને લીધા વિના જ એકાએક કયાંક ચાલ્યો જાય છે ને નાટક પૂરું થાય છે!

આવા આ વસ્તુ વિષે શ્રી ચન્દ્રવદન જણાવે છે કે—

એ "ઘણાને નહિ ગમે...આ કૃતિ માટે મારે તો એટલું જ કહેવાનું છે કે, ભાઈ! આ નાટકમાં બની એવી ઘટના આપણી જ પૌરાણિક કથાઓમાં આલેખાઇ છે. અને જો એ વસ્તુ સતયુગમાં બને તો તે આજે ન બને?"

"શિખી! ઓ મારી માત!" એવું ઉચ્ચારનાર અને શિખરિણી પાસે બાળક બની જીવનાર શાર્દૂલની એક માત્ર "ધૂન" પૂરી કરવા, શિખી સમાજ-જીવનનાં તમામ નૈતિક મૂલ્યોને ફગાવી દે છે. અને લેખક એ દૃશ્યને સહાનુભૂતિ-પૂર્વક નિહાળી ઉપર પ્રમાણે ન્યાયી પૂરવાર કરવા મથે છે ત્યારે એટલું જ કહેવું બસ થશે કે, લેખકની એ દૃષ્ટિ પાછળ માનસિક વિકૃતિ જ જોવા મળે છે, બીજું કંઈ જ નહિ.

નાટક વિષે તો ખાસ કંઈ જ કહેવા જેવું નથી; કારણ કે નાટ્યતત્ત્વોનાં અભાવવાળું નાટક, નાટક જ બનતું નથી. "શિખરિણી"માં કાઇ જ નાટ્ય-તત્ત્વ નથી–એટલે જ એ નાટક તરીકે છેક જ નબળું છે.

શ્રી ચન્દ્રવદન પાસેથી આપણને જ્યારે આવું નબળું અને વિકૃત નાટક મળે છે ત્યારે કહેવાનું મન થઇ આવે છે કે, "ચન્દ્રવદનભાઇ! ફરીફરીને તમારી આગલી કૃતિઓ "આગગાડી," "નાગાબાવા," "નર્મદ" કે "ધરા ગુર્જરી" વાંચી જાવ. એ કૃતિઓ જ તમને બતાવી આપશે કે તમે આજે કયાં આવી ઊભા છો? તમારી એ કૃતિઓ જ તમને ઘણું ઘણું શીખ-વાડશે અને ગુજરાતી રંગભૂમિ તમારી પાસે કેવી અપેક્ષા રાખે છે એનો પ ખ્યાલ આપશે."

– અરુણ ચંદારાણા



## આંખ સુધારવા માટેના કુદરતી ઉપાય

ડૉ. બેઈટસ નામના એક પાશ્ચિમાત્ય રીતે ડૉકટરની ઉપાધિ મેળવેલા ડૉકટરને તેમનાં નાનાં દરદીઓને દૃષ્ટિ સુધારવા માટે ચશ્મા આપતાં ઘણી વખત એક જ વિચાર આવતો હતો–કે સર્વે ઇન્દ્રિયો ઘણાં વર્ષો સુધી સલા-મત રહે, કાનથી સંભળાય, નાકથી સુંઘાય, જીભને સ્વાદ છેક વૃદ્ધાવસ્થા સુધી રહે તો પછી એ સાથે જ અપાયેલ ઇશ્વરદત્ત ચક્ષુઇંદ્રિય શા માટે જલદી શિથિલ થાય–અને તે પણ એટલી હદ સુધી કે મોટા પ્રમાણમાં મનુષ્યોને ચેતા-

ત્રીસ જેટલી નાની ઉંમરમાં જ ચશ્માના ઉપયોગ સિવાય નજીકનું કામ જ ન કરી શકાય? આ વિચાર ઉપરથી તેમણે ઘણા પ્રયોગો કર્યા. તે માટે તેમના ઉપરી તરફથી તેમને આ "ભૂત જેવા પ્રયોગો" માટે ઠપકો પણ મળ્યો છતાં એમણે તો એ પ્રયત્નો ચાલુ જ રાખ્યા અને આધુનિક આંખનું જ્ઞાન મૂળમાંથી જ ખોટું છે તેમ તેમણે પ્રતિપાદન કર્યું. ડોળો લાંબો ટૂંકો છે અને તેથી જેની સામે જોવું હોય તે વસ્તુની છાયા ( Image ) આગળ પાછળ પડે છે અને તેથી વસ્તુ અસ્પષ્ટ દેખાય છે-અને આગળ જુદા જુદા વળાંકવાળા કાચ રાખવાથી આંખમાં રહેલા પરદા પર જ છાયા પડે-આ છે જૂનો સિદ્ધાંત, લગભગ કેમેરાને મળતો. પરંતુ આ પુસ્તકમાં આ સિદ્ધાંત ખોટો છે તેમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ડૉ. બેઈટસના મત પ્રમાણે આંખના ડોળાના સ્નાયુઓને અમુક પ્રમાણમાં કસરત આપવાથી ચશ્મા વગર જોઈ શકાય છે. અને એ કસરતો કેમ કરવી તે આ પુસ્તકમાં ચિત્રો આપીને સમજાવવામાં આવ્યું છે. વાંચતી વખતે, શીવતી વખતે, સિનેમા જોતી વખતે, ખોટી રીતે આંખનો ઉપયોગ કરવાથી દૃષ્ટિ નબળી પડે છે એમ લેખકનો મત છે. ખોટી રીત કોને કહેવી તે પણ પુસ્તકમાં સમજાવ્યું છે.

અત્યારના જમાનામાં પણ હજી ડૉ. બેઈટસના મતમાં ભળ્યા હોય તેવા ઘણા ઓછા ડોકટરો છે. તેનું કારણ તે દરદી તથા ડોકટર પાસેથી સંપૂર્ણ સહકાર તથા શ્રમ માગી લે છે. આ પદ્ધતિ અતિ ધીમી હોવાથી ઘણી ધીરજની પણ જરૂર પડે છે. બીજું દરેક વ્યાયામ અથવા શાસ્ત્ર શીખતી વખતે જેમ અનુભવી ગુરુની જરૂર પડે છે તેમ આંખના વ્યાયામના પ્રયોગોમાં પણ કોઈ ગુરુની જરૂર પડવાની જ અને એ દૃષ્ટિએ જનસમાજને આ પુસ્તકના વાંચનથી થતો સીધો ફાયદો અતિ સાધારણ ગણાય. છતાં સમાજ સમજતો થાય અને ડોકટરો પાસેથી આવી વ્યાયામની માગણી કરે તો ડોકટરોને રસ ઉત્પન્ન કરી શીખવુ જ પડે એ એક ઉપયોગિતા ખરી.

ભાષા ક્યાંક ક્યાંક તદ્દન અંગ્રેજી વિચાર-પરંતુ ગુજરાતી ભાષા-જેવી છે અને ગુજરાતી જ જાણનાર વ્યક્તિને સમજવામાં મુશ્કેલી પડે એવી છે. મુખ્ય વસ્તુનો જ આગ્રહ રાખીને તરજુમો થયો હોત તો સમજવામાં વધારે સરળતા પડત.

— રમણિક વૈદ્ય

✱

# પખવાડીઆની ડાયરી

## રાષ્ટ્રીય પ્રવાહો

ગયા અંકે આપણે લોર્ડ માઉન્ટ બેટનની યોજના જોઈ ગયા.

આઝાદીના ઓઠા હેઠળ હિંદને આડકતરી રીતે ગુલામ રાખવાની એ યોજનાને કોઈએ દિલસાફગીર વધાવી લીધી નથી.

૧૪મી જૂને કોંગ્રેસની મહાસમિતિમાં યોજનાના સ્વીકાર સામે ગરમાગરમ ચર્ચા ચાલી. આખરે કારોબારીએ ગાંધીજીના બોધ અને અન્ય આગેવાનોનાં રાજીનામાંની વાત આગળ લાચાર બની કારોબારીના નિર્ણયને અપનાવી લીધો. લીગની કૌંસિલ સમક્ષ આ યોજના રજુ કરાઈ ત્યારે પણ ફક્ત ઝીણા જ બોલ્યા અને બીજાને મોઢે તાળાં દેવાયાં. આવી હાલતમાં લીગે બ્રિટિશ યોજનાનો સ્વીકાર કર્યો (૯ મી જૂન).

ત્યારબાદ પંજાબ અને બંગાળની ધારાસભાઓ મળી અને ત્યાં બંને પ્રાંતોના ભાગલા પાડવાનું પણ નક્કી થઈ ગયું.

કરાંચીમાં પાકિસ્તાનની બંધારણસભા બોલાવવાની તૈયારી પણ થઈ રહી છે.

બીજી તરફથી જેમ જેમ યોજના નક્કર સ્વરૂપ પકડતી જાય છે તેમ તેની ભયંકરતા વધુ ને વધુ બહાર આવતી જાય છે.

વસ્તી પ્રમાણે પ્રાંતોના ભાગોની સરહદો નક્કી કરવા 'સરહદ-પંચ' નીમાશે. માઉન્ટ બેટનની યોજનાની એ ફૂટમાં ફૂટ ચાલની અસર જણાઈ રહી છે. અમૃતસર હિંદુસ્તાનને ભાગે જશે? એ ભયે તો મુસ્લીમ કોમીવાદીઓએ તેને બાળી ખાક કરી, ત્યાંથી હિંદુઓને હાંકી કાઢવાની આતશબાજી આરંભી દીધી છે.

બીજી તરફથી રાવી નદી સુધીના પ્રદેશો મેળવવા માટે ઘોર કોમી કત્લેઆમની તૈયારી કરી રહ્યા છે. અને તેમાં જો નિષ્ફળ જાય તો નહેરોના બંધ, પૂલો, શહેરો બધું ઉડાવી દેવાનો તેમનો ઇરાદો જગજાહેર છે.

ગમે તેમ, વધુમાં વધુ પ્રદેશ મેળવવો અને ન મળે...તો ધીખતી ધરા! બંને પક્ષો આજ માર્ગે જઈ રહ્યા છે!

"યોજના ગમે તેવી હોય પણ કંઈ નહિ તો કોમી વિખવાદનો તો અંત આવશે." એ આશાએ માઉન્ટ બેટનની યોજના કમને પણ સ્વીકાર કરવા તૈયાર થયેલાઓને ય હવે તો એ આશા આકાશકુસુમ જેવી લાગવા માંડી છે.

રીઝર્વ બેંક, સ્ટર્લીંગ બેલેંસ, જકાત, લશ્કરો, લડાયક સરંજામો, રેલ્વે વગેરેના ભાગલા પર એકેકથી વધુ ભયંકર નેતાઓની કુસ્તીઓ લડાશે; પરસ્પર લોકો ઉશ્કેરાશે અને ભાગલા વધુ ને વધુ મજબૂત અને ખૂની બનશે.

આમાં શાંતિ દેખાય છે ક્યાંય ?

*

## પઠાણોના વતનમાં

માઉન્ટ બેટનની યોજનાના ખપ્પરમાં પહેલા હોમાયા બહાદુર પઠાણો.

હિંદી મુસ્લીમોમાં સૌથી વધુ મક્કમ અને જાગૃત શાહીવાદ-વિરોધી પઠાણ લડવૈયાઓએ ૧૯૩૦ થી આજસુધી, જંગે આઝાદીમાં ભવ્ય ભાગ ભજવ્યો છે.

આઝાદી માટેના સમસ્ત હિંદવ્યાપી આંદોલનમાં ઊગીને ઉછરેલા પઠાણોને તે આંદોલનથી છૂટા પાડી, ખુદાઈ ખીદમતગારોની રાષ્ટ્રીય જાગ્રતિને કચડી નાખવા અર્થે જ બ્રિટીશોએ એ પેંતરો રચ્યો છે.

એ વાત સાવ ખુલ્લી છે કે સરહદમાં કોંગ્રેસને જનતાનો ટેકો રહ્યો છે, ત્યાં કોંગ્રેસ પ્રધાનમંડળ ચાલુ છે અને ત્યાંના ત્રણમાંથી બે પ્રતિનિધિઓ બંધારણસભામાં ભાગ લઈ રહ્યા છે. એટલે કે, તે પ્રાંત સ્વાભાવિક રીતે જ હિંદી સંઘમાં રહે એવી પરિસ્થિતિ છે. એમ છતાં ય જો જનતાની ઇચ્છા વિષે શક હોય તો પઠાણોએ હિંદી સંઘમાં જોડાવું કે સ્વતંત્ર પઠાણરાષ્ટ્ર સ્થાપવું—એના પર મત લેવાની માગણી ડૉ. ખાનસાહેબ તથા સરહદના ગાંધી અબ્દુલ ગફારખાને આગળ ધરી છે. પરંતુ માઉન્ટ બેટન તો પઠાણોને ફરજ પાડે છે કે, " કાં તો હિંદુસ્તાનમાં જોડાવ અથવા તો પાકિસ્તાનમાં જોડાવ; સ્વતંત્ર પઠાણરાષ્ટ્ર બનાવવાનો તમને કોઈ અધિકાર નથી. ! "

અને મુસ્લીમ લીગનો માઉન્ટ બેટનની આ વાતને ટેકો છે. તેમને દિલ, આ તકનો લાભ લઇ સરહદ પ્રાંતને લીગની સાથે જોડી દેવાની ખ્વાહિશ છે.

અને હવે તા. ૬-૭ મીએ જ તો ' રેફરેન્ડમ ' ( એટલે કે ધારાસભાના મતદારોના મતથી )થી એનો નિકાલ પણ આવી જનાર છે.

પરંતુ ડૉ. ખાનસાહેબ અને ગફારખાને તો પઠાણોને એ મતચૂંટણીમાં ભાગ જ ન લેવાનો આદેશ આપી દીધો છે. જ્યારે બીજી બાજુથી વધુમાં વધુ પઠાણોને મત માટે લઈ જવાની કોશીશો પણ ચાલુ જ છે.

આ સ્થિતિમાં નિકાલ કેવો આવશે ? લીગની ઇચ્છાનો વિજય નહિ જ થાય એમ કોણ કહી શકે એમ છે ?

*

આમ બનવાનું કારણ પણ સમજવું જરૂરી છે.

૧૯૩૦ પછી લગભગ દશ વર્ષ સુધી બાદશાહખાનના ખુદાઈ ખીદમતગારો પઠાણોના એકમાત્ર લોકપ્રિય નેતાઓ હતા. તેમણે આઝાદી અને લોકશાહીની લડતની સુંદર પ્રણાલિકા બાંધી. પણ યુદ્ધની આર્થિક સંકડામણો દરમ્યાન કોંગ્રેસ પ્રધાનમંડળ લોકોને જીવનની જરુરિયાતો પૂરી ન પાડી શક્યું. કાળાબજાર, જમીનદારી અને નોકરશાહી ફૂલ્યાફાલ્યા. પરિણામે કોંગ્રેસમાંનો લોકોનો વિશ્વાસ ડગવા માંડ્યો. બીજી તરફથી કોંગ્રેસ છેલ્લી ઘડી સુધી પઠાણોના સ્વનિર્ણયના હક્કનો સ્વીકાર ન કરી શકી આનો લાભ ઉઠાવી, બ્રિટિશની મદદથી ત્યાંના લીગી નેતાઓ પઠાણોમાં કોમીવાદી ઝેર રેડવામાં સફળ થયા. એટલું જ નહિ પણ આ નવી ચૂંટણી આવે તે પહેલાં જ કુલ ૫ લાખ મતદારોમાંથી આશરે ૮૦,૦૦૦ હિંદુઓને સરહદમાંથી ત્રાસદ્વારા તેમણે હાંકી કઢાવ્યા. અને મત આપવા પાછા આવશે તો તેમના જાનમાલની સલામતી નથી વગેરે ધમકીઓ આપી. આવા વાતાવરણમાં પઠાણોને આઝાદ રહેવાનો હક્ક જ ન આપતાં માત્ર હિંદુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે પસંદગી કરવા કહેવું એ તો વધુ ઘોર આંતરવિગ્રહને આમંત્રણ આપવા બરાબર છે.

*

## રાજા-નવાબો સ્વતંત્ર થશે?

માઉન્ટ બેટનની યોજનાની એક તાજુબીભરી ખૂબ એ હતી કે તેમાં રિયાસતો માટે એકે ય કલમ નહોતી. પણ હવે તેનો ખરો અર્થ બહાર આવતો જાય છે.

૧૩ મી જૂને નિઝામ હૈદરાબાદે અને ત્રાવણકોરે 'આઝાદ' થવાના ઈરાદા જાહેર કર્યાં છે. કાશ્મીર અને બીજાં રાજ્યો પણ એ જ માર્ગે જવાની જાહેરાત કરવાની વેતરણમાં છે.

આ બધા પાછળ બ્રિટિશોનો હાથ ખુલ્લો દેખાઇ આવે છે. દા. ત. નિઝામની આઝાદીની જાહેરાત પાછળ દોરીસંચાર શાહીવાદી ધારાશાસ્ત્રી મોંકટનનો છે. બ્રિટિશ અમલદારો અને નિષ્ણાતોની દેખરેખ નીચે નાની મોટી બધી રિયાસતો લશ્કર અને શસ્ત્રસરંજામ ભેગાં કરી રહી છે.

આ લશ્કરો કોની સામે વપરાશે એ તો સૌ સમજે છે.

એટલે ગાંધીજીએ કહ્યું તેમ તેમણે હિંદી આઝાદી સામે યુદ્ધ જાહેર કર્યું છે, પરંતુ એમાં ગભરાવાનું કશું નથી. રજવાડી પ્રજા પણ તેમની ચેલેંજ

સ્વીકારવા તૈયાર છે. પહેલો મોરચો ત્રાવણકોરમાં મંડાઇ રહ્યો છે. દિવાન સર સી. પી. રામસ્વામીની તુમાખીનો પાર નથી. તેની સામે 'આયલાર'. જેવા એક ગામડાંના અમર ગેરિલા સંગ્રામોની શાન ઓછી તેજસ્વી નથી.

*

## જાલિમોને હવાલે જનતા

જનતા સામે સંયુક્ત મોરચો રચનાર જામબાપુએ પોતાની જોડાણ યોજના ઊભી કરી જનતા વેળાસર જાગી ઊઠતાં જામજોડાણ યોજનાના તો ફૂરચા ઊડી ગયા. પરંતુ એ સંગ્રામના પડઘા હજી શમ્યા નથી ત્યાં તો તેથી ય વધુ ખતરનાક યોજના અમલમાં આવી રહી છે!

બ્રિટિશો જઇ રહ્યા છે; 'સત્તા' છોડી રહ્યા છે—પણ સત્તા કોને સોંપીને! જનતાને નહિ, પણ જનતાના જાલિમ જુલ્મગારોને. કાઠિયાવાડના સાત માંધાતાઓની સરદારી હેઠળ તેમણે એક કાઠિયાવાડી રિયાસતોનું બોર્ડ બનાવ્યું છે. બ્રિટિશો જશે રેસીડન્સીઓ બંધ થશે અને સાર્વભૌમ સત્તાનો અંત આવતાં એમની સત્તા આ બોર્ડને અપાશે—જેમાં જામસાહેબ, જુનાગઢના નવાબ, ભાવનગરના રાજવી વગેરેનો સમાવેશ થાય છે!

*

## આવી આઝાદીની આશા હતી?

આમ આપણા દેશના હાલત દિનપ્રતિદિન ગંભીર બની રહી છે... કોંગ્રેસે ૬૦-૬૦ વર્ષ લડી આજે આઝાદી હાથવેંતમાં આણી છે. પણ આઝાદી એવી આવે છે કે જેથી કોઇને હર્ષ થતો નથી! પરસ્પર વિરોધી બે ભાગમાં દેશ વહેંચાઇ ગયો છે! હિંદનું જીવન છિન્નભિન્ન થઇ રહ્યું છે. જ્યારે હિંદ ભયંકર અનાજ સંકટમાં સપડાયું છે ત્યારે વધારે અનાજ ઉત્પન્ન કરતા પંજાબ અને સિંધને અલગ કરવામાં આવે છે. પાકિસ્તાનના વતની કાપડ વિના ત્રાહીત્રાહી પોકારે છે ત્યારે કાપડની મીલો હિંદુસ્તાનમાં રહી ગઇ છે. શણનાં ખેતર પાકીસ્તાનમાં, શણની મીલો હિંદુસ્તાનમાં!

અધૂરામાં પૂરું કાશ્મીરથી ત્રાવણકોર સુધી બ્રિટિશોના ૫૮૫ અડ્ડા 'આઝાદ' બની વિખરાયેલા પડ્યા છે!

શું કોંગ્રેસે, કે શું લીગે જનતાને જે આઝાદી આપવાની આશા બંધાવી હતી તે આવી હતી?

## શ્રી. દિનકરરાવ જ નથી જાણતા?

આવા ઉગ્ર રાજકીય વાતાવરણમાં એક ઘડીભર પણ ભૂલી ન શકાય એવો સૌથી સળગતો સવાલ હોય તો તે અનાજનો.

૨૯ મી જૂને મુંબઈ સરકારે ફરી પાછો રાશનમાં ઘટાડો કર્યો છે.

અમદાવાદમાં આ ઘટાડા પહેલાં પણ સત્તાવાર રોજના માથા દીઠ પા તોલા ઘઉં અને પા તોલા ચોખા મળતા. પણ તે તો સત્તાવાર જ. ખરી રીતે તો રાશનની દુકાનો પર 'અનાજ નથી'નાં પાટિયાં ઘણી વાર દેખાતાં ત્યારે કાળા બજારમાં ઘઉં છૂટથી ૩૫-૪૦ રૂપિયે વેચાય છે. પારેખથી વ નાનો મગનો રોટલો ૭ ૭ આને વેચાય છે!

પરિણામે હજારો કુટુંબો ફક્ત એક ટંક જ અર્ધા પેટે જમી જીવતા થઇ ગયા છે. ને સેંકડો કુટુંબો અમદાવાદ છોડી જઇ રહ્યાં છે.

ફક્ત અનાજની જ મોંઘવારી નથી. કાપડનું રાશન પણ ઘટાડવાની વિચારણા ચાલી રહી છે. જ્યારે કાળાબજારમાં ભાવ ચુકવનાર જેટલું જોઇએ તેટલું કાપડ મેળવી શકે છે.

એટલું જ નહિ પણ તેલ, ઘી, ગોળ દિવાસળી, સાબુ .. અને બીજી કઇ વસ્તુની આજે 'અછત' અને 'કાળાબજાર' નથી?

સૌ જાણે છે કે આનું કારણ કુદરતી અછત નથી. નીચેના બે અવતરણો એ બાબત પર પ્રકાશ નાખે છે:

"૩ હજાર ટન અનાજ-ઘઉં, ગોખા-અમદાવાદમાં કેદ પડ્યું છે." (પ્રભાત તા. ૧૩ જૂન)

"દરરોજ મોટરલોરી મારફતે જાહેર રીતે હજારો મણ તુવેર સુરતમાં આવી છે, પરંતુ માલ આજે ગેબ થઈ ગયો છે. આ ખરીદેલી તુવેર ક્યાં છે?" હકીકતે, એ ક્યાં છે તે સૌ કોઇ જાણે છે. એક પૂરવઠા પ્રધાન શ્રી દિનકરરાવ જ નથી જાણતા શું?

## હૈયે જન્મતી નૂતન આશા

આ ઘોર ચિત્રમાં એક સારા સમાચાર ઝબકી ગયા છે. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને સોવિયેટ રશિયા ખાતેના હિંદી એલચી તરીકે નીમવામાં આવ્યાં છે. આપણા મહાન શક્તિશાળી પાડોશી સાથે, આપણી વચ્ચેની ૩૦-૩૦ વર્ષની સામ્રાજ્યવાદી દિવાલ ભેદીને હવે આપણે એશિયા અને વિશ્વ દુનિયામાં શાંતિ અને સ્વાતંત્ર્ય પૂર્વક ઝૂમી શકીશું, એની આશા શ્રી. વિજયાલક્ષ્મીની નીમણૂંક આપણે હૈયે જન્માવી જાય છે.

— નરોત્તમ



# આંતરરાષ્ટ્રીય પ્રવાહો

## વિરોધી છાવણીઓમાં વહેંચાતું યુરોપ

પસાર થએલા માસ દરમ્યાન પણ આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રવાહો શાંતિ અને સલામતીને માર્ગે વહેવાને બદલે અશાન્તિ અને યુદ્ધની દિશામાં જ વહેવા ચાલુ રહ્યા છે.

તુર્કી અને ગ્રીસને આર્થિક તેમજ લશ્કરી મદદ આપીને, યુરોપના પરંપરાગત યુદ્ધ અખાડા જેવા બાલ્કન પ્રદેશમાં રશિયા સામે ખોડાઈ જનાર અમેરિકા પોતાની યુદ્ધખોર મકસદ હાંસલ કરવા માટે પશ્ચિમ જર્મનીનું એકીકરણ કરીને અને ઈટાલી તેમજ ફ્રાન્સને લાંચ આપી, પોતાની છાવણીમાં ખેંચી જવાને અને એ રીતે યુરોપને બે ભાગમાં વહેંચી નાખવાને કેવા પ્રયાસ કરી રહ્યું છે તે આપણે ગયે વખતે જોઇ ગયા હતા. આ માસ દરમ્યાન એ ક્રિયા વધુ સ્પષ્ટ અને નિશ્ચિત રૂપે આગળ વધી છે.

એ ક્રિયાનું પ્રતીક બની છે, 'માર્શલ યોજના.' અમેરિકાના વિદેશ મંત્રી જનરલ જ્યોર્જ માર્શલે, થોડા દિવસો પહેલાં એક ભાષણમાં જણાવ્યું હતું કે યુરોપના જુદા જુદા દેશોને અમેરિકા આર્થિક મદદ આપે તેના કરતાં યુરોપને પોતાની જરૂરીઆતોને લગતો એક સંયુક્ત કાર્યક્રમ ઘડી કાઢીને અમેરિકા સમક્ષ રજુ કરે તો તે યોજના પ્રમાણે જરૂરી આર્થિક મદદ કરવાનું અમેરિકાનું કામ વધુ આસાન, વધુ અસરકારક અને વધુ સરળ થઇ પડે.

માર્શલનું આ ભાષણ કોઈ પૂર્વસંકેત અનુસાર કરવામાં આવ્યું હતું કે કેમ તે તો જાણવા મળ્યું નથી, પણ જાણે એમ જ હોય તેમ જાહેર થતાંની સાથે બ્રિટન અને ફ્રાન્સે એ 'માર્શલ યોજના' વધાવી લીધી; અને પશ્ચિમ યુરોપના છ-સાત નાના ભૂખડીબારશ દેશોએ પણ એ યોજનાનો લાભ મેળવવાની પોતાની ઉમેદવારી જાહેર કરી દીધી. આ યોજનાનું પ્રથમ ઉચ્ચારણ એવી ઢબનું હતું કે તેના વર્તુળમાં રશિયા અને પૂર્વ યુરોપના બીજા દેશોનો સમાવેશ થતો હશે કે કેમ એ શંકાસ્પદ બની રહે. પણ પાછળથી જ. માર્શલને ખાસ પૂછવામાં આવ્યું ત્યારે તેમણે જણાવ્યું કે રશિયા સહિતના આખા યુરોપને પોતાની એ પરોપકારી યોજનાના વાડામાં પુરવા સામે એમને વાંધો નહોતો.

બસ પછી તો બ્રિટન-ફ્રાન્સને ભાવતું મળી ગયું. તેમણે એવો પ્રચાર આદરી દીધો કે આ યોજનાની મકસદ ભાંગેલા યુરોપને આર્થિક રીતે પગભર કરવા સિવાય બીજી કોઈ જ નથી, અને રાજકીય હેતુનો તો એમાં અંશ સરખો યે નથી. વળી, તેમની આ માન્યતા પ્રત્યે ગંભીર આશંકા દાખવી રહેલા રશિયાને તસલ્લી કરાવવા માટે મદદ મેળવવાની જે યોજના પોતે તૈયાર કરી રહ્યા હતાં તેમાં ભાગ લેવા માટે તેમણે રશિયાને પણ આમંત્રણ આપ્યું.

રશિયાએ એ આમંત્રણનો સ્વીકાર કર્યો. પરિણામે બ્રિટન, ફ્રાન્સ અને રશિયાના વિદેશ મંત્રીઓ મંત્રણા કરવા માટે પેરીસખાતે મળ્યા. પાંચ જ વખત તેમણે મંત્રણા કરી, અને તેને પરિણામે રશિયાને ખાતરી થઈ ચૂકી કે માર્શલ યોજનાને લગતી તેની ખરાબમાં ખરાબ આશંકાઓ તદ્દન સાચી હતીઃ એ યોજનાનો લાભ લેવા આગળ આવનાર દરેક દેશ માટે પોતાની આંતરિક સ્વાધીનતા અમેરિકાને ગીરો મૂકવાની જરૂર પડે તેમ હતુંઃ અને એ મદદ મેળવનાર દરેક દેશ અમેરિકાના રાજકીય વર્ચસ્વ નીચે આવી જાય એ અનિવાર્ય હતું. પરિણામે એવી મદદ મેળવવાનો સાફ ઇન્કાર ઉચ્ચારીને મો. મોલોટોવે બ્રિટન-ફ્રાન્સને એવી સ્પષ્ટ અને જલદ ચેતવણી સુણાવી દીધી કે અમારી સામેલગીરી વિના આ યોજના અમલમાં મૂકવાનો પ્રયાસ કરશો તો તેનું પરિણામ બૂરૂં આવશે.

રશિયાને આ જાતની ખાતરી શાથી થઈ, અને આવી નકારાત્મક તથા જલદ વલણ ધારણ કરવામાં તે વાજબી છે કે કેમ તે મુકરર કરવાનું કંઇ જ સાધન આપણી પાસે નથી. આપણને સમાચારો પૂરા પાડનારી શાહીવાદી સમાચાર સંસ્થાઓએ આપણને જણાવવાની તસદી કદી લીધી જ નથી કે માર્શલ યોજના શું છે અને મદદ મેળવવા માટેનો જે કાર્યક્રમ બ્રિટન અને ફ્રાન્સે તૈયાર કરી મો. મોલોટોવ સમક્ષ ધર્યો હતો તે કઈ જાતનો હતો, મદદ આપવા-લેવાની શરતો શી છે. પરિણામે એવા જ અનુમાન પર આપણે આવવું રહ્યું છે કે યુરોપના ભાગલા પાડવાની જે ચાલ અમેરિકાએ ગયે મહિને અખત્યાર કરી હતી, અને જે હકીકતમાં પશ્ચિમ યુરોપનો શાહીવાદી ઘન રચવાની ચર્ચિલ-સ્મટ્સ યોજનાનું રૂપાંતર જ હતી તેને જ વધુ નક્કર અને સ્પષ્ટ પાયા પર મૂકવાની આ યોજના હશે.

આ જાતનાં અનુમાનને વધુ સમર્થન એ વાતથી મળે છે કે યુરોપની આર્થિક હાલતની તપાસ કરવા માટે જે કમીશન સાથી રાજ્યોના સંઘે સ્થા-

પ્યું છે તેના સ્વીડીશ વડા મો. કે-મીરડાલે પણ જાહેર કર્યું હતું કે 'આ યોજના યુરોપને તે પહેલાં કદી નહોતો એવી અસરકારક રીતે બે ભાગમાં વહેંચી નાખશે.' આ સ્થિતિમાં અમેરિકાની, અને તેના બ્રિટિશ-ફ્રેન્ચ શાગીર્દોની સાચી નેમ વિશે શંકા દાખવવાનું કંઇ જ કારણ રહેતું નથી.

રશિયા આ યોજનાનો અસ્વીકાર કરશે એટલે તેના તરફ ઢળતા પૂર્વ યુરોપના દેશો પણ એવો જ અસ્વીકાર કરશે એમ માની લેવામાં આવ્યું છે; અને રશિયાની ગંભીર ચેતવણી છતાં આ યોજનાને અમલમાં મૂકવાની દિશામાં આગળ જવાનું બ્રિટન-ફ્રાન્સે નક્કી કરી જ લીધું છે તે જોતાં એ હવે સાવ નિશ્ચિત બની ગયું છે કે યુરોપ બે છાવણીઓમાં વહેંચાઇ જશે, એટલું જ નહિ એ બે પરસ્પર વિરોધી છાવણીઓ હશે.

આનો અર્થ એ ન જ થાય કે યુરોપમાં તત્કાલ અથવા તો નજીકના ભવિષ્યમાં યુદ્ધ ફાટી જ નીકળશે. એને તો હજુ વાર લાગશે એવા, ઝેકોસ્લોવેકીઆના પ્રજા પ્રમુખ ડો. બેનેશે થોડા દિવસો પહેલાં ઉચ્ચારેલા અભિપ્રાય સાથે હું સંપૂર્ણપણે મળતો થાઉં છું. પણ એટલું તો ચોક્કસ કે યુદ્ધની પૂર્વભૂમિકાની તૈયારી એક વધુ અને અતિ મહત્ત્વનું ડગલું આગળ વધી છે. અને બ્રિટન-ફ્રાન્સનો રાજ્ય કરનાર વર્ગ અમેરિકાનો યુદ્ધસાથી બનવાને બંધાઇ ગયો છે. આ સ્થિતિના જોખમીપણાની અવગણના કરવાનું કોઇને પાલવે નહિ.

* * *

અમેરિકાની યુદ્ધતૈયારી આમ જો અવિરતપણે આગળ ધપે છે તો એ દેશ પર અને પરિણામે દુનિયાના તમામ મૂડીવાદને ધોરણે જીવતા દેશો પર ઉતરનારા આર્થિક મંદીના ઓળા પણ વધુ નક્કર આકાર ધારણ કરે જ છે.

ગયે વખતે આ કોલમોમાં વિસ્તારપૂર્વક રજુ કરવામાં આવ્યાં હતાં તેવાં કારણોસર અમેરિકામાં ફુગાવાની પરિસ્થિતિનું પરિબળ તો ચાલુ જ રહ્યું હતું પણ આ માસ દરમ્યાન એ મહારોગનું એક બીજું લક્ષણ ઉપર તરી આવ્યું છે, અને તે ગંભીર ચિંતા ઉપજાવી રહ્યું છે. એ લક્ષણ એટલે દુનિયાના બીજા દેશોમાં ડોલરોનો અભાવ. 'ડોલરની કટોકટી' એવું ટૂંકું નામ એને આપવામાં આવે છે.

આ 'ડોલરની કટોકટી'નાં સ્વરૂપ અને અર્થગૌરવ સમજવાં જેવાં છે. અમેરિકા દુનિયાના તમામ દેશોને પોતાનો માલ ધૂમ વેચ્યે જાય છે, પણ સામેથી એટલો માલ ખરીદતું નથી. પરિણામ એ આવ્યું છે કે એ બીજા

દેશોએ અમેરિકા પાસેથી માલ ખરીદવા માટે કાં ડોલર અને કાં સોનું આપવું જોઈએ. યુદ્ધકાળ દરમ્યાન આ દેશો પાસે જે ડોલરો જમા થયા હતા તે લગભગ ખર્ચાઈ ચૂકયા છે. બ્રિટન અને ચીન જેવા દેશોને તો અમેરિકાએ જે જંગી ડોલર લોનો આપી હતી તે પણ આંખના પલકારા જેટલા વખતમાં લગભગ ખર્ચાઈ ચૂકી છે, અને દુનિયાના દેશો પાસે સોનાનો જથ્થો પણ ઝાઝો નથી, ઉપરાંત અમેરિકામાં અત્યાર પહેલાં એટલું બધું સોનું જમા થઇ ચૂકયું છે કે જતે દિવસે અમેરિકન મૂડીવાદ એ સોનાની કબરમાં જ દટાઈ જશે એવો ભય પેદા થયો છે. વળી આટલું જ બસ ન હોય તેમ અમેરિકાની કોંગ્રેસે એવી મતલબનો ઠરાવ પસાર કર્યો હતો કે પરદેશી માલની આયાત સામે જકાતની દિવાલો વધુ ઊંચી બનાવવી. પણ પ્રમુખ ટ્રુમેનના વીટોને પરિણામે એ ગાંડપણ હાલ તહકૂબ રખાયું છે.

પરંતુ ઊભી થઈ ચૂકેલી ' ડોલર કટોકટી ' પોતે કાંઈ ઓછી જોખમી નથી. પરદેશોમાં કાંઈ મફત માલ મોકલી શકાય નહિ; અને જો એ ન મોકલાય તો કારખાનાઓનાં ચક્રો બંધ પડી જાય. અને તે સાથે જ આર્થિક મંદીનું પાપ-ચક્ર કામે લાગી જાય. આવા ભયને નિવારવા માટે જ જેને તેને લોનો આપ-વાની ગાંડી ઉદારતા અમેરિકાને સૂઝી છે. પણ એ તો મફત માલ આપવાનો જુદો પ્રકાર જ છે. એ લોનાના બદલામાં અમેરિકા પારકી પ્રજાના છોકરાઓ-ના લોહી–યુદ્ધકાળ દરમ્યાન–સિવાય બીજું કાંઇ જ મેળવી શકે તેમ નથી. એટલે છોકરાંઓના ખેલ જેવી આ રમતથી અમેરિકા આર્થિક મંદીમાંથી કેટલો વખત ઊગરતું રહે છે તે જોવાનું છે.

તે દરમ્યાન પ્રમુખના ' વીટો 'ની ઉપરવટ થઇને અમેરિકાની કોંગ્રેસે કામ-દારો વિરોધી ધારો પસાર કર્યો છે. આને પરિણામે એ દેશમાં કામદારોની વ્યાપક હડતાલોનું સત્ર શરુ થયું છે. આ અને આવી બીજી ઘટનાઓ અમે-રિકન મૂડીવાદની સ્થિરતાને ગંભીર જફા પહોંચાડ્યા વિના રહેશે નહિ. યુદ્ધનું રાજકારણ અને આર્થિક મંદીની ક્રિયા–એક જ વિનાશક ક્રિયાના આ બન્ને પાસાંઓ–એક સાથે કામે લાગ્યાં છે. તેમાંથી કેવા ફણગા ફૂટે છે તે જોવા-જાણવાને આપણે આતુર રહીશું.

* * *

નાદારીની ખીણની કોર પર કુમીન્ટાંગ ચીન હવે જાણે કે હારેલા જુગારી-ના છેલ્લા દાવ રમવા માંડયું છે. એની આર્થિક નાદારીએ હવે માઝા મૂકી

છે. એક અમેરિકન ડોલરની કીમત ચીનના ૫૦ હજાર ડોલર જેટલી; અને સવાલાખ ચીનાઈ ડોલરના એક મણ ચોખા મળે એ સ્થિતિમાં ચ્યાંગનું તંત્ર કેટલોક વખત જીવી શકશે એ વિચારવા જેવું થઈ પડ્યું છે. ખુદ અમેરિકામાં પણ ચીનની આ નાદારી છુપાવવાનું એના રાજકર્તા વર્ગ માટે શક્ય રહ્યું નથી. પરિણામે ચ્યાંગ-કાઈ-શેકની ગટરમાં વધુ અમેરિકન નાણાં રેડવાનું ત્યાંની સરકારનું કામ ખૂબ જ મુશ્કેલ બની ગયું છે.

આ હાલત સમજી લઈને અમેરિકાની રશિયા અને સામ્યવાદ વિરોધી સુગનો લાભ લેવા માટે ચ્યાંગના ચીને બેફામ જુગારી દાવો ખેલવા માંડ્યાં છે; ચોંકાવનારાં જુઠ્ઠાણાંઓની ઉજાણી આદરી છે.

પસાર થએલા માસ દરમ્યાન તેમના તરફથી વહેતાં મૂકવામાં આવેલાં નરાતાર અને બેશરમ જુઠ્ઠાણાઓમાંનું એક સીંકીયાંગ પ્રદેશ પર આઉટર મોંગોલીઆની ચડાઈ; અને અર્ધા મંચુરિયા પર, રશિયાની ઉઘાડી મદદ વડે ચીનાઈ સામ્યવાદીઓએ સ્થાપી દીધેલું વર્ચસ્વ. રશિયન વિમાનોની મદદથી, આઉટર મોંગોલીઆનાં સૈન્યો ચીનના સીંકીયાંગ પ્રદેશ પર ચડી આવ્યાં છે. ૨૦૦ માઈલ સુધી અંદર ઘૂસી જઈને સીંકીયાંગની રાજધાની તેમણે ઘેરી લીધી એવી એવી દિલધડક વાતો તેમણે વહેતી મૂકી દીધી. અને જ્યારે એ વાતોનો તાગ લેવાને તટસ્થ માણસો તૈયાર થયા ત્યારે બેશરમપણે જાહેર કરી દીધું કે એ લડાઈ તો પૂરી થઈ ગઈ. ચાર દિવસ આવી ધાંધલ જગાવીને મોંગોલ સેના એકાએક અલોપ થઈ ગઈ. એ શા માટે આવી હતી, શું કરી ગઈ, બને પક્ષે ખુવારી કેટલી એ સંબંધમાં ચીનનું સાવ મૌન.

એવી જ રીતે મંચુરિયાની બાબતમાં. આટલી હકીકત બની હોય એમ સાફ દેખાય છે—મંચુરિયાના મોરચા પર ચીનાઈ સામ્યવાદીઓના આડ-હથિયારી પણ આદર્શપ્રેરિત દળો સામે ચ્યાંગનાં સુસજ્જ પણ ભાડુતરી અને નીતિભ્રષ્ટ સૈન્યે નિર્ણયાત્મક માર ખાઈ ગયાં. એટલે એ શરમ છુપાવવા તેમણે એવી બૂમ ઉઠાવી કે સામ્યવાદીઓને તો રશિયા હથીઆરો વગેરેની મદદ કરે છે; ઉત્તર ચીનના ત્રણ પ્રાંતોમાં હવે સામ્યવાદીઓનો અડ્ડો જામી જ જવાનો; અને રશિયા સાથે થએલી અમારી સંધિને અવગણીને રશિયા અમને ડૈરેન અને પોર્ટઆર્થરના બંદરોમાં પ્રવેશવા નથી દેતું. આ તદ્દન ગુલ્માંગ હતી અને તેનો ઉદ્દેશ અમેરિકનોને ભડકાવી તેમની પાસેથી પૈસા, હથિયારો વગેરે મફત પડાવવાનો હતો. પણ એ દાવની ઉલટી અસર ઉપજી જણાય છે. એટલે હવે એ જ મોરચા પર પોતાનાં દળો લાખો સામ્યવાદીઓની

કતલ કરી રહ્યા છે અને મહત્વના વિજયો મેળવી રહ્યાં છે, એવી ગુલબાંગો ચ્યાંગ પક્ષે ફેંકવા માંડી છે. લોભીઆ અને ધુતારા અમેરિકા અને ચ્યાંગનું ચીન આ બે વચ્ચેની આ છેલ્લી રમતમાં કોણ ફાવે છે તે જોવું રહે છે. સંભવ છે કે એ બેમાંથી એકે ય કાંઈ નિર્ણયાત્મક પગલું લ્યે તે પહેલાં જ રોષની આગથી સમસમી રહેલી ચીનની સામાન્ય પ્રજા જ ચ્યાંગ તંત્રનો ફેંસલો કરી નાખશે.

*          *          *

ઇન્ડોનેશીઆમાં ડચ લોકોની સરિયામ હરામખોરી અને તેની પાછળ બ્રિટન–અમેરિકાની શાહીવાદી ચાલ હવે સાવ ખુલ્લી પડી ગઈ છે. ઇન્ડોનેશીઅન પ્રજાસત્તાક અને ડચ લોકો વચ્ચે લીંગાજાટી ખાતે થયેલા ઠરાવો પ્રમાણિકપણે અમલમાં મૂકવાને બદલે ડચોએ, ચોમેરથી ઘેરાએલાં પ્રજાસત્તાકને નમાવી, પોતાનો અર્થ તેમની પાસે કબૂલ કરાવવાનું દબાણ ચાલુ કર્યું છે. અને તેમને પીઠબળ આપવા અમેરિકાએ પ્રજાસત્તાકને નાગી નાઝીશાહી ધમકી આપી છે અને સાથે, શરણાગતીની કીંમત રૂપે ૨૦ કરોડ ડોલરની લોનની લાલચ પણ આગળ ધરી છે. આ લાલચમાં લગભગ ફસાઈ જવાની સ્થિતિમાં મૂકાઈ ગયેલા વડાપ્રધાન ડૉ. સુલ્તાન શાહેરીઆરને પોતાના પદનું રાજીનામું આપવાની ઉદ્દામ પ્રજાસત્તાકવાદીઓએ ફરજ પાડી છે, પણ નવું પ્રધાનમંડળ રચાયું નથી, અને ત્રણ શાહીવાદી વરૂઓ વચ્ચે ઘેરાયેલા એકલાંઅટૂલાં ઇન્ડોનેશીઅન પ્રજાસત્તાકનું ઉજળું 'ભાવિ ભાળવાનું' આજે શક્ય જણાતું નથી.

☆

સ્વાધીન ભારતની નવજીવનની આકાંક્ષાઓનું પ્રતીક

# સંસ્કાર



અનુક્રમ

## સર્જાતું સાહિત્ય



## પલટાતી દુનિયા




## સંસ્કાર

તંત્રી

ભનુભાઈ વ્યાસ (સ્વપ્નસ્થ)

૯, પાર્કરોડ, વિલેપાર્લે-પૂર્વ, મુંબઇ-૨૪

વ્યવસ્થાપક:

ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર, પ્લોટ, ભાવનગર.

**સૂચના** ★

૦ લખાણો અંગેનો પત્રવ્યવહાર તંત્રી સાથે કરો.

છૂટક વેચાણ, ગ્રાહક તથા એજંસી અંગે વ્યવસ્થાપકને લખો.

**લવાજમ**

| | દેશ | પરદેશ |
|---|---|---|
| વાર્ષિક | રૂ. ૮ ... ... | ...રૂ. ૧૨ |
| છમાસિક | રૂ. ૪ાા... ... | ...રૂ. ૭ |

છૂટક પ્રત રૂ. ૧

**લવાજમ ભરવાનાં સ્થળો:**

(૧) લોકપ્રકાશન ગૃહ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ-૪.

(૨) એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઈ-૨.

અમદાવાદ: (૧) પિપલ્સ બુક હાઉસ પ્રાર્થનાસમાજ. (૨) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો.

કલકત્તા: રમણીક મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ.

# તમારા રોજના વપરાશ માટે




તમારા રોજના વપરાશ માટે કે તપેલી ભમર ઉપર પોતું મૂકવા માટે, તાતાનું ઓ-ડી. કોલોન વાપરવાથી હિમગિરિ શિખર પરની લહરીઓ જેવી ઠંડક અને પુષ્પોના પરિમલ જેવી તાજગી મળે છે. હમેશાં એક બાટલી ઘરમાં રાખો.

ટામ્કો સેલ્સ ડિપાર્ટમેન્ટ, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ

હિન્દ સાઇકલ્સ



હિન્દ સાઇકલ મજબૂત
ફોર્કસ અને ફ્રેમવાળી છે




બનાવનારા : હિન્દ સાઇકલ્સ લી.,
મુંબઇ ઇલાકાના સોલ એજન્ટસ્
નેશનલ ટ્રેડર્સ, ૩૪૫ કાલબાદેવી રોડ, મુંબઇ.

HC-27A



ગુજરાતની ચિત્રકળામાં નવવિકાસની શરૂઆત થઈ ચૂકી છે એની ખાત્રી શ્રી. ચાવડાનાં ચિત્રો આપે છે. અનેક ચિત્ર-શૈલીમાંથી આપણા દેશ અને કાળને અનુ-રૂપ એવી શૈલી પ્રગટાવવાનું વિકટ કાર્ય આજે કલાકારો આગળ પડ્યું છે. શ્રી. ચાવડાના એ ઉદાત્ત ભાવનાને ઉત્તર આપવા મથતા પ્રયાસો, તેમની દેશજ કલાની હૃદયં-ગમતા સાથે એક સફળ અને નૂતન માર્ગે આગળ વધતા દેખાય છે.

★

: ચિત્રકાર :



સ્વાધીનતાના ઓચ્છવને ભારતની જનતાએ દિલ દઈને વધાવ્યો. ઝેરનની જેરિયાતોની ઘોર સંકડામણો—એ રૂંધામણ વચ્ચે પણ દિલેરીથી એ ઐતિહાસિક દિનને ઉજમાળતી જનતાનું દર્શન અત્યંત પ્રેરક હતું. અમદાવાદ અને કલકત્તામાં ગયાં વર્ષનાં કોમી હત્યાકાંડોનાં ઝેર ધોતી હિન્દુ-મુસ્લિમ સામાન્ય જનતાની બંધુભાવનાની એ છોળો! આપણી જનતાની સંસ્કારિતાની એ છબી કોનાં દિલને પુલકિત ન કરે અને પ્રેરક ન બને?

## સ્વાધીનતા અને સાહિત્યકારો

મુંબઈના રાજમાર્ગો પર ૧૫ મી ઑગસ્ટે પ્રજાના તમામ પક્ષો અને સંસ્થાઓનું એક વિરાટ સરઘસ નીકળ્યું હતું: ગુજરાત લેખક મિલનની મુંબઈ શાખા, મુંબઈ પ્રગતિશીલ લેખક સંઘ અને હિંદી નાટ્ય સંઘની મુંબઈ શાખા, અને બીજી અનેક કળા સંસ્કારની સંસ્થાઓએ તેમાં ભાગ લીધો હતો. લેખકો અને કળાકારોએ જનતાના, આખી પ્રજાના ઉત્સવમાં ભાગ લીધાનો આ પહેલો અવસર અનેક રીતે પ્રેરણાદાયી હતો.

અનેક લેખકોની કલમ આ આઝાદીનાં અજવાળાંને આગળ લાવવામાં સહાયરૂપ બની છે. અને દેશની નવરચનામાં એમની કલમે હજી અસંખ્ય કામગીરી આપવાની છે.

તા. ૧૬ મી ઑગસ્ટે સાહિત્ય અને કળાકાર સંસ્થાઓની સભા મુંબઈ તથા અમદાવાદ બન્ને સ્થળે મળી હતી. મુંબઈના શ્રી. બલરાજ સહાનીનાં, મુંબઈ શિક્ષણ ખાતાનાં ઉપ-સલાહકારનાં તથા અમદાવાદમાં શ્રી અનંતરાય રાવળનાં વક્તવ્યોમાં એ નવાં ઘડતરની જવાબદારીઓ સામે ઉભેલી સામાન્ય દલિત જનતાની સ્વતંત્રતાની તસ્વીર તથા તેના સાહિત્યની અગત્ય વારંવાર અને સ્પષ્ટ રૂપે ઉઠાવા મથતી આપણને દેખાય છે.

દેશભરમાં ઊઠતાં એ દર્શનને ઝાંખું પાડવા મથતા બનાવો તે પછી પંજાબમાં બની ગયા છે. બ્રિટિશ નોકરશાહીના ચાલુ રહેલા દ્રોહી અધિકારીઓ અને જાગતી જતી જનતાને કોમવાદને નામે અંધાધુંધીમાં હડસેલી, પોતાનું શોષણ કાયમ રાખવા મથતા દોરંગાઓનાં કારસ્થાનોનું એ પરિણામ છે. નવું હિંદ જે સંપૂર્ણ નવરચના માગે છે તે, એ કઢંગી રીતે બતાવે છે.

એ ભયાનક પરિસ્થિતિમાં પણ, શાંતિ અને ભાઈચારાનો એકલો છતાં અતૂટ સ્વર ઉઠાવતા ગાંધીજીની દોરવણી દિગ્મૂઢ માનવતાને એક વખત તો જગાડે છે; પરંતુ, એ માત્ર એક આદર્શરૂપ પ્રસંગ અને વ્યક્તિત્વનો સંયોગ છે. સામાન્ય જનતા માટે એ હમેશાં પૂરી કામયાબી ન પણ ધરે. તેથી જ તો આજે, સાહિત્ય અને સંસ્કારનાં વિધાનનો દાવો કરતાં દરેક હિંદી પાસે આપણી અથડા
મૂકસ્વરે સમજણ, ધૈર્ય અને માનવતાને ફેલાવતી ધૂંધવાતી માગી

## લેખક મિલન

ગુજરાત લેખક મિલનની મુંબઇ શાખાની પ્રવૃત્તિઓનો પમરાટ છેવટે મુંબઇની જનતાને પહોંચ્યો જણાય છે: અ. શ્રી. આઠલેના 'નાટ્યનાં વિવેચન' વિષયનાં મનનીય વ્યાખ્યાન સિવાય, નવાં વર્ષની દરેક સભામાં નવલોહીઆ લેખકો અને વિદ્યાર્થીઓની સારી હાજરી અને જાગૃતિ જણાયા વગર રહેતાં નથી. ઓગસ્ટના અંતમાં, લેનિનગ્રાડ વિદ્યાપીઠના પૌર્વાત્ય ભાષાઓ તથા સંસ્કૃતિના અધ્યાપક અને આપણા ભારતના મહાપંડિત રાહુલ સાંકૃત્યાયને, લેખક મિલનના આશ્રયે, આવી એક સભામાં ભારત વર્ષની પુરાણી સંસ્કૃતિની રૂપરેખા સમજાવી હતી.

દુનિયાના બધા દેશોના પ્રવાસી અને અનેક ભાષા તથા બોલીઓના અભિજ્ઞ રાહુલજી ભારતીય દર્શનશાસ્ત્રના સર્વમાન્ય પંડિત છે. જિન્હાએ રમતાં ઐતિહાસિક દર્શનો તેનાં પરિવર્તનોની વીગતોમાંથી દેખાતી વિદ્વત્તા અને નિરાડંબર વ્યક્તિત્વથી તેઓ એક યાદગાર છાપ પાડે છે.

## એક સ્મરણીય પ્રદર્શન

સોવિયેત મિત્રમંડળની મુંબઇશાખાએ હાલમાં જ સોવિયેતની શિક્ષણ વ્યવસ્થા સમજાવતું એક પ્રેરક પ્રદર્શન ભર્યું હતું. આપણાં જીવનનાં અને સમાજનાં નવવિધાન માટે કંઈએક સામગ્રી તેમાં ભરી હતી.

સૌથી મહત્વની વસ્તુ તો અલબત્ત સોવિયેત સંઘોની **તમામ** પ્રજાઓનાં **તમામ** બાળકો માટે આધુનિક જ્ઞાન આપવા રચાએલી એ શક્યતાઓ જ હતી.

બાળકનાં વ્યક્તિત્વનો, તંદુરસ્તીનો અને કૌટુંબિક તથા પ્રજાકીય જીવનનો સુમેળ ભર્યો શિક્ષણક્રમ એ દર્શાવતા ફોટાઓ અને આંકડા રૂપી હકીકતો આખી દુનિયાનાં–ખાસ કરી આપણા આજસુધી દબાયેલા દેશનાં–બાળકો માટે એક મહાન ભાવિનો દિશાદોર દાખવતાં હતાં.

## ગુજરાતમાં નવવિચારનો ફેલાવો

સ્વાધીનતાએ આપણી આગળ અનેક નવી જવાબદારીઓ ખડી કરી છે. પ્રથમ રજવાડી, પછી પરદેશી અને છેલ્લે મૂડીવાદી શોષણથી પીડાતી પ્રજા હવે સામુદાયિક જાગૃતિના કાળમાં પ્રવેશી છે.

આજે એક તરફ ગુજરાતમા સમાજવાદી પક્ષની પુનર્રચના થઇ રહી છે તો બીજી બાજુ ખેડૂત જીવનની સુધારણા પાછળ વર્ષોથી કાર્ય કરી રહેલા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનાં તંત્રીપદે "ગ્રામવિકાસ" તથા '૪૨ ની લડતમાંથી સમાજવાદ તરફ વળેલા નવા કાર્યકર ભાઈશ્રી ચંદ્રકાંત શાહનાં તંત્રીપદે "લોકમત", એ બે નવાં ઉદ્દામ અઠવાડિકો શરૂ થયાં છે. મુંબઈથી નીકળતું સમાજવાદી "જનતા" પણ ગુજરાતમાં–અમદાવાદથી નીકળતું શરૂ થયું છે.

આમ, શ્રમજીવી જનતાના રૂંધાયેલા કંઠને વાચા આપવાની નવી શક્યતાઓ ઊભી થઇ છે. એમની સામે સાફ, નીડર અને આમજનતાની સાચી રાહબરીનો કર્તવ્યમાર્ગ આગેકૂચ માગી રહ્યો છે.

## અમદાવાદને આંગણે

તવારિખી, કેળવણી અંગેની અને મનોરંજક ફિલ્મો બતાવવી તથા તેની કળા અને શાસ્ત્ર અંગે ચર્ચાઓ ગોઠવવી વગેરે ઉદ્દેશથી એક ફિલ્મસંઘ તાજેતરમાં અમદાવાદમાં સ્થપાયું છે.

પશ્ચિમમાં આવી અનેક પ્રમોદપ્રથાઓ ચાલે છે; તેમાંની નૂજનજ મંડળીઓ શિક્ષણ અને તવારિખનાં ક્ષેત્રમાં સાચી કામગીરી આપે છે. આપણે ત્યાં એ એક ફેશન કે પ્રથા તરીકે ન ઘૂસતાં, પ્રજાનાં આરોગ્ય, શિક્ષણ અને સાંસ્કારિક પ્રવૃત્તિઓના અભાવમાં નવરચનાની દૃષ્ટિથી લાવવામાં આવે તો જ એ સાર્થક બને.

આ માટે આવી ફિલ્મોનું વ્યવસ્થિત ઉત્પાદન આપણે ત્યાં જ પ્રથમ શરૂ કરવું જોઈએ. આવાં મધ્યવર્તી નિયોજન સિવાય, આવાં જૂથો, કોઈવાર કોઈ સારી વિદેશી ફિલ્મ બનાવશે, તો મોટેભાગે, મનમોજની પ્રથા રૂપ બની રહેશે.

*　　　*

અમદાવાદના લોકનાટ્ય સંઘે તથા રૂપક સંઘે થોડા દિવસો અગાઉ શ્રી. દ્વિજેન્દ્રલાલ રોયનું "શાહજહાં" ભજવ્યું હતું. ગુજરાતી રંગભૂમિના વિકાસ માટે આવો સહકાર અત્યંત જરૂરી છે. આપણી તમામ કલા ને સાહિત્ય સંસ્થાઓ આમ, પોતાની વચ્ચે સમાન આદર્શો અને સમાન કાર્યની ભૂમિકા રચી સહકાર કરતા થાય તો, તેનું એક ડગલું અનેક ડગલાંનો પ્રવાસ ખેડી આપે.

*　　　*

ચિત્રકળાના ક્ષેત્રમાં આધુનિક ગુજરાતે જે કંઈ થોડું કર્યું છે તેમાં અમદાવાદ કેન્દ્ર રહ્યું છે. હાલમાં જ એલિસબ્રિજ આરોગ્ય સમિતિના ચિત્ર વિભાગનાં કલાકૃતિઓનું એક પ્રદર્શન ભરાયું હતું. તદુપરાંત શ્રી. રવિશંકર રાવળના ૫૫ મા જન્મદિન નિમિત્તે તેમના શિષ્યગણ તરફથી એક ચિત્રસંપુટ તેમને ભેટ ધરાયો હતો.

અમે આ પ્રવૃત્તિઓની ઓછપ વધારવા નહિ પરંતુ તે ટાળવા, ગુજરાતી ચિત્રકારોને તેની જનતા જનેતાનાં જીવનમાંથી ઊડતાં ચિત્રસર્જનનાં ક્ષેત્ર તરફ પુનઃ નિર્દેશ કરીએ છીએ.

અને તેમ કરવાને કારણ પણ છે. હાલમાં જ મુંબઈનાં પત્રાં ખારમાં ગુજરાતના એક આશાસ્પદ ચિત્રકાર શ્રી. હર્ષદ ધૂંડવાના ચિત્રોનું એક પ્રદર્શન ભરાયું હતું. નર્મદાના કિનારાના કુદરતનાં અનેક સુંદર ચિત્રો તેમણે સર્જ્યાં છે. તેની કદર પણ થઈ છે પરંતુ તેમનાં તે પછીનાં દેવદેવીઓનાં ચમત્કારિક સ્વરૂપોનાં ચિત્રો જોઈએ તો કળાકાર કોઈ અધારી દિશામાં ફાંફાં મારતા જણાય છે.

આ અને આવા અનેક શક્તિશાળી સર્જકો દેશ અને તેના સાંસ્કારિક વારસાની પોષક જનતાના સંસર્ગ વગર અને કલાના વિશાળ ક્ષેત્રની દોરવણી વગર, કોઈ એક સંકુચિત ચીલામાં પડી, તેમાં સામાન્ય ધોરણનાં ખરાબ ન કહેવાય તેટલાં ઘરાઈદાર ચિત્ર આપી પોતાની કળાની સમાપ્તિ સમજતા બની જાય છે ગુજરાતી ચિત્રકળા આડેની આ સીમાઓ તોડવામાં થતો વિલંબ હવે હદ વટાવતો લાગે છે.

## જાગ્રત સાહિત્યકારોના સંદેશ

ઉર્દૂ પ્રગતિશીલ સાહિત્યકારો-જોશ મલીહાબાદી, કિસનચંદર, સાગર નિઝામી, ઉપેન્દ્રનાથ અશ્ક, દસ્વંત ચુઘતાઈ, મહેન્દ્રનાથ, કે. અહમદ અબ્બાસ અને સજ્જાદ ઝહીર વગેરેએ અલ્લાહાબાદ ખાતે મળેલી હિન્દી પ્રગતિશીલ સાહિત્યકારોની પરિષદને એક સંદેશ પાઠવ્યો છે. તેમાં તેઓ જણાવે છે કે—

"કોમી મેરચાએ દેશની હિન્દુ-મુસ્લિમ જનતા વચ્ચે ધિક્કાર અને ઝેર વધાર્યાં છે. એટલું જ નહિ પણ દેશના કૃત્રિમ ભાગલા પણ પાડ્યા છે. આવે સમયે હિન્દી અને ઉર્દૂ ભાષાઓનો પ્રશ્ન પણ રાજકીય સ્વરૂપ લઇ રહ્યો છે.

"અમે ગૌરવ અનુભવીએ છીએ કે, દેશની તમામ ભાષાના પ્રગતિશીલ લેખકો આવી સ્થિતિમાં પણ બીન કોમી અને જનતાનું સાહિત્ય સર્જી રહ્યા છે.

"ઘણા પ્રતિષ્ઠિત અને સારા લેખકો કોમી ધોરણે ઉર્દૂ તથા હિન્દી ભાષાનો પ્રશ્ન વિચારતા બની ગયા છે. અને ઉર્દૂ કેવળ મુસ્લિમોની ભાષા હોવાની ગેરસમજ ફેલાઇ રહી છે. અને મુસ્લિમોને પાકીસ્તાન મળ્યું હોવાથી ઉર્દૂને હિન્દુસ્તાનની ભાષા પણ ન ગણવાની હદ સુધી ઘણા ગયા છે.

"પરંતુ ઉર્દૂ જેમ હિન્દી સંઘના ચાર કરોડ મુસ્લિમોની ભાષા છે તેમ તેના દોઢથી બે કરોડ હિન્દુઓની ભાષા પણ છે. અને તેમાંનો મોટો ભાગ હિન્દી જાણતો પણ નથી. બીજું, ઉર્દૂ પણ હિન્દી માફક ખડી બોલીમાંથી દેશની એ વખતની સ્થિતિમાંથી જન્મેલી છે અને ઉર્દૂ તથા હિન્દીનો ગંગા તથા જમુના માફક વિકાસ થયો હોય તો તેણે દેશની જનતાને સાંસ્કારિક ધાવણ પણ પાયાં છે. અને છેવટે તેઓ ફરી અલ્લાહાબાદ નજીકના સંગમ માફક મળે એવું સ્વપ્ન અમે સેવીએ છીએ.

"આને માટે ઉર્દૂ લિપિને હિન્દી સંઘમાંથી વિદાય આપવાનો માર્ગ સંકુચિત છે. બન્નેનાં મૂળભૂત તત્ત્વો સમજી તેમને નજીક લાવવાના અને બંને એક થાય ત્યાં લગી તેનાં આજનાં સ્વરૂપો જાળવવાના પ્રયાસો થવા જોઈએ.

"બીજું, અમે પ્રગતિશીલ લેખકો માનીએ છીએ કે, હિન્દ પાછો એક થશે જ થશે. ભાગલા કાયમ રહી શકવાના નથી. એ વખતે નાગરીલિપિ જેમ હિન્દી, ગુજરાતી, મરાઠી, બંગાળીની લિપિ બની શકે છે તેમ, ઉર્દૂ પણ સિન્ધી, બલોચ, પઠાણી, કાશ્મીરી વગેરે ભાષાની સામાન્ય લિપિ બની રહે છે.

"આ બાબતમાં આપણા અનેક માનનીય નેતાઓ કોમી ભાવનાથી દોરવાઇ ગયા છે. પરંતુ મહાત્મા ગાંધીજી અને પંડિત જવાહરલાલ નહેરૂએ તેમાં સાચી દોરવણી દાખવી છે.

"અમે પ્રગતિશીલ લેખકો રાષ્ટ્રીય અને સાંસ્કારિક એકતામાં માનનારાં છીએ. અમે એવા ભાગલા પડી શકીએ નહિ અમે જાણીએ છીએ કે, રાજકીય ભાગલા કરતાં પણ સાંસ્કારિક ભાગલાનું પરિણામ વિશેષ વિનાશક આવે છે. અને તેથી આપણાં જીવન અને સંસ્કારને જીવલેણ જખમો પડશે."

અમે ઉર્દૂ પ્રગતિશીલ લેખકોના આ સંદેશને સંપૂર્ણ હાર્દિક ટેકો આપીએ છીએ.

—સ્વાધ્યાય.

# હઝરત ખોડી

—"ઇન્કિલાબ"

[કામગરાં સરળ લોકજીવનમાં મકાન તવારિખી બનાવો ન બનતા હોય તો યે, તેમાં જીવનને જીવવા યોગ્ય ઠરાવતી માનવતાની અમર પળોનો ઈતિહાસ જીવાયે જ જતો હોય છે. એવી સાદી છતાં સચક જિન્દગીને આપણા લેખક, સહાનુભૂતિ અને સંયમથી કલાકૃતિ કરીને આપણી પાસે લાવે છે. ગુજરાતી સાહિત્ય આવા વધુ વધુ સુભગ પ્રયાસો માગી રહ્યું છે.]

(ગામને પાદરે હજામવાડને નાકે હઝરત ખોડીનો "રાળીઓ મહેલ" છે. વરસાદની શરૂઆત થઇ ચૂકી છે પણ છાપરું છાવાની "રાળ"નો હજી મેળ પડયો નથી. જૂના છાજમાં કાણાં પડી ગયાં છે. થાંભલાં જૂનાં ને વાંસડીઓ સડી ગયેલી છે. કોહી ગયેલી રાળ પાણીથી ભીંજી લચકો બની ગઇ છે. અને તેથી મરવા પડેલા ગીધની પાંખોની જેમ છાપરું ઢીલું ને ઝોલેલું છે. ક્યાંય હાથ લગાડાય કે જોર કરાય એવું નથી. વરસાદની સાથે આવતો પવન જ્યારે એક બાજુથી અંદર આવી બીજે બારણે બહાર નીકળે ત્યારે એવો અવાજ થાય છે કે જાણે મરવા પડેલા માણસે છેલ્લો નિસાસો મૂક્યો. જૂના છાજમાં પડેલાં કાણાંમાંથી બરાબર ચુલા ઉપર પાણી પડી રહ્યું છે. હઝરત ખોડી ચાંપ લઈ ખાડીમાં માછલી ધરવા ગયેલી છે. અહીં રમઝાન બીબીનો કકળાટ માતો નથી. લાંબી ડાંગ વડે એણે છાપરામાં બે ચાર ગોદા મારી જોયા પણ ગળતું અટકતું નથી. આખર થાકીને ઘરમાંની મોટામાં મોટી ને એકની એક ઘનેભૂલની થાળી એણે ચુલા ઉપર ઢાંકી દીધી. થાળી પર પડતી પાણીની ધારે સૂર કાઢે છે. સામેનો વડ વર્ષાની ઝડી ને પવન સામે લડતો, ડોલતો ને ઊભો રહેતો પાંદડાં ફફડાવી રહ્યો છે. થોડે દૂર વચલી દીકરી હવાંનો છોકરો રહેમાન રમી રહ્યો છે. હવાં પાણી લાવી રહી છે. એક ખૂણામાં એક જૂની દોરડીનો ભંગાર ખાટલો પડયો છે. પાંત તૂટીફૂટી છે. એક પાયો ક્યારનોય રજા માંગી ગયેલો છે ને તેની જગ્યા ચાર ઇંટની થપ્પીએ પૂરેલી છે. તેની ઉપરથી સહેજ છેટે હઝરત મીયાંનો પ્રિય ઢોલ ટંગાડેલો છે. વચ્ચોવચ્ચ એક થાંભલો છે ને તેમાં એક ખીલી જડેલી છે. તેને લટકી રહેલી એક મકારારીફની છબી છે. થોડે દૂર એક દોરડીનું સીકું છે. તેમાં કંઇક એંખરો પડેલો છે. એક ખૂણામાં દેવદાસની એક પેટી બિસ્માર હાલતમાં પડેલી છે. એક બાજુએ વળગણી પર ફાટયાંતૂટયાં થોડાં કપડાં છે.

ઝુંપડાં પર પડતા નેવનો 'ટપ ટપ ટપ' અવાજ આવ્યો ને અહલારખી આવી.)

અ—ઓ મા ! અરે ઓ મા ! (એના દિલમાં હરખ હતો) ઓ મા ! ઓ હવાં ! કાં મરી ગ્યાં ?

રમઝાન—(ધૂંધવાયેલી) હું છે જે ? એમ અરડાયાં હાની કરે ! મોટો વાંધ મારી આવી તે.

અ—(માના ઠપકાથી ખોટું લાગતાં થોભડી પડી- સરોષ) આ લે ! (માછલીની પોટલી ઘણ્ દઈને ફેંકી દે છે.)

હવાં—(ઉતાવળથી) અરે ! અરે ! એમ હું લાખી દે છે ? (મા તરફ ફરીને) અને મા તું ખાંખણી કેમ ખાઇ રેવલી છે ?

અ—(સરોષ) વરહાદમાં પલ્લી પલ્લીને લાવવી તેની પણ કંઈ કદર નથી.

રમઝાન—(કંટાળેલી) અહેહેહે ! મોટી ધાડ મારી ને તેમાં ! શં—ને કદર જોયતી ઓહે ! ત્યારહી જ કેની ?

અ—(ભીને કપડે) ત્યારહી જ હું ? વરસાદમાં જઈ તો જોજે. પછી બોલજે.

ર—અવે ઓયલાં, ઓયલાં ! અમે તો વરહાદ જ ની જોયલો ને ની વેઠેલો. આ હું વરહાદ છે ? અસલના વારામાં જે વરહાદ આવતો તેવો છે જ કાં ?

અ—(હજી ય સરોષ) તે ઓહે. પણ આજે નીકરી જોતી ! ખાવો પણ ચાંપ લઈને પાણીમાં ઉભેલો તો છે, પણ હાણતો કેટલો ઉતો ! તે તો આવહે ત્યારહી જ ખબર પડહે. ચાલ, ચાય લાવ.

ર—અં હં હં હં. ચાય પીવાની !

અ—કેમ !

ર—ચુલો ની હલગે તેમ.

અ— ચુલાને હું રોગ લધીયો તે હલગેજ ની ?

હવાં—(હસતી) હેવાઈ ગેયલો છે-અલ !

અ—ઉનારામાં થાપેલાં મારાં છાંણાં ભભકાવની જે ઇની હવા ઉડી જાય.

હવાં—(ડોક હલાવતી) ઉડવાની !

અ—(ચુલા તરફ જોતાં) અરે આ તો ટાહુંટપાં.

હવાં—તે ઉપર ગરે તે દેખાય કે ની ?

અ—(ટાઢે થથરતી) તું એદી રે'જે હવાં હાં!

હવાં—ની તો?

અ—ની તો હાંભરી જહે.

હવાં—એ હે હે હે. તું તો મોટા ગવંડર આવી જાણે જે બધાંને દબાવીયાં કરે.

ર—તો હું તો વારૂં!

અ—(ખીજાઇને) બબ્બે જણીઓ ઘરમાં રે'વલી હું. કરવા ઓહે!

હવાં—(તરત જ) તારે હારૂ ચુલો હલગાવી રાખવા.

ર—(ટાળમાં) ને તું આવે તીઆરે "આવો બેન, આવો બેન" એમ માન આપવા.

હવાં—(રંગમાં આવી) પેલા ગાય તેમ-

આવો બેસો ભલે પધારો,
પીઓ ઠંડુ પાણી-

ર—(મશ્કરીમાં) પાણી પીવાની આહે અહુ.

અ—(ચીડાઇને) જહાનમાં જાય તારૂં પાણી ને તું.

ર—(સક્રોધ) ને તું! રાં- ફાટી ગઇ. મોટા મકો કમાઇ આવી તે.

અ—ને તું પે ઘરમાં રૈ ઉધ મરડી ઓહે.

[ એટલામાં વરસાદ વધે છે ને જોરમાં ઝાપટ આવે છે. અસ્લારખી વળગણી પરથી ફાટલો ઘાઘરો લે છે. અને તે વડે દીલ લુછી નાંખે છે. પછી તે જ ઘાઘરો બદલી કછોટો વાળી લે છે. અને ખોડીનું ફાટલું, ફાળીયું ઓઢણીની જેમ ઓઢે છે. ત્યાં તો છબકછબક કરતો ખોડી આવે છે. હઝરત ખોડીની ઉમ્મર થઇ છે; પણ દુનિયામાં જીવવા માટે એણે નરી રાખ્યું છે. પતરંગી પણ ખડતલ એની કાયા પર વર્ષોનાં એંધાણ વરતાય છે. મૂળ તો એ હઝરત મીયાંને નામે ઓળખાતો હતો. એને ઢોલ બજાવતાં સરસ આવડે છે. લગનસરામાં એના ઢોલથી ભલભલા ખુશખુશ થઇ જાય છે. અને ત્યારે વર તોરણે આવે ત્યારે ઘડીમાં એક પગ પર ઊભો રહી ગોળ ઘૂમરી ખાય તો ઘડીમાં ખોડે ખોડે પગે નાચી અને ઢોલ બજાવે. એ ઉપરથી કોઇકે એનું નામ હઝરત ખોડી પાડયું છે. ]

હઝરત—(અંગને ચાંપ ટેકવતાં) હા...આ...ચ! હવલી ઓ હવલી!

હવાં—આવી ઓ બાવા!

હુ—લે આ માછલી મૂક.

હુવાં—( માછલી લેતી ) બાવા, ખૂબ ધરેલી હું !

હુ—( મૂછમાં હસતો ) હવે ઠીક છે, હજી વધારે ધરતે; પણ વરસાદ જ બ્હો આવેને ! ( દાંત કડકડાવે છે ) ટીકર પણ ભારે. પાણીમાં ઉભા જ ની રે'વાય. ( જોડા કાઢી ખજુરીના છટિયાંની દિવાલે ટેકવીને ) લાવ કાંઈ લુછવાનું લાવ ! ( હુવાંએ એક ફાટેલું પીછોડું આપ્યું તે લેતાં ) જરીક તાપ્પા કે એટલે તાઢ ઉડકે.

અ—( લાગ આવતાં ) બાવા તાપ્પાનો કે ?

હુ—( સાશ્ચર્ય ) તો હું કરવાનો ?

અ—( ખધાઇથી ) ચુલા ગમી તો જો.

હુ—( ચુલા તરફ ફરી ) કેમ હું થયું ? એ થાર કેમ ઢાંકેલી ! ચુલો કેમ તાટો ? અરે, ગરેલું હું હવાં ?

ર—( પહેલી જ વાર ) ગરેલું કે ગરતું ઓ છે હજી.

હુવાં—બાવા ચુલા પર તો બી ગરે.

ર—( કંટાળા સાથે ) ને હજી ઓતો દેહુ.

અ—તે કોઈ રસ્તો જ ની મલે કે ?

ર—( સરોષ ) તું હો કીયારની આવેલી, તે હોધ તે કેની.

હુ—( ચુલા પાસે જઈ ઉપરનું કાણું જોતાં ) મારૂં હદરૂં, અહીં કહીં કાણું પડીયું.

હુવાં—બરાબર ચુલા પર જ બાવા.

હુ—તે જરા ખણુ હમારતે તો ખરી, ડોહી !

ર—ઉં કેમ કરતાં હમારૂં ?

હુ—જરાતરા ગોદાટતે ને રાળ આમ તેમ ખહતે તો...

હુવાં—( વચ્ચે જ ) બાવા ખૂબ ગોદાટેલું. ( વરસાદ જરા ધીમો પડે છે )

ર—ને ની ચાયલું તાંથી અટકેલાં.

હુ—હં...( નિસાસો મૂકે છે ).

અ—હવાં પેલી ઈટ લાવ આપણે નવો ચુલો માંડીએ.

હવાં—હાં અહુ એમ કરીએ.

[ એટલામાં વરસાદ ફરી જોરથી શરૂ થયો. સાથે પવન પણ ખૂબ હતો. જર્ણ થયેલું છાપરું પડી જશે કે શું એમ લાગ્યું. ચુલા પરની થાળ ઉપર નેવની જેમ પાણી પડવા લાગ્યું. તેનો અવાજ સાંભળી હવાંનો છોકરો ત્યાં દોડયો. હવાં અને અહુ સુકી જગામાં ચુલો ગોઠવી રહ્યાં. ]

હુ—( છોકરો પલળશે એ બીકથી ) અરે ! અરે ! આવ દીકરી રેહલું. (દોડતાં બચ્ચાંને લઇને ઉછાળતો ) અલલલલ ! ખળી ડીકળી ! તાઢાગે કે ? ( ચૂમે છે ) ડૉહી એને કાંઇ ગરમ પે'રાવતે કની ! ( વળી વિચાર આવતાં નિસાસો મૂકી ) ઓઢાડતે ને પે'રાવતે ! કે' વખત આયવા છે. લે હવાં ધવાડ એને, જે રડતો રેય. ( હવાં લે છે. અહુ ચુલો સળગાવવાની માથાકૂટ કરે છે. પરંતુ હવાયેલી દિવાસળી પડતી નથી ને ચુલો સળગતો નથી. બે પાંચ સળી ઘસી નાંખ્યા પછી અહુ કંટાળી જાય છે. )

અ—( કંટાળીને ) લે મા, તું સલગાવ.

ર—( સળી ઘસતાં ઘસતાં ) હત્તારીની ! દિવાસરીઓ હવાઇ ગેઇ. (બીજાં બે ચાર ડીંગલાં ઘસીને દિવાસળીની પેટી ફેંકી દેતાં ) હવાં ! પેટીમાંથી બીજી પેટી લાવ.

હવાં—ખલાસ જો, મા ! એક મહિના હુધી ફરી મળે એમ નથી.

અ—મહીને મળે તો એ આપગં ! બળી ગો ઇનો એ કંટ્રોલ !

હવાં—મહીને બે મહીને બે જ દિવાસરી આપે, મરી' ગ્યા !

ર—આવા ભીને દા'ડે કેમ ચાલહે !

હુ—જેમ ચાલે તેમ.

અ—આપણી ગરજે.

હવાં—બાવા પેલા પરાગ ને એ લોકો લાયંવા તે ?

હુ—એ તો આનાની ને બે આનાની એક પડે.

ર—એ તો ની પાલવે. ( ચુલો સળગે છે. ચુલાં ઉપર પાણીની તપેલી ચડાવી ગોળ જોતી ) અરે આ તો ગોર ! કારો ઉંગણુ જેવો; ને લાગે હો ની હારો !

હવાં—ખાટો ખાટો લાગે બાવા !

અ—ચાય તો મૂકી પણ દૂધ છે કે મા !

ર—છે, છે; થોડુંક છે.

હુ—ને મસાલો ?

ર—(પડીકાં ફંફોસતી) ઉહું, મસાલો થેઇ રેયલો છે. ઇના વગર ચાલહે નીં ?

અ—ની ચાલહે. ગોર ખાટો એટલે ને દૂધ પણ થોડું એટલે. મસાલા વગર ચાય હારી ની લાગહે.

હુ—ને ફકરાઇ ઓ નીં આવહે..

ર—તો પછી વાણીઆની દોકાનેથી મંગાવ. (બારણાં ભણી મોં કરતી) અરે ! ફાતમ કાં ગઇ, હવાં ! ફાતમને બૂમ પાડતો. એ હો રાંડ વરહાદમાં કાં ભટકતી આહે.

હવાં—(બારણામાંથી) ફાતમ ! ઓ ફાતમા, આંયા ! કાં મરી ગેઇ ! (દૂરથી 'ઉઇઇઇઇ'નો અવાજ આવે છે) ચાલ, વ્હેલી ચાલ !

[ફાતમા દોડતી આવે છે. એ અધનાગી છે, માથું વાળનો ટાપલો છે. ત્રણેક દિવસથી તેલ નાખેલું નથી. મોં માથેનું પાણી હાથે લૂછતી લૂછતી એ ચુલા પાસે જાય છે]

ફાતમા—(ઠોંસામાં) હું છે મા ? હવલીયે બૂમ હુંકા મારી ?

અ—તાં હું કરતી ઉતી ?

ફા—રમતી ઉતી વરી. બીજું હું કરે !

હવાં—રાંડને આખો દા'ડો રમવું જોઇતું ઓહે !

ફા—(છણકો કરી) ને તું હું કરતી છે ? તું ઓ તો પોયરાં હાથે રમીયા કરતી તો દેખું.

હવાં—રાંડનું મોઢું બૌ ચાલતું છે.

ફા—ને તારૂં કાં નથી ચાલતું ?

હુ—(વચ્ચે જ—ફાતમને લાડથી) ચાલ, ફાતમા દીકરા દોકાનેથી ચાયનો મસાલો લી આવતો.

ફ્રે—( લાડમાં ) ઉં વરહાદમાં ની જ્નાની બાવા !

હુ—( પટાવતો ) ગુંગણું* ઓઢી જજેની.

ફ્રે—( વધારે લાડમાં મોઢું કટાણું કરી ) ઉંહુહું...

અ—( અધીરાઇથી ) અવે લાડે રે'વા દેની ! અજુ અમણાં જ વરહાદમાં નાચી નાચીને આવી.

ફ્રે—( ખીજાઇને ) તીમાં તારું હું જાય ? તને તે બૌ બરતું ઓહે કેમ ?

અ—મને ની બરે તો કોને બરહે ( બળશે ). રાંડ ઓરીઓ જેવી થઈ.

હુ—(વચ્ચે જ) અવે રે'વા દે અહુ. તો હું તો વારૂ. જા ફ્રાતમા જા તો બચી ! તારો બાવો ટઠાઇ ગયેલો છે.

ફ્રે—હા ! આ ચાયલી બાવા ! પણ...(અટકે છે )

હુ—પણ હું ફ્રાતમા ?

ફ્રે—( ખંધાઈથી ) બે પૈહા શૌંગ લેવા આપે તો જાઉં !

અ—હોંવે ! હોંવે ! પેલું અનાજ લાવવાનું છે તીનું તો ઠેકાણું નથી, ને એનને શૌંગને હારૂ બે પૈહા જોઇએ.

ર—ને તંબાખ હો થેઇ રે'યલી છે.

હુ—તો બે પૈહાનો મસાલો ને એક આનાનો તંબાકુ લઈ આવ, જા બેટા !

ફ્રે—મને શૌંગને સારૂ પૈહા આપે તો જ.

હુવા—ફ્રાતમા તને તો કંઇ જ ભાન ની જો. (ફ્રાતમા બોલતી નથી ને છણકો કરી ખાટલા ઉપર ઉગડી પડે છે ).

ર—અરે ઓ ફ્રાતમા, જા ! પાણી બરી જવાનું ( ફ્રાતમા ફરતી નથી ).

અ—બાવા પૈહા કાં છે ?

હુ—કોહી પાહે ઓહે કે ની ?

ર—કાંથી હોય ?

હુ—કાં ગ્યાં ? પેલે દા'ડે તો મેં તને છ આના આપેલા.

---

* માણસ ઢંકાય એવડું સુપડું. એ વાંસની પટી અને ખાખરનાં પાંદડાંનું બને છે.

અ—અને ઉં રોપવા ગેલી તેની મજુરીના કહને કાંઈ આપેલ કેની!

ર—(ડોકું હલાવતા). દહ આના આપેલા.

અ—હં. તીયારે દહ ને છ હેલ આના એક રૂપીઓ થીઓ.

હુ—(સચિંત) તે બધા પૂરા થેઈ ગ્યા?

ર—(સરોષ) તે ઉ ખાઈ ગેઈ?

હવાં—મા તું ખીજવા નો.

ર—(નિશ્વાસ સહિત) તો હું કરૂં? બધા ઈસાબ લેવા બેઠા તે!

હુ—ડોહી, હીસાબ તો હું પણ–

ર—(વચ્ચે જ) હીસાબની તીયાર હી હું!

હુ—આમ કેમ ચાલવાનું એ.

ર—(ટાઢી પડી) તેને ઉં હું કરવાની. ચોથે દા'ડે પાહેર તેલ આણેલું. રૂપીયે હેરનું તેલ ને પાહેર હું આચકાંમાં?, બે દા'ડા બન્ને વખત આનાની ચાય આણેલી. કંટ્રોલમાંથી ખાંડ લાવવાની તે આણી જ. ચાર આનાનો ચાર દાડા રોજ તંબાકુ આણેલો. ચાર આના રેયલા છે

હુ—(નિસાસો મૂકતો) તેમાંથી બે આના તો અવડે આપ. પછી હોં થહે. (ફાતમાને) દીકરા! એક પૈહાની શીંગ ખાજે ને દુકાને જઈ આવ, બા!

[ફાતમા માની જાય છે ને દુકાને જાય છે. ખોડી વરસવા વરસાદની ઝડી લાગી રહે છે. પવનનો એક સપાટો આવે છે ને જીર્ણ થઇ ગયેલું છાપરું હાલી ઉઠે છે. "આમ કેમ ચાલવાના" વિચારોમાં હજરત ખોડીનું ઘરડું શરીર પણ કંપી ઉઠે છે. એટલામાં ફાતમા આવી. ચા થઈ ગઈ માટીની ડોબલીમાં ચા પીતાં પીતાં ખોડીને અનેક વિચાર આવ્યા ને ગયા]

અ—(ચા પી રહ્યા પછી) હા...આ...શ! હવે જરા કકરાઈ આવી.

હવાં—મસાલો હારો લાયવો છે વાણીઓ.

ફા—તીખો જ બૌ. મરી ગ્યો એવો કેવો લાવેલો.

હુ—(પરાણે હસાઈ જતાં ને સ્વપ્નસૃષ્ટિમાંથી વાસ્તવમાં ઉતરતાં રોળમાં) બહુ વરણાગી વારી.

અ—વરણાગી તો કોણ જાણે કાં નીકરી જહે.

ર—(ગંભીરતાથી) આજ તો કંટ્રોલમાં ગેયલી.

હુ—પછી ?

ર—એખલા ચોખા આયપા.

હુ—કેમ એખલા ચોખા ?

હવાં—એખલા, તો એખલા જ પણ જુઆર સાથે મલે તેટલા જ.

હુ—ને જુઆર કેમ ની આયપી ?

ર—કંટ્રોલમાં થેઈ રેયલી.

અ—તે જુઆરના ભાગના ચોખા ની આયપા ?

ર—અં...હં.

હુ—તુએ માંયગા ની ઓહે !

ર—માંયગા તો માંયગા પણ કાલાવાલા હો બૌ કયરા.

અ—(સકૌતુક) પછી ?

ર—ની આયપા વરી, બીજું હું !

હુ—હું કે'પ ?

ર—'માલ નીં મલે. આવહે તીઆરકી આપહું.'

હુ—તો હું ભૂખે મરવાના ?

ર—તીયારે કેય કે, 'અમે હું કરીએ.'

અ—મરી ગા કંટ્રોલીઆ એવા જ છે.

હુ—(સમજપૂર્વક) તીમાં એઓ હું કરે !

અ—અરે હું બાવા ! મેલા લુવારડાનો મિજાજ ! બાપરે ! જરાક પાછોડી ત્રાજવાંથી આઘી પથરાઈ ગેય કે પાથરતાં વાર લાગી તો તેના મિજાસ નો પાર નીં ! વખત આવે ગાર દો દે મૂકે !

હુ—(સહૃદયતાથી.) બચારો ! આખો દા'ડો તોકી તોકીને થાકે એટલે ખીજવાતો ઓહે !

અ—તો, એ ધંધો નીં કરે ! કોણ એને કે'વા ગેયલું કે બીજણ મૂકી,

ઇણે પટાકડી લીધી. ખારસું લોઢું ઘડીઆ કરવાનું ઉતું. તેને બદલે કંટ્રોલીઆ થેઇ આ !

હવાં—ને અલ્લુ, પેલો રવલો.

અ—તે તો ગાયન ગાતો જ પરવારે નીં, બાવા ! ગાતો જાય ને પૈહા ગણતો જાય. તણ વખત તો તે ગણે તીઆરે પૈહા અંદર મૂકે.

ર—ને પેલા બે છે તે તો આખા સાહેબ ! (હાથવડે ચાળા કરતી) "લાઈનમાં ઉભા રહો. ગરબડ મત કરો. વહેલો તે પહેલો. આ *કાંઈ ભાજી મારકીટ નથી* " એમ હુકમ કરીયા કરે !

હવાં—અરે ઉ પેલે દા'ડે ગેયલી તે મોડું એટલું થીયું કે, ગાને રેહયું ને તાં લાવવો પયડો.

હ—એ વાત હાચી અલ્લુ. પણ એઓ બિચારા હું કરે. અનાજ લેવા વારા તો નવા નવા; ને બધા થોડા હરખા છે ! આખો દા'ડો કામ કરે તીઆરે મલે એ હું. થાકી પણ જાય ને ગધેડા વૈતરું કરતાં બચારા !

અ—(એકદમ યાદ આવ્યું હોય તેમ) તે બાવા જુઆર કેમ ની આયવી ઑહે ?

ર—તે તો ખરા એમ કે'તો ઉતો કે, તાલુકે જ નથી; પછી અહીં કાંથી આવે ? ચાર ટોલી માલ જોઈએ તાં એક ટોલી આવે; અને તે પણ ગમે એમ !

હવાં—એવું કેમ થતું ઑહે બાવા ?

હ—એ તો મને પણ ખબર નથી હવાં.

અ—બાવા એવું કોઇ દા'ડો આગલા જમાનામાં કંટ્રોલ થેયલું ખરું ?

હ—મારી જાણમાં તો નથી અલ્લુ. છપ્પનીઆમાં પણ આવી તંગી નહોતી. આજે તો રાણીનાં કાંકણ ઢીલાં પડયાં. ખુદ લડાઇ ચાલતી હતી તીયારે પણ આવી આપદા ની ઉતી.

ર—(સમયનો ખ્યાલ આવતાં) તીઆરે ડોહા હું કરીએ ? માછલી તળું કે ?

હ—તમુંને બધાંને ગમે તેમ કર.

અ—તળ, તળ, મા !

હ—હાં, હાં, મા ! તળ.

ફા—જરા વે'લી તળજે મા. મને ભૂખ લાગેલી છે.

ર—(હસીને) આહે જ તો ! (હઝરતને) પણ ડોહા, તેલ મંગાવવું પડહે.

ફા—(ઉત્સાહપૂર્વક) લાવ મા, હું લેઈ આવું.

ર—લે, મારી પાહે તો બે આના છે.

હવાં—તેટલા યે હું ચાલહે ?

અ—વાણીઓ ઉધાર ની આપહે ?

હવાં—મરી ગ્યો. તે ઉધાર રે'તો આહે ?

હ—કેમ કરે જે ?

હવાં—કાલે મેં અમથું જ કે'યલું, તો ક્સ્સામાં કે' (હાથના ચાળા કરી) 'ઉધાર જોઈતું હોય તો આપણે તાં નહીં.'

ર—ધને ઓ એટલો મીજાહ આવી ગ્યો.

હ—કમાયો કે ની લડાઈના ટેમમાં !

અ—તેથી હું થેઈ ગ્યું ? ભૂલી ગ્યો હું ?

હ—હવે હું પરવા.

અ—એ હે હે ! મરી ગ્યાને હમજ પડહે કોઈ દા'ડો.

ર—તે તો ખરું ખરું ! પણ એમ કે'વાથી ઉધાર થોડો રે'વાનો છે ?

હ—વાત હાચી ડોહી ! અલુ પેલી પેટીમાંથી એક ચૌદરડીએ વીટેલા પૈહા છે તે લાવ તો !

[અલુ લાવે છે. પોટલીમાં રોકડા દસ આનાના છૂટા પૈસા છે. બે આનાના પૈસા કાઢી પાછી પોટલી બાંધી ડોસો મૂકી દે છે. ફાતમા તેલ લેવા જાય છે...તેલ આવે એટલે લાખંડનો વાટકો ચુલે ચડાવી રમઝાન માછલી તળવાની તૈયારી કરે છે. અલારખી રોટલા કરે છે. હઝરત મીંયા બીડી તાણતાં તાણતાં આકાશ ભણી મીટ માંડી થાંભે અઢેલી બેઠા છે. એમની આંખ આગળ તંબાકુના ધુમાડાના ગોટ વળાંક લેતાં હોય છે. બહારથી કોઈનો અવાજ આવે છે: "હઝરત ! ઓ હઝરત મીંયા !"]

હ—(તે જ સ્થિતિમાં) કોણ છે ?. આવીઆ કર. ગુંગળું બહાર મૂકી

આવજે. ( આવનારને જોતાં ) કોણ આયતો ડોહો ! ડોહા, અતીઆરે કંઈથી ?

આયતો—(જોડા ઉતારી, શુંગળું મૂકતાં) અરે ભાઇ, તારું કામ પડીયું એટલે.

હુ—હા. આ. આ. આવ. ધ્રૂજતો દેહું ? લે તાપ. બીડી બનાવ.

આ—( ઉતાવળમાં ) બીડી તો પછી બનાવું. પણ પે'લાં મારી અજામત કર તો.

હુ—મારા હહરા, અમણાં બંજાતે અજામત કેવી ?

આ—અમણાં જ કરવાની છે.

હુ—હવારે આવજે. અમણાં કોણ કરવાનું ? તીના કરતાં બેહ; કાંઇ વાત કર.

આ—અરે એમ હું કરે ! કાલે હવારમાં તો ઉ મારી પોરીને તાં જવાનો.

હુ—કેમ ?

આ—કાગર આવેલું છે.

હુ—ચાલ, તીઆરે. ( સામાનની જુનખંડ કાતી લોઢાની પેટી ખેંચતાં ) તે તો બીલીમોરે રે'તી છે, કેમ ડોહા ?

આ—હોવે. બીલીમોરે જ તો.

હુ—( અસ્તરાને પટી પર પટપટાવતાં ) તાં જમાઇ હું કરે ?

આ—મેલમાં જાય.

હુ—( પાણીની વાડકીમાંથી પાણી લગાડતો ) તીઆર તો પગાર હો હારો મલતો આહે.

આ—( નિશ્વાસ સહિત ) પગાર તો હારો મલે પણ મોંઘવારી કેવી ? ને પાછો ધાલે બૌ.

હુ—તાડીને દારૂ બેઉ કે ?

આ—તાડી કરતાં દારૂ બૌ પીયે.

હુ—તે તો આહે, પણ માણહ કેવું ?

આ—માણહ તો હારું, ફક્ત પીધેલો હોય તીઆરે નામ ની લેવાય.

હુ—પોરીને કાંઉં દુઃખ નથી ને ?

આ—બીજું તો કૈં ની. પણ બહુ પીએ ને કદીક ખીજનઈ પડે, તો બે બેંચી કાઢે. બાકી કૈં ની.

ર—(સ્ત્રીસહજ ભાવે) એ તો ચાયલા કરે ડોહા. પણ ખાધેપીધે દુઃખ નથી ને?

આ—ના રે ના!

હુ—(હજામત પૂરી કરતાં) ચાલ, તે તારી હજામત થેઈ ગઈ.

આ—(કપડાં ખંખેરતો) લે તીઆરે આનો!

હુ—અવે રે'વાદે. આવત* નથી આપતો હું?

આ—કેમ નીં! પણ આ તો આવે તેં અજામત કરી આપી....

ર—(વચ્ચે જ) એટલે ખુશીનો આનો. લેઇ લે ડોહા!

હુ—થોડી ખણુ માછલી લેતો જવાનો હું ડોહા?

આ—ની રે! લેંઠા ધરવા ગેયલાં ઉતાં તે લાયવાં ઓહે. લે બેઉ તીઆરે હઝરત!

હુ—હા; આવજે. હાચરીને જાજે ડોહા ને તારી પોરીને બોલાવજે.

[ઝુંપડાં બહારથી "હો હો" કરતો આયતો ડોહો જાય છે—મુશળધાર વરસાદ વરસી રહ્યો છે ભયંકર ગડગડાટો અને વીજળીના ઝમકારા થઇ રહ્યા છે. સાથે પવનના ભારે સૂસાટા આવી રહ્યા છે. હજરત ખોડીનું છાપરું ડોલા ખાઇ રહેલું છે તજેલી માછલી ને શેટલો ખાઇ બધાં ઊંધી ગયાં છે. ચોમેર અંધાર છે. આંખમાં આંગળી ઘાંચી દો તો ય ખબર ન પડે! ખોડીને તેની ઓખી રમઝાન જાગે છે. રમઝાનનાં દિલમાં કુદરતના તુફાનથી ચિંતા થઇ રહી છે. વર્ષાની હેલીને લઇને ઠંડી પણ ખૂબ છે.]

ર—ડોહા! હીકકર બહુ છે.

હુ—હોવે! પણ હું કરીએ?

ર—(જરા રહીને) છાપરું ઓ ડોલે ડોહા!

હુ—દે હું ખરું?

---

* ગામડામાં કુંભાર, હજામ, મોચી વિ. કારીગરોનું આવત બાંધેલું હોય છે. આવતનો અર્થ વળતર એવો થાય. એવા વળતરમાં આખા વર્ષની કારીગરી બદલ ભાત (ઘણુંખરું) આપવામાં આવે છે.

ર—વરહાદ હો ભારી.

હુ—તીમાં હું થ્યું ? ઈના દા'ડા છે ને આવે !

ર—હા રે હા ! પણ તૂટીફુટી પયડું તો ?

હુ—અમણાં કાં તૂટી પયડું છે જે ફીકર.

ર—( સદુઃખ ) ભાનબાન છે કે ડોહા ?

હુ—( હસીને ઉડાવતો ) લે બે, હવે ભાનવારી ! એવાં તો કેટલાં ચોમાસાં આપણે સાથે કાયદાં. હવે ફીકર ?

ર—આજની વાત જુદી ડોહા !

હુ—કેમ આજે હું થ્યું ?

ર—આપણે ડોહાં થ્યાં.

હુ—( વળી હસીને ) તે બારે દા'ડા જુવાન કોણ રે'તું ઓહે ? ને હજી ય તો ઉં ભરવરહાદમાં માછલી ધરવા જતો તો છું ?

ર—પણ છાપરું ની બંધાય.

હુ—એ હે હે હે ! આખર બૈરાંની જાત ને !

ર—ડોહા ! ખોટો મીજાહ ની કર !

હુ—( ગંભીરતાથી ) તું આજે ગભરાયલી છે ડોહી ?

ર—( છુપાવતી ) તેવું બેવું તો કંઈ ની !

હુ—( સકૌતુક ) તો પછી ?

ર—મને વિચાર આવીયા કરતા છે.

હુ—કેના ?

ર—કે આ છાપરું જો તૂટી...( પવનનો ઝપાટો જોરમાં આવ્યો ને પાસેના વડનું એક ડાખળું તૂટી પડ્યું. )

હુ—તુફાન ભારી છે. ( બેઠો થૈ ) કૈં દેખાયની. ( ચકમક વડે દેવતા પાડી ટોકરું સળગાવી બીડી સળગાવીને ) લે તાણ ડોહી.!

ર—હવે રે'વા દે.

હુ—( આગ્રહપૂર્વક ) લે લે બૌ ચિંતા કરે દા'ડો વળવાનો નથી. એ

તો થીયા કરહે. ને છાપરૂં તો આકરમાં છે એટલે તૂટવાનું નથી. અને તૂટહે ને જીવહું તો બાંધહું. જીવાવું જોઇએ.

ર—( નિરાશાથી ) ઉં તો જીવવાની જ ની ને.

હ—( શ્રદ્ધાપૂર્વક ) ઉં તો જીવવાનો જ.

ર—આવામાં જીવીને એ હું સકાર ?

હ—( હસીને ) બીકણ ! ઉં જો સકાર જોવા જતે તો તમે બધાં મરી જ ગયાં હોત.

ર—( નિસાસો મૂકે છે. ) -

હ—હવે સુઇ જા, ડોહી ! નિસાસો હું કા મૂકે છે ? ખાવાનું તો મયલું. ગમે તેવું. ભૂખી તો નથી ને ?

ર—ભૂખી તો ની પણ...

હ—( વચ્ચેજ ) લે રે લે. એ દા'ડા પણ જવાના.

ર—( રોળમાં ) ને હઝરત મીયા એવા જ રે'વાના !

હ—( રંગમાં ) એવા જ રે'વાના ને ખોડી થઇને કોઇના લગનમાં નાચવાના.

( ડોસી હસી પડી. હઝરત પણ હસ્યો ને વીજનો એક ચમકારો એમનાં હસતાં મુખોને અજવાળી ગયો. )

( પડદો )

✦

# ભાષાશાસ્ત્ર

—પ્રીતમલાલ કચ્છી

[ભાષાશાસ્ત્રના એક વિદ્વાન અભ્યાસી તરીકે શ્રી પ્રીતમલાલ કચ્છી જાણીતા છે. અત્રે એમણે, ભાષાશાસ્ત્ર અને તુલનાત્મક ભાષાશાસ્ત્રની ઉપયોગિતા અંગે મનનીય વિચારો રજૂ કર્યા છે. ઉર્દુ-હિન્દી અંગેનાં તેમનાં વિધાન સાથે સંપૂર્ણ સંમત ન હોવા છતાં, એક મુદ્દા તરીકે અમે એ સાદર પેશ કરીએ છીએ]

જ્યારે હું હાઈસ્કૂલમાં અભ્યાસ કરતો હતો ત્યારે મારી માતૃભાષા ગુજરાતીના અધ્યયન ઉપરાંત મારે અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓનો અભ્યાસ પણ કરવાનો હતો. જેમ જેમ આ ત્રણ ભાષાઓનો મારો અભ્યાસ વધતો ગયો તેમ તેમ આ ત્રણેની અંદર અનેક શબ્દોનું સામ્ય મને પ્રતીત થવા લાગ્યું અને મને આશ્ચર્ય થવા લાગ્યું કે સંસ્કૃતમાં જે अहम् અને युष्मद् નાં રૂપો જુદી જુદી વિભક્તિઓમાં જોવામાં આવે છે તેને મળતાં જ રૂપો ગુજરાતી અને અંગ્રેજી ભાષાઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. ઉદાહરણાર્થ—त्वम्, તું, Thou; माम्, મને, Me. આ પ્રમાણે ભાષાઓના તુલનાત્મક અધ્યયનની શરુઆત થયા પછી તેવા અધ્યયનની અંદર મને વધારે વધારે રસ પડવા માંડ્યો અને અંગ્રેજી ધાતુઓ, સંજ્ઞાઓ, સર્વનામો, વિશેષણો, અવ્યયો, ઉપસર્ગો વગેરેની લેટિન, ગ્રીક, ફ્રેન્ચ, ઍંગ્લો સેક્સન ઇત્યાદિ ભાષાઓ દ્વારા થયેલી વ્યુત્પત્તિ શબ્દકોશની સહાયતાથી જાણીને અધિકાધિક આનંદનો અનુભવ થવા લાગ્યો. સંસ્કૃતમાં स्था તો લેટિનમાં Sto અંગ્રેજીમાં Stand; સંસ્કૃતમાં ददामि તો ગ્રીકમાં Didomi; अस् તો અંગ્રેજીમાં Is. આવી જ રીતે સં. માં अज्ञातः તો ગ્રીકમાં Agnostus, સં. માં भू તો અંગ્રેજીમાં To be. આવા પ્રકારના ઉપરછલા નિરીક્ષણથી એમ તો લાગતું જ હતું કે આ ભાષાઓનો પરસ્પર સંબંધ આકસ્મિક નહિ પણ મૂળભૂત હોવો જોઈએ. સંસ્કૃતના અભ્યાસની સાથે નાટકોમાં આપેલી પ્રાકૃત ભાષાનો પણ પરિચય થવા લાગ્યો અને પ્રાકૃત ભાષાનો ગુજરાતી ભાષા સાથેનો નિકટ સંબંધ સ્પષ્ટ થવા લાગ્યો. ઉદાહરણાર્થ, સંસ્કૃતમાં अस्ति, પ્રાકૃતમાં अच्छि, ગુજરાતીમાં છે. આ રૂપો સાથે લૅટિન Est અને ગ્રીક Esti સરખાવ્યાં એટલે તો ખાત્રી થઈ ગઈ કે આ ભાષાઓનું પરસ્પર સામ્ય કેવળ શબ્દો પૂરતું જ નથી પરંતુ તે સામ્ય ધાતુઓના રૂપાખ્યાન અને નામ, સર્વનામ

આદિના વિભક્તિના પ્રત્યયો સુધી વ્યાપ્ત છે. આ પ્રમાણે જિજ્ઞાસા જાગૃત થવાથી અને વિષયની અંદરનો રસ વૃદ્ધિંગત થવાથી ભાષાશાસ્ત્ર અને તુલનાત્મક ભાષાશાસ્ત્ર સંબંધી પુસ્તકો વાંચવાનું મેં શરૂ કર્યું. હિંદી, મરાઠી, બંગાળી, પંજાબી, સિંધી, ઉર્દૂ, ફ્રેંચ, લેટિન, ગ્રીક, પાલી, પ્રાકૃત વગેરે ભાષાઓનાં વ્યાકરણોનો પણ અભ્યાસ સાનંદાશ્ચર્ય શરૂ કરી દીધો. આ ક્ષેત્રમાં કાર્ય કરનારા અનેક પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય વિદ્વાનોએ નિશ્ચિત કરેલા ભાષાશાસ્ત્ર વિષયક સિદ્ધાંતો વાંચવાથી ભાષાશાસ્ત્ર અને તુલનાત્મક ભાષાશાસ્ત્ર એ બંનેના અધ્યયનની પરમ ઉપયોગિતા મને પ્રતીત થઇ. આ સિદ્ધાંતોના અને નિયમોના જ્ઞાનથી કોઇ પણ ભાષાનું અધ્યયન કરવામાં અત્યંત સરલતા પ્રાપ્ત થાય છે. એટલું જ નહિ પરંતુ વિવિધ ભાષાઓ અલ્પ શ્રમથી અને તુલનાત્મક દૃષ્ટિથી શીખી શકાય છે, એવો મારો દૃઢ અભિપ્રાય બંધાયો.

આ મૂળભૂત સિદ્ધાંતો અને નિયમોની સહાયતાથી હિંદી, મરાઠી, બંગાળી, ઉર્દૂ, સિંધી, પંજાબી વગેરે ભાષાઓનું અધ્યયન હું સરળતાથી કરી શક્યો. અને મને એમ લાગ્યું કે આ શાસ્ત્રોના સામાન્ય જ્ઞાનથી પણ ભાષાનુરાગી વિદ્યાર્થીઓ તેમજ અન્ય સજ્જનોને લાભ સાથે આનંદ મળવાનો પૂરેપૂરો સંભવ છે. સંક્ષેપમાં આ સિદ્ધાંતો નીચે આપેલા છેઃ—

પૃથ્વી ઉપર બોલાતી ભાષાઓને આર્ય અને અનાર્ય એ સંજ્ઞાઓથી વિભક્ત કરવામાં આવી છે.

આર્ય ભાષા મૂળ એક જ હતી અને તે બોલનારા આર્ય લોકો અત્યંત પ્રાચીન સમયમાં એક જ પ્રદેશમાં રહેતા હતા. આજીવિકાર્થે અથવા વિજયાર્થે આર્ય લોકો પૃથ્વીના વિવિધ ભાગોમાં પ્રસરી ગયા અને તેઓની મૂળ આર્ય-ભાષાએ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કર્યાં. આ એક આર્યભાષામાંથી એશિયા અને યૂરોપની ઘણીખરી ભાષાઓ વિકસી આવી, જેવી કે—લેટિન, ગ્રીક, વૈદિક સંસ્કૃત, કેલ્ટિક, જર્મેનિક, સ્લેવોનિક ઝંદ—અવસ્થા વગેરે પ્રાચીન ભાષાઓ અને અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, રશિયન, પર્શિયન, સંસ્કૃત, પાલી, પ્રાકૃત, ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી વગેરે મધ્યયુગીન અને આધુનિક ભાષાઓ. આ સઘળી ભાષાઓના ધાતુઓ, તેમનાં રૂપાખ્યાનો, કૃદંતો, તદ્ધિત પ્રત્યયો, સહાયક ક્રિયાપદો ઇત્યાદિમાં તેમજ સર્વનામો અને તેમનાં વિવિધરૂપોમાં આશ્ચર્યજનક સામ્ય રહેલું છે.

ઉપરોક્ત આર્ય ભાષાઓમાં સહાયક ક્રિયાપદો તરીકે अस्, भू, वस् અને स्थाનો ઉપયોગ થયેલો છે. તેવી જ રીતે જુદાં જુદાં સર્વનામોનાં સ્વરૂપો अहम्, युष्मद्, यद्, तद्, किम् ઇત્યાદિનાં વિકૃત સ્વરૂપો દ્વારા સિદ્ધ થયેલાં છે. ઘણાંખરાં અવ્યયો પણ આ સર્વનામો દ્વારા સિદ્ધ થયેલાં છે. સંખ્યાવાચક વિશેષણો જેવાં કે एक, द्वि, त्रि, चतुर्, વગેરે તો આ બધી ભાષાઓમાં લગભગ સમાન જ છે.

આ પ્રમાણે એક આર્યભાષાનું કુટુંબ અતિવિશાળ છે, અને તેની શાખાઓ પૃથ્વીના વિવિધ ખંડોમાં ફાલીફૂલી રહી છે. અનાર્ય ભાષાઓ અનેક છે, જેવી કે અરબી, દ્રાવિડી, હેબ્રુ વગેરે. આ ભાષાઓનો પરસ્પર સંબંધ સિદ્ધ થયો હોય એમ જણાયું નથી, પરંતુ પ્રત્યેક અનાર્ય ભાષાનું નાનું મોટું કુટુંબ તો હોવું જ જોઇએ. પરંતુ આ ભાષાઓનું મારૂં જ્ઞાન શૂન્યવત્ હોવાથી એ સંબંધમાં હું કાંઈ જ લખી શકું એમ નથી.

આજ કાલ હિંદી અને ઉર્દૂ ભાષાઓના સંબંધમાં અનેક મતભેદો અને વાદવિવાદો ચાલી રહ્યા છે. જે ભાષાઓના ધાતુઓનાં રૂપાખ્યાનો, સર્વનામો અને તેનાં રૂપાખ્યાનો, વિભક્તિઓના પ્રત્યયો, કૃદંતો, સંયોજક અવ્યયો એક જ હોય અર્થાત્ જે ભાષાઓનું આખું વ્યાકરણ એક જ હોય એ ભાષાઓને બે જુદી ભાષાઓ કેમ કહી શકાય ? સાહિત્યની દૃષ્ટિએ તેઓ ભિન્ન થયેલી છે એ વાત નિર્વિવાદ છે, પરંતુ ભાષાશાસ્ત્ર અને તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તો તેઓ એક જ ભાષા છે. પછી તેને હિંદી કહો કે ઉર્દૂ કહો. અંતમાં હું નમ્રતાપૂર્વક જણાવવા માગું છું કે આ વિષય અત્યંત ગહન અને વિશાળ છે અને તે સંબંધી મારૂં જ્ઞાન મહાસાગરમાં એક બિંદુ સમાન છે, એ વાતથી હું અનભિજ્ઞ નથી. તથાપિ આ લઘુ લેખથી સામાન્ય વાચકવર્ગને ઉપરોક્ત ભાષાઓ( આર્યભાષાઓ )નું અધ્યયન કરવામાં થોડી ઘણી સહાયતા મળશે અને તે મહાનુભાવો તદ્વિષયક સવિસ્તર પુસ્તકોના અધ્યયન પ્રતિ આકર્ષાશે તો હું મને કૃતાર્થ માનીશ. *

---



*આ વિષયના અધ્યયનમાં મને નિમ્ન લિખિત પુસ્તકોદ્વારા ઘણી સહાયતા મળેલી છે.—

શ્રી હેમચંદ્રકૃત પ્રાકૃત વ્યાકરણ

ડા. ભંડારકરનાં "Wilson Philological Lectures"

ડૉ. ગ્રીયર્સનકૃત "Linguistic Survey of India"

ડા. મ્યુરકૃત "Original Sanskrit Texts Vol II"

પીલેકૃત "Philology"

# સાચી સલામ

ચુ ચે પેહ
અનુ૦ ભાનુભાઈ વૈદ્ય

[ચુ ચે પેહની વાર્તાકલાથી સંસ્કારના વાચકો પરિચિત છે. હિંદ જેવા જ વિરાટ ખેડુપ્રજાના દેશ ચીનની આ વાર્તા, જાણે હિંદના કોઈ ભોળા ખેડુની યાદ આપી જાય છે. પરંતુ ફરક છે નિષ્ઠુર જપાની સામેની જાગ્રતિનો. માનવની વીરતા અને વીરતામાં પે વસતી માનવતાનાં સત્યને, નિર્લાભ્ય વાણીમાં વ્યક્ત કરતી કલા પણ કેવી માનવ-કલા છે ?]

લંબાયે જતા સાંજના ઓછાયાની સાથોસાથ બાજુની ટેકરી પરથી આછો એવો રણકો કરતો કોઈ અવાજ ચોમેર પ્રસરી રહ્યો હતો. દૂરદૂરથી આવતો એ રણકો ધીમેધીમે નજીક આવતો ગયો અને પછી તો ખીણ માથે તોળાઇ રહેલ ટેકરી પરનાં મંદિરમાંથી આવતો એ ઘંટારવ સ્પષ્ટપણે સંભળાવા લાગ્યો.

ટેકરીની સપાટ ભૂમિ પર ઊગેલ ઘઉં અને તેના પર બેઠેલ કરોડો સોનેરી ડૂંડીઓને આમતેમ હલાવી રહેલ સાયંકાળની મંદમંદ લહરીઓ સાથે પેલો ઘંટારવ પણ લહેરાવા લાગ્યો. સૂર્યાસ્ત થઇ ગયો હતો, પણ ઘંટનાદથી કુદરત જાણે સળવળી ઊઠી હતી.

ખીણની ગોદમાં વસેલ ગામડાનાં લોકો પણ આ સાયંકાલીન સળવળાટમાં સાથ આપી રહ્યાં હતાં. પરાળ-છાજ્યાં ખોરડામાંથી નીકળીને પુરુષો ચોરા પાસે એકઠા થવા લાગ્યા. બહાર નીકળનાર દરેક પુરુષના હાથમાં કોદાળી, પાવડા કે જૂના જમાનામાં ભૂંડનો શિકાર કરવામાં કામ લાગતી તેની બંદૂકો હતી.

પુરુષોના આ ટોળાંને નીરખતી કેટલીક સ્ત્રીઓ કાખમાં ટેંટાં જેવાં છોકરાં તેડીને ઊભી હતી અને તેમના ચંદરવા જેવા પહેરવેશને ખેંચતાં કેટલાંક ગંદાં છોકરાં, "મા, ભૂખ લાગી છે!" ની બૂમરાણ મચાવી રહ્યાં હતાં. લગભગ બધાં જ ઘરની પરાળને વીંધીને ધુમાડાના ગોટા ઘડીમાં રાક્ષસના તો ઘડીમાં અપ્સરાના આકારો રચતા ઊંચે ચડી રહ્યા હતા. ભયની નિશાનીરૂપ પેલો ઘંટારવ સાંભળી ચોરા પાસે ભેગા થયેલ બધા પુરુષો ગંભીર બની ગયા હતા.

પુરુષોનાં એ ટોળાંથી જરા જુદા તરી આવતા એક ખડતલ આદમીએ શાંતિનો ભંગ કરતાં કહ્યું: "આ ભયસૂચક ઘંટ વાગી રહ્યો છે તેની સાથેસાથ વડા મથકેથી એક કાસદ પણ અહીં આવી પહોંચ્યો છે. વીશેક જાપાનીઓની એક ટુકડી આ તરફ આવે છે. આપણે એમને રસ્તામાં જ રોકી પાડવા જોઈએ. માટે દોસ્તો! એકસ્તાર!" એ નાયક જેવા દેખાતા પુરુષે પોતાના ઉઘાડા પગ એકમેક સાથે પછાડ્યા અને ગઠ્ઠાદાર ડાબો હાથ ડાબી ભમ્મર પાસે છટાપૂર્વક ધર્યો. એ ભમ્મર પર એક પણ વાળ નહોતો. એક વાર નીંભાડામાં લાગેલ વિચિત્ર આગમાં તેની ભમ્મરના બધા વાળ ભરખાઈ ગયા હતા.

બધા ગામડિયાઓ હારબંધ ઊભા રહી ગયા. અને પેલા નાયક કુંભારે જે ચાલાકી અને ઝડપથી લશ્કરી સલામી આપી તે પ્રશંસામુગ્ધ નેત્રે જોઇ રહ્યા. બહાદુરી અને હિંમતની કદરદાનીમાં એ કુંભારને આ ગામનો નાયક નીમવામાં આવ્યો હતો, પણ તેણે કોઈ જાતની લશ્કરી તાલીમ લીધી ન હતી. ખીણનાં પેટાળમાં વસેલ આ ગામડામાં તેણે જિંદગીભર કુંભાર તરીકે જ કામ કર્યું હતું. બહારની દુનિયા તેણે જોઇ નહોતી.

"ભાયડો! જાણે લશ્કરનો કીડો!" પોતાના નાયક તરફ માન અને અહોભાવપૂર્વક જોઇ રહેતા કેટલાક ગામડિયાઓ વિચારી રહ્યા.

એક ઠીંગુજી ખૂંધા પર તો એ કુંભારની છટાની એટલી બધી અસર થઇ કે તેણે એ અશક્ય જણાતી લશ્કરી સલામીનું અનુકરણ કરવાનો પ્રયાસ પણ કર્યો. ખૂંધાએ પોતાના અડવા પગ ઘોડિયાના, બાજુબાજુના બે પાયાના આકારે ગોઠવી, ડાબો હાથ કપાળની અધવચ્ચે ધર્યો અને પછી શું કરવું તેની મૂંઝવણમાં હરોળની વચ્ચે ઢીંગલા જેવો ઊભો રહ્યો.

"અરે, દોસ્ત ખૂંધા! એ સાચી સલામ નથી" કુંભારે એ ઠીંગુજી પ્રત્યે ગંભીરતાપૂર્વક જોઇ રહેતાં, તેની ટીકા કરતાં ઉમેર્યું: "એ તો જાપાની રીત છે. હવે આપણે અમેરિકન રીતે સલામી આપીએ છીએ. જુઓ, આ રીતે!" અને નાયકે ફરીવાર પોતાની જાણીતી રીતે લશ્કરી સલામી આપી.

બાપડા ખૂંધાને તો ફરીવાર પોતાના હાથપગ કેમ હલાવવા તેની જ ગતાગમ પડી નહીં. એ તો પહેલાંની જેમ જ ઊભો રહ્યો. હોઠ એના બિડાએલા હતા. એની સંક્ષુબ્ધ આંખો, કોઈ સામાન્ય સૈનિક ફીલ્ડ-માર્શલ સામે જોતા હોય તેવી ગંભીરતાપૂર્વક, પેલા કુંભાર નાયક સામે ચોડાઇ રહી હતી.

"વાહ—જપાની સલામી !" ટોળામાંથી કોઈ બોલી ઊઠયું અને બધા ખડખડાટ હસી પડયા.

"બસ ! બસ ! ભાઈઓ, હવે આપણે ઊપડીએ ! એક-બે-ત્રણ..." કુંભારે મોટે સાદે કહ્યું.

કુંભાર આગળ થયો અને આખી ટુકડી ત્રણ માઈલ દૂર આવેલ ધોરી માર્ગ ભણી ઊપડી. પુરુષોની એ ટુકડી દૃષ્ટિથી દૂર થઈ એટલે સ્ત્રીઓ વીખેરાણી.

ઘઉંની ભરીભરી ડૂંડીઓથી સોનેરી બનેલ ખેતરો વચ્ચેની પગથી પર જતા એ ગામડિયા, ટેકરીની બીજી બાજુ ઊતરતા હતા ત્યાં પેલો ખૂંધો એકાએક હારમાંથી તરીને ગામડાં પર તોળાઈ રહેલ ટેકરીની એક ભેખડ પર ધસી આવ્યો અને ઝૂંપડીમાં પ્રવેશતી એક સ્ત્રીને પંચમ સૂરે બૂમો મારવા લાગ્યો: "એ-ય, કાગડી ! અરે, ભૂલ્યો ! એ-ય, મણિ ! ઓ, મણિ ! ગાયની ગમાણમાં ખડ નાખવાનું ન ભૂલતી. આજ રાતે ગાય ભૂખી રહેશે તો આવતી કાલે ખેતર કેમ ખેડશે ? અને-મારે માટે છડેલા ચોખા અને વટાણા રાંધી રાખજે. અને...આજ રાતે મને વાળુ નહીં મળે તો કાલ મારાથી ય કામ નહીં થાય. સમજીને ?"

પોતાની ટુકડી સાથે થઈ જવા ખૂંધો દોડયો ત્યારે તેણે આખી ટુકડીને પોતાની વાટ જોતી ઊભેલી દીઠી. ખૂંધાનું આ વર્તન કુંભારને ન રુચ્યું હોય તેમ લાગ્યું. હાંફતા ખૂંધાને કુંભારે ગંભીરતાપૂર્વક કહ્યું: "જો, ભાઈ ખૂંધા ! આપણે જ્યારે કૂચ કરતા હોઈએ ત્યારે તારાથી હાર બહાર ન જવાય. તારે જો કયાં ય જવું હોય તો પહેલાં મારી રજા માગવી જરૂરી છે."

"હા-જી, હવેથી હું એમ કરીશ." ખૂંધાએ જવાબ દીધો અને પાછી, પોતાની ઢબે કપાળ વચ્ચે હાથ રાખીને, લશ્કરી સલામ કરી. પછી તે બધા લોકોની સાથે કૂચમાં ભળી ગયો.

ચાલતાં ચાલતાં ઘઉંનું એક વિશાળ ખેતર પૂરું થયું. સંધ્યાનો મંદ પવન તોફાની બની રહ્યો હતો. પવનમાં ઘઉંના છોડ જોરથી ઝૂલી રહ્યા હતા. દાણાથી ભરેલ ડૂંડીઓ, દુશ્મન નજીક હોવાની ચેતવણી આપતી હોય તેમ સૂસવાટ કરી રહી હતી. દૂરદૂરથી દેવદારનાં ઝાડની ગોષ્ઠી પણ પવન સંભળાવી રહ્યો હતો.

"ભાઈઓ, જરા ઝપટ કરો !" કુંભારે કહ્યું, "જપાનીઓની પહેલાં આપણે પહોંચવાનું છે."

"હા–જી !" ખૂંધાએ ખૂબ અકળામણપૂર્વક કુંભારને કહ્યું અને તે પાછો હરોળમાંથી બહાર નીકળી આવ્યો, "મારે એક અરજ કરવાની છે, સાહેબ ! મારી ચડ્ડી કેડ પર રહેતી નથી. શું કરું, સાહેબ ? પેટમાં કાંઈ પડ્યું નથી ને ? એક જ મિનિટ, હો !" અને બધાયને ખોટી કરતો ખૂંધો પાંચ મિનિટ સુધી પટ્ટો સ્મો કરવા મથ્યો. કેટલીયે વાર પ્રયત્ન કરવા છતાં ખૂંધો પટ્ટો બરાબર ન બાંધી શક્યો. એમાં એક વાર તો તેની ચડ્ડી પગ સુધી ઉતરી ગઇ તે જોઈ બધા હસી પડ્યા.

કુંભાર નાયક ખૂબ ચિડાયેલ હતો, છતાં તે ય બધાની સાથે હસવામાં ભળ્યો.

એક કલાકની ઝડપભેર કૂચને અંતે તેઓ ધોરી માર્ગ પાસે આવી પહોંચ્યા. એ રસ્તો ઉત્તર તરફથી ઘઉંનાં ખેતરો વચ્ચેથી નીકળતો હતો. અને પછી એક ટેકરી પાસે થઇ પૂર્વ તરફ વળતો હતો. રસ્તો વળાંક લેતો હતો ત્યાં ટેકરીના ઢોળાવ પર નાના-મોટા છોડવાઓની ઝાડી વચ્ચે દેવદારનાં ઊંચાં ઝાડ ઊગ્યાં હતાં. આ ઝાડો પરથી દૂર દૂર સુધીનો રસ્તો જોઇ શકાય તેમ હતું.

"આ ઝાડી કુદરતી રીતે જ સંતાવાનું સરસ સાધન છે." કુંભારે કહ્યું, "ભાઇઓ, પૂરતા પાણા ભેગા કરી લો. પણ દુશ્મનો આપણાં સંતાવાનાં ઠેકાણાંની બરાબર નીચે ન આવે ત્યાં સુધી પથ્થરો ન ફેંકશો. તમારે તેમનાં માથાં પરજ પથ્થરો ગબડાવવાના છે, એટલે પહેલે જ ઝપાટે તેઓ બેભાન બની જશે. પછી તેઓ છે અને આપણા કોદાળી-પાવડા છે ! ચાલો, હવે છુપાઇ જાવ !"

બધા લોકો ઝાડીમાં સંતાવા જવા લાગ્યા. દુશ્મનને જોવા માટે કુંભાર ટેકરી પર ચડવા જતો હતો ત્યાં એકાએક કંઈ યાદ આવતાં તેણે બૂમ મારીઃ "અરે, ભાઇ ખૂંધા ! તું આ જગ્યાથી જરા આઘો રહેજે. હા, ત્યાં પેલો ખડક છે ને ! તેની પાછળ સંતાઈ જા. જાવ !"

"હા–જી !" ખૂંધો નિરાશ વદને ખડક તરફ ઊપડ્યો. એ ખડક રસ્તાના વળાંકથી સો વાર દૂર હતો. ત્યાંથી ખૂંધો કશી લડત કરી શકે તેમ ન હતું. કુંભાર તેને હમેશ એવીજ જગ્યા સોંપતો—સલામત છતાં નીચું જોવું પડે તેવી !

ખૂંધો ઉદ્યમી ખેડુ હતો, પણ સારો લડવૈયો તો એ ન હતો જ. પોતાની ખોડને લીધે તે છૂટથી હલનચલન ન કરી શકતો. આટલા જ કારણસર ટુકડીના નાયક કુંભારે તેને અનેકવાર ટુકડીમાંથી છૂટા થવાની સલાહ આપી હતી.

પણ એ કારણોસર ખૂંધો આ સલાહને કદી કોઠું ન આપતો. પહેલું કારણ તો એ કે ત્રણ વરસ પહેલાં જાપાની સૈનિકો આ પ્રદેશમાં ઘૂસી આવ્યા હતા ત્યારે તેમણે ગોસ્તની મહેફીલ ઉડાવવા માટે ખૂંધાની માનીતી ગાયને વધેરી નાખી હતી. અને બીજું કારણ એવું હતું કે એક વાર કોઈ જાપલો સૈનિક ખૂંધાની ઝૂંપડી પાસેથી પસાર થતો હતો ત્યારે ખૂંધાની શીળીનાં ચાઠાંવાળી બૈરીને આંગણામાં કપડાં સુકવતી જોઈ એ સૈનિક તેની સામે મૂતરવા બેસી ગયો હતો અને પછી એક હેવાનની જેમ હસ્યો હતો. ખૂંધાએ બહાર નીકળી એ જાપલાને ટોક્યો ત્યારે ઉલટા તેણે ખૂંધાનાં તમરાં ઉડાડી દે તેવો ઠોંસો અડાવી દીધો હતો. અને ખૂંધાની પરાળની ઝૂંપડીમાં દીવાસળી ચાંપતો ગયો તે વધારામાં.

અને અત્યારે ખૂંધો ધોરી માર્ગથી વીશેક વાર દૂર એક ખડક પાછળ અરધો શરમમાં અને આધો રોષમાં છુપાઈને બેઠો હતો. શરમ એને એટલા માટે આવતી હતી કે તેને બેસાડવામાં આવેલ જગ્યા એવી સલામત હતી કે તે કદી ઘવાય તેમ ન હતું; રોષ એટલા માટે કે લોકો તેને માટે તેમ જ તેની લડાયક શક્તિ માટે હલકો અભિપ્રાય ધરાવે છે એમ તેને લાગ્યા કરતું હતું.

અસ્વસ્થ અને ચિડાએલ ખૂંધો પોતાની ખૂંધને મનમાં ગાળો ભાંડી રહ્યો હતો, કારણ કે એ જ તેની અશક્તિનાં મૂળ કારણરૂપ હતી.

બસ! થોડી જ વારમાં ઘોડાના ડાબલાના એકધારા પડઘા વધુ ને વધુ નજીક આવવા લાગ્યા. અને ઘોડાની ખરીઓની તબડાટી વધુ નજીક આવતાં તો શ્વાસધમણ ઘોડાઓની હાંફનો અવાજ પણ સંભળાવા લાગ્યો.

"મા-રો!" ટેકરી પર બેઠેલા કુંભારે મોટી ચીસ પાડી.

ત્યાં તો કોઈ યંત્રમાંથી પડતા હોય તેમ પથ્થરો વરસવા લાગ્યા. નીચેનો ધોરી માર્ગ ટેકરી પરથી આવતો પથ્થરોનો ધોધ ઝીલી રહ્યો. રસ્તા પર ભયંકર ધડબડાટી મચી ગઈ. જાપાનીઓ સમજ્યા કે તેઓ ઓચીંતા સપડાયા છે. પથ્થર-મારાના જવાબમાં તેમણે ઉપરાઉપર ગોળીબારો કરવાનું શરૂ કર્યું. પણ અંધારામાં તેમની ગોળીઓ નિષ્ફળ ગઈ. એ ગોળીઓ કોઈને ઇજા ન કરી શકી. જ્યારે સામી બાજુ કેટલાક જાપાનીઓ પથ્થરથી ઘવાયા હતા. કેટલાક ઘોડા જોખમાયા હતા. આ સંજોગોમાં જાપાનીઓને પોતાના ઘાયલ સાથીદારોને જેમ તેમ ઉંચકી ઝડપી પીછેહઠ કરવી પડી.

ખડક પાછળ છુપાએલ ખૂંધાએ ઘોડાની પીઠ પર બેઠેલા પડછાયાઓને એક પછી એક ધોરી માર્ગ પર નાસતા જોયા. ખૂંધાના હાથમાં પથ્થર હતો. આ પથ્થર તેણે એટલા જોશથી પકડયો હતો કે જાણે પથ્થર ભાંગીને ભૂકો થઈ જશે!

અનેક વાર ખૂંધાએ ખડક પાછળથી કૂદી પડવાનો વિચાર કર્યો, પણ જાપાનીઓની સંખ્યા ઝાઝી જોઇ તેનો નિશ્ચય ડગી જતો. આખરે ઘોડાઓની લાંબી હારમાળા તેની દષ્ટિથી દૂર ગઈ. અને જાપાની સૈનિક જેના પર બેઠેલો જણાતો હતો તેવો એક ઘોડો ઝડપભેર નાસતી હારથી પચાસેક વાર પાછળ ખબક–ખબક કરતો ભારે પગલે જઈ રહ્યો હતો. દેખીતી રીતે એ ઘોડાના પગમાં કંઈ ઇજા થઈ હોય તેમ જણાતું હતું.

ખૂંધો હવે અધીરો બની ગયો. તેણે ખડક પાછળથી નીકળી એ જાપાની સૈનિકનાં માથાં પર એટલા જોરથી પથ્થર ફેંકયો કે પોતે ય માંડ પડતો બચ્યો. પેલો જાપાની સૈનિક તરત જ બેભાન બની, એક ચીસ પણ પાડયા વિના ઘોડા પરથી ગબડી પડયો.

ખૂંધો એ પડેલા જાપાની પર કૂદી પડયો અને ગાંડો થયો હોય તેવી રીતે એની છાતી પર, ઘોડો પલાણતો હોય તેમ ખૂંદવા લાગ્યો.. એક હાથે એ સૈનિકનું ગળું દાબી ખૂંધો બીજે હાથે તેનાં માથાંમાં મુક્કા મારવા લાગ્યો. ખૂંધો ખૂબ જોશથી ફૂટકારી રહ્યો હતો તેવામાં જાપાની સૈનિકે પોતાનાં બધાં જ બળપૂર્વક તેને લાત લગાવી; અને સાથેસાથ સૈનિકના હાથમાંની રીવોલ્વર છૂટી ગઈ.

રીવોલ્વરના અવાજ ભેળો ખૂંધો ગબડી પડયો. દુશ્મન પરની તેની પકડ છૂટી ગઈ. વિજેતા જાપાની સૈનિકે તેને છેલ્લી લાત મારી લીધી અને પછી તે ય ભેજવાળી જમીનમાં લાંબોલસ થઇને પડયો.

થોડી વાર પછી કુંભાર-નાયકે પોતાના માણસોને ધોરી માર્ગ પર એકઠા કરી ત્રણ મશાલો સળગાવી ત્યારે એ મશાલોનાં ઝાંખાં અજવાળાંમાં તેમણે એક ઘોડાને ધઉંનાં ખેતરમાં રખડતો જોયો. રસ્તા પરથી તેમને ત્રણ રીવોલ્વરો મળી.

"ચાલો, સાવ ખોટનો સોદો તો નથી થયો." કુંભારે એક રીવોલ્વર તપાસતાં કહ્યું, "પણ આપણે હાથે એકે ય જાપલો મર્યો નહીં, એ ખોટું થયું!"

અને પછી કુંભારે પેલો જાતવંત મોંગોલિયન ઘોડો તપાસ્યો. તેનાં પેટાળ પર હાથ ફેરવતાં કુંભારે કહ્યું: "અરે, જીગર! ઘોડા! અમે તને જાપાનીઓનો બોજ ઉઠાવવા કરતાં અનેકગણું સારું એવું અમારી ગાડીઓ ચલાવવાનું કામ સોંપીશું. અમારા ખૂધાને તું બહુ ગમીશ. તેનાં ખેતરમાં કામ આવે તેવાં દરેક જાનવરને એ જીગરથી ચાહે છે." અને તેણે પેલા ખાડા તરફ ફરી બૂમ મારી, "એ-ય, દોસ્ત-ખૂધા! તને ખપમાં આવે એવો એક મદદનીશ જડયો છે."

કશો જવાબ ન મળ્યો.

"ખૂધો કયાંય દેખાતો નથી, નાયક!" એક મશાલચીએ કહ્યું.

કુંભાર ચમકયો. ઘોડા પાસેથી દૂર ખસતાં એ બોલ્યો: "ચાલો, આપણે બાપડા ખૂંધાને ખોળી કાઢીએ."

એ કઢંગા ખેડુને પોતે કયાં બેસાડયો હતો તે તો કુંભારને યાદ હતું, એટલે એ ત્યાં દોડયો. ત્યાં રસ્તા વચ્ચે તેણે એક મૃત જાપાની સવાર જોયો: એની બાજુમાં જ નિશ્ચલ ખૂંધો પડયો હતો. તેની પીઠમાંથી લોહી વહી રહ્યું હતું.

"ખૂધા!" કુંભારે તેના કાનમાં બૂમ પાડી.

કશો જવાબ ન મળ્યો.

ખૂધાની આંખો મકકમતાપૂર્વક બિડાઈ ગઈ હતી. તેનો કસાએલ ચહેરો ફીકોફચ લાગતો હતો. તેના પહોળા પડેલા હાથ અકકડ બની ગયા હતા. કુંભારે ખૂધાનાં હૃદય પર હાથ મૂકયો. ત્યાં ભાગ્યે જ કશો ધબકાર હતો.

શું બની ગયું તેનો ખ્યાલ એ નાયકને હવે આવી ગયો. આવું તેણે ધાર્યું ન હતું. અને આ ખૂંધો ખેડુ આવું અજબ કામ કરશે એની તો તેને કલ્પના પણ ન હતી. ચીનના ખેડુની પડખોપડખ પડેલ એક વિજેતા જાપાની સૈનિકનું શબ જોતાં તેનાં અંતરમાં ડૂમો ભરાઇ આવ્યો.

"ભાઇ-ખૂધા!" કુંભારે બની શકે તેટલા મોટા અવાજે શબવત્ ખૂધાના કાનમાં પોકાર્યું, "જરા ઊઠ! જતાં પહેલાં તારે તારી બૈરીને કંઇ નથી કહેવડાવવું!"

અને ખૂંધાએ આસ્તેથી આંખોનાં પોપચાં ઊંચાં કર્યાં. એનાં ભવાં દુઃખ અને ચીડમિશ્રિત ભાવપૂર્વક સંકોડાયાં. ભૂખમરાનાં વર્ષો દરમિયાન તેનાં ભવાં આવી જ રીતે સંકોડાયેલાં રહ્યાં હતાં. ખૂંધાના જડવત્ હોઠ કંઈક અસંબદ્ધ બબડાટ કરવા લાગ્યા : "હા જી !...એ કાગડીને કહેજો...છડેલ ચોખા અને વટાણાની દાળનું ઠામ...બરાબર ઢાંકી રાખે....રાતે ઉંદર...સા-સા...અને એ...ઠામ પાછું...ઠંડા પાણીમાં મૂકે...નહીં તો ધાન ઉતરી...અહં...હં...હં" અને એનાં ચડેલાં ભવાં ઉતરી ગયાં. ધીમેધીમે એ ખડતલ ચહેરો ભાવહીન કોરોકાટ બની ગયો-કાયમને માટે.

કુંભારને પોતાનાં અંતરમાં અવર્ણનીય ભાર અને દુઃખ ભરાતા હોય એવું લાગ્યું. ઝડપથી તેણે ખૂંધાના માથા પર હાથ મૂક્યો અને તેને ઊંઘમાંથી જગાડવાનો પ્રયત્ન કરતો હોય તેમ તે લાચારીભર્યા સ્વરે બોલ્યો : "દોસ્ત ખૂંધા ! તારી સલામ જવાની છે એવી ટીકા કરવા બદલ મને માફ કરજે. દોસ્ત, હું એવું કંઈ કહેવા નહોતો માગતોઃ કારણ કે મને પોતાનેજ એ સલામી બાબત કશી ગતાગમ નથી..."

અને પોતાનો એકુ મિત્ર આ દુનિયા છોડી જાય તે પહેલાં તેની માફી મેળવી લેવાની કુંભારે પશ્ચાત્તાપ અને દુઃખપૂર્ણ દિલે રાહ જોઈ પણ....

કશો જવાબ ન મળ્યો.

★

# લાલ તારક

– ચંદ્રભાઈ ભટ્ટ

[ યુરોપને મહાસ્મશાન કરતાં છેલ્લાં યુદ્ધ પછી જે દેશો પર નવયુગનાં પ્રભાત પ્રગટ્યાં છે એમાં યુગોસ્લાવિયા મુખ્ય છે. પરંતુ એ પહેલાંની રાત, ટૂંકા સ્વાર્થોથી આંધળા બનેલ રાજા અને નાઝીવાદના જુલ્મો અને દમનની કાળી રાતમાં પણ યુગોસ્લાવિયાને સદ્‌ભાગ્યે ન્યાય અને જનતા ખાતર નેતૃત્વ લેનાર પ્રજાજનમાંથી એક પાક્યો હતો. એ હતો ટીટો...અંધકારને ભેદતો લાલ તારક... ]

યુગોસ્લાવના ક્રોએશીયા પ્રાંતના ઝાગોરી જીલ્લાના ઝેગરેબ નગરની ગોદમાં ગોઠવાયલા પડેલા ક્લીનેટ ગામનો એક જોઝ નામનો લુહાર દૂરથી દેખી રહ્યો. એના હાથમાં ઉગામેલો ઘણ અદ્ધર તોળાઈ રહ્યો. એની ધમણ ધમતી સ્ત્રીએ સવાલ પૂછતી નજર નાખી. એ બબડ્યોઃ "પેલો આવ્યો પાછો...કંઇ નવું તોફાન કરીને."

એટલામાં રસ્તા પરથી ઉછળતો સરતો પાણીનો રેલો હોય તેવો એ આવી પહોંચ્યો. એના આવતા પર બાપાનો સવાલ વછૂટ્યો, "ભાગી આવ્યો કે!"

"રજા પડે ને ઘેર આવું તે ભાગી આવ્યો કહેવાય?"

છોકરાએ બાપાને જવાબ દેવાને બદલે એની મા પર સવાલ ફેંક્યો.

"પણ રજા શાની પડી?"

"રાજા બહાદૂરની રાણીને દીકરો સાંપડ્યો...મોટો રાજકુમાર." છોકરો જોઇ રહ્યો.

એવાં બે વરસ વહી ગયાં ત્યારે આ લુહારની કોઠ એવી ને એવી લોઢાં ટીપતી હતી. પણ એ બે વરસમાં ભાવ ઊંચા ચઢ્યા હતા, ગરીબાઇ વધી ગઈ હતી. એનાં તોફાન તો વધતાં જ ગયાં હતા. હવે એ બાર વરસનો થયો હતો અને ચાર ચોપડીઓ ભણી નાખીને હંમેશની જેમ કોઈ નવા તોફાનમાં માથા પર વગાડીને ઘેર આવ્યો હતો. પેલાં લુહાર મા-બાપ એને પૂછતાં હતાં, "માથામાં કેમ કરતાં વગાડી લાવ્યો!"

" જરાક લડાઇ થઇ ગઇ'તી. "

" તું ભણવા જાય છે કે રોજેરોજ લડાઇઓ કરવા ?" મા ગુસ્સે થઇ.

" માસ્તરને ભણાવતાં જ કયાં આવડે છે તે ?" અને એ નાઠો.

અને એ નિશાળેથી ઊઠી જઇને બાપાની કોઢમાં કામદાર બન્યો ત્યારે એની ઉંમર બાર વરસની હતી. એણે આખું વરસ કામ કરતાં કરતાં બહારની દુનિયાની વાતો સાંભળી અને સંઘરી કે એના ગામથી થોડે દૂર ઝેગરેબ નગર હતું અને ત્યાંથી દૂર દૂર બીજાં નગરો અને મોટો દેશ પથરાયો હતો. એણે નિશ્ચય કરી નાખ્યો.

એક મધરાતે ઊઠીને ચંપાતે પગલે એણે ઘરનું કમાડ ખોલ્યું. ચૂપચાપ બહાર નીકળીને વાડામાંના ઝાડ નીચે દાટેલા થોડાક પૈસા અવાજ ન થાય તેમ એણે ખોદી કાઢ્યા અને પછી ચાલી નીકળ્યો.

ઝેગરેબની એક હોટેલને ઓટલે ચઢીને એ કહેતો હતોઃ "હું કમાવા આવ્યો છું...મારે સૂઇ રહેવાની ગોદડી ભાડે જોઇએ છે અને..."

" શું ?" હોટેલવાળો આ વિચિત્ર છોકરા પર તરવરતી ઝાણુની રેખાઓ ગણતો હોય તેમ જોઇ રહ્યો.

" મારું નામ યોસીપ–બ્રોઝ...લખી લો " છોકરો બોલ્યો. પછી એ ઝેગરેબમાં એક મકાન બાંધવાના મજૂરોમાંનો એક બન્યો. પછી એણે રેલ્વેની મજૂરી કરવા માંડી. પાછો એ રેલ્વેના ધાતુના કારખાનાને બારણે ઊભો અને બોલ્યો, " હું કામ માગવા આવ્યો છું. "

અને એ કામદાર થયો. એણે પતરાં ટીપતાં ઝેગરેબની હવામાં ઊડતી અનેક વાતો કાન માંડીને સાંભળી. ત્રણ વરસમાં ત્રણ વાર કામદારોને ઉશ્કેરવાના ગુના માટે એ બરતરફ થયો અને પાછો કામ પર લેવાયો. સૌથી નાનો અને સૌનો લાડીલો એ યોસીપ–બ્રોઝ બાલ્કન દેશોની ટર્કીની શહેનશાહ સામેની લડાઇના સમાચાર વાંચતો હતો. યુગોસ્લેવીયા પર અમલ કરનાર ઑસ્ટ્રીયા ટરકીને પડખે હતું તો ય દબાયલા ચંપાયલા બાલ્કન દેશો જાલીમ ટરકીને પાછું પાડતા હતા. એથી યુગોસ્લાવીયા ખુશ હતું. સરઘસો નીકળતાં હતાં. સભાઓ ભરાતી હતી. યુગોસ્લાવીયાના માલિક બની બેઠેલા ઑસ્ટ્રિયન શાહીવાદને આ બધી ચળવળ પસંદ નહોતી એટલે એના કારખાનાના માલિકને પણ એ પસંદ નહોતું.

પણ એણે તો બાલ્કનનાં લડાયક મિત્રરાજ્યોને મદદ કરવા આવતા ઓસ્ટ્રિયામાં રહેતાં સ્લાવ વિદ્યાર્થીઓના કોંગ્રેસ આવતા એક પ્રતિનિધિમંડળનું માન કરવા કામદારોમાંથી એક કમિટિ બનાવી, અને એની સાથે આખી કમિટિને કામ પરથી રજા આપી દેવામાં આવી.

હવે એ અઢાર વરસનો ઉંમરલાયક બની ચૂકયો હતો. હવે જર્મનદેશોનો કૈસર જગત જીતવા નીકળવાનાં ડંકાનિશાન ગગડાવતો હતો. ઓસ્ટ્રિયાની હકૂમત નીચેના યુગોસ્લાવ પર જર્મનશાહીવાદ લશ્કરમાં ભરતી કરતો ફરતો હતો. કામદારોની હરોળોને ભરતીમાં ભરીભરીને સીધી કવાયત કરવા રવાના કરવામાં આવતી હતી ત્યારે ૧૯૧૪માં આરંભાયલા એ પહેલા વિશ્વયુદ્ધનો સંગ્રામ ખેડવા જવા એ પણ બંધાઇ જતો હતો.

અને રશિયાના મોરચા સામે રવાના થતી અનેક ટુકડીઓમાંની એકમાં એ પણ એક સૈનિક હતો, અને આઠે પહોર મોત વરસાવતા સમરાંગણની એક ખાઇમાં ગોઠવાયો હતો.

"રશિયન સ્લાવ ભાઇ ભાઇ" ખાઇ તરફ હલ્લો કરવા ધસી આવતી રશિયન ટુકડીઓમાંથી એક વિકરાળ ગર્જના ગરજી ઊઠી. સંહારની ભૂમિ પર કેવો નવતર એ અવાજ હતો! અને ખાઇની અંદરની ટુકડીઓ ખાઇની દિવાલો ઠેકી જતી બાંધવતાના બોલ બિરદાવી થંભી ગઇ.

બંદુકની તાક પાછળ અમી ઊડયાં. નિશાન તાકનારી નજરો બાંધવતામાં ઉછળી ઊઠી. આક્રમણનો ઉછાળો જનતાની સહોદરીથી સળગી ઊઠયો. હથિયાર પરાજય પામીને હેઠાં થયાં. હથિયારોની ધાર પર લોહીની છોળો ઉછળવાને બદલે બાંધવતાની બિરાદરી ઘૂઘવતી બેઠી. મહાસંહારની ભૂમિ પર, મોતના વેરાન પેરે બંધુ જીવનલીલા લહેરાઇ ઊઠી.

રૂસદેશથી સમરાંગણ સુધી દોડતો થએલો એ અવાજનો ક્રાન્તિનાદ હતો. એ નાદ મોતની ખાઇઓ કૂદી જઇને કાંટાની વાડો ટપી જઇને દેશદેશના લડવૈયાઓને અનહદ સંભળાવતો હતો: "સૈનિક સૈનિક ભાઇ ભાઇ..."

માલિક ડાકુઓએ માનવતાનાં લોહીમાંસ વેચીને નફા કરવા રચેલા લાખો સંગ્રામો માનવતાના ઇતિહાસમાં પહેલી વાર પરાજય પામતા હતા. એ પરાજયને પેશ કરનાર રૂસદેશ પર લાલ સૈનિક બનીને જનતાની આઝાદીની સમાન બાંધવતાવાળી દુનિયા રચવાની રણહાક બોલતો રૂસનો વિજયી શ્રમમાનવ અહીં સુધી પહોંચી ચૂક્યો હતો.

પણ મરણ પામતી ઝારશાહીના અમલદારોએ મોરચા પરથી પકડીપકડીને એવા ક્રાન્તિકારીઓને મોરચા પરની જેલોમાં પૂરવા માંડયા. એક કારાગારમાં એ ય પુરાઈ ગયો.

એવાં બે વરસો વહી ગયાં અને ૧૯૧૭ની સાલ લાલ બનીને આવી પહોંચી. રૂસી કામદારોની લાલ ટુકડીઓએ આવીને ત્યારે એક દિવસ એના કારાગારનાં કમાડ ખોલી નાખ્યાં અને એ પણ એક લાલ લશ્કરની ટુકડીનો સૈનિક બની ગયો. એ શાહીવાદીઓનાં લશ્કરો સામે લડયો. એણે રશિયા પર મરણ પાથરતા જમીનદારો અને નફાખોરાના મારાઓ સામે માથું મૂકીને સંગ્રામ ખેડયો. એ લાલ લશ્કરની હરોળ દિપાવતો સાઈબીરીયામાં, ફીનલેન્ડમાં, બાલ્ટીક પ્રદેશોમાં, કોકેશસ અને ક્રિમીયામાં સંગ્રામ ખેડતો ફરી વળ્યો.

અને જીવનભર લોકજનતાની આઝાદીનો સિપાઇ બનવાનો એણે જીવન નિરધાર કરી લીધો. એ નિરધારથી ભર્યોભર્યો એ ૧૯૨૩માં પાછો યુગોસ્લાવ પહોંચ્યો.

ત્યારે યુગોસ્લાવ પરથી ઓસ્ટ્રિયન માલિકી પરાજય પામીને હટી ગઈ હતી પણ વિજેતા બનેલા શાહીવાદોએ યુગોસ્લાવની ગાદી પર રાજા એલેકઝાંડરને ગોઠવી દીધો હતો. આખા યુગોસ્લાવ પર રજવાડી સરમુખત્યારી ઓથાર બનીને બેઠી હતી. યુગોસ્લાવપર રજવાડી સરમુખત્યારીનાં જાલીમ રાજ મંડાઈ ચૂકયાં હતાં. અને એણે અવાજ ગજવ્યો "યુગોસ્લાવની તમામ પ્રજાઓનાં સમાન આઝાદ ઘટકોનું સમવાયતંત્ર આપણે રચવું જોઇએ."

પણ રજવાડાશાહીએ જનતાના અવાજને કચડી નાખવાનો નિર્ણય કર્યો હતો. ૧૯૨૦ની ચૂંટણીમાં ચૂંટાઇને રાજસભામાં આવેલા ૫૯ કોમ્યુનીસ્ટ પ્રતિનિધિઓને એણે બરતરફ કર્યા. કિસાન પક્ષના તમામ પ્રતિનિધિઓને ગેરકાયદેસર જાહેર કર્યા.

પણ નવી નવી ચૂંટણીઓમાં લોકોએ એ જ પ્રતિનિધિઓને ચૂંટયા કર્યા. અને જવાબમાં રજવાડી પક્ષના એક વડાએ લોકપક્ષના આગેવાન રેડીચને રાજસભામાં જ વીંધી નાખ્યો. રાજા એલેકઝાંડરે આખી રાજસભાને બરખાસ્ત કરી દીધી અને ૧૯૨૮ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે એણે પોતાની એકહથ્થુ સત્તા જાહેર કરી.

અને આખા યુગોસ્લાવ પર રજવાડી સરમુખત્યારી ઘાતકી બનીને ફરી વળી.

ત્યારે લોક નિરધારનાં કણુંકણનો ઘડયો હોય એવો, એક પ્રદેશ પરથી બીજા પર, એક નગરમાંથી બીજામાં ભટકતો ફરતો અને ગામેગામ ઘૂમી વળતો એ, શિકારી કાળપગાઓની નજરમાંથી સરકી જતો પાનખર ઋતુની એક રાતે એક હોટેલના ઓરડામાં ક્રાન્તિકારીઓની એક કમિટિ ભરીને બેઠો હતો.

ત્યારે આખા મકાનને ફરતો પોલીસનો ભરડો ઓચિંતો આવી ગયો. ઓચિંતા આખા મકાન પર પોલીસની ગોળીઓ વરસી પડી. પાછલી બારીમાંથી કૂદીને ભાગી જવા જતાં એ ત્રણ સાથીદારો સાથે લોહીલુહાણ બનેલો પકડાયો.

અને યુગોસ્લાવ પરની સૌથી વધારે ભયાનક જેલમાં એને જકડી લેવાયો. કારાગારની હેવાનીયતની હદ એના પર અનેક યાતનાઓ બનીને તૂટી પડી. ચાર ચાર વરસની યાતનાઓ ઝીલતો, મરણના કિનારા પરથી ટપી જતો, જાલીમ અગ્નિપરીક્ષામાંથી પસાર થઇને પોલાદનો ઘડયો હોય તેવો યુગોસ્લાવનો માનીતો બનેલો એ મહાન યોદ્ધ હવે ટીટો તરીકે ઓળખાઇ ચૂક્યો હતો. આજે ૧૯૩૨ ના એક દિવસે એ યુગોસ્લાવના પાટનગર બેલગ્રેડમાં પ્રવેશ કરતો હતો.

આજે પાંચ વરસ પછી પાછો એ બેલગ્રેડ દેખતો હતો. આખા યુગોસ્લાવ પર અને પાટનગર બેલગ્રેડ પર શરૂ થએલી દમનશાહીને દેખતો એ કારાગારમાં જકડાઇ ગયો હતો. આજે એ પાછો આવ્યો ત્યારે યુગોસ્લાવપરનાં દમનરાજ પાંચ વરસ પૂરાં કરતાં હતાં.

આખું ગાડું ભરીને અનાજ વેચીને ગામડાનો કિસાન જોડાની એક જોડ ખરીદી શકતો એટલા અનાજના ભાવ નીચા ઉતર્યા હતા અને આખો દિવસ મજૂરી કરીને મળતા પગારમાં એક જ ટંકનો રોટલો અને મરચાની ચટણી મેળવી શકાય તેટલા મજૂરીના દર પણ નીચે ઉતરી ગયા હતા.

એવાં પાંચ વરસ પછીના પાટનગરની હવા સુંઘતો હોય તેવો ટીટો ભયાનક કારાગારની યાતનાઓ ઓળંગીને બેલગ્રેડમાં ફરતો હતો. સરકારની પરવાનગી વિના કંઇ છાપી શકવું તે સરકાર સામેનો ગુનો હતો. સરકારની પરમીટ વિના રેલગાડીમાં ફરી શકાતું નહોતું. સરકારની પરવાનગી વિના બંધાતા કોઇપણ મંડળો ગુનેગાર હતાં. સરકારની પરવાનગી કોમ્યુનિસ્ટોને જીવવા દેવાની પણ હતી નહિ. એટલે સરકારી પરિભાષા કોમ્યુનીસ્ટોને કોમ્યુનીસ્ટ બેન્ડીટ નામનામથી ઓળખતી હતી.

જાણે કોઈ એના તરફ આંગળી ચીંધીને કહેતું હતું " કોમ્યુનીસ્ટ બેન્ડીટ ! "

અને સરકારના પોલીસ ખાતાને જે ઘર પર, જે વ્યક્તિ પર સરકાર વિરોધનો વહેમ આવે તે ઘર જપ્ત થતું, તે વ્યક્તિના ચાર પેઢી સુધીનાં સગાંઓ હદપાર થઇ શકતાં અને જે ગામમાં સરકારવિરોધી પ્રવૃત્તિ ચાલે છે એવો વહેમ આવે તેવું આખું ગામ પણ ઘરબારવિનાનું બનીને હદપાર થઇ જતું તથા ખાલી પડેલા ગામમાં સરકારના વફાદારોને વસાવવામાં આવતા. પાટનગર બેલગ્રેડ પર એ જ હવાના ઓળા ઉડતા દેખતો એ પાટનગરમાં છૂપી રીતે ફરતો હતો. એની નજર સામે બે ખ્યાલના આકાર વધારે ને વધારે સાફ બનીને ઉભરાતા હતા. એક ખ્યાલ સંગઠિત લોક ધડાકોનો હતો. બીજો ખ્યાલ સમસ્ત ઉદ્દામ લોકોની લડાયક એકતાનો હતો. યુરોપમાં વરસો પછી મશહુર બનનારો લોકમોરચો (popular front) અહીં યુગોસ્લાવીયામાં ટીટોની રાહબરી નીચે આકાર ધરતો હતો.

એ સંયુક્ત લોકમોરચો તમામ લોકપક્ષોનો બનતો હતો એ સંયુક્ત પક્ષોના સિદ્ધાંતોમાં ફેર હતો પણ રાહ એક બનતો હતો. એ એક રાહ રજવાડીશાહીના વિરોધનો હતો. એ રાહ યુગોસ્લાવીયાનું આઝાદ સ્વરાજ ઘડીને એક બનીને વહેતો હતો. એ રાહ ભોમ-ભીતર બન્યો હતો.

એ રાહનો આગેવાન ટીટો કહેતો હતો " હવે અંદર બહાર ઓતપ્રોત થએલાં આપણાં ધડાકોને સરકારનું ગમે તેવું દમન પણ સંહારી નહીં શકે. "

આખા યુગોસ્લાવ પર ક્રાન્તિનો એ રાહ અનેક રૂપ ધરીને સરકારનાં તમામ ખાતાંઓમાં, જીવનના તમામ ધંધાઓમાં પેસતો હતો. કારખાનાંઓમાં, ચાલીઓમાં, સરકારી મજૂર મંડળોમાં, પોલીસમાં અને લશ્કરમાં પેસતો હતો. અંદર જઇને એ રાહ યુગોસ્લાવની લોક આઝાદી માટે નવા મિત્રો મેળવતો હતો, નવી કુમકની ગોઠવણ કરતો હતો અને એક વિશાળ મુક્તિ હિલચાલના પાયા બાંધતો હતો.

અને તો ય એ રાહનું સંચાલન ભોમભીતર રીતે વહેતું હોવાથી પોલીસને હાથ આવતું નહોતું.

" એકલો એ હાથ ચઢી જવો જોઇએ...એકલા એને જીવતો કે મરેલો ગમે ત્યાંથી હાજર કરી દો " એવા યુગોસ્લાવના પોલીસખાતાની કચેરીઓના

હુકમ પોલીસ અમલદારો પર નીકળ્યા હતા. એટલા એને પકડી પાડવા પંદર હજાર પોલીસો અને બાંધીયાઓ યુગોસ્લાવની જમીન પર એનાં પગલાં સુંઘતા રખડતા હતા.

ત્યારે ફાસીવાદે માંડેલા સંહાર નીચે સ્પેનીશ માતાઓની કાખમાં રમતાં બાળકો વધેરાઈ જતાં હતાં, સ્પેનીશ નગરો પર અહોનિશ આગ વરસતી હતી, સ્પેનીશ ગ્રામપ્રદેશો ભસ્મસાત બનતા હતા.

ત્યારે સ્પેનીશ જનતાનું પાટનગર માડ્રીડ રોજ ને રોજ લોહી, લોખંડ અને અગ્નિજ્વાળ ઉલેચતું, જગત જનતાની જેહાદનું ખંડિયેરનગર બનીને અડગ ઊભું હતું. એ મહાનગર પર દુનિયાભરમાંથી લોક આઝાદીની રણહાક બનાવીને આંતરરાષ્ટ્રિય લડવૈયાઓ માડ્રીડના મોરચા પર મરી ફિટવા આંતરરાષ્ટ્રિય હરોળ રચવા આવી ચૂક્યા હતા.

ત્યારે એ પણ એ મોરચા પર પહોંચવા ઉતાવળો થતો મીલાનની એક હોટેલમાં બેઠો હતો. એને ઇટાલીની ફાસીવાદી સરકારનો એક કાસદ પૂછતો હતોઃ “ તમે અહીંથી ક્યાં જશો ? ”

“ ફ્રાન્સમાં...પેરીસ એક્ઝીબીશન દેખવા. ”

અને થોડા દિવસ પછી એ પેરીસ પહોંચ્યો.

પેરીસ એક્ઝીબીશન દેખવાનું નામ લઈને આવેલા સેંકડો લડાયકો અનેક દેશોમાંથી આવીને ફ્રાન્સની સરહદ ટપી જઈ સ્પેનીશ લોકમોરચા પર પહોંચી જઈ લડી લેવા...મરી ફિટવા અધીરા બન્યા હતા.

માનવજાતની માનવતાભરી મરદાનગીની ત્યાં મ્હેફિલ મંડાઈ ચૂકી, હતી. માનવતાની નવી દુનિયાની મહોબ્બતના ત્યાં માંડવા રોપાયા હતા. માનવ સંસ્કૃતિનો ઈતિહાસ ત્યાં નવું જ પ્રકરણ લખતો હતો.

એ લેખનના અણુપરમાણુ જેવા અક્ષરો બનવા ત્યાં મોરચા પર પહોંચવા ઇટાલીયનો, અંગ્રેજો, ફ્રેંચો, અમેરિકનો, સ્લોવેનીઓ, ગ્રીકો, પોલ, ઝેક, બલ્ગેરીયનો અને બીજા અનેકો અનેક ભાષાઓની એક નેમવાળી ગરવી ગિરા રચતા ઉભરાયા હતા.

“ આપણે સૌ સંગઠિત બનીને આપણા સૌના એક મોરચા પર પહોંચીએ.” એ પેરીસ પહોંચીને સૌનો સમાગમ કરતો આંતરરાષ્ટ્રિય બ્રિગેડની વાત કરતો હતો, “ આપણી ઇન્ટરનેશનલ બ્રિગેડ બનાવીએ. ”

અને એણે આંતરરાષ્ટ્રિય બ્રિગેડના સંગઠનનો પહેલો આકાર ધાર્યો. એ બ્રિગેડ એક લડાયક સંગઠન બન્યું. એ બ્રિગેડમાં નવા આવતા દેશદેશના લડાયકોની અવરજવર, તેમનાં લડાયક ઘટકો, તેમની તાલીમ અને તેમનાં આયુધો તથા ખાણુંપીણુંનાં પણ સંગઠન રચાઇ ગયાં.

સ્પેનના લોકમોરચા પર પહોંચવાના રસ્તાઓના, ટુકડીઓના, વ્યવસ્થાના નકશાઓ તૈયાર થયા. સમયપત્રકો ઘડાયાં. આંતરરાષ્ટ્રિય બ્રિગેડનું સંગઠન એની રાહબરી નીચે તૈયાર થઇ ગયું.

આખા યુરોપ પરથી આ બ્રિગેડમાં આવતા હજારો લડાયકોને ફ્રાન્સમાં અનેક રીતે, અનેક રસ્તાઓથી, ઉતારવા આ સંગઠને અનેક યોજનાઓ તૈયાર કરી. એ યોજનાઓના આંક નક્કી કરવા એ યોજનાઓના અંદાજ અને અમલ ગૂંથવા, ટીટોની બોમ-ભિતર કારવાઇ ફ્રાન્સમાં બેસી ગઇ. એ કારવાઇની સુકાન ધરતો ટીટો સ્પેઇનના લોક-સમરાંગણ પર પહોંચવા આવતા યુગોસ્લાવના સેંકડો જુવાનોને વળાવતો કાનમાં કહેતો હતોઃ

"જગત જનતાની એ જેહાદના મોરચા પર માથાં મૂકીને પાછા આવી પહોંચશો ત્યાં તો આપણા યુગોસ્લાવ પર લોક આઝાદી રચવાનો જનસંગ્રામ જાગી ઊઠયો હશે."

અને એક વિકરાળ દિવસ દોડતો આવી પહોંચ્યો.

એ દિવસની મધરાતે આખું બેલગ્રેડનું આકાશ વિમાનોથી છવાઈ ગયું. બેલગ્રેડની હવામાં એક ભયાનક ઘુરઘુરાટ ઉભરાઇ ગયો. બેલગ્રેડની મધરાત હંઢોળાઇને જાગી ઊઠી. બેલગ્રેડનાં છાપરાં પરથી મધરાતની ઊંઘમાંથી જાગી ઊઠેલાં લોકો આકાશને ઓળખવા શીઆં થઇ ગયાં.

અને ત્યાં તો કોઇએ બૂમ પાડી, "એ તો જર્મન બોંબરો છે" અને આઘાત જેવા એ સમાચાર બેલગ્રેડને ખૂણેખાંચરે સંચરી ગયા. એ સમાચારમાં અજાયબી સાથે બીકનો કંપ બેલગ્રેડના જીવનમાં ઊતરી ગયો. પણ "આપણું નગર તો મુક્ત નગર તરીકે જાહેર થયું છે. અને..." અસંભવ લાગતા બનાવને માનવાની આનાકાની હજુ આશંકાથી દેખાતી હતી.

ત્યાં તો વિમાનોએ ડૂબકીઓ દેવી શરૂ કરી. બેગાં થએલાં લોકોનાં ટોળાં પર બોંબ વરસવા માંડયા. બેલગ્રેડનું સ્ટેશન ચીસો પાડતું ઉંબળી પડ્યું. બેલગ્રેડની ઇમારતોની દિવાલો સાફ જવા લાગી. બેલગ્રેડનો લોકસમુદાય મોતથી બચવા મકાનોની ઓથે ભરાઇ જઇને મરવા લાગ્યો. બેલગ્રેડના રસ્તા

પર લોહીની સેરો ઝરવા લાગી. બેલગ્રેડની છાતી પરથી અગ્નિશિખાઓ ઊડવા લાગી.

બેલગ્રેડ નગરમાં મડદાંના ઢગલામાં સૂતેલા ચહેરાઓ શાખ પૂરતાં હતા, "એ જ જર્મન વિમાનો છે."

બીજા નંબરનું વિશ્વયુદ્ધ હવે યુગોસ્લાવના પાટનગર પર પહોંચ્યું હતું. નાઝી બર્બરનાં બોંબરો હવે બેલગ્રેડ પર આવી પહોંચ્યા હતા.

"આપણે હવે આ વિભાગ છોડી દેવો જોઈએ, સ્ટેશન પરનો બીજો હલ્લો આવી પહોંચે તે પહેલાં...અને તે પહેલાં જ આપણે ટીટોને શોધી કાઢવો જોઈએ" એક ભોંયભીતર આવાસમાં પાંચ, એના એકાન્તને કહેતો હતો, "એના રહેઠાણ પર તો બધું બેસી ગયું છે...કદાચ ટીટો જીવતો રહ્યો નહિ હોય..." બોલતા બે જણ ગમગીન નજર નાખતા ચાલ્યા ગયા.

"સાવધાન થઈને જજો...અને હું ય આવી પહોંચું છું...ટીટો મરે નહિ ...એ આવાસ નીચે આપણું મજબૂત ભોંયરું છે ..અને આપણાં હથિયારોનો ભંડાર પણ..." બોલતો આગેવાન પેલા જણની પાછળ રવાના થવા નીકળ્યો. એને નીકળતાને અંદરના એક સાથીએ અટકાવ્યો "પોલીસ આવી પહોંચશે તો !"

અને પેલો ખડખડાટ હસી પડ્યો, "એ તો પહેલે જ ધડાકે દરમાં દોડી ગયા હશે...બધા બહાદુરો...પણ એ બહાર નીકળે તે પહેલાં જ કદાચ જર્મનો આવી પહોંચશે. આપણે એકદમ ઉતાવળ કરવી જોઈએ."

પછી એક દટાઈ ગએલા ભોંયરા પરનો બોજ કેટલાએ લોકો ઉતાવળા દૂર કરવા મંડી પડ્યા હતા. એ બોજ નીચેથી દટાયલાં હથિયારોના ભંડાર ભેગો એક પડછંદ દેહ સળવળતો બેઠો થયો. એક અહોભાવ સૌ પર છવાઈ ગયો. પેલો બેઠો થતો આકાર આરતેથી ઊઠયો અને હસ્યો, "ઠીક થયું તમે મને કાઢયો તે...મારે આવી રીતે દફનાઈ નહોતું જવું."

પછી જીવતા રહેલા ક્રાન્તિકારીઓની ઉતાવળી કમિટિ બેઠી, અને ઉતાવળો નિર્ણય ઘડીને ઊઠી,

"જર્મનો આવી પહોંચતા હશે...જે આયુધો લેવાય તે લઈને આપણે તાબડતોબ આપણા જંગલ-આવાસમાં જીવતા રહેલાં બધાંએ પહોંચી જવું જોઈએ."

પછી જંગલના આવાસની કિનારી પરની એક ઝૂંપડીમાં પાંચ સાથીઓ સાથે ટીટો આવી પહોંચ્યો ત્યારે એ ઝૂંપડીમાં રહેતો ભેરુબંધ યુગોસ્લાવ પર આવી પહોંચેલી જર્મન ચઢાઈ વિષે કશું જ જાણતો નહોતો એટલી એ ચઢાઈ વિજળીવેગી અને અચાનક હતી. એ ટીટોના અવાજમાં નવા શબ્દોને અજાયબીથી સાંભળી રહ્યો. આજસુધી અનેકવાર ટીટો એનો મહેમાન બન્યો હતો. પણ આજે હતી તેવી સખત રેખાઓ એના ચહેરા પર એણે કયારે ય દેખી નહોતી. આજે જેવો સંભળાતો હતો તેવો ધીર ગંભીર પણ ગહન જેવો અવાજ એણે કયારે ય સાંભળ્યો નહોતો.

"મેન્ડીચ તું પાછો બેલગ્રેડ જા અને ત્યાંથી આપણા જંગલની ગુફાઓમાં હથિયારો રવાના કરવાનું શરૂ કરી દે ...એકધારી રીતે...છેવટ સુધી...અને બીલો-પોલધર આપણો પહેલો કોઠાર બનશે...પછી ત્યાંથી આગળની વાત હું સમાલી લઈશ."

એવો યુગોસ્લાવ પર નવો કાળ ઊગી નીકળ્યો. યુગોસ્લાવનાં જંગલોમાં નવી હીલચાલ સંચરતી ચાલી. યુગોસ્લાવનાં ભોમભિતર ઘટકોની ભાળ કાઢતો ટીટો બેલગ્રેડની નજદીકના જંગલમાં ક્રાન્તિનાં પહેલાં એંધાણ ગોઠવી રહ્યો.

પણ બેલગ્રેડમાં જ્યારે મેન્ડીચ પહોંચ્યો ત્યારે આખું બેલગ્રેડ નગર જર્મનીની આણ નીચે પડયુ હતું. બેલગ્રેડ પર જર્મન ચોકી પહેરા ગોઠવાઈ ગયા હતા. બેલગ્રેડનો કારભાર જર્મન હકૂમતની કારવાહી ચલાવતી હતી.

એ કારભારે બેલગ્રેડનો કબજો લેતાં પહેલાં પાણીની ટાંકીઓ ઉરાડી દીધી હતી. એટલે બેલગ્રેડની વસ્તી ડાન્યુબ નદીનાં મેલાં પાણી પીને રહેતી હતી. પણ જર્મનો માટે ચોકખું પાણી લેવા મોટી મોટરટ્રકો રોજ રવાના થતી હતી. એ કામગીરીનો મુખ્ય આગેવાન મેચાક હતો. જર્મનોની એ કામગીરી બજાવવામાં એણે તનતોડ મહેનત અને પ્રામાણિકતા દાખવ્યાં હતાં. ફાયર બ્રિગેડનો એ એક વખતનો આગેવાન ડ્રાઈવર આજે મોટર ટ્રકોની લંગાર હાંકતો રોજ પાણી લાવતો હતો.

જર્મનોએ આનંદ પામીને એને બેલગ્રેડની બહાર જવા આવવાનો પરવાનો લખી દીધો હતો. એના કબજામાં પેટ્રોલનો સારો એવો જથ્થો હતો.

પણ ટીટોનાં પુરાણાં ભોમભિતરનાં સંગઠનનો એ ફાયર બ્રિગેડના કામદારોનો આગેવાન હતો. મેન્ડીચે ધોલી નગી કમિટિમાં એ જ મુખ્ય હતો.

તેથી પાણી ભરવા જતી ટાંકીઓમાં જંગલના પહેરા બોમ્બિતરમથક બીલો પોલ પર લઈ જવાનાં હથિયારો એ ટાંકીઓમાં ખડકાતાં હતાં. એટલે જ ખાલી મનાતી ટાંકીઓ જતી વેળાએ પાણી ભરીને પાછી આવતી તે વખત કરતાં વધારે ભારે હતી.

એટલે જ એક ખાડી પર જર્મનોએ કામચલાઉ નાખેલો એક પોન્ટુન પુલ એક વાર એક મોટર લોરીના ભાર નીચે છેડા પરથી મરડાઈ પડ્યો. એક મોટો ધડાકો ટાંકીની અંદરથી હચમચી ઊઠ્યો. આઘાત પામેલી જર્મન ચોકીના પાસેના સૈનિકો દોડી આવ્યા.

પણ ત્યારે મેન્ડીચ બીલો પોલ પર તાકીદે ખબર પહોંચાડવા ભાગી ચૂક્યો હતો. પાછળની મોટર-ટ્રકો હથિયારથી ભરેલી ગિરફતાર થઈ હતી. મેચાક પણ બીજા વીશ સાથે ગિરફતાર થઈ ગયો હતો.

પછી જર્મન જલ્લાદોનું યાતનાઘર આ એકવીશ મરજીવા પર યાતનાઓ વરસાવતું તૂટી પડ્યું. યાતનાભાર નીચે શરીરનાં અંગેઅંગ પર પીડાઓ પાથરતા જલ્લાદોના સવાલમાં એક જ જવાબ જીવનની ભાનદશામાંથી સરી જતો સંભળાયા કર્યો.

કેવો એ પ્રચંડ પ્રતિકાર હતો! માફીતિ આપવાનો આવો પ્રાણવાન નકાર સાંભળતા નાઝીબર્બરો લોકજનતાના પ્રાણનો પહેલો પરચો પામતા હેવાન બનીને તૂટી પડતા હતા.

પછી જર્મન અદાલતના ન્યાયે આ અનુપમ એકવીસ માનવોને વીંધી નાખવા ઊભા કર્યા. એકવીસ અવાજે ઝીલતા ટીટોની રણહાક ગજવતા યુગોસ્લાવના એકવીસ દીકરાઓએ આખા બેલગ્રેડ પર આઝાદ યુગોસ્લાવની રણહાક સંભળાવી.

ત્યારે ૧૯૪૦ નો મે મહિનો શરૂ થયો હતો. ત્યારે ટીટો જર્મનોની ચોકીઓ વટાવીને બેલગ્રેડ નગરમાં પેઠો હતો.

ત્યારે યુગોસ્લાવનો સૌથી વડો ડેમોક્રેટ ડૉ-ઈવાન રીબર બેલગ્રેડમાં છૂપો રહેતો હતો. એણે વીશ વરસ પહેલાં યુગોસ્લાવની આઝાદીની લડતની સરદારી કરી હતી. આજે યુગોસ્લાવ પર બોમ્બિતર ઘટના ઘડીને જ્વાળામુખી પર ચડવાની મસલત કરવા ટીટો ડૉ ઈવાન પાસે આવી પહોંચ્યો હતો.

અને બંનેએ આખા યુગોસ્લાવ પર જર્મનો સામે જાગતી કરવાની લોકજેહાદ અને ગેરીલા હીલચાલની આખી રૂપરેખા અને વિગતો ઘડી કાઢ્યાં. જર્મનો સામે જાની-જંગ ખેલવાનો લોકમોરચો સંયુક્ત ઘડાયો.

અને સંયુક્ત મુક્તિપલી રણહાક લઇને ટીટો રવાના થયો.

પછી ૧૯૪૧ ના જુનના ૨૨ મા દિવસે હિટલરે રૂસ દેશ પરના બે હજાર માઇલની સરહદો પર આક્રમણ આરંભ્યું તે પહેલાં ખરાબર એક વરસથી યુગોસ્લાવનાં ગામેગામ અને નગરો પર ડો-ઇવાન અને ટીટોની સંયુક્ત યુગોસ્લાવની રણહાકનાં જાહેરનામાં લાખોની સંખ્યામાં ઊડ્યાં.

આખા યુગોસ્લાવનાં દેશભક્ત દીકરા દીકરીઓએ ગેરીલા એકમોનો પ્રતિકાર રચીને ફાસીવાદને મારી હટાવવાનાં રણદુંદુભિ યુગોસ્લાવ પર ગાજી ઊઠ્યાં.

૧૯૪૧ ના એપ્રિલમાં જ ટીટોની રણહાક ગજવતા ગેરીલા હરોળ સ્લોવેનીઆમાં રચાઇ. એપ્રિલના ૨૦ મા દિવસે જર્મન આક્રમણખોર સામે સ્લોવેનીયન મોરચો રચાયો અને ખુલ્લો થયો.

૧૯૪૧ ના જુનના પાંચમા દિવસે સરબીઆમાં બાલજીવો આગળ સાંતી ગેરીલા ટુકડીઓએ જર્મનો પર હલ્લો કર્યો. ત્યાંની પર્વતમાળ ગેરીલાઓની ગ્રવણીથી જીવતી બની ગઈ.

પછી જુનના ૨૨ મા દિવસે હિટલર રૂસદેશ પર ચડ્યો.

પણ જુલાઇની અધવચમાં ટીટોના ગેરીલાઓની પાંચ હરોળો મોન્ટેનીગ્રો પર તૂટી પડી. આખા યુગોસ્લાવ પર લોકજેહાદનો બ્યુંગીયો વાગ્યો. યુગોસ્લાવની કામદાર-કિસાન જનતાએ નવાભાનની રોશનીમાં સળગી જઇ દુધમલ દીકરા દીકરીઓને જંગલોમાં વળાવ્યાં. રણહાક બનેલા ટીટોના નામનું રખોપું દેતાં યુગોસ્લાવનાં માવતરો ગેરીલાઓના દાણોપાણી અને બચાવની હરોળ બનીને યુગોસ્લાવની ધરતી પર પથરાયલાં કુવા દઇ રહ્યાં.

યુગોસ્લાવ પર જનજેહાદની ઐતિહાસિક છબી ખૂલ્લી મૂકાઇ. યુગોસ્લાવ પર ચાર ચાર વરસનો લોકસંગ્રામ છવાયો. યુગોસ્લાવ પર જનતાની આઝાદીની રણહાક અગ્નિ પરીક્ષામાં ઉતરી ચૂકી. એ રણહાકના પ્રાણનો ઊગ્યો હોય તેવો યુગોસ્લાવની જનતાનો બાલ્કન પ્રદેશ પર એક લાલ તારક ઊગ્યો. એનું જ નામ ટીટો.

★




## સ્વાધીનતાને સત્કાર

[ સ્વાધીનતા કોને નથી સ્પર્શતી ? 'સંસ્કાર' મુદ્રણ વગેરે વ્યવસ્થાને અભાવે ખાસ અંક પ્રકટ ન કરી શક્યું. પરંતુ લેખક અને કવિઓ દેશની લાગણીનાં સ્પંદન ઝીલવામાં કદિ પાછા પડયા નથી. અમને મળેલી અનેક કૃતિઓ-માંથી શક્ય તેટલી સાનંદ અત્રે રજૂ કરી છે. એ નિર્ભયતાભરી દૃષ્ટિ અને લાગણીઓને અમે આપણી સહુની એક જ શુભ ઝંખનામાંથી ઊઠતી કૂર-સંપત્તિ તરીકે આવકારીએ છીએ. ]

•

## નવા પંથ પર ચલો

– મગનલાલ ચાંદલિયા

જુની કેડીઓ તજી હંસલા
　　　　નવા મારગે ચલો,
હંસલા, નવા પંથ પર ચલો !

તૂટયા કાચની તજી કટકીઓ
　　　　સાચાં મોતી ચરો
હંસલા, જુના પંથ પરહરો !....હંસલા !...

ધરતીનાં ઝરણાં સૂકાયાં,
　　　　સૂકાયાં ઓચરો;
જીવન પર જામતો જોતી
　　　　નામી શોષક જાળો...હંસલા !...

અને સંયુક્ત ધ્વજાવાળી રણહાક લઈને ટીટો રવાના થયો.

પછી ૧૯૪૧ ના જુનના ૨૨ મા દિવસે હિટલરે રૂસ દેશ પરના બે હજાર માઈલની સરહદો પર આક્રમણ આરંભ્યું તે પહેલાં બરાબર એક વરસથી યુગોસ્લાવનાં ગામેગામ અને નગરો પર ઉડ્ડયાન અને ટીટોની સંયુક્ત યુગોસ્લાવની રણહાકનાં જાહેરનામાં લાખોની સંખ્યામાં ઊડ્યાં.

આખા યુગોસ્લાવનાં દેશભક્ત દીકરા દીકરીઓને ગેરીલા એકમોનો પ્રતિકાર રચીને ફાસીવાદને મારી હટાવવાનાં રણદુંદુભિ યુગોસ્લાવ પર ગાજી ઊઠ્યાં.

૧૯૪૧ ના એપ્રિલમાં જ ટીટોની રણહાક ગજવતા ગેરીલા દળો સ્લોવેનીઆમાં રચાયાં. એપ્રિલના ૨૦ મા દિવસે જર્મન આક્રમણખોર સામે સ્લોવેનીયન મોરચો રચાયો અને ખુલ્લો થયો.

૧૯૪૧ ના જુનના પાંચમા દિવસે સરબીઆમાં બાલજીવો આગળ સાંનીલા ટુકડીઓએ જર્મનો પર હલ્લો કર્યો. સ્થાનિક પર્વતમાળ ગેરીલાઓની વર્ણીથી જીવતી બની ગઈ.

# મુક્તિદિન

—ઉશનસ્

['મુક્તિદિન,' '૧૫-૮-૪૭ નું પ્રભાત,' 'નવા વિશ્વઘડતરના સર્જકને' અને 'પ્રસ્થાન' એ ચાર કાવ્યોમાં કવિ સ્વાતંત્ર્યનાં આંતરિક મૂલ્યો-ની અગત્ય કથે છે.]

## મુક્તિદિન

એકેકેએક સ્વતંત્ર આજ નિજના ઉત્કર્ષ અર્થે, હવે
આવો માનવીસંઘ ગીત નિજનું ગાઇ ગજાવો દિશા
હર્ષોન્માદ સ્વરે ભરો ગગનનું ભ્હોળું પવાલું પ્રિય
માણો મુક્ત હવા, સુમુક્ત સઘળું આજે નિસર્ગે થતું.

આજે સિંધુ સ્વતંત્ર તું, ગરજજે તું સ્વૈર, ના કોઇની
આજે માલીકી તાહરાં જલપરે, તું મિત્ર માનવ્યનો
આજે કોઇ પ્રજા ન, રાષ્ટ્રપણુ ના, આજે કુટુમ્બીજનો,
આ મેળો વસુધાતલે, ઊજવજો સ્વારાજ્યનો ઉત્સવ

આજે દીન દલિત એ પતિત ના, સૌ એવડા પ્રેમથી
રહાઇ એ કર નીકળો, નવ રહો આ કૂચમાં કો પીછે,
આજે ના ફરમાન, કોઇ ઉપરે કોનો નથી હક્ક કો.

ના કો બન્ધ રહે જુઓ, ન ઘર રૂહે, ખુલ્લા મહીં નીકળો
રૂહે બંધાયલી માત્ર વૃદ્ધિ રૂંધતી એકા પરાધીનતા.

હાવાં આજ થકી વિમુક્ત સહુના પ્રાણો તનો ને મન
આજે શક્તિ વિમુક્ત નિજનિજની ઓળા ક્ષિતિજો લઇ

પ્રસ્થાનો કરશે સુમંગલ દિશે, આજે ભૂખ્યાં પામશે
સૌના જેવું જ ભોજનેપ્સિત અને નાગાં, અકિંચન
પ્હેરી વસ્ત્ર રુડાં ઘરે નિવસશે, ને પ્રેમ પોતે હવે
સૌના અંતરના બધા અવગુણો સંમાર્જશે દંડથી.

આજે પૃથ્વી પ્રસન્નશે રસકસે, આજે ઋતુઓ બધી
પોતાનું વિતરી સુમંગલ ક્રમે ઋતંભરા સર્જશે.

આજે જીવન સુંદર, ક્ષિતિશ્રીયે આજે વધુ સુંદર
છે તેથી અદકા રૂપે વિલસશે આજે મહાસુંદર !

• •

## પંદરમી ઓગસ્ટનાં પ્રભાતે

જુઓ ઊઘડ્યું કે પ્રભાત નહિ ? ખોલી જો બારણાં.
શીળી સુરભિ લ્હેરીઓ નીકળી કે ઉપવર્યુની ?
નિહાળ જરી ડોકિયું કરી ઉઘાડી બારી થકી
હંમેશ કરતાં પ્રસન્ન દીસતી ન પ્રાચી દિશા ?

યુગોયુગ સમાં અસંખ્ય વરસોનું દાસત્વ લૈ
જતી રજની આ, પ્રભાત ફૂટશે મહામુક્તિના
મહોત્સવ સમું, સુવર્ણતણી પાંખ ધારી ઉષા
ઘડીક મહીં ઊડશે ફડફડાવી, છેલ્લી નિદ્રા
ગુલામી તણી આજની સકલ આપણી લગભગ
જવાય પૂરી આવી, અર્ધ ઘડીમાં જ સૌ આપણે
સ્વતંત્ર હઈશું, નવા મળસકે નવા વાયુમાં.

ન એથી તમને કશું જ રજમાત્ર આશ્ચર્ય કે ?
રખે વિહગપ્રાણનાં યુગયુગો રહ્યાં પિંજરે
ઊડે ન નવલા પ્રભાતમહીં છોડી મૂક્યાં છતાં
મને ભય રહે : ન કે ભૂલી ગયાં અનભ્યાસથી
સ્વતંત્ર ઊડવું અસીમ મહીં પાંખ વીંઝી વીંઝી ?

ઊઠો પડી ગયું પ્રભાત, સહુ ખોલી દો બારણાં
બહાર નીકળો બધાં, પડી રહો ન બંધાયલાં
નવો પવન માણવા સહુ ચલો ફરી ખુલ્લા મહીં.

અરે, પણ બધું જ આમ ક્યમ મ્લાન જેવું દીસે ?
દીસે ગગન મ્લાન, પ્રાચી પણ મ્લાન મેલી દીસે
ગયો પવન સાવ થાંભ પડી કો પંખા મુખ શો
તરુવર હલે ન પર્ણ મહીં, ડાળ કે શેખરે
પડી ધરધરે ગયા ફરકતા ય રાષ્ટ્રધ્વજો
પ્રભાત કુસુમો ય તે અરધ ઊઘડી ને પછી
ખૂલેલ અરધી કળી સમ રહ્યાં, ન પૂરાં ખૂલ્યાં.

જરીક ખીલીને અરે, અટકી આ ઋતુ યે ગઇ
રહ્યાં સકળ પંખીગાન ઉરનાં ગળે આવીને.
બધી અરધ કાઠીએ કરી દઇ ધજા હર્ષની
અરે, જગત શોકદિન અહ! આજ પાળે છ શું !

(ત્યહીં ભીંતપરે નિહાળ્યું: હસતા નથી મ્હાતમા
ગભીર કંઇ શોકનાં ઘન દીસે છવાર્યાં મુખે.

હંમેશ હસતા તમે મુખથી બોખલે બાપુજી!
સદા સરલ કો શિશું સમ પ્રસન્ન અત્યાંજ વે
અહો, સકલનાં ઉરો દલદલે વીંધી નાખતી
ઉરો કઠણ ભર્જના ય પીગળાવતી, ગંભીર
સમુદ્રતલશાંતિને ય મથી નાખતી આપની
રહી નીતરી આંખ શોકમય ખિન્ન ચશ્માં પૂઠે.)

અહો ! જનની ભાંડુએ જ મળી રહેંસી નાખી (પિતા!)
હણેલ જનની તણા અરધ ભાગ કો રોટલા-
તણા અરધ ટૂકડા સમ જ હાય વ્હેંચી લીધા!
તમારી જનનીપ્રીતિ ત્યહીં જ હાય! સો સો છિદ્ર
થકી શકલિતા થઇ, નિજ સ્વકીય માભોમમાં
અગમ્ય પરદેશી રે થઇ ગયાં જુઓ! ભાંડુઓ.

તમે સત્યવિશ્વના નગરવાસી, તે યે પિતા !
થયા નિજ ઘરે વિદેશી કંઇ કેટલા ખંડમાં !
તમારી પ્રીતિનો પિતા, અખિલમાત ચાહ્યા તણો
ભૂલેલ તમ બાળુડાં તમ હરે અધિકારને !

ન આજ દિન મુક્તિનો તમ મુખે જ્યહીં ખિન્નતા
જ્યહીં લગણ આપના મુખપરે રહે ખિન્નતા
ત્યહીં લગણ મુક્તિનો દિન હજુ અમારો દૂરે,
ન આજ દિન મુક્તિનો, નવ હજુ સ્થપાયું પિતા !
તમારું અહીં રામરાજ્ય હરલોક કેરે ઉરે.)

## નવા વિશ્વઋતના સર્જકને

તું તારા ઉરને પરાજિત થવા દે પ્રેમથી સર્વથ
ને એ પ્રેમ ભલે સુશાસિત થતો નિષ્પક્ષના દંડથી
તારો દંડ રહો સદાધૃત અહીં કલ્યાણ કેરે કરે
ને કલ્યાણ કહો વિશુદ્ધ તપના સંમાર્જને ને ઋતે.

તારા શાસનમાં પ્રફુલ્લ બનજો સૌ શાસિતોનાં મન
હે સ્રષ્ટા નવમાનવી ઋત તણા સૂનૃતના વર્ધક !
તારો થાવ યશઃપ્રથિત, જ્યનું થાઓ દિશા આસન
બંધોચ્છેદક, સામ્યપ્રિય, સઘળા અનૃતના મર્દક !

## પ્રસ્થાન

હો સત રસિયાં, હો સત રસિયાં
સાચાની સંગે
રહેશું તો રહેશું હો એવા સાચાની સંગે.

ક્ષણે ક્ષણે રહેવી ત્યાં શાને સત્યતણી અવહેલા!
બાંધો ગઠરી, બાંધો કમરિયાં, ઊંચકી લો સૌ થેલા
રે નીકળો, ચાલો સંઘે–હો.

કહી દો લોકોને જે પાછળ પીઠ કરીને ઊભા
'આમાં તમ પર ઝાળ નથી કો, આહ નથી, મનસૂબા
રે નીકળે જીવન જંગે–હો.

જ્યાં શ્રમનો મહિમા સહુ જાણે શુદ્ધિતણીય પ્રતિજ્ઞા
જ્યાં શાસન સમતાનું ચાલે, પ્રેમ મહીં દૃઢ નિષ્ઠા
દવિશ એ જ દિગંતે–હો.

જ્યાં સ્ખલનોના દંડ નથી, બસ શાસન અન્તર સામે
અંતરની વાણીનાં આસન સતસુંદરને પામે
જે વેણુ વાય ત્રિભંગે–હો.

જે જાગ્રત રહે, પ્રાતરમાં સુષુપ્તને ઉદ્બોધે
જે સંગાથે રાખો અવિરત નવ પ્રસ્થાનો શોધે
તે જન સંગ ઉમંગે–હો.

*

# ગુલામી ગઇ ?
# હવે કંગાલિયતને દુર્દશા જાશે ?

– રતિલાલ ' અનિલ '

[ આઝાદ નઝમ ]

દિવાળી ઇદના તહેવાર તો હરસાલ આવે છે !

–ગરીબો પણ ખુશી તહેવારની દિલથી મનાવે છે,
નિરસતા નિત્યની ત્યાગી, હૃદયનું ગુલ ખિલાવે છે.
ગરીબોના જીવનસમ હોય છે ખુશી ય ટુંકજીવી,
દિવસ તહેવારના જાતા ખુશી યે જાય છે ચાલી.
દિવાળીના દીપક ને ચંદ્ર ઇદનો ખુશ કરે છે પણ,
ગરીબોના જીવનમાં નૌશની લાવી નથી શકતા.

ઠગારી આશ આપીને ઠગી જાતા એ તહેવારો !
હતાશા અંતમાં આપી જતા ખોટા દિલાસાઓ !
રહે છે વાદળાં ઘેરાયલાં ગમનાં હમેશા જ્યાં,
કદી એકાદ વરસી વાદળી ત્યાં હર્ષની તો શું ?
હમેશાં તો જીવન–ઉલ્લાસનો દુષ્કાળ વર્તે છે !

જીવન સંગ્રામમાં અવસાન પામે લાગણીઓ જ્યાં,
સરસતામય જીવન સૌંદર્યને માધુર્ય હોયે ક્યાં ?
મધુરી લય નથી એમાં મધુરા બોલ નવ એમાં,
ગરીબોનું જીવન સંગીત છેઃ ઘોંઘાટ–કર્કશતા.

પુરાતન ભવ્યતાની કલ્પના આનંદ આપે પણ,
સનાતન ભૂખ એવા કાલ્પનિક આનંદથી મટશે ?

જીવનનો ધર્મ સાચો દેહનો એ ધર્મ પણ સાચો,
હૃદયની ભૂખ સંતોષ્યે પૂરાશે પેટનો ખાડો !

—મનાવ્યા આજ સુધી એમને બંધન બતાવીને,
ગુલામીને શિરે કંગાલિયતનો દોષ ઢોળીને.

ગુલામી ગઈ! હવે કંગાલિયતને દુર્દશા જાશે?
ગરીબોનાં જીવનમાં શું હવે આનંદ રેલાશે?

હવે ઠગશો નહીં કોઈ દઈ ખોટા દિલાસાઓ,
હવે તો સાંભળી શકશે નહીં ખોટા ખુલાસાઓ:
સહી શકશે નહીં તેઓ હવે ઝાઝી નિરાશાઓ!

દિવાળી ઈદના તહેવાર તો હરસાલ આવે છે!

●

## અપૂર્વ ક્ષણ આજ

— હસિત બૂચ

વધાવ ઉર મોકળે, પથિક હે! ઉષા આજની!
અનેક પ્રગટી શમી ગઈ હશે નિહાળી ઉષા,
અપૂર્વ ક્ષણ આજ આ ઉદયની પરન્તુ મુદા;
કૃતાર્થ અંવ થા મરી સભર ગીતની અંજલિ!

તમિસ્ર ઘન કંટકે વિકટ વાટ ખૂંદી, ગયાં—
હશે ચરણ અંગ સૌ તવ છુંદાઈ, ઘેરાં હશે—
શ્રમે નયન તાહરાં, વ્યથિત કંઠ સૂકા હશે,
નસેનસમહીં હશે વિકલતા, હશે તાહરાં—
ગયાં સહપ્રવાસીઓ મહીંથી કોઈ ત્યાગી તને,
વળી વસન ના; હશે બટકું રોટલો ના ખભે,
અરે! ચિર સુષુપ્ત પદ્મ તવ આત્મ કેરું હશે—
હજીય શકતું ન લોચન ધરી પ્રકાશે નવા!

વધાવ તદપિ ઉષા; પથિક હે! ઉષા આજની—
હતી નવ ઊગી કદી; નવ જવી હવે આથમી!



# વિવાહ રૂઢિના વણાટ

'સંસ્કાર' માટે ખાસ

લેખક : મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન

સમય અનુસાર સમાજ હંમેશા બદલતો આવ્યો છે. પરંતુ, જુદા જુદા કાળ અને દેશમાં વારંવાર બદલાતા સમાજનું રૂપ પારખવું મુશ્કેલ છે તેથી સામાન્ય લોકો આ પરિવર્તન સહેલાઇથી સમજી શકતા નથી. ઘણાં સજ્જન અને સમજુ માણસો પણ વર્તમાન રૂઢિઓને અનાદિ કાળથી ચાલી આવતી સનાતન પ્રથાઓ માની બેસે છે.

ઉત્તર ભારતના કોઇપણ રહેવાસીને-પછી તે શિક્ષિત હોય કે અશિક્ષિત-આજે તમે કહેશો કે મદ્રાસનાં હિંદુઓમાં તો શું પણ કટ્ટર બ્રાહ્મણોમાં પણ મામા માશી તેમજ ફોઇનાં બાળકો વચ્ચે બેટી વહેવાર ચાલે છે, અરે પોતાની સગી બહેનની પુત્રી જોડે પણ લગ્ન કરી શકાય છે તો એ વાત તેમના માન્યામાં જ નહિ આવે ! જો આ ઉત્તરવાસીઓએ થોડાં ઘણાં સંસ્કૃત પુસ્તકો વાંચ્યા હશે તો કદાચ તેઓ મામાની દીકરી જોડે લગ્ન થઇ શકે એ વાત માનવા તૈયાર થશે ખરા, કારણ કે તેમણે વાંચ્યુ હશે કે અભિમન્યુએ પોતાના મામાની દીકરી વત્સલા જોડે લગ્ન કર્યું હતું. કૌરવ પાંડવોનાં વંશમાં તો આવા બીજા ઘણા દાખલાઓ મોજુદ છે. મીમાંસકો પણ કહે છે કે :

मातुलस्य सुताम् उद्वा
सगोत्राम् च सपिंड्याम्
... ... ..., ... ... ... ...
त्यक्त्वा चांद्रायणं चरेत् ।

( મામાની દીકરી, સગોત્ર અને સપિંડ કન્યા સાથે કોઇએ લગ્ન કર્યા હોય તો તેને છૂટાછેડા આપીને ચાંદ્રાયણ વ્રત કરવું જોઇએ.)

પરંતુ, મદ્રાસી બ્રાહ્મણોની, બહેનની દીકરી જોડે વિવાહ કરવાની વાત સાંભળીને તો દરેક ઉત્તરવાસી ચોંકી ઉઠશે કે "હિંદુઓ આમ કરી

શકે જ નહીં ! દેશ અને કાળની આવી પરસ્પર વિરોધી લોકરૂઢિઓનું સમાધાન કરવા માટે જ તો કહેવાય છે કે, "दक्षिणे मातुलिकन्या' અને 'उत्तरे मांसभोजनम्' સ્વીકાર્ય છે. આવા આવા મતભેદો તો આપણે આજે આપણી નજર સામે જોઈ શકીએ છીએ. તો પછી, હજારો વર્ષોમાં વિસ્તરેલી પરંપરાનો વિચાર કરવા જતાં કેટલાંક મૂળભૂત પરિવર્તનો નજરે ચડે તેમાં શી નવાઈ ?

એક જમાનામાં જે પ્રથા, ધર્મનાં અભિન્ન અંગ તરીકે દેખા દે છે, તે જ બીજા જમાનામાં મહાપાતક તરીકે હડધૂત થતી દેખાય છે. કોણ નથી જાણતું કે વૈદિક કાળ અને ત્યારબાદ પણ અમુક વખત સુધી, ગૌમાંસ માત્ર યજ્ઞમાં જ નહિ મોટી મિજબાનીઓમાં પણ છૂટથી વપરાતું. પ્રાતઃસ્મરણીય મહારાજા રંતિદેવ સાંકૃત્યાયનની ભોજનશાળામાં, મહેમાનોની પરોણાગત કરતી વખતે દરરોજ બબ્બે હજાર ગાયોનો વધ કરવામાં આવતો હતો ! (महन्यानि पच्यंते, द्वे सहस्त्रे गवाम् तद'....*)

પરંતુ આજે જમાનો કેટલો બધો બદલાઇ ગયો છે ! અને લોકોને કહેવાની તો વાત જ શું કરવી ? જો હું પોતે, સંકૃતિ ઋષિનો વંશજ સગોત્રોને જઇને આ વાત કહું તો તેઓ મને ખાવા જ દોડે ! તેમાં મારા ગુજરાતી સગોત્રીઓ જેવા કે કંડોળીઆ બ્રાહ્મણો, ત્રિગુણ જોશીઓ, મેડતીઆ બ્રાહ્મણો તેમજ ઔદિચ્યમાંનો ગુર્જર ગોળ પણ પાછો પડે તેમ નથી ! આ વાતથી એક વસ્તુ તો સિદ્ધ થાય છે જ કે આપણા આચાર વિચાર, ભક્ષાભક્ષના ખ્યાલો તેમજ વિવાહ પ્રથાઓ હંમેશ અચલ રહ્યાં નથી.

મહાભારત અને બીજાં પ્રાચીન ગ્રંથોને જોતાં તો એમ પણ લાગે છે કે, એક સમય એવો હતો કે જ્યારે, વિવાહ સંસ્થાનું અસ્તિત્વ જ નહોતું. ઉદ્દાલક ઋષિની હાજરીમાં જ તેમની પત્ની બીજા કોઈ ઋષિનો હાથ ઝાલી ચાલતી થઈ એ તેના પુત્ર શ્વેતકેતુથી ન જોવાયું.

તે માતાને રોકવા દોડયો. પણ તેના પિતાએ તેને તેમ કરતા અટકાવ્યો અને પત્નીના આ વર્તનને સનાતન ધર્મ ગણાવી પુત્રનું સમાધાન કર્યું ×
મહાભારતના કહેવા પ્રમાણે તો આજ શ્વેતકેતુ ઋષિએ વિવાહસંસ્થાની સ્થાપના કરી છે.

---

* મહાભારતમાંથી.

× મહાભારત : અનુશાસન પર્વ ૧૦૨

જ્યારે વિવાહસંસ્થા સ્થાયી બની ગઇ ત્યારે પણ કોણે કોની જોડે વિવાહ કરવો તે વિષે કોઈ ખાસ બંધનો ન હતાં. બૌધ ત્રિપિટક અનુસાર ઇક્ષ્વાકુ રાજાના દેશનિકાલ કુમારોએ પોતાની સગી બહેનો જોડે લગ્ન કરીને શાકયવંશનાં બીજ રોપ્યાં. આજ વંશમાંથી ગૌતમ બુદ્ધ પાકયા છે. બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિની કન્યાએ પોતાના પિતામહ જોડે ( બ્રહ્મા જોડે ) લગ્ન કર્યાં તે વાત પુરાણ પ્રસિદ્ધ છે.

ઇરાનનાં સાસાનિ રાજવંશમાં બહેન ભાઇ વચ્ચેનાં લગ્ન પ્રચલિત હતા. સિયામના રાજકુળમાં તો આજે પણ આ પ્રથા ચાલે છે. પ્રાચીન કાળમાં વિધવા ભાભી દિએર જોડે પુનર્લગ્ન કરે તે તો તદ્દન સાધારણ વાત હતી. ખરી રીતે તો દિએર શબ્દની ઉત્પત્તિ જ તે સંબંધની સાક્ષી છે. દ્વિતીયવર–દ્વિવર–દેવર–દિઅર–દિએર.

'વિધવા' અને 'દિએર' આ શબ્દો અને તેની પાછળના ભાવો આર્યો ભારતમાં આવ્યા ત્યાર પહેલાંના છે એમ લાગે છે. હિંદી આર્યો અને રશિયન આર્યો જ્યારે એક સાથે રહેતા હતા ત્યારે પણ આ પ્રથા ચાલુ હતી એ વાત રશિયન ભાષામાં આજ પણ પ્રચલિત છે. તે 'વદવા' અને 'દેવ્રી' શબ્દો પરથી દેખાઈ આવે છે. અને 'વિધવા' એ શબ્દ તો અંગ્રેજી ભાષામાં પણ 'વિડો' ના રૂપમાં મોજુદ છે.

વિવાહ સંબંધ અને બીજી પ્રથાઓમાં આ પ્રકારના ભાવોનું મૂળભૂત પરિવર્તન થયું છે તેમાં આશ્ચર્યચકિત થવાની કશી જરૂર નથી જ. સ્ત્રીઓ, આજે છે તેમ હંમેશા પુરુષના હાથની કાષ્ટપુતળીઓ નહોતી રહી. એક સમય એવો પણ હતો કે જ્યારે, માણસ હજી ખેતી કરતા શીખ્યો નહોતો. માટીનાં વાસણો કે ચિકણા પથ્થરનાં હથિયારો પણ તેને વાપરતાં આવડતાં નહોતાં, શિકાર ખેલીને કે જંગલનાં કંદ, ફળ, મૂળ વીણીને લોકો નિર્વાહ કરતાં હતાં. આ કાર્યમાં સ્ત્રી પણ પુરૂષ સમોવડ ભાગ લઈ શક્તી.

પરંતુ જ્યારથી માનવી ખેતી કરતાં શીખ્યો અને પશુપાલન કરવા લાગ્યો ત્યારથી પુરુષને અધિક શ્રમ કરવો પડતો અને એ જોરભર તેનો સંપત્તિપરનો અધિકાર પણ વધવા લાગ્યો. જેમ જેમ સંપત્તિ વધારે ભેગી થતી ગઇ તેમ તેમ પુરુષ, વ્યક્તિગત રીતે સ્ત્રીનો વધારે ને વધારે પ્રમાણમાં સ્વામી બનતો ગયો. તે જ પ્રમાણમાં સ્ત્રીનો દરજ્જો હલકો પડવા લાગ્યો.

# કવિવર ભારતી

—સ્વપ્નસ્થ

[ સમી સદીના આરંભ સાથે હિન્દુસ્તાનભરમાં સાંસ્કારિક અને રાજકીય પુનરુત્થાનનો જે જુવાળ ઊઠયો તેણે અર્ધસૈકાથી સૂતેલા દેશના કાંઠા પર નવજાગ્રતિનાં ગાન માંડયાં. એ પ્રારંભિક પ્રયત્નોમાં કવન અને જીવનના બન્ને હાથે તામિલનાડની ધરતી પર ઝાલરી બજાવનાર કવિવર સુબ્રહ્મણ્યમ ભારતી તામિલનાડનાં હૈયામાં રમી રહ્યા છે હિંદ અને ગુજરાતે તેનું નામ તો સાંભળ્યું જ છે, પરંતુ એનાં કામ અને ગાનનો યે એવો જ ગરવો મહિમા છે એ જાણવું જરૂરી છે. આપણા સાંસ્કારિક વારસાની એ સમજદારી વગર આપણા નવાં હિંદ ઘડવાના પ્રયાસો અધૂરા રહેશે. એ માટે ઉત્કંઠા જગાડવા લખાયેલો આ આછો પરિચય શ્રી. ગોવિંદ વિદ્યાર્થીની મૂલ્યવાન મદદને આભારી છે એટલો ઋણસ્વીકાર. ]

ગ્રીષ્મના ઉગ્ર તાપના દિવસોમાં કોઈ વખત કાળાંડિબાણ વાદળાં ચડી આવે છે, તોફાની વીજળીના ચમકારા અને કડાકા થાય છે અને ધોધમાર વરસાદ પડવા લાગે છે. પણ ઘડી અધઘડીમાં તો એ વિખરાઇ જાય છે. ભારતીની ઉદ્દામ મેધા એવાં કોઇ ક્ષણજીવી તત્ત્વોની બનેલી નથી; બલ્કે ધરતીને નવાંકુરિત કરતા વર્ષાના પ્રારંભ જેવી છે: જેની પરંપરા આપણાં પ્રજાજીવનમાં ઉમદા સાંસ્કારિક પાકની દાતા બની છે.

બીજી ઉપમા લઇએ તો ટાગોર, વલ્લાથોલ, જોશ અને ભારતી જેવાં કવિકુલના ઉદય પહેલાં ભારતવર્ષ પર સાંસ્કારિક મૂર્છાની રાત્રી પથરાયેલી હતી. એ રાત્રીના અંધાર ભેદી આ કવિગણે અને એવી અન્ય સર્જક પ્રતિભાઓએ, આપણી માતૃભૂમિના પ્રાન્તે પ્રાન્તે, નવયુગનાં પ્રભાતની ઝાલરી બજાવી હતી. રાષ્ટ્રીય પુનરુત્થાનનાં મહાકાર્યમાં તેઓ સર્વવંદ્ય માંગલિકો–છડીદારો બની ઊઠયા હતા.

* * *

સુબ્રહ્મણ્ય ભારતી ગઇ સદીના અંતભાગે–૧૮૮૨ માં એક બ્રાહ્મણ કુટુંબ-માં જન્મ્યા હતા. તેના પિતા ચિન્નાસ્વામી દક્ષિણું હિંદના તિન્નેવેલી પ્રદેશની

એટ્ટાયાપુરમ જાગીરદારીના દરબારના પંડિત હતા.*

સુબૈયા( સુબ્રહ્મણ્યમ )એ નાની વયમાં જ માતા ગુમાવી. પિતા શાસ્ત્ર-દરબારમાં રચ્યાપચ્યા રહેતા. દાદાના ઘરમાં લાડકોડ હતાં તો યે માતાનાં હેત-ભૂખ્યું દિલ એ અપૂર્ણતા મિટાવવા ઝંખતું હતું. અભ્યાસના સૂકા પાઠો કરતાં વધુ સમય એ નદીના નિર્જન કિનારે ગાળતો. એ નદી અને એ વિશાળ ધરતીની ગોદમાં તે માતાની અસાંગળી ઓછી અનુભવે એ જ શું કુદરતી ન હતું? કુદરતની એ ગોદમાં બેસી ગીતો રચતો અને ગણગણતો, ગાતો થયો. પ્રેમ અને કલ્પનાની કથાઓ તથા કાવ્યો વાંચતો થયો. નદી કાંઠે આવેલ દરબાર-ગઢના ' રાજા 'ના ખંડમાં ઘૂસી જઈ કોઈવાર એ પોતાનાં ગીતો સંભળાવી આવતો. રાજા કાવ્યાભ્યાસી તો હતો જ. એક દિવસ ભર દરબારમાં બાળક ભારતીને બોલાવી એણે ચિન્નાસ્વામીને ચકિત કર્યા અને ભવિષ્ય ભાખ્યું કે ભારતી એક દિવસ એટ્ટાયાપુરમની ખ્યાતિ દેશભરમાં ફેલાવશે!

ચૌદ વર્ષની ઉમરે તો એને સાત વર્ષની ચેલમ્મા સાથે પરણાવી દીધો હતો. પંદરમે વર્ષે એણે પિતા પણ ગુમાવ્યા. એનાં હેનાળ દાદી સુબૈયાને કાશી લઇ ગયાં ત્યારે તો એની વિદ્વાનમાં ગણના થતી હતી! ભારતીએ હિન્દી તથા સંસ્કૃતનો ખાસ અભ્યાસ કર્યો, મેટ્રીકમાં પ્રથમ વર્ગમાં પસાર થઇ કોલેજમાં આવ્યો.

* * *

આમ રૂઢિચુસ્ત કુટુંબમાં જન્મેલા અને ઉછરેલા ભારતીએ ૧૬–૧૭ વર્ષની ઉમ્મરે પંડિત અને કવિની પ્રતિષ્ઠા મેળવી હતી, પરંતુ એની તેજસ્વી મેધા ઘરેડમાં જ જકડાઇ રહી શકે તેમ નહોતું. તેણે અચાનક શિખા અને જનોઇનો ત્યાગ કર્યો. દક્ષિણ હિંદના સમસ્ત બ્રાહ્મણસમાજનો રોષ તેની સામે ભભૂકી ઊઠયો. છતાં એ ડગમગ્યો નહિ. પરંતુ શાસ્ત્રોની તેની પારંગતતા-ની બ્રાહ્મણોને જરૂર પડી ત્યારે એને ફરી અંદર લીધો. ત્યારે એ માત્ર ૧૮–૧૯ વર્ષનો હતો! વીસમી સદીનું સવાર ઉઘડયું હતું.

૧૯૦૨ માં એટ્ટાયાપુરમના રાજાએ તેને આવીને દરબારમાં રહેવા આમં-ત્રણ આપ્યું ત્યારે એ જન્મસ્થાનમાં પાછો ફર્યો. અહીં તેણે અંગ્રેજ સાહિત્યનો અભ્યાસ કર્યો. શેલીની ઉદ્દામ સામાજિક ભાવના, માનવ આત્માની મહત્તા અને " કવિઓ વિશ્વઆવિના પયગમ્બરો છે " ની દર્શનસૃષ્ટિ જાણે

---

* એટ્ટાયાપુરમના જાગીરદાર–' રાજા ' ભોજરાજ માફક પંડિતોને આશ્રય આપતા વિદ્વાન હતા.

ભારતીનાં ચિંતતંત્રમાં પડઘો પાડતી હતી. એ સમયના ભારતીના ઈશ્વર અને તેનાં અસ્તિત્વના વિચારોએ તેને 'પ્રખ્યાત' બનાવ્યો હતો.

ભારતીની યુવાન બુદ્ધિ આમ ઈશ્વરી તત્ત્વના અસ્તિત્વને પડકારતી હતી, તો નિજી જીવનને પ એ વેધક નજરે જોતી હતી. દરબારી દંભ એને ગમતા ન હતા. એક વખત "નગરસ્તુતિ" પ્રત્યે તિરસ્કાર દર્શાવતું કાવ્ય ગાઈ એણે રાજાને ઉશ્કેર્યો અને એ બહાને રાજીનામું આપ્યું!

* * *

દેશ અને કાળ જાગ્રત જીવન પાસેથી જીર્ણ મૂલ્યોનો ત્યાગ અને નવજીવનનું ઉદ્ઘાટન માગી રહ્યો હતો. જીવન અને કવનના બંને તાર પર ભારતીએ એ ઉદ્ગમનાં પ્રભાતીઓ ગાયાં–એ ગાનમાં અને એ જીવનમાં કોઈ અનાયાસ ઉપાઓ ન હતી. એમાં રાત્રિને ભેદતા અદમ્ય પ્રકાશની ઝલક હતી. નવયુગના પ્રસવની વેદના, એ સહવાની શક્તિ અને પ્રગત તથા ભાવિ માટેની અખૂટ આશા હતી! રાષ્ટ્રના યુગપરિવર્તનમાં સમષ્ટિ પ્રવૃત્ત થતી હતી. વ્યક્તિઓ હારતી પણ હતી છતા યે નવયુગ આવતો હતો. ભારતીએ દેશની એ લડત પોતાના જીવનમાં લડી અને રાષ્ટ્રજીવનની મુક્તિમાં પોતાનો હિસ્સો આપ્યો. મહાન કર્તવ્યની એ નિર્ભીક, શક્તિશાળી અને પ્રેરક બજાવણીમાં ભારતી મહાન થયો. એની બુદ્ધિ, જીવન, લડત અને વિજય અંગત મટી રાષ્ટ્રનાં બન્યાં–આપણાં બન્યાં.

ભારતી મદ્રાસ ગયો અને "સ્વદેશમિત્રન્" નામનાં દૈનિકમાં કાર્ય શરૂ કર્યું. મદ્રાસમાં એ કોંગ્રેસની હિલચાલના પરિચયમાં આવ્યો અને ઝપાટાભેર અંદર ખેંચાયો. ૧૯૦૫માં એણે બનારસના ૨૧ મા અધિવેશનમાં હાજરી આપી. ૧૯૦૬ માં કલકત્તા અધિવેશનમાં પણ ગયો. દાદાભાઈ નવરોજીએ આ અધિવેશનમાં "સ્વરાજ્ય" ને હિંદનાં ધ્યેય તરીકે જાહેર કર્યું હતું. એ ધ્યેય અને આદેશે ભારતીનાં જીવનનો દોર નક્કી કરી દીધો.

કલકત્તાના એ નિશ્ચયાત્મક દિવસોમાં જ એ સ્વામી વિવેકાનંદના મુખ્ય શિષ્યા સીસ્ટર નિવેદિતાને મળ્યો. અને ત્યારથી મરણપર્યંત સ્ત્રી–સ્વાતંત્ર્ય તથા સમાજમાં તેના સમાન દરજ્જાની જેહાદ જગાવતો રહ્યો.

* * *

તે પછી થોડા સમયમાં જ બિપિનચંદ્ર પાલે આગ ઝરતી જબાને વ્યાખ્યાનો કરતાં આખા દક્ષિણ હિંદને સળગાવી મૂક્યું! બંગાળમાં બંગભંગ સામે જાગેલી

દિલચાલના 'સ્વરાજ', 'સ્વદેશી' અને બહિષ્કારના પડઘા દક્ષિણ ભારતમાં ઠેર ઠેર સંભળાવા લાગ્યા. ભારતીમાં પ્રસંગોચિત ઉગ્રતા પ્રકટી ઊઠી. તેનો કંઠ રાષ્ટ્રના પયગામની ઉદ્દામ વાણી વહાવી રહ્યો. 'સ્વદેશમિત્રન્'માં એની વાણી પરાધીન બનતી જોતાં જ તેણે એ છોડી દઈ "ઈન્ડિયા" નામનું પત્ર શરૂ કર્યું અને તેમાં તેની મુક્ત વાણી છલકી ઊઠી. એ જૂનું પત્ર છોડતી વખતે તેણે રચેલું એક કાવ્ય એની ઉમદા ધગશનો સ્પષ્ટ પડઘો પાડે છે:-

"સ્વાતંત્ર્યની આ તૃષા ક્યારે છીપશે?
ગુલામીની આ મૂર્છા ક્યારે ઉતરશે?"

ભારતીએ હવે તન મન ધન બધું સમર્પી રાષ્ટ્રીય હિલચાલમાં ઝૂકાવ્યું. એણે સેંકડો સભાઓ ગજાવી અને સેંકડો સરઘસો દોર્યા: તેના પ્રેરક ગીતોએ હજારોને જગાડ્યા અને માતાની મુક્તિની લડતમાં શામિલ કર્યા. તેનાં રાષ્ટ્રીય ગીતો એટલાં લોકપ્રિય બન્યાં હતાં કે, જાહેર સભામાં ભારતી ગીત ન ગાય ત્યાં સુધી લોકો વિખરાવાની ના પાડતા!

સુરત કોંગ્રેસ વખતે પણ ભારતી હાજર હતો અને તેણે વિનીતો વિરુદ્ધ તિલક મહારાજને સાથ આપ્યો હતો.

ભારતીના ઉદ્દામ આદેશોની પ્રજા પર પડતી અસરોથી સરકાર સચેત બની. તેનાં પત્રના માલિકોને પકડવામાં આવ્યા. ભારતીના નામનું વોરંટ પણ નીકળ્યું હતું; પરંતુ એ ચૂપચાપ પોન્ડીચેરી સરકી ગયો અને ત્યાંથી પોતાનું રાજકીય કાર્ય ચાલુ રાખ્યું. ૧૯૦૮ થી ૧૯૧૮ પર્યંત એ પોન્ડીચેરી રહ્યો. એનાં સગાંસંબંધીને અનેક રીતે હેરાન કરવામાં આવ્યાં, તેનાં સંબંધીઓની ધરપકડો થઈ એ તમામ સંકટો સામે તેણે કાર્ય જારી રાખ્યું.

આખરે ૧૯૧૮માં એ ફરી તામિલનાડમાં પ્રવેશ્યો અને તેને તત્કાલ પકડવામાં આવ્યો. બીસેક દિવસ બાદ, તેને એક જ સ્થળે રહેવાના ફરમાન સાથે નજર-કેદ રાખવામાં આવ્યો. ૧૯૨૦ માં જ્યારે ગાંધીજી ખિલાફત ચળવળ વખતે અલીભાઈઓ સાથે દક્ષિણમાં ફર્યા ત્યારે ભારતી અને તેમનો મેળાપ થયો હતો.

૧૯૨૧ નો અસહકાર હજી આવતો હતો. સમસ્ત રાષ્ટ્રને ઢંઢોળતા અંઝાવાતો પ્રકટતા હતા ત્યારે જ, માત્ર ૩૯ વર્ષની વયે, ૧૧મી સપ્ટેમ્બર ૧૯૨૧ ના દિને એનો નિર્જય રણભેરી બજાવનારો સીધાવી ગયો.

પરંતુ ભારતનાં અંગરૂપ તામિલનાડ એના વીરોદાત્ત સ્વરો ભૂલ્યું નથી. હજી ચાર જ વર્ષ પહેલાં એનાં જન્મસ્થાન એટ્ટાયાપુરમ ખાતે, તામિલનાડની જનતાએ ઊભું કરેલ 'ભારતી સ્મારક મંદિર' શ્રીમતી સરોજિની નાયડુને હાથે ખુલ્લું મૂકાયું છે.

રાષ્ટ્રીય જાગ્રતિના ઉષઃકાળનાં એનાં ગીતો એનું જીવન જોતાં કેવાં હશે એ સમજવું મુશ્કેલ નથી. તામિલ પંડિતોની કાવ્ય અને શાસ્ત્રોના પંડિતની પરંપરાનો વારસદાર અને ઉદ્દામ રાષ્ટ્રભાવનાથી ભભૂકતો ભારતી, જીવન અને કવન બંનેમાં સચેત હતો. એનું આર્ષદર્શન યુગાન્તરની મર્યાદા ભેદીને પણ આજના આપણા પંથમાં પ્રકાશ પાડી રહ્યું છે એ તો તેનાં કાવ્યો જ કહેશે.

કવિની જન્મદાત્રી તામિલનાડની ધરતીએ ભારતવર્ષને ગૌરવ અર્પી જનારા તત્ત્વચિંતકો અને કવિઓ તથા વીરો અને સાહસિકો પ્રગટ કર્યા છે. ભારતીએ એ પરંપરાનું સુભગ દર્શન તેના બાંધુઓ સમક્ષ "સેન્થામિલ નાડુ" નાં ગીત દ્વારા ગાઈ અને તેમનાં હૃદયમાં સૂતેલી રાષ્ટ્રભાવના પર અમીસિંચન કર્યું, એ તો, તામિલ જનતાએ તેનાં ગીતોને જે ઉમળકાથી વધાવ્યાં એ જ બતાવી આપે છે. એ કાવ્યમાં કવિ કહે છે કેઃ

"'સેન્થામિલ નાડુ'નો શબ્દોચ્ચાર સાંભળતાં જ જાણે મધુર કલસંગીત સાંભળતાં જાગે તેમ મારું હૃદય હલી ઊઠે છે. એને મારી પિતૃભૂમિ કહી પુકારતાં, ઉચ્છ્વાસ લેતાં મારો પ્રાણ બળવાન બનતો લાગે છે.

"કાવેરી, પાલાર, મેડનેઈના પ્રવાહોથી તામિલનાડનો દેહ શણગાર્યો છે. ફેનિલ ઉછાળતા નીલ સાગરને કાંઠે સાધ્વી ઊભી રહેલી કોમોરિનની તપસ્વિની ભૂમિ અને માલવનની ટેકરીઓ વચ્ચે વસેલું તામિલનાડ, તેનાં યશસ્વી કાર્યોની ગૌરવ ગાથાઓથી ભર્યું છે.

"એ કમ્બન અને 'શિલાપ્પદી કર્મ'ના રચનાર વલ્લુવન જેવી મહાગેયાઓએ રચેલી અમૂલ્ય રત્નમાલાથી વિભૂષિત બનેલી છે.

"વ્યાઘ્ર અને મત્સ્યના ચિહ્નવાળો ધ્વજ લંકા, ફિલિપાઈન્સ અને જાવામાં રોપનાર અહીંના લોકો હતા. અંધકાર ને નસાડતું કલિંગનું યુદ્ધ ખેલનાર વીર સૈનિકો અહીં પાકયા હતા.

"અહીંના લોકોએ તામિલનાડની કીર્તિને ચીન, મલાયા, બ્રહ્મદેશ વગેરે દૂરના પ્રદેશોમાં પ્રસારી છે અને સંસ્કાર, જ્ઞાન અને વ્યાપારનો વિસ્તાર કર્યો છે."

તામિલનાડની પ્રશસ્તિ રચનાર ભારતી કોઈ સંકુચિત રાષ્ટ્રવાદી ન હતો. "ભારથ નાડુ" એટલે હિંદની ભવ્યતાનું ગાન પણ એ જ કંઠે વહાવ્યું હતું. અને ઈટલીના મુક્તિદાતા "મૈઝિનીના શપથ"નું વજ્રનિશ્ચયાત્મકતાના

બુલંદ રણકારથી ભર્યું ગીત પણ એ જ કંઠે લલકાર્યું હતું. તેમજ રશિયન નારીને સામાજિક માલિકીની વસ્તુ કહી કાદવ ઉછાળતાં વર્તમાનપત્રોને એણે આજથી ત્રીસ વર્ષ પૂર્વે દુનિયાના મૂડીવાદીઓનાં ભૂંડાણાં તરીકે જાહેર કરી એ મુક્ત અને પુરુષ સમોવડી નારીનો મહિમા દેશ સમક્ષ સ્થાપિત કર્યો હતો.

ભારતી તેનાં નાનાં આયુષ્યમાં પણ, સત્તાવીશથી વિશેષ ગ્રંથો આપી ગયો છે. તેમાં, "દેશીય ગીતંકલ"–સ્વદેશ સંગીત, "પાપા પાટ્ટ"–બાળગીતો, "કૂયિલ"–કોયલ, વગેરે કાવ્યસંગ્રહોની તેજસ્વી, મુક્તનિર્ઝર સમી રાષ્ટ્રપ્રેમ અને સંસ્કૃતિના પુનરુદ્ધારનાં સ્વપ્નોથી જનહૃદયને પ્રેરતી કવિતાધારા, વિદ્વાનો અને જનતા બંનેમાં લોકપ્રિય નીવડી છે.

રાષ્ટ્રીય પુનરુત્થાનનો જે મહાવંટોળ દેશભરમાં ફરી વળ્યો તેનો બાંધછોડ રહિત, ઉદ્દામ અને આશાસભર સૂર ભારતીએ કવન વાટે બુલંદ બનાવ્યો અને જીવનમાં પણ સમયે સમયે આવેલી લડતો નિર્ભયપણે લડી લઈ દેશની એ મહામુક્તિમાં ઊમદા ફાળો આપ્યો. તામિલનાડમાં લગભગ એક સૈકાથી તેની બૌદ્ધિક અને સાંસ્કારિક પરંપરા કુંઠિત અને મૂર્છિત પડી હતી. ભારતીએ એ ઉજ્જડ ભૂમિમાં નવજીવનનો સંચાર કર્યો. તામિલનાડનું સર્વોચ્ચ સાહિત્ય એક પંડિતયુગના અંતે પ્રજાને પ્રેરણારૂપ બનતું બંધ પડ્યું હતું. એવા સમયે આંધ્રવિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી રેડ્ડી અને કે. એસ. વેંકટારામાનીના શબ્દોમાં કહીએ તો:-

"સુબ્રહ્મણ્યમ ભારતીની કવિપ્રતિભા બે મહાન સંસ્કારોના સંઘર્ષ અને સંયોગનું સુફળ છે. ભારતીનાં રાષ્ટ્રપ્રેમનાં ગીતો, જ્યારે તેનાં સંવેદનશીલ હૃદયે દેશની ગુલામી અને માનવીની માનવી પ્રત્યેની અમાનુષતાનો તીવ્ર અનુભવ કર્યો ત્યારે ઉદ્ભવેલા સંઘર્ષ, દર્દ અને લડતમાંથી ઉદ્ભવેલાં છે.

તામિલ ભાષામાં ભારતીનાં કાવ્યોએ તેની પ્રફુલ્લતતા નૈસર્ગિકતા અને ઊર્મિકાવ્યોની સૂચનાત્મકતા વડે શેક્સપિયર જેવી અસર ઉપજાવી છે. અને તે, અમારાં જીવનમાં એક નવાયુગની વધાઈ લાવે છે!"

*

ભારતીનાં જીવન અને કવનનો આ આછેરો પરિચય માત્ર છે. તેનાં કવનથી મંત્રમુગ્ધ થયેલ વિદ્વાનો અને જનતા, તેનાં જીવનનાં વીરત્વની છબિ આછી જોતાં હોય તો એ અક્ષમ્ય નથી પરંતુ, જીવનનાં એ વીરત્વે જ ભારતી-

નાં રાષ્ટ્રીય કવનને ઉમદા અને ચિરંજીવ માનવતાથી સિંચિત કર્યું છે એ પણ એટલું જ બળવાન સત્ય છે.

તેનાં એ અનુભવજનિત આર્ષદર્શને તો તેને પરાપૂર્વથી વારસામાં મળેલી નિષ્ક્રીય આધ્યાત્મિક ભાવનાઓમાંથી જગાડી, વર્તમાન જીવનમાં લડત લડતો કર્યો અને પોન્ડેચેરીમાં દસ દસ વર્ષ સુધી નિગૂઢતાવાદના સંપર્કમાં રહ્યા છતાં ફરી, મૃત્યુ સમયે રાષ્ટ્રની જિવંત કર્ત્તવ્યની ભોમકામાં લાવી મૂક્યો. એ દર્શનની વેધકતા આજથી ત્રીસ વર્ષ પૂર્વેનાં તેનાં કવનમાંથી આજે યે આપણાં જીવનમૂલ્યોને પુનર્જીવન આપતી ઉભી છે.

"સ્વાતંત્ર્ય "નું ગીત ગાતાં કવિ કહે છે કે–

"સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતા!

પુરયન્, તિયત્, પુલયન્, પરવન્ વગેરે નીચા વર્ણો માટે સ્વતંત્રતા! એથી યે નીચી જાતિઓ કુરવન્ અને મરવન્ સહુને માટે સ્વતંત્રતા! *

કુશળ અને દોષરહિત કર્ત્તવ્ય બજાવતા આપણે બધા આ ભૂમિમાં રહીશું અને ઉચ્ચશિક્ષણ તથા જ્ઞાન પામીશું."

"ધર્મમાં કોઇ ગરીબ કે ગુલામ નથી.
ભારતવર્ષમાં કોઇ નીચ વ્યક્તિ નથી.

આપણે બધા સમાન રીતે શિક્ષણ, સમૃદ્ધિ અને સુખનો સંયુક્ત ઉપભોગ કરતા આ ભૂમિમાં રહીશું.

સ્ત્રીને નીચી ગણતાં અજ્ઞાનનો આપણે નાશ કરીશું. સ્ત્રીઓ નિરાધાર છે એ ખ્યાલ નષ્ટ કરી તેને પુરૂષ સમોવડી ગણી આપણે આ દેશમાં જીવીશું."

* * *

નૂતન ભારતનું સ્વાગત કરતા કાવ્યમાં વ્યક્ત થતી ભાવિની ઉમદા કલ્પના જુઓઃ–

"સ્વાગત, નૂતન ભારત!
હે પુનર્જન્મ પામેલાં ભારત, તને સ્વાગત!

"આ ભૂમિ તેત્રીસ કોટિ જનતાની સહિયારી સંપત્તિ છે. અનુપમ અને દુનિયાને આશ્ચર્ય રૂપ છે.

"હવે કોઈ અન્યનું અન્ન આંચકી લેશે નહીં. કોઇ પણ દેશવાસી પોતાનાં બાંધુઓનાં દુઃખોને અસહાયતાથી જોઇ રહેશે નહીં. ના, જીવન, અહીં જેમ હતું એમ રહી શકશે નહીં.

---

* આ બધાં દ. ભારતની દલિત કોમોનાં નામ છે.

" આ ભૂમિ સુંદર ઉદ્યાનો અને વિશાળ ખેતરોથી સમૃદ્ધ છે. અને તેમાં અમક્ષિત ફૂલોના વનસ્પતિ અને અનાજના ભંડાર પાકે છે. સર્વે ઋતુઓમાં એ ફળે છે. હે પુનર્જાત ભારત, તને સ્વાગત !

"આપણે અહીં કાયદો ઘડીશું અને તેને સદાયે રક્ષીશું કે, અહીં કોઈ કદાપિ, ભૂખ્યું નહીં રહે. આપણે એ ભૂખની દુનિયાનો નાશ કરીશું. આપણે સર્વે આ ભૂમિના શાસકો છીએ. હે નૂતન ભારત, તારું સ્વાગત કરું છું !"

* * *

શ્રમનો આંતરિક મહિમા પ્રકટ કરતાં, ઉપનિષદની સૌતિક ભાવનાની સજીવ -પ્રેરણાથી ભરી કાવ્યવાણીની યાદ આપતાં, નૂતન ભારતને પુનર્જીવનનું સાંસ્કારિક પયપાન કરાવતાં, એનાં " શ્રમ "નાં ગીતને યાદ કરીએ:—

" લોહ ને પિગાળી નાખો,
યંત્રો ઘડો,
ધરતીને પીલી અને રસ બહાર કાઢો !

સાગરમાં ડૂબકી મારી ઉમદા મોતી બહાર લાવો.

" તમારો પસીનો ટીપે ટીપે આ ધરતી પર પડવા દો અને દળતાં કાર્યો માટે શ્રમ કરો !

-હું તમારા મહિમાનાં ગાન લલકારીશ.

" માટીમાંથી પાત્રો સર્જો. વૃક્ષો કાપીને ઘરો બનાવો.
ખેડો અને બહોળો પાક લણો ! અન્ન અને ફળ ખાઓ !

તેલ, દૂધ અને ઘી લાવો !
સૂતર કાંતો અને વસ્ત્ર વણો !
તમે પૃથ્વી ને રક્ષનારા એ રીતે રક્ષા પામશો !

" ગીત અને કાવ્યો રચો,
ભારતનાટ્યમ્ નાચો,
પૃથ્વીની ભીતરી વસ્તુ શોધી કાઢો અને એ જ્ઞાનને વિજ્ઞાનમાં સંવર્ધિત કરો !
તમે જ આપણાં ચક્ષુઓને દર્શ એવા દેવતાઓ છો !"

★



## સપ્ટેમ્બર મહિનો

* ૧ લી સપ્ટેંબર ૧૯૩૬ : હિંદમાં કિસાનસભાદિન પહેલીવાર ઉજવાયો.
* ૧ લી સપ્ટેંબર ૧૯૧૫ : પહેલો આંતરરાષ્ટ્રીય યુવકદિન ઉજવાયો.
* ૧ લી સપ્ટેંબર ૧૯૩૯ : બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું.
* ૮ મી સપ્ટેંબર ૧૯૨૦ : કોંગ્રેસે અસહકારની લડત ઉપાડી.
* ૧૩ મી સપ્ટેંબર ૧૯૨૯ : ૬૪ દિવસની ભૂખ હડતાળ બાદ શહિદ જીતેંદ્રનાથનું કારાવાસમાં મરણ.
* ૧૪ મી સપ્ટેંબર ૧૯૨૫ : મુંબઈનાં મજૂરોની આમહડતાળ.
* ૧૮ મી સપ્ટેંબર ૧૯૨૪ : હિંદુ-મુસ્લિમ એકતા ફરી સ્થાપવા માટે ગાંધીજી ૨૧ દિવસના ઉપવાસ આદરે છે.
* ૧૮ મી સપ્ટેંબર ૧૯૩૧ : જાપાન મંચુરીઆ સર કરે છે.
* ૨૦ મી સપ્ટેંબર ૧૯૩૨ : છૂત અછૂત માટે જુદાં મતદાર મંડળો દાખલ કરવા સામે વિરોધ દાખવવા ગાંધીજી ઉપવાસ કરે છે.
* ૨૪ મી સપ્ટેંબર ૧૯૩૨ : સવર્ણ હિંદુઓ અને અછૂતો વચ્ચે પૂનાના કોમી કરારો પર સહી થાય છે.
* ૨૭ મી સપ્ટેંબર ૧૮૮૩ : રાજા રામમોહન રાયની મૃત્યુતિથિ.
* ૩૦ મી સપ્ટેંબર ૧૯૩૮ : ફાસીસ્ટો સાથે મ્યુનિક ખાતે કાળા કરારો થાય છે.

★

# રાજા રામમોહનરાય

ઓગણીસમી સદીમાં જ્યારે દલપતરામ અને બીજા કેટલાય 'એ ઉપકાર ગણી બ્રિટનનો, હરખ હવે તું હિંદુસ્તાન'ના વિચારોમાંથી ઊંચા આવ્યા નહોતા ત્યારે બંગાળને એક ખૂણે એક માનવી વિચારતો હતો કે બ્રિટીશ અમલ હિંદમાં 'મધ્યમ વર્ગ' (*Middle Class*) સર્જાવી રહ્યો છે. ક્રાંતકારી વિચારો ધરાવતો એ માનવી પોતાના વર્તમાનપત્રમાં ચીનનો સવાલ ચર્ચતો, ગ્રીસની પરિસ્થિતિની સમીક્ષા કરતો, આયર્લેન્ડની ગરીબાઇ અને નેપલ્સની ક્રાંતિથી ખેદ પામતો અને સ્પેનીશ અમેરિકાની ક્રાંતિ સફળ થતાં 'ડીનર' પણ આપતો.

બંગાળ કે હિંદુસ્તાનની જ નહિ પણ એક આંતરરાષ્ટ્રિય વ્યક્તિ બની જનાર એ રામમોહનરાયનો જન્મ બાવીસમી મે ૧૭૭૨ માં હુગલી જીલ્લામાં આવેલા કૃષ્ણનગર ગામમાં થયો. જો કે તેની જન્મતારીખ વિષે મતભેદ છે. કેટલાક '૭૨' ને બદલે '૭૪માં એનો જન્મ થયો હતો એમ પણ કહે છે.

સિરાજુદૌલાની નોકરીમાં રહેલા *વ્રજવિનોદબાબુનો* પૌત્ર રામમોહન નાનપણથી જ મહાન બનવાની આગાહી આપી રહ્યો હતો. પિતાએ તેને કેળવણી આપવામાં કાંઇ બાકી ન રાખ્યું. પટનામાં તે અરબીક અને ફારસી શીખ્યો. કુરાનનો અભ્યાસ કર્યો. કાશીમાં તે સંસ્કૃત શીખ્યો અને ઉપનિષદોનો અભ્યાસ કર્યો. તેના અભ્યાસે તેનો હિંદુધર્મ પ્રત્યેનો આદર વધાર્યો પણ તે વખતના હિંદુસમાજમાંની તેની શ્રદ્ધા ડગાવી નાંખી.

ઘેર આવી રામમોહને પોતાના હિંદુધર્મ પ્રત્યેના વિચારો જાહેર કરવા માંડયા. પરિણામે તેને પિતાનું ઘર છોડવું પડયું. પછી તેની રખડપટ્ટી શરુ થઈ. આ દરમિયાન તે છેક તિબેટ સુધી જઇ આવ્યો.

થોડા સમય બાદ તે પાછો ઘેર આવતાં પિતાએ તેને પ્રેમપૂર્વક પોતાની પાસે રાખ્યો. તેણે ઇસ્ટઇન્ડીઆ કંપનીમાં નોકરી લીધી, અને દસ વર્ષ પછી છોડી દીધી. નોકરી છોડી તે વતન રહેવા ગયો. ત્યાં બાગાયત એક બનાવ બની ગયો.

૧૮૧૧માં રામમોહનના મોટાભાઇનું મૃત્યુ થયું. ભાભી તેની પાછળ સતી થઇ. રામમોહને તેને રોકવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. જ્યારે અગ્નિની જ્વાળાઓ ખરેખર શરીરને દઝાડવા માંડી ત્યારે તેણે ઊઠીને નાસી જવાનો પ્રયત્ન કર્યો. પણ આવા પ્રયત્નમાં ઘોર પાપ દેખતા જુનવાણી હિંદુઓએ તે પ્રયત્ન સફળ

ન થવા દીધી. વાંસના તીણા ભાલાઓ વડે તેઓને પાછી ચિતા પર ધકેલી દેવામાં આવી અને ઢોલનગારાંના અવાજે તેની કરુણ ચીસો દબાવી દીધી. રામમોહનનું હૃદય આથી કંપી ઊઠ્યું. ત્યાં ને ત્યાં તેણે સતીનો રિવાજ નાબૂદ કરાવવાની પ્રતિજ્ઞા કરી.

અઢાર અઢાર વરસોને અંતે તે પોતાના પ્રયાસમાં સફળ થયો. અને ૧૮૨૯માં 'સતી એક્ટ' પસાર થયો. ૧૮૧૫ અને ૧૮૨૮ વચ્ચે આઠ હજાર સતી નોંધાઇ હતી. એ જંગલી માનવબલિદાનોને બંધ કરાવનારને કેટલી વિધવા નારીઓની દુવા મળી હશે ?

શિક્ષણના ક્ષેત્રમાં રામમોહનનો ફાળો અમૂલ્ય છે. તેણે પોતાનાં પત્રો 'સંબદ કૌમુદી' અને 'મિરાત-ઉલ-અકબર' મારફત જ્ઞાનનો ફેલાવો કરવા માંડયો. તેણે બંગાળી ભાષામાં વ્યાકરણ, ભૂગોળ, ભૂમિતિ અને ખગોળશાસ્ત્ર પર ચોપડીઓ લખી. તેણે ઇંગ્લાંડથી આવતા કેળવણીકારોને મદદ કરી અને પોતે એંગ્લો-હિંદુ શાળા સ્થાપી. આમાં વોલ્તેર અને યુકલિડ પણ શીખવાતાં અને યંત્રશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર પણ શીખવાતાં. આ પછી તેણે ૧૮૨૫ માં વેદાંત કૉલેજની સ્થાપના કરી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ ભેગી કરવાનો પ્રયત્ન કર્યો.

રામમોહન રાજકીય ક્ષેત્રમાં પણ ઓછો રસ નહોતો લેતો. '૨૩માં પ્રેસ ઓર્ડિનન્સ પસાર થયો. રામમોહને તેનો નીડરતાથી વિરોધ કરી કલકત્તાના આગેવાન શહેરીઓની સહી સાથે એક વિરોધપત્રક મોકલ્યું. '૨૭માં 'જ્યુરી એક્ટ'થી બ્રિટિશોએ જ્યારે ન્યાયપદ્ધતિમાં ધાર્મિક ભેદ જાહેર કર્યો ત્યારે રામમોહને તેનો તરત વિરોધ કર્યો.

સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં આટલી બહોળી પ્રવૃત્તિ કરનાર ધાર્મિક ક્ષેત્રમાં કાંઇ ન કરે એ કેવી રીતે બને ! વીસમી ઑગસ્ટ ૧૮૨૮ ને દિવસે તેણે બ્રહ્મોસમાજની સ્થાપના કરી વિશ્વના બધાં માનવીઓ માટે એક ઇશ્વરને પૂજવાનો માર્ગ ખુલ્લો કર્યો.

તેર વર્ષો સુધી સેવેલી ઇંગ્લાંડ જવાની રામમોહનની ઇચ્છા આખરે ફળી. દિલ્હીના બાદશાહ અકબર બીજાને બ્રિટનના રાજા સમક્ષ કેટલાક વાંધા રજૂ કરવા હતા. આવા કામને માટે રામમોહનથી વધુ લાયક કોણ હોઇ શકે ? પંદરમી નવેમ્બર ૧૮૩૦ ને દિવસે કલકત્તાથી ઊપડી તેણે અઢારમી એપ્રિલ'૩૧ ને દિવસે લીવરપૂલ બંદરે પગ મૂક્યો. આમ તેણે સૌથી પહેલું પરદેશગમન કર્યું

ત્યાં તેને માટે કામ તૈયાર જ હતું. જુનવાણી હિંદુઓએ સતી એક્ટ રદ કરવા પ્રયત્નો આદર્યા. રામમોહને તેને નિષ્ફળ બનાવવા પ્રયત્ન આદર્યા. છેક કલકત્તાથી પોતાની તરફેણમાં કેટલીય સહીઓ કરાવી પાર્લામેન્ટ સમક્ષ અરજી મૂકી. આખરે સતી એક્ટ કાયમ રહ્યો. રામમોહનનો વિજય થયો.

ઇંગ્લાંડ રહી, તે એવી આંતરરાષ્ટ્રીય વ્યક્તિ બની ગયો કે, તેને ઠેકઠેકાણે માન મળવા માંડ્યું. ઇસ્ટ ઇંડિયા કંપનીએ તેના માનમાં એક મેળાવડો યોજ્યો. ચોથા જ્યોર્જના રાજ્યાભિષેક વેળા તેને પરદેશી એલચીઓની હરોળમાં સ્થાન મળ્યું. રોયલ એશિયાટીક સોસાયટી અને બ્રિટિશ એન્ડ ફોરેન યુનીટેરિયન સોસાયટીએ તેમના વાર્ષિક સમારંભમાં ભાગ લેવા આમંત્રણ આપ્યું. ૧૮૩૨માં ફ્રાન્સની મુલાકાત વેળા ત્યાંના રાજા લૂઇ ફીલીપે તેને મુલાકાત આપી સાથે જમવાનું નિમંત્રણ આપ્યું.

પણ જિંદગીભર ઝૂઝેલો એ દેહ હવે આરામ માગતો હતો. '૩૩ના સપ્ટેમ્બરની શરૂઆતમાં તે માંદો પડ્યો અને ૨૭ મી સપ્ટેમ્બર ૧૮૩૩ને દિવસે બ્રિસ્ટોલ મુકામે સ્ટેપ્લટન ગ્રુવના મકાનમાં તેણે દેહ છોડ્યો.

ઇંગ્લાંડમાં વસતા હિંદુઓએ તેની કબર પર સમાધિ ચણાવી સંતોષ માન્યો. અને આપણે.......!

— કેતન મુનશી



## જતીન્દ્રનાથ દાસ

"વણગાયાં કયમ વિસરીએ, બહુમૂલાં બલિદાન,
ગાશું ઘરઘર ઘૂમતાં એનાં અર્પણ ગાન.
ગાઓ રે બેનડી વીરને બારણે
ગાઓ રે માવડી પુત્રને પારણે
બંદિજન ગાઓ બિરદાઈ રામરાગણે
ભક્તજન ગાઓ મંદિરને બારણે !"

જે વીરનાં સંભારણાં ગુજરાતમાં મેઘાણીએ ગાયાં એ વીર જતીન્દ્રનાથ દાસની આત્મબલિદાનની ગાથા હિંદના ઘરે ઘરમાં ગવાઈ હતી. એ વીરલાનાં સંભારણાં સંભારીને ક્યા દેશાભિમાની [illegible] પ્રેરણા નહિ પીધી હોય !

જતીન્દ્ર હજુ તો બાળક હતો ત્યારે એને શાહી સરકારના બંદીવાન બનીને જેલયાત્રા કરવી પડી હતી. એ હતી ગાંધીજીની અસહકારની પહેલી ચળવળ. ત્યારબાદ ૧૯૨૧ માં એક માસ, ૧૯૨૨ માં ત્રણ માસ, એમ નાની મોટી અનેક પ્રજાકીય લડતો વેળા એને જેલના સળિયા પાછળ ધકેલાવું પડ્યું હતું.

જતીન્દ્રે રાજકીય ક્ષેત્રે નાની વયમાં જ ઝુકાવી દીધું હતું, પ્રજાકીય આંદોલનોમાં મોખરો સંભાળ્યો હતો. દક્ષિણ કલકત્તા કોંગ્રેસ સમિતિના સહાયક મંત્રીપદની જવાબદારી, યુવાન વયે જ એણે પોતાને શિરે લઇ લીધી હતી.

એ સમય ભગતસિંહયુગ હતો. બંગાળ ને પંજાબના યુવાનોએ માથાં હાથમાં લઈને, બ્રિટિશ સલ્તનતના પાયા ઉખેડી નાખવા કેસરીઆં કર્યાં હતાં. હિંદની સારી યે ભૂમિ સમરાંગણમાં ફેરવાઇ ચૂકી હતી. કોઈ પણ પળે ગમે ત્યાં ધડાકા થવાના ભણકારા શાહી સલ્તનતના મનમાં પડઘા પાડતા હતા. આવી ઘડીએ જતીન્દ્રનાથ પાછળ કેમ રહી શકે ? એણે આ કેસરીઆં યુદ્ધમાં પણ મોખરો સંભાળ્યો. ભગતસિંહ ને એના સાથીઓને બોમ બનાવવાની રીતો શીખવનાર આ જતીન્દ્ર હતો. ૧૯૨૫ માં એને પકડવામાં આવ્યો. કાકોરી કાવત્રાંના આરોપ નીચે ખટલો ચલાવાયો. પણ સરકાર એના ઉપરનો આરોપ પૂરવાર કરવામાં નિષ્ફળ નીવડી. પણ સરકારની કડવી નજર એને છોડે એમ ન હતી. અને એને ફરીવાર બંગાળ–ઓર્ડીનાન્સ નીચે પકડીને ઢાકાની જેલમાં પૂરવામાં આવ્યો. ૧૯૨૭ માં એનો છૂટકારો થયો.

ફરી વાર, લાહોર કાવત્રાં કેસમાં જતીન્દ્રનાથ દાસને સંડોવવામાં આવ્યો. ૧૯૨૯ માં જુનની ૧૪ મીએ કલકત્તામાંથી એની ધરપકડ કરવામાં આવી હતી.

જુલાઇની ૧૩ મીએ, ભગતસિંહના સાથીઓની દોરવણી હેઠળ જતીન્દ્ર સમેત લાહોરની બંને જેલના ૧૩ જેટલા રાજદ્વારી કેદીઓ અપવાસ પર ઉતર્યા. રાજદ્વારી કેદીઓના જેલમાંના કાયદેસરના અધિકારો માગવા માટે આ ચળવળ શરૂ કરવામાં આવી હતી. આ અપવાસની લડત તોડી પાડવા સરકારે પૂરી બળજબરી વાપરી. કેદીઓના હાથ પગ પકડીને મોઢામાં દૂધ યા ખોરાક નાખી દેવાની કોશીશો થતી. જતીન્દ્રનાથના મોંઢા ને નાકમાં રબરની નળી નાખવામાં આવી અને એ વાટે ગળામાં દૂધ નાખવામાં આવ્યું. આ અમાનુષી વર્તાવના પરિણામે જતીન્દ્ર બેહોશ બની ગયો. એને ઈસ્પીતાલમાં ખસેડવો પડ્યો ને મુકદ્દમાનો દિવસ મુલતવી રાખવો પડ્યો.

કેદીઓના ઉપવાસ છોડાવવાની સરકારની બધી કારવાઈઓ નિષ્ફળ નિવડી.

લાહોર જેલોની કેદીઓની ચળવળને ટેકો આપવા ફિરોજપુર જેલ, બારીસાલ જેલ, રાયપુર (મધ્યપ્રાંત) જેલના રાજદ્વારી કેદીઓ પણ ઉપવાસ પર ઊતર્યા હતા. આ અનશનોની આ પરંપરાના સમાચારો વીજળીવેગે સારાયે હિન્દમાં ફેલાઈ ગયા. કોંગ્રેસની કારોબારી બેઠકમાં પણ આ અનશનને ટેકો અપાયો, અને સારાયે દેશે "સહાનુભૂતિ દિન' પાળ્યો. સરકાર ગભરાઈ. પંજાબના ગવરનરને જેલ અધિકારીઓની મુલાકાત લેવી પડી. મધ્યસ્થ સરકારને, જેલોમાંના રાજદ્વારી કેદીઓની સ્થિતિનો અભ્યાસ કરીને ભલામણો કરવા માટે પ્રાંતીય જેલસમિતિઓ નીમવાની જાહેરાત કરવી પડી. ૨જી સપ્ટેમ્બરે બધા કેદીઓએ ઉપવાસ છોડયા. પણ જતીન્દ્રનાથ દાસે ઉપવાસ જારી રાખ્યા. છેવટે, જેલસમિતિએ દાસને છોડી મૂકવાની સરકારને ભલામણ કરી. પણ સરકારે જતીન્દ્રને ન છોડવાની જીદ પકડી. જતીન્દ્રની સ્થિતિ દિવસે દિવસે ગંભીર બનતી જતી હતી. જીવવાની આશા રહી ન હતી શરીરનું લોહી એના હૃદયની આસપાસ જ ફરી શકતું. એની આંખોને ય ઝાંખપ લાગવા માંડી હતી. છેવટે સરકારે, જતીન્દ્રને જામીન પર છોડવાનું કબૂલ કર્યું. પણ જતીન્દ્રને બીનશરતી છૂટકારા સિવાય બીજું કંઈ માન્ય ન હતું. એ વિરલાનાં પિતાએ પણ પોતાના દીકરાને આવી શરતે ન છૂટવાની ભલામણ કરી. બીજી બાજુથી, ભગતસિંહ ને તેના જેલ સાથીદારોએ સરકાર પર દબાણ લાવવા ચળવળ ઉપાડી. બધા કેદીઓ ફરીથી ૬ ઠી સપ્ટેમ્બરે ઉપવાસ પર ઊતર્યા.

સરકારનો ઘમંડ ઘવાયો હતો. બીજી તરફથી સરકારને એના જક્કી વલણ સામેનો સારાયે દેશનો વિરોધ ડરાવતો હતો. છેવટે સરકાર તરફથી બે બનાવટી જામીન આપનારા ઊભા કરવામાં આવ્યા પણ જતીન્દ્રે કોઈ પ્રકારની જામીનગીરી પર છૂટવાનો ઇન્કાર કર્યો.

બાસઠ દિવસને અંતે એનું શરીર પડયું. મૃત્યુના મુખના એ બાસઠ દિવસો ! એ શાંત અને નિશ્ચલ ચરિત્ર ! માતૃભૂમિની સ્વતંત્રતા કાજે સ્વહસ્તે આપેલું બલિદાન ! એ શહીદી ! અને એ ૧૩મી સપ્ટેમ્બર ૧૯૨૯ નો દિન !

– અનિલ કોઠારી

# શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન

## ભાવનગર

( એક ટૂંક પરિચય )

[ ભાવી નાગરિક તરફની આપણી જવાબદારીઓનું પ્રથમ વ્યાપક ભાન કરાવનાર અને એમાં કાર્યારંભ કરનાર દક્ષિણામૂર્તિને અંજલિ—

• બાળશિક્ષણના ક્ષેત્રમાં પશ્ચિમે કરેલ, મોન્ટીસોરી, ડાલ્ટન જેવા અખતરાઓને હિંદી વાતાવરણને અનુકૂળ બનાવ્યા. •

ગુજરાતી ભાષામાં બાળકોના માનસશાસ્ત્ર વિષે સાહિત્ય ઊભું કર્યું, કે જેની અસર આજે પણ લખાતા એ મોટાભાગના લેખો પરથી ભુંસાઈ નથી. •

બાળકના વ્યક્તિત્વનો આમજનતા પાસે સ્વીકાર કરાવ્યો. તેને પરિણામે આજે બાળકો પ્રત્યે ઉદાર વર્તન પ્રચલિત થતું જાય છે. •

ગુજરાતી ભાષામાં, બાળકો માટે ખાસ બાલ સાહિત્યનો પાયો નાંખ્યો. ]

આપણા રાષ્ટ્રઉત્થાનમાં કામ કરી રહેલાં અનેક બળાબળોનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે ગુજરાત-કાઠિયાવાડમાં કાર્ય કરી ગયેલ આ કેળવણીની સંસ્થાનો યોગ્ય પરિચય આપણને આપણા કેળવણીના ઈતિહાસમાં જરૂર એક ઉજળું પાનું દેખાડી જાય છે.

પ્રજામાં જેમ જેમ જાગ્રતિ વધતી ગઈ અને પ્રજામાં જેમ જેમ નવા વિચારોના પ્રવાહોએ નવી નવી ભાવનાઓ મૂર્તિમંત કરી તેમ તેમ દક્ષિણામૂર્તિ સંસ્થાએ એ બધાનો પડઘો પાડયો. શરૂઆત એ રીતે થઈ, અને પછી તો એ સંસ્થાએ જ એવા વિચારોના પ્રવાહો અને ભાવનાઓને પ્રજામાં ધોધમાર રેડવાનું કાર્ય આરંભી દીધું.

આજથી ત્રીશેક વર્ષ પહેલાં ભાવનગર જેવા દેશી રાજ્યના શહેરમાં, બાળકોને માત્ર ધાર્મિક સંસ્કારોનું સિંચન કરાવી પૂરેપૂરા ધાર્મિક વાતાવરણમાં ઉછેરવાનો એ પ્રયાસ હતો. સ્વ. હરગોવિંદદાસ અજરામર પંડયા અને શ્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ ( હાલના આંબલાના શ્રી નાનાભાઈ ભટ ) એ આ સંસ્થાના આદ્ય સ્થાપકો. ભીલખાના સ્વ. શ્રીમન્નથુરામ શર્માના એ બંને પાકા શિષ્યો. એમની મદદ અને આશીર્વાદથી, વિદ્યાર્થીઓને સારા સંસ્કાર અને સારી કેળવણી આપવા માટેની શરૂઆત કરવાના આ પ્રયાસો. ભાડૂતી ધર્મશાળામાંથી શરૂઆત કરી, આજે પથરાયેલાં અનેક મકાનોની હારમાળા એના વિકસેલાં સ્વરૂપની બાહ્ય સાક્ષી પૂરે છે.

સારી કેળવણી આપવી એ શરૂનો આદર્શ. એ માટેનાં સાધનો અને વિચારસરણી જૂની જ હતી. વખત જતાં એ આદર્શોને વધુ ને વધુ સમજવાના પ્રયાસોમાં, સંસ્થામાં જ્યારે સ્વ. ગિરજાશંકર ભગવાનજી બધેકા ( ગિજુભાઈ

અને શ્રી હરિશંકર દુર્લભજી ત્રિવેદી ( હરભાઈ ), જોડાયા ત્યારથી સંસ્થાએ ફદમે ને ઝુસકે પ્રગતિ કરી.

કેળવણીના આદર્શો બદલાઇ ગયા. માત્ર શિક્ષણને ખાતર શિક્ષણ નહિ, પણ જીવનની સર્વાંગી કેળવણીનો પ્રબંધ થાય તો જ એ મનુષ્ય ઘડતરમાં યોગ્ય ફાળો આપે એ વિચારે જ સંસ્થામાં, પૂર્વપ્રાથમિક, પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની શરૂઆત થઇ એમાં પણ નવી દૃષ્ટિ આવી જ હતી. મૂળમાં છાત્રાલય તો હતું જ. બાળક કે વિદ્યાર્થીને સ્વતંત્ર વ્યક્તિત્વ છે. એ વિકસવાની પૂરી શક્તિ ધરાવે છે જ. એને વિકાસને અનુરૂપ એવું વાતાવરણ રચી આપવું એ જ સાચા શિક્ષકનું કામ છે એ વસ્તુ એમને સમજાઇ અને પ્રજા સમક્ષ એ વસ્તુ એમણે પ્રત્યક્ષ વ્યવહારથી અને પુસ્તકોથી ધરી પણ દીધી. માર, લાલચ, ભય, ઇનામ વગેરે બાહ્ય ઉપાયો અજમાવવાથી, સમાજમાં વિકૃતિઓ ઊભી થાય છે એ વસ્તુ એમની સમજણના મૂળમાં હતી.

આ બધી જ વિચારધારાઓ એમના પ્રકાશન મંદિર મારફત ગુજરાત કાઠિયાવાડને મળી છે. એમણે ચલાવેલાં અધ્યાપન મંદિરો મારફત અનેક નવી દૃષ્ટિ પામેલા શિક્ષકો આજે ગુજરાત કાઠિયાવાડમાં ઠેરઠેર કેળવણીની નાની મોટી સંસ્થાઓ ચલાવે છે. બાળકો તરફની સમૂળગી દૃષ્ટિ બદલાવીને એ સંસ્થાએ પ્રજાની એક જબરી સેવા બજાવી છે.

જેમ પરદેશની ઓક્સફર્ડ, કેમ્બ્રીજ કે હેરો યુનિવર્સીટીઓમાંથી નીકળેલ ગમે તે વિદ્યાર્થી હોય પણ એ યુનિવર્સીટીની અમુક ચોક્કસ ખાસિયતો લઈને જ બહાર પડે છે અને જીવનભર એની ખાસિયતો એનામાં પ્રતિબિંબિત થાય છે, તે જ રીતે દક્ષિણામૂર્તિએ પોતાના આયુષ્યમાં આ જાતનો એક ચોક્કસ આદર્શ ઊભો કર્યો હતો. વિદ્યાર્થીઓ ગમે તે જાતના હોય, અને સંસ્થા છોડયા પછી જીવનના ગમે તે ક્ષેત્રમાં એ જતા, છતાં ય દક્ષિણામૂર્તિના અમુક ચોક્કસ સંસ્કાર એમનામાં પ્રતિબિંબિત થતા જ. એ વસ્તુના મૂળમાં સંસ્થામાં એક વિશાળ કુટુંબ ભાવના ઊભી કરી શકાઇ હતી એ જ વાત તરી આવે છે.

આ સિવાય સંસ્થાની પ્રજાસેવાનું કાર્ય તે છાત્રાલયોને નવો આદર્શ અને નવું સ્વરૂપ આપ્યું તે.

આજથી ત્રીસ વર્ષ પહેલાં છાત્રાલયો એ માત્ર વીશીનું કામ કરતાં. એમાં વિદ્યાર્થીઓની કેળવણીનો પ્રશ્ન ઉપસ્થિત થતો નહિ. દક્ષિણામૂર્તિએ પોતાનું છાત્રાલય ઊભું કરીને એને એક આદર્શ કેળવણીની સંસ્થા કરીને એને એક આદર્શ કેળવણીની સંસ્થા કરીને દેખાડી. છાત્રાલય એ ઘર નથી અને છતાં ઘરની અવેજીમાં કામ કરતી એવી એક વિદ્યાર્થીઓની સર્વાંગી કેળવણીને માટે સરળતા કરી આપતી એક સંસ્થા છે એ વસ્તુને વ્યવહારમાં અને સિદ્ધાન્તમાં સિદ્ધ કરી બતાવ્યું.

સંસ્થાએ ચલાવેલાં ત્રૈમાસિક 'શ્રી દક્ષિણામૂર્તિ', માસિક 'શિક્ષણ પત્રિકા' ( જે હજી ય તે મુંબઇમાંથી દ. મૂ. નાં જૂનાં કાર્યકર શ્રી તારાબેન મોડક ચલાવે છે ) અને 'છાત્રાલય' એ સંસ્થાના વિવિધ વિભાગોમાં થયેલા પ્રયોગોના નોંધાયેલા કેટલાય શૈક્ષણિક સિદ્ધાન્તો અને વ્યવહારોના લેખોનો સંગ્રહસંપુટ છે.

આટલું થયું છાત્રાલય પૂરતું. વિનયમંદિર( હાઇસ્કૂલ–માધ્યમિકશાળા )માં પણ મુંબઇની યુનિવર્સીટીએ જ્યારે માધ્યમિક શિક્ષણમાં કોઈપણ જાતના ફેરફાર કરી શકાય તેનો વિચાર સરખો યે કર્યો ન હતો એ વખતે દક્ષિણામૂર્તિએ પોતાના માધ્યમિક શિક્ષણમાં નવી જ દષ્ટિએ, નવેસરથી શિક્ષણની પદ્ધતિઓમાં અને વિષયોના અભ્યાસક્રમોમાં પરિવર્તન આણ્યું હતું. જે ડોલ્ટન પદ્ધતિ કહેવાય છે તેનું સંપૂર્ણ આયોજન ત્યાં થયું હતું.

પૂર્વપ્રાથમિક એટલે કે બાલમંદિરોનો ચીલો તો એનો સાવ સ્વતંત્ર જ હતો. મોન્ટેસોરી પદ્ધતિનો સાવ જ સ્વતંત્ર રીતે અભ્યાસ કરી, આપણા દેશને અનુકૂળ રીતે બાળકો આગળ તેની રજૂઆત કરી, એના સિદ્ધાન્તો અને વ્યવહારનો પ્રયોગ અજમાવી, પ્રજા સેવામાં એને માટે શિક્ષકો તૈયાર કરી ગુજરાતભરમાં એનો ફેલાવો કર્યો એ પણ દક્ષિણામૂર્તિ સંસ્થાનો એક જબરો ઉમેરો જ છે.

સાચી કેળવણીની સંસ્થાએ હંમેશને માટે કોઈપણ સરકારથી સ્વતંત્ર રહેવું જોઈએ. ભલે પછી એ સરકાર સ્વરાજ્ય સરકાર હોય કે પરદેશી સરકાર. કંઇક આવા જ આદર્શવાળી આ સંસ્થાનું આયુષ્ય માત્ર ૨૫ વર્ષનું રહ્યું. ભર યુવાવસ્થામાં જ એ ખતમ થઇ ગઇ.

આજે એનો એક વિભાગ દક્ષિણામૂર્તિ બાલમંદિર ચાલી રહ્યો છે.

શ્રી નાનાભાઇના શબ્દોમાં સંસ્થા મરી નથી જ. એનો નવો વિભાગ ગ્રામ દક્ષિણામૂર્તિ તરીકે આંબલામાં કામ કરી રહ્યો છે. પણ એ તો એના નવે અવતારે અને નવે રૂપે નવા ક્ષેત્રમાં કાર્ય વિસ્તાર કરી રહેલ છે. અલબત્ત એમાંથી એક નવા ક્ષેત્રમાં નવા પ્રકારની આપણે રાહ જોઈએ જ. છતાં જે પરિપાક આપણે એના જૂનાં કાર્યોમાંથી મેળવ્યો હતો તેની ખોટ તો આપણને સાલ્યા જ કરશે.

આપણા રાષ્ટ્રઉત્થાનમાં ભાગ ભજવતાં આવાં બળો કોઈ કમનસીબ બનાવોનો ભોગ બની સમગ્ર રાષ્ટ્રની સંપત્તિને નુકશાન ન કરી બેસે એની તકેદારી આપણી ભાવિ સરકાર રાખે એમ આપણે જરૂર ઇચ્છીએ.

– ચં.

★

# શ્યાવક્ષ ચાવડા

ગુજરાતના ચિત્રકારોમાં શ્રી. શ્યાવક્ષ ધનજીભાઈ ચાવડાનું નામ દિવસે દિવસે મોખરે આવતું જાય છે. પોતાની ધરતીથી અળગી પડી, બંગાળ શૈલીની નિર્જીવ નકલ કરતી ગુજરાતી ચિત્રકળામાં તેમણે નવું જોમ પૂર્યું છે.

સન ૧૯૩૦ થી ૧૯૩૬ સુધી તેમણે મુંબઈની જે. જે. સ્કુલ ઑફ આર્ટમાં અભ્યાસ કર્યો. તેમના કસબથી આકર્ષાઈ તેમને સર રતન તાતા ચેરિટિ ટ્રસ્ટ અને એવાં જ બીજાં ફંડો તરફથી શિષ્યવૃત્તિઓ આપવામાં આવી અને તેઓ યુરોપમાં ચિત્રકલાના વધારે અભ્યાસ કરવા માટે રવાના થયા. ત્યાં તેમણે ડી. એફ. એ. ની ડીગ્રી મેળવી લંડનની પ્રખ્યાત સ્લેડ સ્કુલમાં તેમણે પ્રો. રંડોલ્ફ શ્વાબેના હાથ તળે તાલીમ લીધી. ત્યાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ બે વર્ષમાં પૂરો કરનાર એ પહેલા જ હિંદી વિદ્યાર્થી હતા. તેમણે એક રશિયન ચિત્રકાર શ્રી. વ્લેડિમાર પેલુનિન પાસેથી રંગભૂમિની પાર્શ્વભૂમિ આધુનિક રીતે શણગારવાની કળા પણ શીખી છે.

વિલાયતથી કસબ શીખીને તો આવ્યા પણ તેમાં પ્રાણ પૂરવા બાકી હતા. હિંદ પાછા ફર્યાબાદ તેમણે સ્વદેશની મુસાફરી શરૂ કરી. જાતજાતના હિંદવાસીઓના મ્હોં, આકાર, જીવનના અનુભવો, રીતરિવાજો તેમની ચિત્રપોથીમાં નોંધાયા. આજે એ ભરચક પોથીઓમાંથી ગુજરાતના હરખ-શોકનાં દર્શન થાય છે.

લોકજીવનમાંથી મેળવેલ પ્રેરણાને તેમણે ચિત્રમાં ઉતારવા માટે જાત-જાતના અખતરાઓ કર્યા છે, કરે જાય છે. કોઈ કોઈ વખત તેઓ સત્યની કટુતાથી દૂર નાસી જતા દેખાય છે. અને ચિત્રાકૃતિઓની પ્રેક્ષક સાથેની વણ-દેખી કડી તૂટતી જણાય છે. પણ લોકજીવનમાંનો રસ, ત્યાંથી ફરી પાછો તેમને સત્ય જીવન તરફ ઘસડી લાવે છે.

મુંબઈમાં તેમણે ત્રણ પ્રદર્શનો ભર્યાં છે—તાજમહેલ હોટલમાં બે વખત (૧૯૪૫–૧૯૪૭) અને સિલ્વર ફીશ કલબ. (૧૯૪૬)માં તાજેતરમાં પેરિસમાં હિંદી કળા પ્રદર્શન ભરાયું હતું તેમાં પણ તેમનાં ત્રણ ચિત્રોને સ્થાન મળ્યું હતું.

શ્યાવક્ષભાઈમાં આશાસ્પદ મેવા છે. આજનો તેમનો સંકુચિત પ્રેક્ષકવર્ગ જેમ જેમ વિશાળ બનતો જશે તેમ તેમ ગ્રામજીવનના ઘબકારા તેમની પીંછીને વધારે ખીલવશે એ વાત નિર્વિવાદ છે.



—શાંતા ગાંધી

# સુખદુ:ખની રોજનીશી

૧૫ મી ઓગસ્ટ! આ દિવસને સારા યે ગુજરાત અને કાઠિયાવાડની જનતાએ અપાર આર્થિક સંકટો વચ્ચે ય હર્ષભેર માણ્યો છે. આ દિને આપણી અમર જનતાની પ્રચંડ તાકાત તથા લોકશાહી ભાવનાનું દર્શન થયું છે.

અમદાવાદમાં હિંદુ-મુસ્લિમ બિરાદરીની જ્યોત ફરીથી ઝળકી ઊઠે છે. "હિંદુ-મુસ્લિમ એક હૈં" નાં સૂત્રો ગજાવતાં હિંદુ-મુસ્લિમ સરઘસો-શહેરના તમામ લત્તાઓમાં ઘૂમી વળે છે. વસંત-રજબઅલીની શહીદીના સ્થાન પર આવી હિંદુ-મુસ્લિમો એક બીજાને ભેટે છે. ખાડીઆ ગેટ પાસે મુસ્લિમ લત્તામાંથી આવેલાં એક ટોળાંને હિન્દુઓ તરફથી પાણી પાવામાં આવે છે અને ત્યારે ગાંધીજી ઉપર કલકત્તાના મુસ્લિમોએ ગુલાબજળ વરસાવ્યાના સમાચારથી કોમી બિરાદરીની જ્યોત ખૂબ જ ઝળહળી ઊઠે છે.

આઝાદી દિનને પ્રસંગે વલસાડમાં એક ખૂબ જ પ્રેરક બનાવ બને છે. શહેર મ્યુનિસીપાલીટીના આશ્રયે એક મ્યુનિસીપલ સભ્ય અને નામચીન કોંગ્રેસી કાળાબજારીઆના પિતાનું સ્મારક ખુલ્લું મૂકવા માટે જાહેર સભા મળે છે. પરંતુ આજનો દિન તદ્દન જુદો હતો. આઝાદીની ભાવનામાં મસ્ત બનેલી જનતાએ આ જાણીતા કાળાબજારીઆના નામે સ્મારક ખુલ્લું મૂકવા સામે વિરોધ જગાવ્યો. જનતાએ સ્મારકને શહીદીનું સ્મારક બનાવવાની હઠ પકડી. ખૂબ જ ઉહાપોહ થયો; પણ મ્યુનિસિપાલીટીએ જનતાના પ્રખર વિરોધ સામે નમવું પડયું. જનતાની લોકશાહી ભાવનાનો વિજય થયો.

ત્યારે પ્રગતિશીલ કહેવાતા વડોદરા રાજ્યે ખાનગી સરક્યુલર કાઢી રાજ્યના નોકરોને આઝાદીના ઉત્સવોમાં ભાગ લેવાની મનાઈ ફરમાવી હતી. ઉત્સવ નિમિત્તે ૧૦ હજાર રૂપિયાનો ખર્ચ કરવાની મ્યુનિસિપાલીટીની દરખાસ્તને ઠુકરાવી દીધી. રાજ્યનાં મકાનો જ નહિ પણ મ્યુનિસિપાલીટીનું મકાને ય રોશની વિના રહ્યું!

મુંબઈ સરકારે મૂકેલી જમણની છૂટનો પણ ગેરઉપયોગ થાય છે. યુદ્ધ દરમ્યાન લખલૂંટ કમાયેલા નફાખોરો અનાજનો અવિચારી ઉપયોગ કરે છે. કાળાબજારીઆઓએ ઘઉં અને ચોખાના ભાવો એક જ દિવસમાં વધારી મૂકે છે. કપડવંજમાં ઘઉંના ભાવ ૩૦ ના ૪૦ થાય છે

તે દિવસે અમદાવાદના ખાસ બજારના ફૂટપાથ પર બેસી એક પાગલ ફકીર બોલતો હતો "ઇતને પૈસે બરબાદ કરતે હો લેકિન કોઈ ગરીબકો ખીલાતે નહિ" એને એના પેટની વરાળ હતી.

... ત્યારે કામદારોનું એક સરઘસ "જનતાકા અબ રાજ બનાવો, અબ હમ ભૂખે નહિ મરેંગે, કાલાં બજાર ખતમ કરો"નાં સૂત્રો પોકારતું જતું હતું.

*

ટગાવી ટગાવીને પણ છેલ્લાં થોડા દિવસોથી મેઘરાજાએ ગુજરાત-કાઠિયાવાડ પર કૃપા કરી છે; અને આશાની વીજળી ચમકી છે. છતાં ય અનાજની કારમી પરિસ્થિતિમાં કાંઈ ફેર પડ્યો નથી.

**જેસર ( કુંડલા ):** કાળા બજારમાં બાજરાના ૧૫ અને ઘઉંના ૨૦ રૂપિયા ભાવ બોલાય છે. માંદગી અંગે અપાતી ખાંડ પણ બે માસથી બંધ થઈ છે. વાવણી પૂરતો વરસાદ થયો પણ ખપેડીનો ઉપદ્રવ છે.

**કોડીનાર ( ગાયકવાડ ):** બાજરાનું વાવેતર કરવા મોટા ભાગના ખેડુ પાસે બિયારણ નથી. મહાલ કચેરીએ લેવા જાય છે. ત્યારે તેમને ના પાડવામાં આવે છે.

બાબરા અને આજુબાજુનાં ગામડાંમાં અસહ્ય અનાજ સંકટ ફેલાયું છે. એક વેપારીએ ખૂબ ઉંચા ભાવ માંગવાથી ભૂખ્યા ટોળાએ "અનાજ આપો"નો પોકાર પાડ્યો હતો. પોલિસ બોલાવવામાં આવી હતી. અને પોલિસે અમાનુષી લાઠીમાર ચલાવ્યો હતો તેમાં સગર્ભા સ્ત્રી પણ હતી. ત્રીસથી વિશેષ માનવી ધરણી પર ઢળ્યાં હતાં.

**વઢવાણમાં સેવાસઘ તરફથી દરરોજ આશરે ૨૦૦ માણસો લાભ લે એવું એક ભોજનાલય ખોલવામાં આવ્યું છે.**

**સેદરડા ( ખુંટવડા ):** પુના પંચોલી નામના એક ઉભડને તેના કાર્ડ પર ૧૫ શેર જુવાર મળતી હતી. તેને બદલે કાર્ડમાં ૧૫ શેર લખી ૧૦ શેર જુવાર આપવામાં આવેલી. કોઈ પાસે કાર્ડ વંચાવી પંચોલી સમિતિની નવી દુકાને બાકીની ૫ શેર જુવાર લેવા ગયેલો પણ ત્યાં તેને જુવાર આપવાને બદલે માર મારી પટકી પાડવામાં આવેલો !

*

જુનાગઢમાં પોલિસરાજ જામ્યું છે. ખાનગી સભા પર પણ મનાઈ હુકમ ફરમાવવામાં આવ્યો છે પ્રજાને પૂછ્યાગાછ્યા વિના નવાબે પાકિસ્તાન સાથે જોડાવાનું આપખુદ પગલું ભર્યું છે. હિંદી સંઘ અને પાકિસ્તાન વચ્ચે દુશ્મનાવટ ઊભી કરવાનો આ તરીકો નહિ તો બીજું શું ?

વિરમગામ સ્ટેશને મારવાડ જતી એક બાઈ ઉપર સ્ટેશનના અમલદારોએ અત્યાચાર ગુજાર્યો છે.

વઢવાણ કેમ્પના મજૂરોની લાંબી ચાલેલી મિલ હડતાળનો વિજયી અંત આવ્યો છે. કામના ૧૦ાા કલાકને બદલે ૯ાા થયા છે.

પાલનપુર અને રાજપુર રાજ્યોમાં અનાજની દુકાનો લુંટાઈ છે.

વઢવાણમાં એક ભૂખે મરતી બાઇ પોતાનાં બે બાળકોના ભૂખમરાને જોઈ નહિ શકવાથી તેમને રસ્તે છોડી ચાલી ગઈ હતી.

ભાવનગરનાં ગામડાંની કાપડ સમિતિઓ કાળાં બજારનું સાધન બની બેઠી છે, અને ખુલ્લાં ખુલ્લાં કાળાં બજાર ચાલે છે. ગામડાંની ગરીબ પ્રજા શહેરમાં કાર્યની ઇતિસમાપ્તિ ગણતા કાર્યકરોની રાહ જુવે છે.

સ્થળેસ્થળની આ હકીકતો ઉપરાંત, પોરબંદર, અમરેલી વગેરે સ્થળોમાંથી સિંધ માટે ભંગીઓને વધુ પૈસાની લાલચે કોન્ટ્રાક્ટથી બાંધી લઈ જવાના પ્રયત્નોના, નાની તાલુકશાહીનાં પ્રગતિ વિરોધી જૂથો રચવાના તથા ગાયકવાડી લશ્કર ઠીક ઠીક સંખ્યામાં કાઠિયાવાડમાં રખાયાના અહેવાલો પણ મળતા રહે છે. વિનીત નેતાઓ તડજોડ અને સત્તાના લોભમાં ખેંચાતા હોય અને ઉદ્દામ કાર્યકરોને દબાવી દેવાના પ્રયત્નો થતા હોય એમ પણ ઠેર ઠેરની ખબરો સૂચવે છે. અનેક ભાગ્યથી કમતાકાત બનેલી જનતા એ જ ભાંગલાનો લાભ ઉઠાવતાં કાળાં બજાર નીચે રહેંસાઈ રહી છે.

– ચંદ્રકાન્ત

# મળેલું સાહિત્ય

## સાત કિતાબો

- વોલ્ગાથી ગંગા : મૂળ લેખક : મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન; અનુવાદક: ચંદુલાલ વ. ભટ્ટ, પ્રકાશક: લોકપ્રકાશન ગૃહ, મુંબઈ–૪, પૃષ્ઠ : ૪૭૫. મૂલ્ય રૂ. ૬.
- લોકસાહિત્યનું સમાલોચન : વ્યાખ્યાતા, ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક મુંબઈ વિદ્યાપીઠ; પ્રાપ્તિસ્થાન: એન. એમ. ત્રિપાઠી કું, મુંબઈ, ૨; મૂલ્ય: રૂા. ૨ા; પૃષ્ઠ: ૨૫૭.
- છેલ્લું પ્રયાણ : લેખક : ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, પો. બો. ૭૩, અમદાવાદ; પૃષ્ઠ: ૧૭૮; મૂલ્ય: ૨ા
- કાળચક્ર : લેખક : ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ પો. બો. ૭૩, અમદાવાદ; પૃષ્ઠ: ૧૬૮; મૂલ્ય : રૂ. ૨:
- સ્વાતંત્ર્ય પ્રભાત : લેખક નાથાલાલ દવે; પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર, જોરાવરનગર (કાઠિયાવાડ). પૃષ્ઠ : ૭૧; મૂલ્ય : ૭ આના.
- "ક્રિડમ કમ!" લેખક : હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય; પ્રકાશક : નાલન્દા પબ્લીકેશન્સ, ધનનૂર, ફિરોજશાહ મહેતા રોડ, મુંબઈ–૧; પૃષ્ઠ ૧૫, મૂલ્ય ૧૨ આના.
- ફ્રિડમ્સ બેટલ (સ્વાતંત્ર્ય યુદ્ધ) ૧૯૪૨–૪૫ : સચિત્ર અને પ્રચિત કરી પ્રગટ કરનાર: વિઠ્ઠલભાઈ કે. ઝવેરી, સીતલ મહાલ, વાલકેશ્વર મુંબઈ ૬, મૂલ્ય રૂા. ૧૨ા

# વોલ્ગાથી ગંગા

આ પુસ્તક વિષે કંઈ પણ કહેવાની શરુઆત કરતાં પહેલાં મુ. શ્રી કિશોરલાલભાઈના થોડાંએક વાક્યો અહીં ટાંકવા આવશ્યક લાગે છે. તેમણે, પોતાના "જીવનશોધન" નામના પુસ્તકના પાના ચોથા ઉપર ત્રીજા ફકરાની શરુઆતમાં કહ્યું છે: "આર્ય તત્ત્વજ્ઞાન પરિપૂર્ણ રચાઈ ગયું છે, એમાં કંઈ શોધખોળ, શુદ્ધિ વૃદ્ધિને અવકાશ નથી, હવે માત્ર પ્રાચીન શાસ્ત્રોને જુદાં ભાષ્યોદ્વારા કે નવાં ભાષ્યો રચીને સમજવાનાં જ રહ્યાં છે, એવું હું માનતો નથી. નવા અનુભવો અને નવા વિજ્ઞાનની દૃષ્ટિથી જૂનાને સુધારવા-વધારવાનો અને જરૂર પડે ત્યાં જુદા પડવાનો અર્વાચીનોને અધિકાર છે. એ અધિકાર છોડી દઈ હિંદુસ્તાન "અચલાયતન" બની રહ્યું છે."

હિંદુસ્તાનના જીવનના કોઈપણ પાસા વિષે ગંભીરતાપૂર્વક વિચાર કરનાર કોઈપણ સહૃદય માણસને ઉપરની વાત આજે સોએ સો ટકા સાચી લાગે છે. તેને એમ લાગ્યા વિના નથી રહેતું કે જીવનનો નવેસરથી વિચાર કરવાની જરૂર છે. નવા અનુભવોને ધ્યાનમાં લઈને અને અત્યારસુધી જે માન્યતાઓને આધારે જીવન જીવતા આવ્યા છીએ અને તેનાં જે પરિણામો આવ્યાં છે તેને લક્ષમાં લઈને ફરીથી જીવનનું અવગાહન આવશ્યક બન્યું છે.

"વોલ્ગાથી ગંગા" એક એવો જ પ્રયત્ન છે. જીવનની ફેરતપાસનો. ઈ. સ. પૂર્વ ૬૦૦૦ વરસથી માંડીને ઈ. સ. ૧૯૨૨ સુધીનો એ ઇતિહાસ છે. પરંતુ એ કોઈ પાઠ્ય પુસ્તકની દૃષ્ટિએ લખાયેલો નથી કે અતિ વિગતોથી ભરેલો કેવળ પંડિતાઈપૂર્ણ ઇતિહાસ પણ નથી. એનું વાહન બને છે નાની નાની રોચક કથાઓ. એ કથાઓ માનવીના વિકાસની એક એક કડી બનતી જાય છે. અને એમ એક શૃંખલા તૈયાર થાય છે. આજના સમગ્ર સમાજની જુદી જુદી વ્યવસ્થાઓની જટિલતાથી તદ્દન મુક્ત અને સરલ એવા "નિશાગણ"થી માંડીને ધીમેધીમે રાજા, બ્રાહ્મણ અને સામંતશાહીની ઉત્પત્તિ અને એને પરિણામે જન્મતી જટિલતા તરફ એ ગતિ કરે છે. બીજી રીતે કહીએ તો સમાજનું વિભાગીકરણ એવી રીતે થતું જતું દેખાય છે કે જેમાં એક વિભાગ શ્રમ કરનાર બની જાય છે અને બીજો તેના શ્રમનો ઉપભોગ કરનાર બની જાય છે. આ વાત આપણને સુદાસ તેના પિતા દિવોદાસ સાથે વાત કરતો હોય છે તેમાંથી મળી રહે છે. ૧૪૩ માં પાના ઉપર વૃદ્ધ દિવોદાસે એક દિવસ સુદાસને કહ્યું: "બેટા સુદાસ, હું તો હવે જીવનને આરે બેઠો છું. મારાથી આ પંચાલનો ભાર ઉપાડવાનું બનતું નથી."

"તો આર્ય! એ ભાર પંચાલોને જ કાં ન સોંપી દઈએ!"

" પંચાલોને ? બેટા ! તારી વાત હું ન સમજ્યો. "

" પિતાજી ! આખરે આ રાજ્ય તો પંચાલોનું જ છે. આપણા પૂર્વજો પંચાલ જનપદના સામાન્ય માણસો હતા એ વખતે પંચાલનો કોઈ રાજા ન હતો. જે રીતે આજે મલ્લમાં, મદ્રમાં, ગાંધારમાં ત્યાંના લોકો જ રાજ ચલાવે છે, તે રીતે પંચાલજનક આપણે ત્યાંનું બધું શાસન ચલાવતા. મારા દાદા વધ્ર્યશ્વના કોઈ પૂર્વજને ભોગવિલાસનો લોભ લાગ્યો. એમને બીજાની કમાણીનું અપહરણ કરવાનો લોભ લાગ્યો. એ પોતે જનપતિ અથવા સેનાપતિના પદ પર હતા. એમના પોતાના જનપદ માટે કોઈ લડાઈ જીતી લોકોના પ્રેમ, વિશ્વાસ અને સંપત્તિ તેમણે પ્રાપ્ત કર્યાં અને પછી એના જ જોર પર એમણે લોકોનો વિશ્વાસઘાત કર્યો. લોકોના રાજ્યને ઠેકાણે એમણે અસુરોની માફક રાજાનું રાજ્ય સ્થાપિત કર્યું અસુરોની માફક વશિષ્ઠ, વિશ્વામિત્રના કોઈ ભૂલાઈ ગયેલા પૂર્વજને પુરોહિતની પદવી લાંચ તરીકે આપી. એમણે લોકોની આંખમાં ધૂળ નાખી કહેવું શરૂ કર્યું: "ઇંદ્ર, અગ્નિ, સોમ, વરુણ, વિશ્વદેવ વગેરેએ આ રાજાને તમારા પર રાજ્ય કરવા મોકલેલ છે. એની આજ્ઞા માનો, એને મહેસુલ આપો. પિતાજી ! આ બિલકુલ બેઈમાની હતી, ચોરી હતી. "

આમ આપણે જોઈ શકીએ છીએ કે નિશાગણના વખતનો નાનો, સરલ નાનકડો સમાજ, ઈતિહાસના જુદા જુદા તબક્કામાંથી પસાર થતો થતો આવા બે વર્ગમાં વિભાગાઈ જાય છે. રાજા–શોષક અને પ્રજા શોષિત. સમાજનું સ્વરૂપ બદલાતું જાય છે. પ્રજા અને રાજા વચ્ચેનું આ અંતર વધતું જાય છે. પ્રભા અને સુપર્ણ યૌધેયનાં પ્રકરણો સમાજમાં આવેલા ઊંચ નીચના ભેદોનું દર્શન કરાવતા જાય છે. આમ આગળ વધતો આ ઇતિહાસ ૧૮૫૭ ના યોદ્ધા મંગલસિંહ અને ૧૯૨૨ ની લડતમાં ઝંપલાવનાર સફદર સુધી આવી પહોંચે છે. લોકોના ક્રાંતિકારી બળના પ્રથમ ધસારા સુધી.

આખા પુસ્તક દરમિયાન ઇતિહાસના દરેક તબક્કે અદના આદમીનું સ્થાન શું રહ્યું છે એ બતાવવાનો લેખકનો પ્રયત્ન જણાય છે. એ જ એક ઇતિહાસને જોવાની નવી દૃષ્ટિ નથી ? જે રાજા નથી, જે કોઈ મોટો પુરોહિત નથી, શ્રીમંત કે સેનાપતિ નથી પરંતુ આ બધા લોકો જેને લીધે છે તેનું સ્થાન આગળ વધતા ઇતિહાસમાં શું હતું, ક્યાં હતું, તે જોવું જરૂરી નથી ? એ દૃષ્ટિએ આ પ્રયત્ન અમને અત્યંત આવકારદાયક લાગે છે. આજે જ્યારે આપણને જુદાં જુદાં બળો આપણા સમગ્ર જીવનને નવેસરથી વિચારવાની ફરજ પાડી રહ્યાં છે ત્યારે આવાં પુસ્તકોની વિશેષ આવશ્યકતા છે.

પુસ્તકના અનુવાદક ભાઈશ્રી ચંદુલાલ ભટ્ટને અનુવાદ માટે તથા લોક-પ્રકાશન ગૃહના સંચાલકોને આવા પુસ્તકની પ્રસંદગી કરવા બદલ અભિનંદન આપીએ છીએ. સાથે સાથે એવી આશા પણ વ્યક્ત કરીએ છીએ કે જીવન-ની ફરી તપાસ કરવાની હાકલ કરતાં આવાં વધુ પુસ્તકો આપણને મળતાં રહે.

—પ્રહ્લાદ પારેખ

## લોકસાહિત્યનું સમાલોચન

કાઠિયાવાડનાં લોકસાહિત્યનાં સંશોધનમાં મુખ્યભાવે પ્રવૃત્ત થયેલા પરંતુ તેનાં સૌંદર્ય અને એ ઉપજાવનાર જીવનને જાણવા પ્રેરાયેલા મેઘાણી એ સંસ્કારિતાનાં સંવેદનમાં એકરત થઇ એક જાણકાર અને અભ્યાસીરૂપે બહારનાં ગુજરાત સમક્ષ આવ્યા એમની એ લાંબી કારકીર્દીમાં એક અગત્યનો ગુણ કામ કરી રહ્યો હતો અને તે, સંવેદનશીલ સહૃદયતાનો.

એ ગુણ એટલો બધો પરાકાષ્ટાએ પહોંચેલો કે, તેમની 'રસધારો' 'બહારવટીઆની કથાઓ' 'રઢીઆળી રાતો' 'સંત કથાઓ' વગેરે સંપાદનો અને બીજા સંશોધન ગ્રંથોમાં તમે લોકસાહિત્યની બિરદાવલિઓની પરંપરા જોશો. એ પ્રકારનાં વિવેચનના પ્રવાહમાં લોકસાહિત્યના સભર પ્રાણ પ્રત્યેની ગુજરાતની બેદરકારી ઝાંખરા માફક તણાઇ ગઇ. અને એ ધોવાયેલી જમીન પર લોકસાહિત્ય અને શિષ્ટ સાહિત્યનાં અભિન્ન કર્તવ્યની એકતા નિર્માણ થઇ અને ગુજરાતી શિષ્ટ સાહિત્ય નવપ્રાણ બન્યું.

* * *

આ વ્યાખ્યાનો પણ મુખ્યત્વે શ્રી. મેઘાણીની આ અનોખી પદ્ધતિ પર રચાયેલાં છે. તેમાં કાઠિયાવાડની, મુખ્યત્વે પરિશ્રમણશીલ અને ઠકરાતી સમાજમાં જીવતી અનેક જાતિઓ અને સામાજિક વર્ગોએ સૈકાઓના ગાળામાં જીવનનાં સુખ કે દુઃખોનો જે સભર પ્રાણથી—અથવા શ્રી મેઘાણીના શબ્દોમાં કહીએ તો "સર્વતોમુખી સમુલ્લાસ"થી—સતકાર કર્યો તેનો સજીવ અને તેથી પ્રેરક પરિચય છે.

આ પરિચયમાં મુગ્ધતા હશે પણ બાલિશતા નથી. એમાંની સૌંદર્ય દૃષ્ટિ નીતરી ન હો, તો પણ, ઉત્કટતાની પક્વતા પામેલી છે; સહૃદયતાથી માનવતાની વાહક બનેલી છે અને સહસંવેદનથી જીવતી બનેલી છે.

આ સૌંદર્યદૃષ્ટિને જિવંત કરતી સહૃદયતા તેમને લોકસાહિત્યની સમગ્ર શક્તિ પ્રત્યે જાગ્રત કરી ગઈ છે.

લોકસાહિત્યની શક્તિ અને તે શક્તિનાં મૂળ રૂપ લોકજીવન તથા લોકના આવિર્ભાવોનાં સ્વરૂપ વિષે તેમણે અનુભવેલું સત્ય તેમણે "લોકસાહિત્ય અને

શિષ્ટ સાહિત્યનો પરસ્પર સંબંધ સમજાવતાં પ્રથમ વ્યાખ્યાનમાં અત્યંત હૃદ્ય રીતે મૂકેલું છે. એમાં તેમણે કહેલી સમગ્ર સાહિત્ય અંગેની ઘણીએક મૂળભૂત વાતો ગુજરાતના સાહિત્યકારો માટે લાંબા સમય સુધી પ્રેરક નીવડશે.

આમ આ વ્યાખ્યાનો કેવળ નિરહાવલિરૂપ કે અન્વેષણ રહિત નથી. અન્વેષણની પ્રાથમિક ક્રિયાઓ પાછળ તેમણે પુષ્કળ જહેમત લીધેલી છે. લોકસાહિત્યના કળાકસબ અંગે તથા તેનાં "સર્વતોમુખી ઉલ્લસિત" તત્ત્વ વિષે એક સુરેખ અને કડીબદ્ધ સમજણ આપવા પણ તેમણે આદરણીય પ્રયાસ કર્યો છે.

આ રીતે પ્રસ્તુત પુસ્તક, મેઘાણીનાં સંશોધનના પરિપાક જેવું બની રહે છે. અને તેની ઉપર કહી ઉત્કૃષ્ટતાઓ માટે અમે તેને અભિનંદીએ છીએ. સાથોસાથ અમને સાલતી કેટલીક અપૂર્ણતાઓનો પણ નિર્દેશ કરીએ છીએ.

લોકસાહિત્ય સ્પષ્ટ રીતે વિશાળતર લોકજીવનનો એક ભાગ છે. તેનાં સૌંદર્યને માણવા માટે તેને જાણવું પણ પડે છે. એ મૂલ્યાંકન કરવામાં તેના ઉદ્ભવ, વિકાસ તથા હ્રાસનાં સ્થળકાળ અને સમાજનું દર્શન આવશ્યક બને છે. એવી ઐતિહાસિક અને સામાજિક મૂલવણી વગર એનાં સૌંદર્યની છબી પણ પશ્ચાદ્ભૂમિ વિનાની, તત્ પૂરતી અધુરી રહે છે. અને આપણાં વર્તમાન જીવનની એવી જ સાંસ્કારિક દોલતને સમજવામાં પણ આપણે છોભીલા પડીએ છીએ. અમને આ પુસ્તકમાં આ ઉણપમાંથી જન્મતી કેટલીક ગેરસમજો પણ દેખાઇ છે.+ ભાવિ અન્વેષકો એ ટાળે એ ઇચ્છાથી તે અત્રે વ્યક્ત કરીએ છીએ અને આ મૂલ્યવાન પુસ્તકને ફરી આવકારીએ છીએ.

## છેલ્લું પ્રયાણ

લોકસાહિત્યનાં સંસ્કારતીરની શોધ કરતાં સ્વ. મેઘાણીએ જે અનુભવ અને લાગણીઓ લીધાં એ પ્રસંગો અને તેની આસપાસનાં સામાજિક માનસિક વાતાવરણોની ટાંચણોની આ પોથી છે. અગાઉની આવી ટાંચણોની પોથી "પરકમ્મા" નામથી પ્રકટ થઇ હતી. આમાં છેલ્લી ટાંચણો અને કેટલીક બીજી ન લેવાયેલી નોંધો એકત્રિત કરી તેમનાં મૃત્યુ પછી એ પ્રકટ કરવામાં આવેલ છે.

આ ટાંચણો અંગત અનુભવને સર્વાનુભૂતિનાં ધોરણે વ્યક્ત કરી શકતી મેઘાણીભાઇની કલમથી સહજ અને રસિક બન્યાં છે. તેમાં તેમની સહૃદયતા અને લોકસમુદાયની વ્યક્તિઓની નિરનિરાળી ખાસીઅતોનાં સારાં એવાં

+ દા. ત. વ્યાખ્યાન બીજું : ૫૪-૫૫ : "પહેલું બળ : વર્ણાન્તર લગ્નો."

પાસાં જોવા મળે છે. આ ટાંચણોમાં, રજુ કરાયલાં લોકગીતોના નમૂના સામાન્ય ઉચ્ચ ધોરણના હોવા ઉપરાંત, કેટલાક કિસ્સામાં તો વિરલ છે. શ્રી એલ્વિને મધ્યપ્રાંતના આદિવાસીઓમાં ફરી મેળવેલાં ગીતો અહીં ગુજરાતીમાં જોવા મળે છે. મહી, દક્ષિણ, કાશ્મિર વગેરે પ્રદેશોનાં લોકગીતો પર સુંદર ટાંચણો છે. આમ આ સંગ્રહ અગ્રથિત સ્વરૂપે પણ ઉપયોગી સામગ્રી આપે છે.

### કાળચક્ર

આ નવલકથા શ્રી મેઘાણીની છેલ્લી અને અપૂર્ણ રહેલી કૃતિ છે. "વિલોપન" ની વાર્તાઓમાં માર્મિક દૃષ્ટિ અને વક્તવ્યને ઔચિત્ય ભરી રીતે ઘૂંટીને રજુ કરતી જે પક્વ કલા તેમણે સંગ્રહી હતી તે, અહીં '૪૨ પૂર્વેનાં ગામડાની સમાજનાં પાત્ર અને પ્રસંગોના આલેખનમાં કાયમ થતી જોવા મળે છે. આ માંનાં કેટલાંક પાત્રો મધ્યમવર્ગી અને ઠકરાતી ઓથાર નીચેની ગરીબ વર્ગની જિન્દગીના શ્રી. મેઘાણીના નીકટના પરિચયમાંથી જન્મેલાં છે આ અને આવી અનેક પાત્રોની અર્વાચીન સંસ્કારિતાના પદક્રમ નીચે ભૂંસાતી અથવા રેખાલુપ્ત થતી જતી આપણી જ એક બહોળી દુનિયા છે. તેને કલમ દ્વારા વ્યક્ત કરી તેમણે ગુજરાતની એક વધુ સેવા કીધી છે. કાળચક્ર અધુરી રહી છે. '૪૨ ની લડતના ઉંબરમાં પ્રવેશી અધુરી રહી છે. અને તેથી આપણા હોઠે આવવા મથતા શબ્દો ફરી હૈયામાં સમાઈ જતા હોય તેવો ભાસ થાય છે. આ પ્રકાશન ગ્રામ સમાજનાં પ્રારંભિક ચિત્ર પૂરતું મનોરમ બની રહે છે.

### સ્વાતંત્ર્ય પ્રભાત

આ સંગ્રહ સાથે શ્રી નાથાલાલ દવે ગુજરાત આગળ એક નવાં ગાન સાથે રજુ થાય છે. અત્યાર સુધી મુખ્યત્વે તેમની કવિતા, કોમળ ભાવો અને સુંદર દૃશ્યોમાં રમમાણ દેખાતી અત્રે તેમનો કંઠ સ્વાધીન ભારતના નવા આવિર્ભાવોને વાચા આપવા મથે છે તેમનાં અન્ય કાવ્યોની સુશ્લિષ્ટતા અને સરળતા અત્રે પણ છે. સહાનુભૂતિથી પ્રેરાયેલાં આ કાવ્યો આપણી ૩૦ ૩૨ ની કાવ્યગંગાની નવી સરવાણી જેવાં લાગે છે. એ અનુભવોથી બળવાન બની પ્રજાનાં નવજીવનને પણ ગાતાં થાઓ એવી સદીચ્છા વ્યક્ત કરીએ છીએ. આ કાવ્યોમાં પ્રકટ થતું સ્વાતંત્ર્ય ભાવનાનું સ્વરૂપ કવિ કેવળ ઊર્મિવશ નથી એની પ્રતીતિ આપે છે. ખરી આઝાદી હજી હવે આવે છે અને એ માટે તૈયાર રહીશું કહેતી તેમની વાણી "રજવાડી પ્રથાને પણ યોગ્ય આખા લગાવે છે. અમે આ નાની પણ સુગેય ગીતોની પુસ્તિકાને આવકારીએ છીએ.

### "ફ્રીડમ કમ"–આવ હે આઝાદી !

**શ્રી** હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની કવિતાથી અંગ્રેજીભાષાભાષી હિંદી સમાજ આજે અપરિચિત નથી. તેમની કવિતામાં જનતાની સર્વાંગીણ મુક્તિ માટેનો અદમ્ય પડકાર, પીડિત જનતાનાં બંડનો અવાજ, નિગૂઢતાવાદ અને સબળ કલ્પનાભૂષણો અત્યંત લોકપ્રિય નીવડેલાં છે. સ્વાધીનતાનાં આ ટાંકણે, સ્વાતંત્ર્યને આવકારતા કવિની વાણી એ સ્વાતંત્ર્ય કાજે મરી ફિટેલા શહીદોને બિરદાવી, આજનાં હિંદની ભયંકર પછાત દશા વિદારી તેમાંથી પ્રજાને મુક્ત કરે તેવી આઝાદીનું ચિત્ર ઉપસાવે છે. એ ઉમદા અને પ્રગતિશીલ ભાવનાઓનો અમે આદર કરીએ છીએ સ્વાધીનતા અને સ્વાતંત્ર્ય વચ્ચેના વિકટ માર્ગમાં આ અને આવા અનેક કવિની નિર્ભીક અને પ્રેરક વાણી આપણને મળતી રહે એ સદ્‌ભાગ્ય છે.

**ફ્રિડમ્સ બેટલ** (સ્વાતંત્ર્ય યુદ્ધ) ૧૯૪૨–૧૯૪૫ : સચિત્ર અને ગ્રથિત કરી પ્રકટ કરનાર: વિઠ્ઠલભાઇ કે ઝવેરી, સીતલ મહાલ, વાલકેશ્વર, મુંબઇ ૬, મૂલ્ય: રૂા. ૧૨ાા

આઝાદ હિંદ ફોજની પ્રેરક અને ઉદ્દામ તવારિખની કડીઓને ચિત્રબદ્ધ કરી, ૧૫ મી ઑગસ્ટ ૪૭ ના સ્વાધીનતા દિને પ્રગટ થતી આ ચિત્રપોથી (album) આપણી આગળ એક સુંદર તવારિખી પ્રકાશનનો આદર્શ મૂકી જાય છે.

આ ગ્રંથનું પ્રથમ ચિત્ર: "અમારા ઐક્યથી અમે સબળ છીએ" નો ઉમદા આદર્શ અને આઝાદ ફોજના રાષ્ટ્રપ્રેમ અને વીરત્વના પ્રસંગોને રજૂ કરતી તસવીરો અને ભાવનાચિત્રો આપણી સ્વાતંત્ર્ય લડતનું એક નવું પાસું બતાવે છે. એ ઉદ્દામ અને અશસ્ત્ર લડતે પાયેલી પ્રેરણાને અંગે યુદ્ધોત્તર હિંદમાં જે અપૂર્વ અને દેશવ્યાપી સ્વાતંત્ર્ય સંગ્રામો ખેલાયા એનું ઐતિહાસિક મહત્વ આજે સૌ કોઈ સ્વીકારે છે. વિનીત નેતાગીરીની અવગણના છતાં માતૃભૂમિ માટે શૌર્ય અને શહાદતની ઉદાત્ત પરંપરા દાખવતા આપણા માડી જાયાઓનું મહત્વ સામાન્ય પ્રજાહૃદયમાં જડાઈ ચૂક્યું છે. એ છબીને આમ સ્પષ્ટ અને સુગ્રથિત સ્વરૂપે રજૂ કરતાં આ પ્રકાશનનો પ્રયાસ અમને આવકારદાયક જણાયો છે.

ગ્રંથમાં આઝાદ સરકારની રચના, તેના દરબાર, તેનાં પ્રતીકો, બિલ્લા, ધ્વજો વગેરે પહેલીવાર રજૂ કરાયાં છે. ઉદાત્ત રાષ્ટ્રપ્રેમ અને રાજકીય અપક્વતાની અતિભક્તિ વચ્ચે વિવેકની અગત્ય તરફ નિર્દેશ કરી અમે આ પ્રકાશનને અપનાવવા ભલામણ કરીએ છીએ.

—ઉત્સુક

ખૂલતાં ખૂલતાં (decorative header)

# રાષ્ટ્રીય પ્રવાહો

## તા. ૧૫ મી-નવયુગનાં મંડાણ

માનશો કોઈ?—

નજરે જોનારાઓ પણ આંખો ચોળી ચોળીને ફરી જોતા હતા. કલકત્તાનો એ અદ્ભુત સ્વાતંત્ર્ય દિન.

એ જ રાજા બઝાર, એ જ કોલૂટોલ્લા, એ જ બરા બજાર અને એ જ પાર્ક સર્કસ કે જ્યાં બાર–બાર માસ થયાં કોમી ખૂનામરકીનું બીભત્સ અને જુગુપ્સાભર્યું તાંડવનૃત્ય ખેલાઇ રહ્યું હતું; જ્યાં માનવતા મરી પરવારી હોય અને પાશવતાનો જ દોર હોય એવું લાગતું હતું...ત્યાં જ કોમી બિરાદરીનાં અમર પ્રકરણો લખાયાં હતાં આ ૧૫ મી ઑગસ્ટે!

બસો વર્ષ થયાં રાષ્ટ્રના આત્માને રૂંધતી ગુલામીની શિલા દૂર થઈ એ દિને ૪૦ કરોડ હિંદીઓ ઓચિંતા લાંબી નિદ્રામાંથી જાગી ઊઠ્યા.

હિંદમાં નવો પ્રાણ પૂરાઈ રહ્યો હતો.

કયા મુસ્લીમની મગદૂર હતી કે ૧૪ મી ઑગસ્ટ સુધી બરા બઝાર જાય? પણ તા. ૧૫ મીએ બરા બઝારને તેની માનવતા અને દિલેર બિરાદરી પાછી આપી. ૧૫ મીએ મુસ્લીમો બરા બઝાર આવ્યા અને આ રાશનીંગના સમયમાં પણ હિંદુઓને હાથે મિષ્ટાન્ન આરોગ્યાં!

"પાકીસ્તાન" "હિંદુસ્તાન" ના લત્તાઓની સીમાઓ તે દિવસે ભૂંસાઈ ગઈ. માનવતા કોરી ખાતી ભાઈના લોહીની તરસ, આ ઉત્સાહના વાતાવરણમાં ક્યાંય વિલીન થઇ ગઇ. ગુલામીના બંધનમાંથી છૂટેલા, હિંદુ મુસ્લીમો એક બીજાના લત્તાઓમાં ગાંડા ઉત્સાહથી ધૂમ્યા, અને લાંબા વિયોગ પછી મળતા ભાઇઓના પ્રેમથી ભેટ્યા.

અનેક આંખોમાંથી આંસુની અમૃત ધારા વહી અને એ આંસુએ, ભાઇએ વહાવેલા ભાઇના લોહીના ડાઘ, હિંદની ધરતી પરથી ધોઈ નાખ્યા. હિંદ ભૂમિ તે દિવસે પવિત્ર થઈ.

લાખ લાખની હિંદુ-મુસ્લીમ મેદની એ દિવસોએ ગાંધીજીની પ્રાર્થનામાં

ઉભરાવા માંડી, દિદિનો દિન, તા. ૧૮ તો હિંદુ-મુસ્લીમોનો સંયુક્ત તહેવાર બની રહ્યો.

સૌને ખિલાફતના દિવસો સાંભર્યા. હિંદી બંધારણ સભાના મુસ્લીમ સભ્યોએ ગાંધીજીના કોમી-ભાઈચારો વધારવાના સફળ પ્રયત્નો માટે તેમનો સત્તાવાર આભાર માન્યો.

કેટલી સુંદર શુભ શરૂઆત તા. ૧૫ થી શરૂ થતા નવયુગની!

## બ્રિટિશ સૈન્યોનું ઉઠમણું

હિંદ છોડી જતા બ્રિટિશ સૈન્યોનો પહેલો કાફલો ૧૮ મી ઑગસ્ટે મુંબઇથી ઉપડ્યો. સાચી આઝાદીનું એ એંધાણ છે. જ્યાંસુધી એક પણ અંગ્રેજ સૈનિક હિંદની ભૂમિપર હશે ત્યાં સુધી સાચી અને સંપૂર્ણ આઝાદી મળી, એમ કેમ કહી શકાય?

પરંતુ, જે દિવસે બ્રિટિશ સૈનિકો મુંબઇના બારામાંથી સીધાવી રહ્યા હતા, તે જ દિવસે હજી અહીં રહેવા પામેલા તેમના બીજા ભાઇઓ પોતાની તુમાખીનો પરચો બતાવતા હતા સારાય હિંદમાં જ્યારે ભેદામ ઉત્સાહ વચ્ચે સ્વાતંત્ર્ય દિન ઉજવાઇ રહ્યો હતો ત્યારે નૌકાદળના ગોરા અફસરોને તેની કશી પડી નહોતી. રાષ્ટ્રધ્વજ ફરકાવવાની તેમને ફુરસદ નહોતી. પરંતુ જૂના શાહીવાદી નૌકાધ્વજને સલામી આપવા આપણા બહાદુર હિંદી નાવિકો હરગીઝ તૈયાર ન હતા તેઓ તરત જ ભૂખ હડતાલ પર ઉતર્યા. જ્યારે વિધિસર રાષ્ટ્ર ધ્વજ ફરકાવાયો અને તેને સલામી અપાઇ ત્યારે જ તેઓએ ખોરાક લીધો.

આવા ગોરા અફસરોને જેટલા વહેલા અહીંથી રવાના કરીએ તેટલું બહેતર. તેમના હાથમાં સોંપાયેલો હિંદીફોજનો પાકિસ્તાની અને કુલ અખિ- કાર આપણી આઝાદીને સતત ભયરૂપ છે.

## રાષ્ટ્રધ્વજનું અપમાન કરનારા

રાષ્ટ્રધ્વજ અને રાષ્ટ્રનું અપમાન કરનારા ફક્ત ગોરાઓ જ નહોતા. તેમના બીજા 'કાળા' ખાંધિયા પણ હતા. વડોદરા રાજ્યે ૧૫ ઑગસ્ટ ઉજવવા સામે સરકારી નોકરો પર મનાઈહુકમ કાઢ્યો હતો. હૈદરાબાદમાં પણ એ 'પરદેશી ધ્વજ' ફરકાવવા સામે મનાઈ હુકમ હતો. નાભા જેવા નાચીઝ રાજ્યની પણ શી તુમાખી કે તેણે પણ રાષ્ટ્રનું અપમાન કરવાની ધૃષ્ટતા કરી. તેહરી રાજ્યમાં તો રાષ્ટ્રધ્વજ ઉતારી લઇ પોલીસ અફસરે તેને પોતાના પગ તળે કચર્યો.

ક્યાં લગી નભાવી લેશું આ અપમાનો ?

## ૧૦ કરોડની આઝાદી ક્યાં ?

૧૫ મી ઑગસ્ટે આઝાદી જાહેર થઇ પણ બધાય હિંદીઓની નહિ. ૧૦ કરોડ હિંદીઓ બ્રિટિશ-પ્રેરિત બાપુશાહી નીચે સબડે છે.

માઉંટબેટને તો જાળ બીછાવેલી કે "દરેક રાજ્ય તદ્દન સ્વતંત્ર છે; મન ફાવે તો હિંદી સંઘમાં કે પાકિસ્તાનમાં જોડાઇ શકશે." કાયદેઆઝમ જીન્નાએ તો તેમને પાકિસ્તાનમાં લાવવા એમને ખાત્રી આપી કે પાકિસ્તાન દરેક રાજ્યની સંપૂર્ણ આઝાદી સ્વીકારશે. અર્થાત્ તેમની મધ્યકાલીન આપખુદ જુલમ જહાંગીરી કાયમ રહેશે !

બીજે હાથે, સરદાર પટેલે પણ જાહેર કર્યું છે કે, રાજાઓની આંતરિક સ્વતંત્રતા અખંડ રહેશે.

આ જ સિદ્ધાંતને ધોરણે ઘડાયેલા જોડાણનાં ખતપત્રો પર સહી કરી મોટા ભાગના રાજ્યો હિંદી સંઘમાં જોડાયા છે.

લાંબી લોકલડત સામે ઝૂકી આખરે ઇન્દોર ભોપાલ ને ત્રાવણકોરને હિંદીસંઘમાં જોડાવાની ફરજ પડી છે. ત્રાવણકોરે તો બ્રિટનમાં અને પાકીસ્તાનમાં પોતાના હાઈ કમીશ્નરો નીમવાનો હક્ક તો અનામત રખાવ્યો જ !

હૈદરાબાદ તો આટલી હદ સુધી પણ જવા નથી માગતું. નિઝામે પોતાની સ્વતંત્રતા જાહેર કરી છે.

એકંદરે, હૈદરાબાદ અથવા હિંદી સંઘમાં જોડાએલાં રાજ્યોની પ્રજાની હાલત તો એની એ રહે છે. આંતરિક બાબતોમાં રાજાઓની નિરંકુશ સત્તા માન્ય રખાઇ છે. આઝાદી આવી–પણ દેશી રાજ્યોની ૧૦ કરોડની જનતાની આઝાદી હજી દૂર છે !

આ આઝાદી માટે લડતો મંડાઇ રહી છે. હૈદરાબાદ અને મ્હૈસુરમાં જવાબદાર રાજતંત્ર માટે લડતો ચાલુ છે. ઇન્દોરમાં પણ લડત શરૂ થવાના ભણકારા વાગે છે.

એમની ૧૫ મી ઑગસ્ટ લાવવા માટે હજી કેટલીય લડતો લડવી પડશે.

## જુનાગઢ એક નવી સમસ્યા !

અનેક વિખવાદોની જનેતા 'માઉન્ટબેટનની યોજના'એ આપણે માટે એક વધુ કપરી સમસ્યા ઉભી કરી છે.

માઉન્ટબેટનની યોજના મુજબ ગમે તે રાજ્ય પાકિસ્તાન યા હિંદમાં જોડાઈ શકે. આ વિકલ્પનો ઉપયોગ કરી જુનાગઢ (૮૨ ટકા હિંદુવસ્તી છતાં) પાકિસ્તાનમાં જોડાયું છે. પ્રચંડ લોકમતની વિરૂદ્ધ આવું આપખુદ

ને આત્મઘાતી પગલું લઈ શકાયું એ માઉન્ટબેટનની યોજનાનું સીધું પરિણામ છે.

## અજ્ઞપીડકોની ફારગતી?

બીજું એક નોંધપાત્ર કૌતુક. લોકલડતને કચડવા માટે મશહૂર થયેલા ત્રાવણકોરના સર સી. પી. રામસ્વામી આયરે દિવાનપદેથી રાજીનામું આપ્યું. કાશ્મીરમાંથી જાલીમગાર કાક પણ ગયો વડોદરામાંથી સર બી. એલ. મીત્તર પણ ફારગત થયા.

બેશક જનતાનો આ વિજય જ થયો ગણાય. પણ પછી શું? સર સી. પી. પૂર્વ બંગાળના ગવર્નર બને છે. સર મીત્તર હિંદી સરકારના દેશી રાજ્યોના ખાતામાં જોડાશે એવું સંભળાય છે. (કાક કયાં જશે?) જનતાના આવા કટ્ટર દુશ્મનોને જ્યારે તેમના રાજ્યમાંથી હાંકી કઢાયા ત્યારે શું હિંદની આઝાદ જનતાને પીડવા તેમને સત્તાને આસને બેસાડશું?

## હિંદમાતાની ગોદમાં આવવા તલસાટ!

અંગ્રેજ શાહીવાદીઓએ તો રવાના થવા માંડયું; પણ હિંદમાં બીજા શાહીવાદીઓ પણ છે: ફ્રેંચ અને પોર્ટુગીઝ.

બ્રિટિશ હિંદ આઝાદ થતાં ફ્રેંચ હિંદીઓને હૈયે પણ સમસ્ત હિંદ સાથે ભળી જવાની ખ્વાહેશ જાગી છે. ફ્રેંચ દિવાલો તોડી તેઓ હિંદ સાથે કદમ મિલાવી નવ હિંદના ઘડતરમાં ભાગ લેવા થનગની રહ્યા છે.

આ આશા અને નવજાગૃત ઉત્સાહથી ફ્રેંચ હિંદમાં મોટી ચળવળ ચાલી રહી છે. કોંગ્રેસવાદીઓ, કમ્યુનીસ્ટો, સોશિયાલીસ્ટો, મુસ્લીમ મંડળો સૌએ સંયુક્ત મોરચો રચી હિંદમાં જોડાવા માટે રેફરેન્ડમની માંગણી કરી છે.

ફ્રેંચ હિંદના ૭ મેયરોએ પં. નહેરૂને તારદ્વારા વિનંતિ કરી છે કે:

" એકમતે સૌ ફ્રેંચ હિંદીઓની ઈચ્છા છે કે અમે અમારા હિંદી વતનમાં ભળીએ. આ ધ્યેય સાધવામાં અમે તમારી સહાયની માગણી કરીએ છીએ."

આપણે જો સૌથી વધુ બળવાન શાહીવાદને નમાવી શકયા, તો શી મગદૂર અને શી ધૃષ્ટતા ફ્રેંચો અને ડચોની કે તેઓ એક ઘડી પણ, હિંદના એક પણ ખૂણામાં પોતાનો દોર ચલાવી શકે?

## લાહોર ને અમૃતસર, આગ–ખૂન–વિનાશ!

જ્યારે કલકત્તા, મુંબઈ, દિલ્હી અને હિંદને ખૂણેખૂણે ૧૫ ઑગસ્ટનું ઉલ્લાસ, ઉત્સાહ અને વિજયનું વાતાવરણ છવાયું હતું ત્યારે પંજાબમાં છરી, બંદુક, બોંબ, અને આગનું સામ્રાજ્ય હતું.

ત્યાં હતી 'સરહદ પંચ'ની મોકાણ. મુસ્લીમ લીગે, હિંદુ મહાસભા, શીખ અકાલીઓ વગેરેએ તદ્દન ગેરવ્યાજબી માગણીઓ મૂકી અને તે મેળવવા તેમણે ઝેરી પ્રચાર કરી કોમી આગને સતત ભડભડતી રાખી.

અને આખરે ૧૮ મી ઑગસ્ટે સરહદ પંચનો ચુકાદો બહાર પડ્યો

એ ચુકાદાનો ઈતિહાસ પણ આપણી ગંભીર નબળાઈની ફરીયાદ આપે છે. પંચના હિંદી સભ્યો એકે ય અગત્યના મુદ્દા વિષે એકમત થઇ ન શક્યા. અંતે તેમણે એકમત થઇ આખરી ચુકાદો આપવાનું અંગ્રેજ પ્રમુખ સર સિરીલ રેડક્લિફ પર છોડયું. એ જ જૂની નબળાઇ! હિંદીઓમાં વિખવાદ અને પરદેશીનો ચુકાદો!

અને એ ચુકાદો પણ એવો કે જેથી ન મુસ્લીમોને સંતોષ થયો કે ન શીખ–હિંદુઓને. એથી હિંદુ-મુસ્લીમ સવાલ અને પંજાબના ભાગલાનો સવાલ એક હંમેશને માટે અણઉકલ્યો, સતત સળગતો સવાલ બની રહેશે.

## ખાનસાહેબના પ્રધાનમંડળને રૂખસદ!

અને એક બીજો દાખલો.

સરહદ પ્રાંતના ડૉ. ખાનસાહેબના પ્રધાનમંડળને ગવર્નરે કર્નીગહામે બરતરફ કર્યું. શા માટે એ પ્રધાનમંડળને બરતરફ કરાયું તેનું કારણ અપાયું નથી. પોતાના નિવેદનમાં નવા વડા પ્રધાન અબ્દુલ કયુમે કહ્યું કે સરહદની બહુમતિ લીગી પ્રધાનમંડળને ટેકો આપે છે. "આવતી ચૂંટણીમાં એ સાબીત કરી આપવા અમે તૈયાર છીએ."

એક હકીકત તો સાફ છે કે સરહદની ધારાસભામાં કૉંગ્રેસની બહુમતિ છે. અને જો હવે લોકમત લીગ તરફ ઢળ્યો હોય તો આવું આપખુદ પગલું લેવાની શી જરૂર હતી? શા માટે ફરી ચૂંટણી ન કરી?

કારણ જાણીતું જ છે. આવતી ચૂંટણી સુધી લીગી પ્રધાન મંડળને પોતાની સત્તા દ્વારા ખુદાઈ ખીદમતગારોની ચળવળ દાબી દેવાની અને લોકશાહી તથા પ્રગતિશીલ રાજકીય તત્ત્વોને નાબુદ કરવા દેવાની ગવર્નરની નેમ ચોખ્ખી જ છે.

દેશના અગત્યના હોદ્દાઓ પર અંગ્રેજોને ચાલુ રાખવા સામે સરહદનો આ દાખલો લાલબત્તી ધરે છે.

## આઝાદી આવી...સવાલો ઉકલી ગયા?

ખેર, આઝાદી તો આવી. તો ય ફક્ત પરદેશીઓની વિદાયથી આપણા સૌ સવાલોનો ઉકેલ આવી જતો નથી. અને સવાલો પણ જેવા તેવા નથી.

આપણે આગલા અંકમાં જોઇ ગયા તેમ અનાજ, કાપડ, ઘર, જીવનની જરૂરીઆતો, રોજી વગેરેના સવાલો ભયંકર સ્વરૂપ ધારી રહ્યા છે. આઝાદી આવતાં લોકો વધુને વધુ સ્પષ્ટ રીતે જોતાં થયાં છે કે ફક્ત પરદેશીઓને હાંકી કાઢવાથી જ આ સવાલો આપમેળે ઉકલી જતા નથી.

હિંદનો આર્થિક વિકાસ એ બીજા સૌ વિકાસનો પાયો છે. એ વિકાસને રૂંધતા મૂડીવાદ અને જમીનદારી જેવાં બંધનો તોડ્યા વિના હિંદનો સર્વાંગી વિકાસ અશક્ય છે.

## સમાજવાદ વિના આરો નથી.

આ હકીકતથી ધીમે ધીમે સમાજવાદની જરૂરિયાત સ્પષ્ટ થતી જાય છે.

એ જ પ્રમાણે કોંગ્રેસમાં પણ કટોકટી આવી રહી છે. આખા ઑગસ્ટ માસ દરમ્યાન કોંગ્રેસના નેતાઓ સરદાર પટેલ, શંકરરાવ દેવ અને બીજી તરફથી શ્રી જયપ્રકાશ નારાયણ અને રામમનોહર લોહીઆ વચ્ચે સમાજવાદી પક્ષના સ્થાન અને કોંગ્રેસના ધ્યેય એ કાર્યક્રમ વિશે નિવેદનોની રમઝટ જામી હતી.

તામીલનાડ કોંગ્રેસ કાર્યકર્તાઓની સભાએ પણ માગણી કરી હતી કે કોંગ્રેસે સમાજવાદી સમાજ રચના સ્થાપવી જોઇએ. કોંગ્રેસવાદીઓમાં સમાજવાદી વિચારસરણી તરફનું આ વલણ લાક્ષણિક છે. આજના સવાલો જ એવા છે કે સમાજવાદી વિચારસરણીએ વિચારવાની અને કાર્ય કરવાની જરૂર ધીમે ધીમે સર્વમાન્ય થતી જાય છે

આવતા સમયમાં સમાજવાદી રચના માટેની લોકલડત વધુને વધુ અગત્યની અને મજબૂત બનતી જશે એ નિ:શંક છે.

૨૯–૮–૪૭                                                                                   –નરોત્તમ

★

ત્યાં હતી 'સરહદ પંચ'ની નીમણૂક. મુસ્લીમ લીગ, હિં અકાલીઓ વગેરેએ તદ્દન ગેરવ્યાજબી માગણીઓ મૂકી તેમણે ઝેરી પ્રચાર કરી કોમી આગને સતત ભડભડતી રા

અને આખરે ૧૮ મી ઑગસ્ટે સરહદ પંચનો ચુક

એ ચુકાદાનો ઇતિહાસ પણ આપણી ગંભીર નબળાઇ છે. પંચના હિંદી સભ્યો એકેય અગત્યના મુદ્દા વિષે એક અંતે તેમણે એકમત થઇ આખરી ચુકાદો આપવાનું અં સિરીલ રેડક્લિફ પર છોડ્યું. એ જ જૂની નબળાઇ ! હિંદ અને પરદેશીનો ચુકાદો !

અને એ ચુકાદો પણ એવો કે જેથી ન મુસ્લીમોને સં શીખ-હિંદુઓને. એથી હિંદુ-મુસ્લીમ સવાલ અને પંજાબના એક હંમેશને માટે અણઉકલ્યો, સતત સળગતો સવાલ બની

## ખાનસાહેબના પ્રધાનમંડળને રૂખસ

અને એક બીજો દાખલો.

સરહદ પ્રાંતના ડૉ. ખાનસાહેબના પ્રધાનમંડળને ગવર્નરે તરફ કર્યું. શા માટે એ પ્રધાનમંડળને બરતરફ કરાયું હતું નથી. પોતાના નિવેદનમાં નવા વડા પ્રધાન અબ્દુલ કયુમે ક બહુમતિ લીગી પ્રધાનમંડળને ટેકો આપે છે." આવતી ચૂંટણી કરી આપવા અમે તૈયાર છીએ."

એક હકીકત તો સાફ છે કે સરહદની ધારાસભામાં કોંગ્રેસ છે. અને જો હવે લોકમત લીગ તરફ ઢળ્યો હોય તો આવું પગલું લેવાની શી જરૂર હતી ? શા માટે ફરી ચૂંટણી ન કરી ?

કારણ જાણીતું જ છે. આવતી ચૂંટણી સુધી લીગી પ્રધાન મંડ પોતાની સત્તા દ્વારા ખુદાઈ ખીદમતગારોની ચળવળ દાબી દેવાની અને લોકશાહી તથા પ્રગતિશીલ રાજકીય તત્ત્વોને નાબુદ કરવા દેવાની ગવર્નરની નેમ ચોક્ખી જ છે.

દેશના અગત્યના હોદ્દાઓ પર અંગ્રેજોને ચાલુ રાખવા, સામે સરહદનો આ દાખલો લાલબત્તી ધરે છે.

## આઝાદી આવી...સવાલો ઉકલી ગયા ?

ખેર, આઝાદી તો આવી, તો ય ફક્ત પરદેશીઓની વિદાયથી આપણા સૌ સવાલોનો ઉકલ આવી જતો નથી. અને સવાલો પણ જેવા તેવા નથી

એ દેશને અમેરિકાએ આપેલી જબ્બર લોન ચારને બદલે એક જ વરસમાં ચવાઈ ગઇ છે; અને ફરી હવે તેથી ઘણી જ વધારે આકરી શરતો વિના અમેરિકા નવી લોન આપવા તૈયાર થાય તેમ નથી. પહેલી લોનની શરતો –બ્રિટન સાથેના બીજા દેશોના ચાલુ વેપારમાં તેમને મળતા સ્ટર્લીંગ ડોલરમાં ફેરવી આપવા, અને અમેરિકન માલ સામેની સામ્રાજ્યના દેશોની જકાતી દીવાલો નીચી કરવી–પણ બ્રિટનને ભારે પડી ગઈ હતી. નવી શરતો પ્રમાણે તો સામ્રાજ્ય અમેરિકાને સાં ગીરવી mortgage જ મૂકી દેવું પડે. આ સ્થિતિ બ્રિટનને પરવડે તેમ નથી એટલે એણે અમેરિકા સામે મોઢું ભરાવ્યું છે.

બ્રિટીશ રાષ્ટ્રસંઘ અને સામ્રાજ્યના દેશો વચ્ચેનો વેપાર બને તેટલો વધુ વિકસાવવો, અમેરિકન માલની આયાત બને તેટલી ઘટાડી નાખવી; અને શક્ય હોય તો બ્રિટીશ–જૂથના દેશો વચ્ચે જકાતીસંઘ–કસ્ટમ્સ યુનીયન રચવો એ બ્રિટનની નવી ચાલ છે. બ્રિટનની આ નવી ચાલને પરિણામે યુરોપના જકાતી 'યુનીયન' ના પાયા પર રચાનારી પેરીસ પરિષદની ભલામણોનો મૃત્યુઘંટ વાગી જવા સંભવ છે.

બ્રિટનની આ નવી ચાલને પરિણામે જે બ્રિટીશ સંસ્થાનો અને સામ્રાજ્ય પોતાની મુઠ્ઠીમાં આવી ગયેલાં અમેરિકાને લાગતાં હતાં તે તો સરકી જતાં દેખાય જ છે, પણ બ્રિટન–ફ્રાન્સની દલાલી મારફત પશ્ચિમ યુરોપ પર વર્ચસ્વ જમાવી દેવાની અમેરિકાની યોજના પણ બરબાદ બનવાની અણી પર હોય એવી સ્થિતિ ઉપજી રહી છે. અને આ ફણગો બરાબર ત્યારે જ ફૂટ્યો છે કે જ્યારે અણ વેંચાએલાં વધુ પડતા ઉત્પાદનને પરિણામે અમેરિકન ઉદ્યોગોનાં ચક્રો ધીરવાવા લાગ્યાં છે, આર્થિક મંદીનાં પગરણ એ દેશમાં થઇ ચૂકયાં છે. આ સ્થિતિમાં 'યુરોપને બચાવો' અને 'ચીનને બચાવો' ની વાતો ઊંઘી ગઇ છે અને 'અમેરિકાને બચાવો' ની આળપંપાળ એ દેશ માટે ઉભી થઇ છે. પેરીસ પરિષદના અહેવાલની વાટ જોવાની ધીરજ ગુમાવીને અમેરિકા યુરોપના કોઇ પણ ગરજાઉ દેશને 'આર્થિક મદદ' આપવા તૈયાર થઇ ગયું છે. પણ આ રીતે પોતાને બચાવી શકે છે કે કેમ તે જોવું રહે છે.

* * *

અમેરિકન મૂડીવાદની ગોલાંગીરી કરીને પોતપોતાના આંગણે અવસાન પામી ચૂકેલ મૂડીવાદને સંજીવન કરવાનાં ક્ષણિક ગુલાબી સ્વપ્નાં માણી ચૂકેલાં બ્રિટન અને ફ્રાન્સ પણ પોતાનાં [illegible] ોમાંથી [illegible] જાગી ગયાં છે.

સ્વાધીન ભારતની નવજીવનની આકાંક્ષાઓનું પ્રતીક

# સંસ્કાર

★

અનુક્રમ



## કવિ નર્મદનો ગુર્જરીલાલને જવાબ!

"મુખડા દેખો દરપનમેં" વિભાગનો આ અંકનો હપ્તો એકેએક ગુજરાતીનું હૈયું વીંધી નાખે તેવી કવિ નર્મદની, એક સૈકાને સામે પારથી આવતી સંસ્કારહાક સુણાવી રહે છે.

## સંસ્કાર

તંત્રી

મનુભાઈ વ્યાસ (સ્વપ્નસ્થ)
૯, પાર્કરોડ, વિલેપાર્લે–પૂર્વ, મુંબઈ-૨૪

વ્યવસ્થાપકઃ

ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર, પ્લોટ, ભાવનગર.

**સૂચના** ★ **લવાજમ ભરવાનાં સ્થળોઃ**

● લખાણો અંગેનો પત્રવ્યવહાર તંત્રી સાથે કરો.
છૂટક વેચાણ, ગ્રાહક તથા એજન્સી અંગે વ્યવસ્થાપકને લખો.

**લવાજમ**

| દેશ | પરદેશ |
|---|---|
| વાર્ષિક રૂ. ૮ ... ... | ...રૂ. ૧૨ |
| છમાસિક રૂ. ૪ા... ... | ...રૂ. ૭ |

છૂટક પ્રત રૂ. ૧

(૧) લોકપ્રકાશન ગૃહ, સેન્ડહર્સ્ટ રોડ. મુંબઈ–૪.
(૨) એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઈ–૨.

અમદાવાદઃ (૧) પિપલ્સ બુક હાઉસ પ્રાર્થનાસમાજ. (૨) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો.

કલકત્તાઃ રમણીક મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ.



હિંદની છબી

સત્ત્વ વગરના ચપટી ચોખાથી ઉદરની આગ ઠરતી નથી. જનતા આખીના પેટમાં જલતો અગ્નિ જૂનાનું જ્વલન અને નવાનું નિર્માણ માગે તે પહેલાં તો ભીષણ રોગી હુતાશનમાં દેશ ભભૂકી ઊઠે છે. હજારો, લાખો ને કરોડો મૃત્યુ, અત્યાચાર અને નિરાધારતાની ખીણોમાં હડસેલાય છે. એ દિગંબર વ્યથાની આ મૂર્તિ – આજના હિન્દની તસ્વીર છે.



## સાંસ્કારિકતાનાં અસ્તિત્વ માટે

હિંદના સાંસ્કૃતિક અને સાંસ્કારિક જીવનની મંગલ પરંપરાના મૂળમાં પ્રહાર કરતા આંધળાં કોમવેરનાં આક્રમણો પર આક્રમણો ચઢી રહ્યાં છે. એ ભયાનક ભૂતાવળ બ્રિટિશ શાહીવાદના સ્વાર્થોએ જગાડેલી છે એ ખરું હોવા છતાં, આખી પ્રજાને તેમાં બલિ આપવા માટે આપણા હિંદુમુસ્લિમ રાજકીય નેતાઓ વિશેષ જવાબદાર છે

દેશભરમાં વધતી એ હિંસક અને ફાંસીસ્ટ મનોવૃત્તિ અને તેનાં સંગઠન અને આક્રમણો સામે ગાંધીજી, પંડિત જવાહરલાલ અને મૌલાના આઝાદે જે ચેતવણી ઉચ્ચારી છે એ અત્યંત ગંભીર છે. આપણા મહાન સંસ્કાર વારસાનો મૂળોચ્છેદ કરતો અને દુનિયાના સાંસ્કૃતિક ઇતિહાસમાં આપણી માથે ગુનાહિત શરમનો બોજ ચઢાવતો એ વિદ્વેષ આપણે ખતમ કરવો જ રહ્યો

## શાંતિગંગાના ભગીરથ

શાંતિના એ પરમ મંત્રદ્રષ્ટા આજીવન ઉપાસક ગાંધીજી આજે ૭૯મા વર્ષમાં પ્રવેશે છે. ૭૮ વર્ષોની એમની જીવનયાત્રામાં હિંદુમુસ્લિમ એકતા શાંતિની ભગીરથ સાધનાના અર્ધા સૈકાનો પ્રેરક ઇતિહાસ, આપણી આગળ

છે. આજે ૭૯ માં વર્ષે પણ માનવતાના વિજયનો અટલ વિશ્વાસ ધરી તેઓ નિર્ભય રીતે કર્તવ્યનો મુશ્કેલ માર્ગ—એકલા, સાથીદારોને સાદ કરતા, હાકલ કરતા, પ્રેરતા એવા–કાપી રહ્યા છે. માનવતાને અત્યંત અમરત્વની ગાંવિતા એ મહાન દૂતને આપણાં નમન હો!

## સાંસ્કારિક અસ્તિત્વ

પરંતુ આજે એ નમનને યે નામશેષ કરતી કટોકટીનો કાળ આપણને ચાલીસ કરોડને ઘેરી વળ્યો છે. કોમીઝેરની પ્રત્યેક ભાવના અને વૃત્તિ આજે એટલી ઉગ્ર અને સંગઠિત બની છે કે, બંધુભાવના અને શાંતિનાં જીવનને મૂળમાંજ પ્રચંડ આઘાત લગાવી રહેલ છે. સાહિત્ય, કલા અને સંસ્કાર જેના પર નિર્ભર છે એ માનવતાને આજે પ્રત્યેક હૃદયમાંથી હણવાનો કાર્યક્રમ પ્રત્યાઘાતીઓએ ઘડ્યો છે. અને તેને પરાસ્ત અને નષ્ટ કર્યા સિવાય આપણા માનવતા અને સાંસ્કારિક જીવનનાં અસ્તિત્વ માટે બીજો કોઇ માર્ગ નથી.

## પ્રગતિશીલ લેખકસંઘ

ગયા માસે જ અમે અખિલહિન્દ હિન્દી પ્રગતિશીલ લેખકસંઘને પાઠવેલો પ્રગતિશીલ ઉર્દુ લેખકોનો સંદેશ પ્રકટ કર્યો હતો.

તે પછી તરતજ બંગાળના પ્રગતિશીલ સાહિત્યકારોએ અખિલ હિંદના સાહિત્યકોને પ્રેરણાદાયી સંદેશ વ્યક્ત કર્યો છે.

બંગાળના પ્રસિદ્ધ સાહિત્યકારો શ્રી. તારાશંકર બેનરજી, શ્રી બિભૂતિભૂષણ બેનરજી, સજનીકાન્ત રોય અને સુબોધ ઘોષ વગેરેએ એક નિવેદન પ્રગટ કરી બંગાળમાં કોમી દ્વેષનો ફેલાવો કરતા લેખકોને અને પત્રોને એ ખતરનાક માર્ગ સામે ચેતવણી આપી છે.

તેમણે દેશનાં ગૌરવને કલંકિત કરતાં અને બસો વર્ષનાં બલિદાનો બાદ મળેલી સ્વાધીનતાને ધૂળમાં રગદોળતાં આ દ્રોહી કાર્યો સામે દરેક પગલાં લેવા [illegible]ની સરકાર તથા જનતાને આગ્રહ કર્યો છે. અને આવાં પત્રોનો અને લેખકોનો [illegible]તર બહિષ્કાર કરવા જાતે નિર્ણય કરી પ્રજાને હાકલ કરી છે।

અલ્લાહાબાદ મુકામે મળેલ હિન્દી પ્રગતિશીલ લેખકોનાં સંમેલને પણ [illegible]રોનાં એ સક્રિય સંગઠનનો બેરીનાદ બજાવ્યો છે. આ અંકમાં અન્યત્ર એ સંમેલનનાં ભાષણો ઉપરાંત, સંમેલને પસાર કરેલ ઠરાવ, કોમી દ્વેષને

# મુંબઈના સાહિત્યકાર-કલાકારો

પ્રજાનાં સાંસ્કૃતિક નેતૃત્વની એ પ્રેરક પરંપરાને દીપાવતા મુંબઈના પ્રગતિશીલ લેખકો, લોકનાટ્ય સંઘ, પૃથ્વી થિયેટર્સ, રાષ્ટ્રીય નાટ્ય સંઘ, ગુજરાતી લેખક મિલન, વિદ્યાર્થી સંઘ, વિદ્યાર્થી કોંગ્રેસ, મુસ્લિમ વિદ્યાર્થી સંઘ અને બીજી અનેક સાહિત્યક અને કલાકાર સંસ્થાઓ તા. ૨ જી ઓક્ટોબરના ગાંધી જયંતિ સપ્તાહના પ્રથમદિને જ શહેરના કોમી રમખાણોનાં કેન્દ્રસમા હિન્દુમુસ્લિમ લત્તાઓ-કાલબાદેવી, ભીંડીબજાર, મહમદઅલી રોડ, અને પરેલ-માંથી સરઘસ રૂપે શાંતિ અને ભાઈચારાના સંદેશને બુલંદ કંઠે લલકારતા ઘૂમ્યા હતા.

વિરાટ મુંબઈ નગરીના વિશાળ રાજમાર્ગો એ સાંસ્કૃતિકજૂથોને વધાવતા મહાનદ માફક ઉમટ્યા હતા, અને સામાન્ય જનતાની સનાતન શાંતિ ઝંખનાની પ્રતીતિ આપી રહ્યા હતા.

આ વસ્તુ બતાવી આપે છે કે કોમીઝેરનાં સંગઠિત બળો સામે સંસ્કાર અને શાંતિનાં બળોએ પણ એકત્ર થઈ ઝૂઝવાનું છે અને પ્રજાને તેની સાંસ્કૃતિક ઉન્નતિનાં શિખરે ફરી લઈ જવાનું શક્ય છે જ છે!

મુંબઈ માફક અમદાવાદ, સુરત, નડીઆદ, રાજકોટ, ભાવનગર વગેરે નગરે નગરે જો શાંતિનાં બળો આમ જાગી ઊઠે તો, મગદૂર નથી સમાજ અને દેશના દ્રોહી ગુંડાતત્ત્વોની કે એ બહાર આવી શકે.

## અમદાવાદનો અવાજ

અમદાવાદના ભિન્નભિન્ન કોમ અને વિચારસરણીના સાહિત્યકારો પણ એ કર્તવ્ય માર્ગે રાહબર બન્યા છે.

*ડૉ. રિયાબેન, હકીમ સૈયદ હૈશમ, અહમદ "જોહર" દહેલવી, સ્નેહરશ્મિ, રવિશંકર રાવળ, સૈયદ જલાલુદ્દીન કાદરી, પ્રો. બી. એ. સાલેટોર, મહમદ રૌનક, વહીદ બનારસી, ચંદ્રભાઈ ભટ્ટ, મગનલાલ ચાંદલિયા, ધૂમકેતુ, જગ્ગારહુસૈન, જયંતી દલાલ વગેરે અનેક જાણીતા સાહિત્યકોએ હિન્દુમુસ્લિમ એકતા માટે ગુંડાગીરી સામે અને શાંતિ માટે ગાંધીજી અને રાષ્ટ્રીય સરકારને મદદ કરવા વિજ્ઞપ્તિ પ્રગટ કરી છે*

# આશ મારા દેશની !

—સ્વપ્નસ્થ

[ હિંદી સંઘની સ્વાધીનતાના આછા પ્રકાશમાં દેખાતી જન્મભૂમિ ગુજરાતનું ચિત્ર અને અનેક દુઃખોમાં બંધાયેલાં જનજીવનની મુક્તિની-જનસામાન્યનાં પૂર્ણ જીવનની ઝંખના આ કાવ્ય રચી જાય છે. ] *

અરબી તણા અંઘોળ ઉમટે વજ્ર પથ્થર પાય પર,
રૂમઝુમ રમત, વળી ધવલ ફેનિલ ચરણ ચૂમે રેતી પર;
આવરી આકાશ એ આખુંય જામે મેઘ કેરાં મંડલ.–
પાછળ હજારો જોજનો હરિયાળીના
ભીના પવનમાં ડોલતા આનંદમાં
માટી તણા ભીના ફૂસકતા થર થતા કણ કણ
ખેતરો પર હળ તણી હારોનાં ધીર કદમ.–
ગામડાં કીચડ ભર્યાં;
ગોમૂત્ર મળગારાથી લથબથ શેરી ને ફળિયાં,
નાગાં છોકરાં છોકરાં નાચી રહ્યાં,
વહુવારુઓ સોતી લઇને સૂપડાં,
ગંભીર ચિંતાતુર ચ્હેરે જોતી ડેલી પાર,
ફેલી રહી ગારાની દુનિયા જે અનંત બહાર.

સાંજના ધનઘોરમાં સહુ સીમ કેરાં ઝાડવાં
ચુપચૂપ ઊભાં તળે ધણ મૂંગાં વહી આવી રહ્યાં,
કાળાં નીરવ નદી નીર સમાં,
ને બીચ હોડી જેમ તરતો આવતો ભરવાડ !

શિખર પર શિખરો, ચણુંએ, શીશ પર વરસાદ.
દૂર કોઇક ગામ પર
સીમનાં લીલાં તરુની હાર
પાતાળ ફાડી ઊઠતા ભૂતલના ભડી ગોટ,

* જન્મભૂમિ 'સ્વાધીનતા અંક'માંથી

દિગંતે ઘન ધુંવાનાં ગોલ,
ભીની રાખના રંગોળ !
જ્યાંથી અનર્ગલ ઉતરતી જલધાર,
જલધારના પટ ડોલતા, આડા થતા,
ફરકી રહ્યાં, નીચે ઉઘાડી કોર !
આવતો ખેડૂ !
પગ ઓસરી ચડતા હતા કીચડ ભરી
ચિંતામહીં ચમકી શી સુખની વાત !
હેલી મચી રહી પ્રહર પર પ્રહરો, વટે મધરાત,
વીજના મલકાટ દૂર ઈશાનના
બાળકોનાં રૂદન ચાંચડ કરડતાં
એ સહુ બિછાતની બીચ હૈયાં કેરી એક બિછાતમાં
લઇ પ્રાણ !
ઓ રે પ્રાણ મારા દેશના !
આઝાદીના આગમ સમી સ્વાધીનતાનાં સોણલાં !
ગારા તણી આ ગાઉના ગાઉ પડી
ધરતી વચાળે
ખેડુઓના જૂથની ભાંગેલ ઝુંપડીઓ ખડી
એ મધપુડલાની બીચ રાણી જેમ
ગણગણી રહ્યું આ શહેર અમદાવાદ:
ઉષાને આવકારે રોજ ભૂંગળનાદ
ને ઉમટે હજારો વસ્ત્રહીણા મજૂર આ કંગાળ
સાંકડી શેરી તહીં છલકી રહે
પાછળ મૂકીને મૃત્યુની કુહરો સમા આવાસ
આંખો જુવે જ્યાં ત્યાં ધુમરતા જીવનના નિશ્વાસ
સાકાર આજ બને !

અહો નિશ્વાસ ! ને ઓ આશ !
ઓ આશ મારા દેશની !
ઓ જનજીવન ! અય બદ્ધ જીવનવાહ !
પૂર્ણ જીવન, પૂર્ણ મુક્તિ, કારણે જે અધીર પારાવાર
તું અને આ અન્ન ને સંયોજતી ઘટમાળ

જ્યાંથી સ્ફુરે :—
આ માટી મુજ મુઠ્ઠી મહીં ખોલું
ફળરૂપ કર્યો ! કહેશો શું હું બોલું ?
તારા અમર અમોઘ શક્તિ સ્રોત......
મુક્તિની શરણાઈ જો, છેડે સ્વરો ઉદ્યોત
આહ શી મીઠાશ !
સમુદ્ર છોળો
સાથ ડોલો નવજીવન પલ્લવ !
સત્વ હૈયે આજ અભિનવ ઊપડતું નવપર્વ !
પેખો આજ આગળ આશ
આઝાદી કાજે જાગતી મુજ રોમરોમે શ્વાસ,
જનજીવન, ખેતી, યંત્ર પર ચાહું અનંત પ્રકાશ !
સુખના
પૃથ્વી અને આકાશ જે માંગી રહ્યાં યુગયુગ થયાં
એ માનવી કલ્યાણના !

# ક્રાંતિનાં ઇંધણ

—જૅક લંડન
અનુ. અનિલ કોઠારી

[પ્રથમ વિશ્વયુદ્ધ પૂર્વેના અમેરિકી સાહિત્યકારો–વાર્તાનવલકથાલેખકોમાં ઉદ્દામ કલાકાર તરીકે નામના પામનાર, કામદાર જીવનના સ્વાનુભવમાંથી ક્રાંતિકારી દૃષ્ટિ અપનાવનાર જેક લંડન ૧૯૧૬ માં મૃત્યુ પામ્યો ત્યારે ચારેક નવલકથાઓ તથા અનેક ટૂંકી વાર્તાઓ માટે નામ કમાઈ ગયો હતો.

એક નાનકડા મેક્સિકન છોકરાની ક્રાંતિ માટેની અપૂર્વ તમન્ના અને સ્વાર્પણની શાંત વીરશ્રીથી ભરી એની કહાણી અહીં રજૂ કરી છે.]

એના વિષે કોઈ કંઈ જાણતું નહિ. એમાં યે જનતાપક્ષના કાર્યકરો તો જરા જેટલું યે નહિ એમના માટે એ "નાનકડા ભેદ" સમાન હતો. મેક્સિકોની આવતી ક્રાંતિ માટે એ લોકો જેટલી જ મહેનત કરતો હતો.

જનતાની કચેરીના પ્રવૃત્તિમય ઓરડામાં જ્યારે એણે પહેલવહેલો પગ મૂક્યો ત્યારે બધા એને જાસૂસ માનવા લાગ્યા. સરકારની છૂપી પોલિસ હોવાની શંકા સેવવા લાગ્યા; કારણ કે એમના સંખ્યાબંધ સાથીઓ અમેરિકાના સંયુક્ત રાજ્યોની ધરતી પર પથરાએલી સરકારી જેલોના સળીઆ પાછળ ગોંધાયેલા પડયા હતા. બીજા કેટલા યે સાથીઓને માટીની ઈંટોવાળી દિવાલો સાથે જકડીને ગોળીએ દેવામાં આવ્યા હતા.

કાંગલા શરીરવાળો છોકરો એમના માટે તદ્દન અજાણ્યો હતો, ને અજાણ્યા હોવાની બધી બીક એના ચહેરામાં એમણે ભાળી લીધી. પણ પોલીનો વિરાએ સમયસૂચકતા વાપરી. એણે કહ્યું: "તું કહે છે કે, તારે મેક્સિકોની ક્રાંતિ માટે કામ કરવું છે. ઠીક! તારો કોટ કાઢી નાંખી પેલી ખીંટી પર ટીંગાવી દે. ને મારી સાથે આવ, તને બતાવી દઉં કે સાવરણી ક્યાં છે ને કચરાની ટોપલી ક્યાં છે એ જો. આ ઓરડામાં કેટલો બધો કચરો છે. એ વાળવાનું શરૂ કર. પછી બીજા ઓરડાઓ વાળી નાખજે. પછી બારીઓ ને બારણાં સાફ કરજે."

"આ ક્રાંતિનું કામ છે?" ફેલિપ રિવેરાએ પૂછી જોયું.

"હા, એ ક્રાંતિનું જ કામ છે!" પોલીનો વિરાએ જવાબ આપી દીધો. પછી રોજ નિયમિત રિવેરા જનતાપક્ષની કચેરીએ આવતો ને સાફસૂફીનું કામ કર્યા કરતો. કદી એક શબ્દ બોલતો નહિ. એક દિવસ, એણે પૂછી જોયું: "હું અહીં રાતે સૂવા માટે આવી શકું છું?"

બસ થઇ ગયું! સરકારી જાસૂસીનું કામ શરૂ થઈ ચૂક્યું! પક્ષની કચેરીમાં સૂઇ રહેવું એટલે, એનાં ખાનગી કાગળીઆંની જાંચ કરવી. સભ્યોની નામાવલિ ને મેક્સિકોની ધરતી પર વિખેરાયેલાં એનાં કાર્યકરોનાં સરનામાં જાણી લેવાં. રિવેરાની અરજ નકારવામાં આવી. ત્યારબાદ રિવેરાએ કદી એ વિષે ઉલ્લેખ સરખો યે ન કર્યો. કાર્યકરોમાંનું કોઈ જાણતું ન હતું કે, આ છોકરો ક્યાં રાત પસાર કરે છે, ને ક્યાં તે કેવી રીતે પોતાનું પેટ ભરે છે. એક વાર એરેલેનોએ રિવેરા સામે થોડા ડોલર ધર્યા. રિવેરાએ ડોકું હલાવીને એ લેવાનો ઇન્કાર કર્યો. બહુ દબાણ થતાં એણે કહી નાખ્યું: "હું ક્રાંતિ માટે કામ કરું છું."

આધુનિક જમાનાની ક્રાંતિ આણવા માટે પૈસાની જરૂર રહે જ છે. અને જનતાપક્ષને હંમેશાં પૈસાની ખેંચ રહેતી જ. એના કાર્યકરો સખત શ્રમ કરતા ને ક્યારેક ભૂખે પેટે પણ રહેતા. અને છતાં ઘણીવાર કટોકટી આવી જતી. એક વાર, કચેરીનું બે મહિનાનું ભાડું ચડી ગયું. મકાનમાલિકે તકાદો કર્યો. ખાલી કરાવવાની ધમકી આપી. ત્યારે થીગડાંવાળાં કપડાંમાં વિંટળાયેલા રિવેરાએ ચૂપચાપ આવીને શેબીનાં ટેબલ પર ૬૦ ડોલરની રોકડ રકમ મૂકી દીધી. એક વાર, શેબીનાં ટેબલ પર ૩૦૦ કાગળ ટપાલમાં જવાની રાહ જોતા પડ્યા હતા. ટિકીટો ખૂટી ગઇ હતી. ખરીદવાના પૈસા હતા નહિ. આ કાગળો પર જનતાની સારી યે પ્રવૃત્તિનો આધાર હતો. ત્યારે,

રિવેરા હેટ પહેરીને ચૂપચાપ ચાલી નીકળ્યો. જ્યારે પાછો આવ્યો ત્યારે શેબીનાં ટેબલ પર એ સેંટવાળી હજાર ટિકડીનો ઢગલો થયો.

"રિવેરા તરફથી મળતી મદદ સરકારી સોનું તો નહિ હોય ને ?" એક વાર વિરાએ એના સાથીદારોને કહ્યું. પણ કોઈ કંઈ નિર્ણય કરી શક્યું નહિ. આ છોકરો ક્યાંથી આટલી મોટી રકમો લાવતો હતો એ સૌને માટે મૂંઝવણભર્યો સવાલ હતો. એક વખત તો, પ્રચારપત્રિકાઓ કાઢવાના કાગળોની કિંમતનું લગભગ દોઢસો ડૉલરનું બીલ રિવેરાએ ચૂકવી આપ્યું હતું !

છતાં યે, કોઇને આ છોકરા તરફ મમતા જાગી ન હતી. એને કોઇ જાતના સવાલો પૂછવાની યે કોઇ હિંમત કરતું ન હતું.

"કોઈ મહાન ને એકલવાયો આત્મા હશે કદાચ. કોણ જાણે !... કોણ જાણે કોણ હશે !" એરેલેનોએ એક વાર પોતાની મૂંઝવણ ઠાલવી.

"એ માનવી તો લાગતો જ નથી" રામોસેએ કહ્યું.

"એનો આત્મા પાષાણ બની ગયો લાગે છે" શેબીએ કહ્યું, "એનામાંથી ચેતન ને હાસ્ય બળી ગયાં છે જાણે. મને તો મરી ગયા જેવો લાગે છે, ને છતાં યે એ જીવે છે. મને તો ડરાવે છે એ." શેબીએ પોતાની બીક કહી દીધી.

"જાણે નરકમાંથી આવ્યો છે. એ સિવાય આવા દિદાર દેખાય નહિ." વિરાએ ઉમેર્યું.

રિવેરા કોઇ સાથે વાત કરતો નહિ. કદી કોઇ પ્રશ્ન પૂછતો નહિ. ન કદી એ કંઇ સૂચન કરતો. એ ચૂપચાપ સાંભળ્યા કરતો. કોઈ જાતના ભાવ એના મોં પર દર્શાવતો નહિ. જાણે મરેલું ઠૂંઠું. જ્યારે ક્રાંતિની ચર્ચા જોસભેર ચાલતી હોય ત્યારે રિવેરાની આંખો શાંત રહીને જલ્યા કરતી હોય એમ લાગતું.

"એ જાસૂસ નથી." પોલીનો વિરાએ શેબીને એક વાર કહ્યું, "એ દેશભક્ત છે. હું કહું છું એ યાદ રાખજો. આપણા બધામાં એ જબરો ક્રાંતિકાર છે. હું એ જાણું છું, મને એવું ભાસે છે. મારા દિલમાં મને એવું લાગે છે. જો કે એના વિષે હું કંઇ જાણતો નથી."

"એનો મિજાજ ભારે ખરાબ છે." શેબીએ કહ્યું.

"હું એ જાણું છું." પોલીનો વિરાના શરીરમાં ઝીણી ધ્રુજારી ફરી વળી. "મારા તરફ એ વિચિત્ર નજરથી જુએ છે. એ આંખોમાં મમતા

નથી. ધમકી છે. એની આંખો વાઘની આંખો જેવી ક્રૂર છે. માની લો કે, હું આપણા ધ્યેયને બેવફા નિવડું તો એ મને મારી નાખે. એની પાસે દિલ નથી એ પોલાદ જેવો દયાહીન છે. બરફ જેવો ઠંડો ને કાતિલ છે. એ શિયાળાની રાતની ચાંદની જેવો છે જેમાં, માણસ કોઈ વેરાન ડુંગરાની ટોચ પર મરણતોલ દશામાં થીજી જાય. મને સરકારની યા એના મારાઓની બીક નથી, પણ આ છોકરાનો તો મને ડર જ લાગે છે. હું તને સાચું કહું છું શેબી! હું ડરું છું એનાથી એ છોકરો મૃત્યુનો શ્વાસોચ્છ્વાસ છે." છતાં ગે રિવેરા પર વિશ્વાસ મૂકવાનું પહેલવહેલું પોલીનો વિલાએ જ તેના સાથીઓને કહ્યું હતું.

શેબીનાં કથન મુજબ ને બધા જણને લાગતું હતું એ મુજબ રિવેરાનો ખરાબ મિજાજ એના દિદાર પરથી દેખાવા લાગ્યો હતો. હવે એ આવતો ત્યારે, કયારેક એના હોઠ ચિરાયેલા હોય તો કયારેક એના ગાલ યા હાથ પર થોડા જખ્મો હોય. હવે તો રિવેરા, જનતાની ક્રાંતિકારી પત્રિકાઓ માટે બીબાં ગોઠવવાનું યે કામ કરતો થયો હતો. કયારેક એવું યે બનતું કે એના હાથનાં આંગળાં સીસાના ટાઇપ ઉપાડી ન શકતાં. એના ચહેરા પર મૂક વેદનાનાં યે દર્શન થતાં. હવે તો રિવેરાનો આવવાનો ને કામ કરવાનો સમય પણ ખૂબ અનિયમિત થઈ ગયો હતો. કયારેક સવારે વહેલો આવીને બપોરે ચાલ્યો જતો તો કયારેક એ સમી સાંજે આવતો, ને મોડે સુધી કામ કરતો. કયારેક એ દિવસો સુધી દેખાતો જ નહિ. એક વાર તો, એક મહિના સુધી એની ગેરહાજરી રહી હતી. પણ થોડા દિવસોની ગેરહાજરી પછી એ જ્યારે પાછો ફરતો ત્યારે શેબીનાં ટેબલ ઉપર સોના ને રૂપાનાં સિક્કાઓનો ઢગલો થયો જ હોય.

× × ×

કટોકટીની ઘડી આવી પહોંચી હતી. ક્રાંતિને દોરવણી આપવાનો સમય પાકી ગયો હતો. જનતાપક્ષ પર સૌની મીટ મંડાઇ હતી, જ્યારે જનતાપક્ષ માટે પૈસાની અભૂતપૂર્વ મુશ્કેલી ઊભી થઈ હતી; દેશભક્તો બન્યું તેટલું જનતાપક્ષની ઝોળીમાં આપી ચૂકયા હતા. મેક્સિકોના મજૂરો ને પટાવાળાઓ એમના ટૂંકા પગારમાંથી યે અર્ધી રકમ તો આપી ચૂકયા હતા. પણ હજુ યે વધારે પૈસાની જરૂર હતી. વરસોની જહેમત નકામી જતી લાગતી હતી. જે પળની વરસોથી રાહ જોવાતી હતી એ આવી પૂગી હતી. ક્રાંતિની ધુણીમાં ભડકો થવાની તૈયારી હતી. એક ઝટકો, એક વધારે પ્રયાસ-એક બહાદુરી ભરી સડત ને જીત ક્રાંતિની હતી. જનતાપક્ષના કાર્યકરો

મેક્સિકોની ધરતીને બરાબર જાણતા હતા. ક્રાંતિની શરૂઆત થઈ એટલે તે પોતે જ પોતાની સંભાળ રાખવાની હતી. સરકારી વહીવટ, પત્તાનાં મહેલની જેમ પડી ભાંગવાનો હતો. જનતાપક્ષની પ્રવૃત્તિનાં બધાં કેન્દ્રો ક્રાંતિ જગાવવા, ક્રાંતિની આગને ઊંચે લઈ જવા તૈયાર હતાં. સ્વયંસેવકોની ખોટ ન હતી; પણ જરૂર હતી બંદુકોની, શસ્ત્રોની. પ્રજાના બધા પક્ષો જનતાપક્ષને સાથ આપવા આગળ આવ્યા હતા. પણ એ લોકો માગતા હતા બંદુકો, શસ્ત્રો. ચોમેરથી એકજ માંગ હતી, એકજ તરવરાટ હતો: શસ્ત્રો લાવો, બંદુકો લાવો.

જનતાપક્ષ પાસે ક્રાંતિને દોરવણી આપવા વ્યૂહ તૈયાર હતો. વિગતો તૈયાર હતી, પણ બંદુકો ક્યાંથી લાવવી? શસ્ત્રો ખરીદવાના પૈસા ક્યાંથી લાવવા? એ પ્રશ્ન આડો પડ્યો હતો. બધા ચિંતામાં પડ્યા હતા. જાગેલી પળને હરી જવા તે શે દેવાય?

એ સમયે રિવેરા ગોઠણભેર બેસીને કચેરીની પરસાળ બ્રશવડે સાફ કરતો હતો. એણે ઊંચું જોયું. મેલાં પાણીવાળો હાથ ઊંચો કરીને એણે પૂછ્યું: "પાંચ હજાર ડોલર બસ થશે?"

બધા સ્તબ્ધ બનીને એક બીજા સામે જોઇ રહ્યા. આ છોકરો આવડી મોટી રકમ લાવી આપવાની વાત કરે છે! વિરાએ ડોકું હલાવીને હા પાડી.

"બંદુકો ને શસ્ત્રો માટે વરદી આપી દો." રિવેરાએ કહ્યું. અને પહેલી જ વાર એ આટલું લાંબું બોલ્યો કે, "આપણી પાસે વખત મર્યાદિત છે. ત્રણ અઠવાડિયામાં હું તમને પાંચ હજાર ડોલર લાવી આપીશ. એટલો ગાળો જોઇશે. ભારે જંગ ચલાવવા માટે ઋતુ પણ માફકસર હશે. વધુમાં વધુ એટલું હું કરી શકું એમ છું."

"તું મૂર્ખામી ભરી વાત કરતો લાગે છે." પોલીનો વિરાએ કહ્યું

રિવેરા કપડાં પહેરી બહાર જવા તૈયાર થઇ ગયો. જતાં જતાં વિરાને જવાબ આપતો ગયો: "બંદુકો માટે વરદી આપી દો. હું જાઉં છું. ત્રણ અઠવાડિયામાં લાવી આપીશ."

× × ×

રીંગમાં દાખલ થતી વેળા રિવેરા તરફ કોઈનું ખાસ લક્ષ દોરાયું નહિ. ઉત્સાહ વિનાની તાળીઓનાં ધીમા અવાજે એને આવકાર્યો. મુક્કાબાજીની રમત જોવા ભેળી મળેલી ૧૦ હજારની માનવમેદનીને આ છોકરા તરફ તિરસ્કાર છૂટયો. પ્રેક્ષકવર્ગને નિરાશા સાંપડી. ત્રણ અઠવાડિયાં પહેલાં કરેલી જાહેરાત પર આધાર રાખીને, પ્રેક્ષકોએ તો લોસ એન્જલીસ શહેરના વિખ્યાત

ખેલાડી બીલી કાર્થી અને ન્યુયોર્કમાંથી ખાસ શોખીનોમાં આવેલા જગજાણીતા ખેલાડી ડેની વોર્ડ વચ્ચેની રસાકસી જોવા માટે જ ટીકીટો અગાઉથી રીઝર્વ કરી રાખી હતી, જ્યારે અહીં તો બીલી કાર્થીને બદલે મેક્સીકન મેંઢા જેવું પ્રાણી જોવા મળ્યું. બીલી કાર્થી તો અકસ્માત નડતાં હૉસ્પીતાલને ખાટલે પડ્યો હતો. વળી, પ્રેક્ષકવર્ગે પોતાનો અસંતોષ વ્યક્ત કર્યો એકલા ડેનીવૉર્ડના નામ પર જ પાંચ ને દશ ગણી શરત લગાવીને. જ્યાં પ્રેક્ષકોના પૈસા ત્યાં એમનું દિલ.

રિવેરા રીંગમાં એની જગ્યાએ એક ખૂણામાં જઇને બેઠો. ત્યાં અખાડાના માલિક કેલીનો માણસ રિવેરાને ચેતવણી આપવા આવ્યો: "હવે તું જરા હોશિયારીથી રહેજે. ડેની વોર્ડ તો વિખ્યાત ખેલાડી છે. તારે તો હારી જવું જ પડશે. ડેની વૉર્ડની આવતી રમત ચેંપીઅન થવાની છે. એની પાસે તારૂં ગજું કેટલું ? પણ જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી તારા દાવને લંબાવવાની કોશીશ કરજે. મી. કેલીએ આ સુચના આપી છે. જો તું જરાવારમાં રમત ખલાસ કરશે તો, અખબારો આ રમત 'બોગસ' જાહેર કરશે, ને સારાં યે લોસ એન્જેલીસમાં અમારા અખાડાનું નામ બોળાશે."

આની કંઇ રિવેરાને ચાનક ચડી નહિ. એ તો આ રમતને ને એના સંચાલકો અને પ્રેક્ષકોને ધિક્કારતો હતો. એને તો પાંચ હજાર ડોલર મેળવવા હતા. ને એટલે જીતવું હતું. જીતવા સિવાય બીજો વિચાર જ રિવેરા કરી શકે એમ ન હતો. ડેની વૉર્ડની રાહ જોતાં જોતાં, રિવેરા ભૂતકાળનાં દિવસોમાં ખેંચાઈ ગયો. જાણે એ સમયમાં એ જીવવા લાગ્યો. એની નજર સમક્ષ ખડી થઈ ગઈ સફેદ દૂધિયા રંગની જંગી દિવાલો. એ દિવાલો હતી રિઓ બ્લાન્કો શહેરનાં કારખાનાંઓની. એણે જોયાં, એ કારખાનાંઓમાં કાળી મજૂરી કરતાં રીકાં પડી ગયેલાં ને ભૂખે મરતાં છ હજાર કામદારો ને ૧૦ સેંટના રોજ માટે લાંબા કલાકો સુધી મજૂરી કરતા ૬–૮ વરસની કુમળી વયનાં સેંકડો બાળકો. રંગકામ કરાવતાં ખાતાંઓ દેખાયાં. એના બાપાના શબ્દો એના કાને અથડાયા 'રંગકામનાં ખાતાંઓમાં કામ કરવું એટલે મોતને નોતરવું. એ ખાતાંઓને "આપઘાતની ભોણ કહેવાં જોઈએ."

રિવેરાને એની મા યાદ આવી. એક ઝુંપડીમાં ઘરકામ અને રસોઈ કરતી એવી મા, અને એમાંથી સમય મેળવીને પ્યાર કરતી માની ગોદ સાંભરી. લાંબા ને ચપટી બેવડ છાતીવાળા એના બાપાની વાત...પણ એને

યાદ આવી. એનું દિલ એવડું મોટું હતું કે, દુનિયા આખી એમાં સમાવી લે. છતાં યે રિવેરાને એની મા, માટે યે જગ્યા રહેતી.

રિવેરાને ભૂતકાળની ભૂતાવળો ઘેરી વળી: એમાં એના પિતા સૌની આગળ હતા. એ નાનકડા પ્રેસમાં બીબાં ગોઠવવાનું કામ કરતા રિવેરાની નજરમાં, એની કેટલી યે વિચિત્ર સાંજની હારમાળા ખડી થઈ ગઈ. જ્યારે એના બાપાને મળવા આવતા કામદારો સાંજે અંધારામાં લપાઇ છુપાઈને આવતા, કલાકો સુધી વાતો કરતા ને ચાલ્યા જતા. અને છેવટ, રિઓ બ્લાન્કોના કારખાનાંના માલિકોએ કારખાનાંઓને તાળાં લગાવી દીધાનો દિવસ એને યાદ આવ્યો.

આ કામદારોનો ગુન્હો એ હતો કે, એમણે પ્યુબ્લા શહેરના કામદારોની હડતાળને ટેકો આપ્યો હતો. કામદારો પર આથી ભૂખમરો ઊતરી પડ્યો. જંગલો ને ટેકરીઓ વચ્ચે જઈને ઝાડનાં પાંદડાં ને કંદમૂળ ખાઈને ભડકે બળતી ભૂખ હારવાની કોશીશ કરતા એ કામદારો એણે ફરીથી દીઠા. અને પછી, એની નજર સમક્ષ ભૂતકાળનો એક ભયાનક બનાવ ખડો થયો. કંપનીઓના કોઠારો સામેના ચોગાનમાં હજારો કામદારો એકઠા મળ્યા હતા. સરકારી મીલીટરી અને તેનો વડો યે આવી પૂગ્યા હતા. અને પછી ? પછી મૃત્યુના મોંમાં કામદારોને હડસેલતી રાઈફલોમાંથી એકધારી ગોળીઓ વછૂટવા માંડી. જાણે કામદારોનાં અન્યાયી(!) કૃત્યને એમનાં જ લોહીમાં ફરી ફરીને ધોવામાં આવતું હતું ! અને પેલી રાત એને યાદ આવી. એ પોતાના બાપા ને માના શબોને ઢૂંઢવા મડદાંઓ ખૂંદતો શેરીઓમાં ઘૂમી વળ્યો હતો. છેવટે જ્યારે એની માનું મોં લાધ્યું ત્યારની વાત એ કદી ભૂલે એમ નથી. માનું મોઢું જ માત્ર દેખાતું હતું. એનુ શરીર બીજા સેંકડો શબો નીચે દટાઈ ગયું હતું. ને ફરીવાર એકાએક ગોળીઓ વછૂટી ત્યારે એને મડદાંઓ વચ્ચે દટાઈ જવું પડયું હતું એ વાત પણ એને યાદ આવી.

ભૂતકાળની સ્મૃતિમાં ડૂબેલા રિવેરાના કાનના પડદા તોડી નાખે એવું ગર્જન થયું. એ જાગી ગયો. ડેની વોર્ડ રીંગ વચ્ચે કૂદી પડયો. આખા પ્રેક્ષક સમુદાયે ઓહ ને આહની કિકિયારીઓ સાથે તાળીઓના ગડગડાટથી એને વધાવી લીધો. ડેનીનું શરીર સુદૃઢ હતું. એની ચામડી સુંદર સ્ત્રીની ચામડી જેવી સફેદ ને લીસી હતી. એણે મુક્કાબાજીના વિખ્યાત ખેલાડી તરીકે સારી નામના મેળવી હતી. આરોગ્યનાં અસંખ્ય ચોપાનીઆઓ ડેની વોર્ડનાં ચિત્રો છાપતાં હતાં.

પાછળથી અવાજ આવ્યો "રિવેરા ! જરા યે હિંમત હારતો નહિ, એ તને મારી નાખશે નહિ, હોશિયારીથી કામ લેજે." પણ રિવેરાએ એ તરફ લક્ષ આપ્યું નહીં. એની આંખોની નજરને ઢગલાબંધ બંદુકોનાં દૃશ્યે રોકી રાખી હતી. એની નજર આંબી શકતી હતી એટલે સુધી બેઠેલો એક એક પ્રેક્ષક એને બંદુક જેવો દેખાયો. અને એને દેખાઇ મેક્સિકોની વિશાળ સૂકી, ધીમે ધખતી ને ચીરાયેલી ધરતી, ને એ ધરતી પર અર્ધ-ભૂખ્યા માનવીઓની લાંબી કતાર ! જાણે બધા બંદુકોની રાહ જોતા જ ઊભા હતા.

ખેલ શરૂ થયો. ડેની વોર્ડ તો ઘેટાં પર તૂટી પડતાં વાઘની પેઠે રિવેરા પર તૂટી પડયો. એ ખેલ ન હતો, રમત ન હતી પણ કતલ હતી. પ્રેક્ષક-વર્ગને તો રીંગ વચ્ચે ડેની જ દેખાતો. એના પડછંદ શરીરમાં રિવેરા તો કયાંય ઢંકાઈ ગયો હતો. પણ રિવેરા માટે એ કંઇ નવું ન હતું. એને ઘણી વાર આવી તિરસ્કૃત રમતમાં ઉતરવું પડતું. એ રીતે પૈસા મેળવવા સહેલ હતા, અને ઘણી યે વાર ખેલાડીઓના માણસખાઉ ધસારાઓ એને ઝીલવા પડતા. પ્રેક્ષકોને દિલે તો શ્રદ્ધા હતી જ કે ડેની વોર્ડજ જીતવાનો છે.

રિવેરાના બધા દુશ્મનો હતા, અખાડાના માલિકો ને રમતના સંચાલકો; પ્રેક્ષકસમુદાય પણ. એ આ બધાને ધિક્કારતો હતો. સાત દાવ પૂરા થયા હતા, છતાં યે રિવેરા ટકી શકયો હતો. રિવેરા ચાલુ રમતે પણ દિવાસ્વપ્નો જોવા લાગ્યો. જાણે રણ સમા મેદાન પર રેલ્વેના પાટાઓ પરથી દોડતી ટ્રેનોમાં અમેરિકન સત્તાવાળાઓ લોખંડી જંજીરો ને ફાંસીના માંચડાઓ, શસ્ત્રો ને સરંજામો લઈને લશ્કરી મોટી ટુકડીઓ સાથે ધસ્યા આવતા હતા. અને એને દેખાયું કે મેક્સિકોની સારી યે ધરતીને આવરી લેતી લાલ ક્રાંતિ આ લશ્કરી ધસારાને ખાળવા ને એનો નાશ કરવા બાથ ભીડવા ધસી આવતી હોય ! એક એક તિરસ્કૃત ચહેરો એને બંદુક લાગ્યો. આ બંદુક માટે એ મુક્કાબાજીમાં ઉતર્યો હતો. એને થયું એ પોતે પણ બંદુક છે, ક્રાંતિની બંદુક ! એ પોતે ક્રાંતિ છે, લાલ ક્રાંતિ ! એ આખા મેક્સિકોને છાય દેતી ક્રાંતિ છે.

દશમો દાવ રમાતો હતો. પ્રેક્ષકોએ જોયું કે, રિવેરાનો હોઠ ચિરાઈ પડ્યો હતો. કાનમાંથી લોહી નીકળતું હતું. પણ એની પાષાણુ છાતી તરફ કોઇનું લક્ષ ન ખેંચાયું. ત્યાં તો ડેની વોર્ડ વરુની પેઠે રિવેરા પર કૂદી પડ્યો ને મરણતોલ મુક્કા લગાવવા મંડી પડ્યો. આવી મોટી છલંગ જોઇને

પ્રેક્ષકો ચિચિયારીઓ પાડવા લાગ્યા! "ડેની! મારી નાંખ, પીસી નાખ આ મેક્સિકન વછેરાને!"

—અને સત્તરમા દાવ વખતે હજારો આંખોનાં અચંબા વચ્ચે ડેની વોર્ડ જમીન પર ફસડાઇ પડ્યો. બીજા દાવ માટે સમયસર ઊઠવાની સૌં તેનામાં રહી નહોતી.

"કોણ જીત્યું?" રિવેરાએ રીંગ માસ્ટરને પૂછ્યું. પણ રિવેરાને કોઇએ અભિનંદન ન આપ્યાં. એ એક ખૂણામાં બેસી ગયો. કોઇએ એની પરવા ન કરી. રીંગનાં દોરડાંને અઢેલીને જોરથી શ્વાસ લેતો એ બેઠો હતો. ૧૦ હજાર પ્રેક્ષકો ચાલ્યા ગયા ત્યાં સુધી એ તિરસ્કારની નજરથી જોયા કરતો હતો. એના ગોઠણ ધ્રુજતા હતા. બેફામ મારના પ્રચંડ થાકના ધક્કાઓ હવે તેની છાતીમાંથી બેળે બેળે ડૂસકા જેમ છૂટતા હતા.

પ્રેક્ષકોની ખાલી પડેલી ખુરશીઓ જાણે બંદુકોથી ખડકાઈ ગઇ એને લાગી. એ બંદુકો એની હતી, ક્રાંતિની હતી!

✻

# એશિયામાં વિજ્ઞાન

—વિજય પંડયા

[પ્રાગૈતિહાસિક કાળથી ૪ થી સદી પર્યંત એશિયાએ વિજ્ઞાનના ક્ષેત્રમાં આપેલ ફાળો અને તેનું મૂલ્ય, પાંચમી સદીથી આજ સુધી એ ક્ષેત્રમાં એશિયાની પછાત દશા અને પાશ્ચાત્ય દેશોની પ્રગતિ તથા એશિયા આગળ પડેલાં ક્રાંતિ માટે વિજ્ઞાનના ફેલાવાની અગત્ય–એ મુદ્દાઓ પર આ નાના લેખમાં પણ મધુસંચય કરી, વિજ્ઞાનના વિદ્યાર્થી ભાઈ વિજય પંડયા આપણી મૂકે છે]

પશ્ચિમના દેશોમાંથી જ્યારે જ્યારે કોઈ નવી શોધના સમાચાર મળે છે ત્યારે ઘણીવાર આપણા વિચારો એશિયાના ગૂઢ-અંધકારભર્યા ઇતિહાસમાં-થી કોઈ મળતી જ વસ્તુ શોધી કાઢવા નીકળી પડે છે. સામાન્ય માન્યતા પ્રમાણે તો આપણા પુરાણોમાંથી અદ્ભૂત સામ્ય ધરાવતી વાત હંમેશાં મળે છે. દારૂગોળા, ભયાનક આગ વર્ષાવતી તોપો, વિમાનો અણુઓમ્બ કે વાય-રલેસ અને એવા ઘણા નવા જમાનાના સાધનોના પૂર્વજો, હજારો વર્ષો પહેલાં થઈ ગયેલા આપણા ઋષિમુનિઓ હતા તેમ માનવાવાળા ઘણા છે. આ વાતની સાબીતિ આપણને હજી કોઈ રીતે મળી નથી. સિવાય કે પુરાણોની વાર્તાઓમાં આવતાં વર્ણનો.

સાબીતિ બીજી વાતની છે-અને તે એ કે એશિયા ખંડ જગતના સંસ્કાર અને માનવતાની જન્મભૂમિ છે. માનવીનું કૌટુંબિક જીવન સૌપહેલું એશિયામાં વિકાસ પામ્યું. અહીંજ આખા જગતને આવરી લેના ધર્મના વિચારો વિકાસ પામ્યા. અને એશિયામાં જ સામાજિક તેમજ રાજકીય પદ્ધતિઓના પાયા નખાયા જે હજી પણ સાબૂત છે. આ બાબતોનો સ્વીકાર આજે દુનિયાભરના ઇતિહાસકારો કરે છે. પણ એશિયાની પ્રજા એક બીજી ગર્વ લેવા જેવી ભૂતકાળની વાત માટે ઇતિહાસકારોનું સમર્થન માગે છે. મનુષ્યની વિચારશક્તિના ફળરૂપ વિશિષ્ટ પ્રકારના જ્ઞાન-વિજ્ઞાનનું મૂળ વતન એશિયા છે.

એશિયાનો માનવી સૌથી પ્રથમ વિચાર કરતો થયો હતો તે વાત સૌ સ્વીકારે છે, પણ વિચારોનું વિજ્ઞાનમાં પરિવર્તન કરનારો એ જ હતો

તે સત્ય છેલ્લાં ૪૦૦ વર્ષના યુરોપીય વિજ્ઞાનના ઈતિહાસમાં ઢંકાઈ જાય છે. પશ્ચિમના ઇતિહાસકારો કહે છે કે વિજ્ઞાનનું વતન છે ગ્રીસ-એટલે યુરોપ. પણ વસ્તુસ્થિતિ જુદી જ છે.

વિજ્ઞાનનો ઇતિહાસ "એકડે એક"થી માંડવો તો મુશ્કેલ છે. પણ વિજ્ઞાન શબ્દને ઘણા જ બહોળા અર્થમાં લઇએ તો વિજ્ઞાનનો જન્મ એશિયા માઇનોરમાં થયો ગણાય. પુરાણુ કાળમાં ગ્રીસ અને એશિયા માઇનોરનો પ્રદેશ એકજ હતો. અને ગ્રીક વિજ્ઞાનના સંસ્થાપકોમાંના ઘણા મૂળ એશિયાના રહેવાસી હતા. દા. તઃ થેલ્સ અને એનેક્સી માન્ડર નામના પ્રાચીન ગ્રીક વૈજ્ઞાનિકોમાં એશિયાનું રુધિર વહેતું હતું. યુરોપ અને ખાસ કરીને ગ્રીસની જંગલી અવસ્થામાંથી બહાર આવતી પ્રજાને તેમણે જ પશ્ચિમ એશિયાના સંસ્કારો અને વિજ્ઞાનના પહેલા પાઠો ભણાવ્યા. ગ્રીસનાં પુરાણો અને ઋષિમુનિઓજ કહે છે કે ભૂમિતિ અને રસાયણશાસ્ત્રનું જ્ઞાન ઇજીપ્ત તથા ગણિતશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રનું જ્ઞાન બાબીલોન પાસેથી તેમને મળ્યું. વળી ઘણી શોધખોળો જે યુરોપમાં થઈ ગણાતી હતી તે પાછળથી મૂળ પશ્ચિમ એશિયામાં થયેલી તેમ સાબીત થયું છે. દા. તઃ મકરવૃત્ત, કર્કવૃત્ત અને વિષુવવૃત્ત વિષેનું જ્ઞાન સૌ પહેલાં ગ્રીક ખગોળશાસ્ત્રી હીપ્પારકસને થયેલું તેમ માનવામાં આવતું. પણ હીપ્પારકસના કરતાં એક સદી પહેલાં થઇ ગયેલા બાબીલોનના યાલ્ડીયન ખગોળશાસ્ત્રી કીદીન્તુના લખાણોમાંથી ત્રણે વૃત્તો વિષેની શોધખોળો હવે મળી આવેલ છે આ ઉપરાંત તાજેતરમાં જ જુદા જુદા દેશોમાં થયેલી ભૌગોલિક શોધખોળો ઉપરથી ઘણી માહિતી મળી આવી છે. પરિણામે પૂર્વના દેશો-બાબીલોન, એસીરીયા, ઈરાન, હિન્દ અને ચીનનો પુરાણકાળના વિજ્ઞાનમાં ઘણો મોટો ફાળો હતો તે વધુ ને વધુ સાબીત થતું જાય છે.

છતાં એટલું કહેવું જોઇએ કે હજી જેટલી હકીકતો જોઈએ તેટલી મળી નથી. હિન્દ અને ચીન-એશિયાના મોટામાં મોટા તથા સૌથી પ્રગતિશીલ પ્રદેશોમાં થયેલા વિજ્ઞાનના વિકાસ માટેની માહિતી અગર તો નાશ પામી છે અથવા કોઈ અજ્ઞાત સ્થળોએ દટાયેલી પડી હશે. સમયના ઝંઝાવાત સામે ટકીને સાબૂત રહેલી અને શોધખોળ કરનારાઓના હાથમાં સંજોગવશાત્ આવી પડેલી માહિતીઓ ઉપરથી એમ માની શકાય કે આ બંને દેશોની પ્રજાએ વિજ્ઞાનની વિચારસરણીમાં ઘણો વિકાસ સાધ્યો હતો. શોધખોળોમાં પણ તેઓ પાછળ નહોતા. વિચારશક્તિ અને કાર્યશક્તિનો સંપૂર્ણ સમન્વય જીવનના દરેક ક્ષેત્રોમાં યોજ્યો હતો.

પૂર્વના દેશોની પ્રજા સામાન્ય વિજ્ઞાનની વિચારસરણીને જુદા જુદા શાસ્ત્રો તથા વિદ્યાઓમાં ચોક્કસ રીતે ગોઠવી શકી હતી. આમ વેરણછેરણ પડેલા વિચારકો, વૈજ્ઞાનિકો અને સંશોધકોની સાધનાઓને ચોક્કસ વિદ્યાનું નામ આપી તેને વિજ્ઞાનનો એક વિષય બનાવવો તે કંઈ નાનીસૂની પ્રગતિ નથી. વિજ્ઞાનનો એક અનોખો વિષય સર્જવા માટે તો અખૂટ વિચારો તથા સંશોધનોનો સંગ્રહ જોઈએ. આ વસ્તુ એશિયાની પ્રજા પાસે હશે ત્યારે જ ગણિત, ખગોળશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ખેતી અને ઢોર ઉછેર વિજ્ઞાન, વૈદકિય વિદ્યા અને બાંધકામ જેવા વિષયોમાં તેમણે પ્રગતિ સાધીને ?

એશિયામાં ગણિતશાસ્ત્રના પાયા નખાયા. શૂન્યની શોધ હિન્દના ગણિત શાસ્ત્રીઓએ કરી અને આરબ દેશોએ ખૂબ જ પ્રગતિ સાધી. ઇજીપ્ત અને ગ્રીસના વિચારકોને ગણિતનું પહેલું શિક્ષણ આપનારા પશ્ચિમ એશિયાના પ્રજાજનો હતા. તે જ પ્રમાણે ગણિત સાથે નીકટનો સંબંધ ધરાવનાર ખગોળશાસ્ત્રમાં પણ શરૂઆતની પ્રાથમિક શોધખોળો એશિયામાં થઈ.

અરબસ્તાનનાં રણોમાં, પશ્ચિમ એશિયાના ડુંગરાળ પ્રદેશોમાં કે હિન્દની નદીઓના પટોમાં ચોખ્ખી રાત્રે આકાશ સામે નજર રાખી વિચારે ચડતા મુસાફરો અને વિચારકોએ જે વિચારો કર્યા તેમાંથી ખગોળશાસ્ત્રનાં પહેલાં પ્રકરણો લખાયાં. જોયેલી વસ્તુઓ ઉપર રીલસુરીભર્યાં લખાણો લખવાને બદલે તેનાં કારણો, ઉપયોગો અને કુદરતની અને બ્રહ્માંડની ભેદી ગતિનું જ્ઞાન સમજાવતાં લખાણો પ્રચલિત થયાં. ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષ પહેલાંની એશિયાની મનુષ્ય સંસ્કૃતિ કેવા ઊંચા પ્રકારની હતી તે તો મોહન-જો-ડેરો અને હરાપ્પાના ખોદી કઢાયેલા શહેરો બતાવે છે. તે વખતનો મનુષ્ય પોતાની સગવડ પ્રમાણે રહેતો-જીવન વિતાવતો થયો હતો એટલું જ નહિ પણ આજુ-બાજુની સૃષ્ટિને પોતાની સગવડતા પ્રમાણે વૈજ્ઞાનિક રીતે બદલાવતો થયો હતો. બાંધકામ વિદ્યાના જોરે પોતાની તંદુરસ્તી સાચવવા તે વૈજ્ઞાનિક નુસખાઓ વિચારીને અમલમાં મૂકતો પણ થયો હતો. અને આ વિદ્યા તો કેવી સફળ રીતે છેક સુધી વારસામાં ઉતરતી આવી છે ! પૂર્વના દેશોનું શિલ્પ અને બાંધકામ તો જગવિખ્યાત છે.

ઇસુ ખ્રીસ્ત પહેલાંના ૨૫૦૦ વર્ષથી માંડીને અશોક હર્ષના સમય સુધીની હિન્દની સંસ્કૃતિનું કોઈ પણ તાદૃશ દૃષ્ટાંત આપણી પાસે હયાત નથી. પણ એ વખતના અનોખા સાંસ્કારિક વાતાવરણનાં વર્ણનો પેઢી દર પેઢી ફક્ત મૌખિક રીતે યાદ રખાતા સાહિત્યમાંથી મળી આવે છે.

હિન્દ ઉપરાંત દૂર પૂર્વના દેશો ખાસ કરીને ચીનનો વિજ્ઞાનમાં મોટો ફાળો છે. મહત્ત્વની વાત એ છે કે હિન્દમાં મુખ્યત્વે વિચારપ્રધાન-Theoretical બાજુ વિકાસ પામી હતી. જ્યારે ચીનમાં કાર્યપ્રધાન Practical બાજુ પણ વધારે વિકસિત બની હતી. ચીનના પૌરાણિક વૈજ્ઞાનિકો અને સંશોધકો વિષે આપણી પાસે ઘણી થોડી માહિતી છે. અને જગત સમક્ષ પણ આ માટે સાહિત્ય ઘણું ઓછું છે. આધુનિક દૃષ્ટિથી જે જાતના ભૌગોલિક સંશોધનો થવા જોઇએ તે હજી ચીનમાં રાજકીય પરિસ્થિતિને લીધે મોટા પાયા પર થયાં નથી. પણ ચીનના વિજ્ઞાનની પ્રગતિ વિષે થોડાંએક પ્રચલિત દૃષ્ટાંતો આપવામાં આવે છે તે આપણે સાબિતી તરીકે લઈ શકીએ. કાગળ બનાવવાની રીત હજારો વર્ષો પહેલાં ચીનમાં પ્રચલિત હતી. કેટલાએક ચીની કેદીઓએ સમરકન્દના આરબોને ઈ. સ. ૮ મી સદીમાં એ રીત બતાવી ત્યારે જ પશ્ચિમની દુનિયાને તેની ખબર પડી. લોહચુંબક, તેની વિશિષ્ટતાઓ અને તેમાં હોકાયંત્ર તરીકેના ઉપયોગ માટેનાં સંશોધનો સૌ પહેલાં ચીની વૈજ્ઞાનિકોએ કર્યાં. તે જ પ્રમાણે બ્લોક-પ્રીન્ટીંગ-લાકડામાં આકૃતિ કોતરીને છાપવાની કળા પણ પ્રથમ ચીનમાં ઉદ્ભવ પામી. કહેવાય છે કે ગંધક અને ફોસ્ફરસની સ્ફોટકતાનો ઉપયોગ 'દારૂખાનામાં' ચીનના લોકોએ કર્યો-ચોક્કસ રંજનાત્મક કાર્યો માટે. વેનીસનો મશહૂર દુનિયા ખૂંદનારો માર્કોપોલો એ યુરોપમાં લઈ આવ્યાની વાત અજાણી નથી. જે વિજ્ઞાનના વિકાસને યુરોપીય ગણવામાં આવે છે તેની શરૂઆત તો ઘણા નજીકના ભૂતકાળમાં થઇ. યુરોપીયન વિજ્ઞાનનો ઇતિહાસ માત્ર ૪ થી ૫ સદીનો છે. પણ આ સમય દરમ્યાન તેનો વિકાસ અસાધારણ ઝડપથી થયો. અને તેનાં પરિણામો એટલાં અગત્યનાં છે કે આખી દુનિયાની પ્રજાના જીવન અને સંસ્કૃતિને આવરી લે. મનુષ્ય સમાજની વિચારસરણીની પ્રગતિને હજારો વર્ષો લાગેલાં-તેની સાથે સરખામણી કરતાં લાગે છે કે વિજ્ઞાનનો ખરો વિકાસ આ સમય દરમ્યાન જ થયો. પણ એ ન ભૂલવું જોઇએ કે તેને માટેના મજબૂત પાયા પેલાં હજારો વર્ષો દરમ્યાન જ નંખાયેલા.

વિજ્ઞાનનો સર્વાંગી સંપૂર્ણ વિકાસ આ સમયમં થયો. સાથે સાથે મનુષ્ય સમાજ માટે ખૂબ જ મહત્ત્વનો એક બીજો ફેરફાર પણ, આ ચાર સદીઓ દરમ્યાન નોંધવામાં આવે છે. પહેલાં મનુષ્ય પોતાની જરૂરીઆતોની રોજીંદા વપરાશની ચીજો પોતે જ-નાના પાયા ઉપર, પોતાની મહેનતથી અને હાથના ઓજારોવડે બનાવી લેતો પણ આ નવા યુગમાં તે રીતનું સ્થાન

ખનિજ તેલ, પાણી અને કોલસાની શક્તિ વડે ચાલતાં યંત્રો અને ફેક્ટરીઓને મળ્યું. પહેલા યુગને અંગ્રેજીમાં પેલીયોટેકનીક એઇજ (paleotechnic Age) કહે છે; જ્યારે બીજાને નીયોટેકનીક એઇજ (Neotechnic Age) કહે છે. સામાજિક, આર્થિક અને રાજકીય સંસ્થાઓમાં ક્રાંતિ આ જ યુગમાં થઈ. અને તેના પરિણામરૂપે જગતભરની પ્રજાની જીવન વિતાવવાની રીતોમાં મોટા ફેરફારો થયા. યુરોપના સંક્રાન્તિ કાળ–Renaissance Period પછી જ ત્યાંની પ્રજા સમગ્ર રીતે જોતાં વૈજ્ઞાનિક વિચારસરણીને જીવનમાં પ્રથમ સ્થાન આપતી થઈ. પણ તે પહેલાં એશિયા અને યુરોપના વિજ્ઞાન-વિકાસમાં ખાસ તફાવત નહોતો.

ઈ. સ. ૫ મી સદી પછીનો ઇતિહાસ જોતાં એમ લાગે છે કે જાણે એશિયાની પ્રજાએ એક સાથે વિચાર કરવાનું બંધ કર્યું અને કાર્યશીલતો છોડી દીધી. વધારે શરમની વાત તો એ છે કે પૂર્વના ઘણાખરા દેશોમાં સક્રિય બૌદ્ધિક વિનિમયને બદલે વિચારોમાં સડો પેસવા લાગ્યો અને બુદ્ધિનું તેજ ઝાંખું પડવા લાગ્યું. ધર્મ, રૂઢિ, વહેમ, પુરાણો અને શાસ્ત્રોના અવળા અર્થો વગેરેએ એટલી હદ સુધી પ્રજાના માનસ ઉપર અસર કરી કે મોટા મોટા પંડિતો પણ ઊંધે માર્ગે દોરવાઇ ગયા.

જ્યારે યુરોપમાં લીઆનાર્દો–દા–વી–ન્ચી, ગેલીલીઓ, ન્યુટન વગેરે સમર્થ વૈજ્ઞાનિકોએ રચેલા પુણ્યપથ ઉપર જ દરેક પેઢીનો વિચારપ્રવાહ વહેતો થયો. આ વૈજ્ઞાનિક વિચારસરણીના અનુકરણે યુરોપની પ્રજાને દુનિયા ઉપર સર્વાંગી વર્ચસ્વ અપાવ્યું. મહાન વૈજ્ઞાનિકો પછી યુરોપમાં રાજકારણના ધુરંધરો અને ઝળહળતા નેતાઓ પણ જાગ્યા. ૭ મી અને ૮ મી સદીમાં તો સ્થંભિત થઇ ગયેલી અને વિજ્ઞાનનો સાચો માર્ગ છોડી ચિત્ર-વિચિત્ર પ્રવૃત્તિઓમાં ગુંથાએલી એશિયાની પ્રજા ઉપર નવીન વિકાસ પામેલી યુરોપીય સંસ્કૃતિનાં વાદળ છવાઈ રહ્યાં. દૂર પૂર્વની સુવર્ણ સમાન ભૂમિઓ ઉપર મહાન સામ્રાજ્ય સ્થપાયું અને ચીન માટે યુરોપની પ્રજાઓ વચ્ચે અથડામણો થવા લાગી. લગભગ સમગ્ર એશિયાનું આર્થિક તંત્ર યુરોપનું ગુલામ બન્યું. એક ચોક્કસ દિશામાં જ મૂડી અને નફાની દૃષ્ટિએ જ વિકાસ પામતા યુરોપીય સમાજના વિજ્ઞાનનું પરિણામ એ આવ્યું કે એશિયાની કોઈ પ્રજા પોતાના વિજ્ઞાન-વિચાર કે સામાજિક, આર્થિક અને રાજકીય રચનાના સાધેલા વિકાસવડે તેનો સામનો કરી શકી નહિ. દારૂગોળા, લોહચુંબક, કાગળ, ગણિત તેમજ ખગોળશાસ્ત્રનું અસાધારણ જ્ઞાન અને

ખેતીમાં સાધેલી પ્રગતિ–ક્રાંઇનો એશિયાની પ્રજાએ મોટા પાયા ઉપર ઉપયોગ કર્યો નહિ, જ્યારે પોર્ટુગીઝ અને સ્પેનીશ વહાણવટીઓ લોહચુંબક અને ખગોળશાસ્ત્રની મદદથી, દુનિયાભરના સમુદ્રો ઉપર ફરી વળ્યા. તેમણે સાથોસાથ દારૂગોળાનો પણ સારો ઉપયોગ કર્યો. કાગળ અને ચોપડીઓ છાપવાની રીતોથી તો યુરોપના વૈજ્ઞાનિકો, વિચારકો અને રાજકારણના સમર્થોની દુનિયામાં મોટી ઉથલપાથલ થઇ ગઈ. એશિયાની પ્રજાઓ ઉપર વિજય મેળવવા માટે આ બધી જ વસ્તુઓ ઉપયોગી થઈ પડી.

પણ દારૂગોળા, લોહચુંબક અને કાગળથી સામ્રાજ્ય ટકાવવું તેમને ઘણું મુશ્કેલ થઈ પડયું હોત. પણ આ વખતે તેમને Neotechnic Methods ની અખૂટ સહાય મળી. તેના વડે એશિયાની આર્થિક રચનામાં સહેલાઈથી વર્ચસ્વ મળ્યું–સામ્રાજ્ય આમ ટકી રહ્યું.

એશિયાના જ વિજ્ઞાનના ફળોના સર્વાંગી ઉપયોગને લીધે યુરોપની ચઢતી થઈ. એશિયામાં આમ ન બન્યું તેનું કારણ વાસ્તવિક છે. એશિયાની પ્રજાએ આ સમય દરમ્યાન મગજની વિચારશક્તિ અને હાથની કાર્યશક્તિનો સમન્વય કરવાનું તદ્દન છોડી દીધું હતું.

હિન્દના ધંધાદારી જ્ઞાતિ બંધનો–ધાર્મિક બંધનો અને ચીનના સમાજ ઉપરના મહાપંડિતો અને આદર્શવાદીઓના વર્ચસ્વને લીધે, આ બે દેશોમાં યાન્ત્રિક શોધખોળો લગભગ હજારો વર્ષ સુધી થઈ શકી નહિ. ત્યાર પછી છેક ૧૯ અને ૨૦ મી સદીમાં યુરોપની સંસ્કૃતિ સાથેની અથડામણોના પરિણામે આડકતરી રીતે એશિયાની પ્રજાઓ થોડીએક પ્રગતિ સાધી શકી છે.

આર્થિક, સામાજિક અને રાજકીય ફેરફારોને પરિણામે હવે આપણે ગંભીરતાપૂર્વક ભૂતકાળના અન્ય સમાન વાતાવરણનો વિચાર કરી તેમાંથી ભવિષ્યના કાર્ય માટે બોધપાઠ લેવાના છે. છતા કાર્ય એટલું સરળ નથી. યુરોપની Neotechnic Methods અને વૈજ્ઞાનિક સંસ્કૃતિના પરિણામ-રૂપે જે ગુલામી આપણે ભોગવી છે તેનો વિચાર પણ આપણા સામાજિક પરિવર્તનમા મહત્વનો ભાગ ભજવશે. પશ્ચિમની રીતો અને આધુનિક દુષ્પરિણામો તરફ ઘૃણાની દષ્ટિથી જોનારા લોકો 'આપણી પ્રાચીન ઔદ્યોગિક રીતો દ્વારા જ દેશનો ઉદ્ધાર છે' તે સૂત્રનો પ્રચાર કરે છે. આજે આપણે જોઇએ છીએ કે દેશના મોટા રાજકીય પક્ષોમાંનો એક પશ્ચિમની જેમ દેશ–વ્યાપી ઉદ્યોગીકરણદ્વારા આર્થિક સમૃદ્ધિ લાવવાની તરફેણમાં નથી. એને બદલે ગ્રામોદ્યોગ અને એવી પુરાણી ઔદ્યોગિક પ્રથાઓનો પ્રચાર થઇ રહ્યો છે. જ્યારે બીજો પક્ષ સમગ્ર દેશના આર્થિક અને ઔદ્યોગિક વિકાસ માટે જરૂરી

એવા રાષ્ટ્રીય ઐક્યના વિચારોને બાજુએ મૂકી ધાર્મિક ભેદોને આગળ લાવી દેશના ભાગલા પાડવાની નીતિ અખત્યાર કરે છે.

એશિયામાં સ્વતંત્ર રીતે યુરોપની વૈજ્ઞાનિક વિચારસરણી ઉપર ચાલી થોડા જ સમયમાં પશ્ચિમના દેશો સાથે હરીફાઇ કરવા સમર્થ થયેલા બે જ પ્રદેશો છે. એક જાપાન અને બીજો મધ્ય એશિયાના સોવિયેટ રીપબ્લીકોનો. જાપાનમાં પશ્ચિમના દેશનું આંધળું અનુકરણ થયું હતું. રાજકીય સ્વાર્થો સાધવા વિજ્ઞાનનો વિકાસ અને આધુનિક ઉદ્યોગીકરણ જરૂરી છે એ સૂત્ર અને ધ્યેય હોવાથી જાપાનના વિજ્ઞાનની પ્રગતિ સ્વતંત્ર તેજસ્વી નહોતી. વિજ્ઞાનના વિકાસ પાછળ પ્રજાના આર્થિક અને સામાજિક જીવનમાં એ ઉપયોગી થઈ શકે તે કરતાં જાપાનની લશ્કરી સર્વોપરીતા વધે અને પશ્ચિમના દેશોની જેમ બીજી પ્રજાઓને ગુલામ બનાવી ચૂસવાનો હેતુ વધારે વધારે ભાગ ભજવતો હતો. એટલે જ પશ્ચિમના દેશો સાથે તેને બીજા વિશ્વયુદ્ધમાં ભેદું ખર્ચવું થયું, અને તેનું પરિણામ તો આપણી નજર સમક્ષ છે. મધ્ય એશિયાના સોવિયેટ રીપબ્લીકો વિષે તો લખીએ તેટલું ઓછું છે. આખી દુનિયા એ અભણ, ગરીબ પ્રજાઓએ પા સદીમાં જ વિજ્ઞાનવડે સર્જેલ સમૃદ્ધિ તરફ તાજ્જુબીની નજરે જોઇ રહી છે. ત્યાં થતા વિજ્ઞાનના આટલા ઝડપી વિકાસનાં કારણો વગેરે લખવા માટે આજે સ્થળસંકોચ અનુભવવો પડે છે. પણ એટલું કહી શકાય કે ત્યાં આની પાછળ કામ કરતાં બળો જાપાનના કરતાં તદ્દન જુદા પ્રકારનાં અને લશ્કરી એટલે કે શોષક નહીં પણ શ્રમજીવી જનતા માટે કામ કરતાં હોય છે.

આ ઉપરથી આપણે દાખલો લેવાનો જરૂર છે કે આપણાં દેશમાં વિજ્ઞાનનો સર્વાંગી વિકાસ થવો જોઇએ એટલું જ નહિ પણ આપણી રાજકીય સત્તાએ ખૂબ જ સાવચેતીપૂર્વક એ વિકાસ મૂડીવાદી કે યુદ્ધખોર જૂથોથી સ્વતંત્ર રીતે થાય અને પ્રજાના આર્થિક તથા સામાજિક જીવનમાં ઉપયોગી બને તે ધ્યાનમાં રાખવું જોઇએ.

આજે એશિયાના દેશોમાં વિજ્ઞાન એ પ્રજાના સમગ્ર જીવનને આવરી લેતો વિષય નથી, પણ થોડીએક બુદ્ધિશાળી વ્યક્તિઓ અને સંસ્થાઓની આજુબાજુના ટૂંકા ક્ષેત્રમાં વિંટળાઈ રહેલ છે. એ ક્ષેત્રને વધુ ને વધુ વિશાળ બનાવી આખા દેશની પ્રજાને વિંટળાઈ વળે તેટલું વ્યાપક બને તેવી પરિસ્થિતિ લાવવી તે એશિયાની દરેક સ્વતંત્ર રાજ્યસત્તાની ફરજ છે.

References:-
Social function of Science.-Bernal
Social Relation of Science-Crowthen.
"Science in Asia" article in Science & culture April 47.

# આઠમ ચાંદની

–પ્રહ્લાદ પારેખ

[ વીજળીના દીવાના રોજિંદા ઝળહળાટ. એ અચાનક બુઝાય છે. અને આકાશની હતી છતાં ન હતી દેખાતી તેવી ચાંદની પ્રકટ થાય છે. કવિનું સૌંદર્યતરસ્યું ચિત્ત એ પળેકના અનુભવને ભરી ભરીને પીએ છે. દીવા ફરી ચમકે છે તો યે ચાંદનીનાં અમી આપણને પહોંચાડે છે. ]

રાત્રિ હતી.
ઘેર જઈ રહ્યો'તો.
હાંકી ગપાટા સહુ દોસ્ત સાથ.
બની ગઈ'તી જનશૂન્ય વાટ.

કિન્તુ હજુએ ચકચૂર વાતના
નશા મહીં હું ધપતો જતો'તો
    આગે પડ્યો'તો પથ વીજળીના
    તેજે ઝળાંઝળાં.

    ને વાતને યાદ કરી કરીને
    સહુ દોસ્ત કેરી
    જરી જરી હું મરકી રહ્યો'તો.
    થંભી ગયો ત્યાં
    ચમકી ગયો હું.

એ વીજ દીવા સહુ એક સાથ
ગયા બુઝાઈ—

પળેક વીતી ચમકેલ ચિત્તની,
બીજી પળે આઠમ ચાંદનીની
છટા નિહાળું રમણીય, મુગ્ધ
આનંદઘેલો
અડી રહી ભીતર ને બહાર,
એ ચાંદની—ને થઈ સ્તબ્ધ જાણે
પળે પળે હું રહું છું અનુભવી
એ શાંત તેજ.

એ શાંત ને શીતળ આત્મસ્પર્શી
પ્રકાશ જેને પડદા મહીં આ
છુપ્યો હતો શું પુર રોશનીના ?
હટી ગયો એ. તહીં સૌમ્ય રમ્ય
ખીલાવતું આતમ પોયણાંને
એ તેજ જોઉં
ને જાત ખોઈ
જઉં છું મટી હું.

જાણે હતો ત્યાં કંઈ ગણગણાટ
જન્મી રહ્યો એ પુર રોશનીથી
ભરી દિયે અંતર જે ઘડી ઘડી.

બુઝાઈ જાતા સહુ વીજ દીવા,
ના રોશની કેવળ એ શમી ગઈ
શમી ગયો એ ગગણાટ સાથે.

ને શાંત એકાંત સમી બનેલી
સૃષ્ટિમહીં એ-મુજ અંતરેથી
આનંદ મૂર્તિ નમની પરી શી
ચાલી બહાર
મેદાનેમાં, ડુંગર, ખેતરોમાં
ને દૂર દૂરે ઝબકંત નીરમાં
ફરી રહી એ.

જાગી ગઇ કોઇ અપૂર્વ ચેતના
　　મુજ રોમરોમે
ને આંખમાંહીં મુજ, હર્ષકેરાં
　　ચળકંત મોતી
ને આસમાની મુજ અંતરે કો'
　　પ્રકટંત જ્યોતિ!

પ્રકાશ તેનો મુજ રક્ત કેરા
　　બળતો વહેણે
ત્યાં તો—
ઊંડે ઝબૂકી સહુ વીજ દીવા,
પડી ગયો એ પડદો ફરીથી
પુર રોશનીનો,
જાગી ગયો એ ગગણાટ જૂનો.

આનંદમૂર્તિ ઉરના નિવાસે
પાછી ફરી:
આઠમ ચાંદનીની સૃષ્ટિ સરી ગા
એની ભરી અંતર સ્મૃતિ ને
ચાલ્યો ફરી હું ઘરની દિશામાં
સ્મૃતિના નશામાં!

# ગોકો ડોસો

ચુનિલાલ મડિયા

[જિન્દગી એટલે રોટલો કૂટી ખાવો એ માન્યતા તો ધનિક વર્ગનો વારસો છે. પરંતુ ફક્ત રોટલા પાછળ ફના થનારાં કરોડો છે, એ કરોડો આપણાં ગામડાંમાં રહે છે, એમાંથે ખેડુ, ગોવાળ, કારીગર એવા પ્રકારો છે. અંધશ્રદ્ધાળુ ગ્રામસમાજને હાડવૈદાંનું વિજ્ઞાન પણ કોઈ ચમત્કારી 'સટકા'નાં નામ વગર ફળતું નથી. એવા એક સટકા કારીગરનાં જીવનની રૂપરેખા આ વાર્તા દોરી જાય છે. આખી દુનિયાને રોટલો કરી ચાઉં 'કરવાવાળા' પોતાની વિરાટ ભૂખના એ પ્રચંડ રોટલા તળે અસંખ્યને ચગદી નાખે છે એની તરફ પણ આ ઈશારો કર્યો છે.]

ઉઘાડે પગે ખેતરમાં મોર્નિંગ વૉક કરવા જતાં બકુનો પગ લચકાઈ ગયો અને બપોર થતાં પોંચા ઉપર સારા પ્રમાણમાં સોજો ચડી ગયો.

"જયલાલ, માશીબા પાસેથી આયોડીન ન મળી શકે?" બકુએ તુમારી ઢબે મારા દ્વારા માશીબા સમક્ષ માગણી રજુ કરાવી.

માશીબા તો આ છોકરાઓ શું માગી રહ્યા છે એ જ પૂરું સમજી શકયાં નહિ. બકુએ સ્પષ્ટતા ખાતર આખું નામ ઉચ્ચાર્યું: 'ટીંકચર ઓફ આયોડીન...મેળવી આપોને, માશીબા!'

"તમે તો ઓલ્યા રાજાના કુંવરને ફોડકી થઈ'તી એના જેવા લાડ માંડ્યા છે. હાલતાં હાલતાં પગ ઓરંડાઇ ગ્યો છે એમાં તો મલાવીને મોટો કરી બેઠા છો! હળદર ખદખદાવીને ચોપડશું તો અબઘડી મરડ ઊતરી જાશે..." માશીબાએ તળપદો ઉપાય સૂચવ્યો.

"પણ હળદર ચોપડવાથી કપડાં નહિ બગડે?" બકુએ ભય વ્યક્ત કર્યો.

"વાહરે લાડકા!" માશીબાએ મોં પર અજબ અભિનય કરીને બકુની ઠઠ્ઠા કરી. પછી કહ્યું: "હળદર ચોપડતાંય લૂગડાં બગડતાં હોય તો મેલો વાત તડકે! હાલો ગોકા ડોસા પાસે પગ ઓરંડાવા. મારે હળદર ખદખદાવવી મટી."

"એ શું?" માશીના નવા સૂચનનો અર્થ બકુ સમજી નહોતો શકયો.

"પગ ઓરંડાવા. બીજું શું?"

" એટલે ? એ શું મસાજનો કોઇ પ્રકાર છે ?" બકુને આમાં સમજ નહોતી પડતી.

"અરે તમારા મસાજ કરવાવાળા ય આ ગોકા ડોસા પાસે પાણી ભરે પાણી !" માશીબા જાણે કે ગોકા ડોસાના કેન્વાસીંગ એજન્ટ હોય એટલા બધા અહોભાવથી બોલતાં હતાં : " ભલભલા મરડ, નસતરક ને ટચકિયાંને ગોકો ઘડીકમાં હળવાફૂલ કરી મૂકે છે."

બકુનું કુતૂહલ ઉત્તેજાતું હતું, એ તો એના મોંની રેખાઓ જ કહી આપતી હતી. હોઠ ઉપર આછો મલકાટ પણ હતો. એમાં, માશીબા તેમજ ગોકા ડોસા બન્ને પ્રત્યે ઉપહાસનો ભાવ પણ અછતો નહોતો રહેતો.

રેંઢો નમતાં સુધીમાં તો બકુએ ગોકા ડોસા વિશે જાતજાતની વાતો પૂછીપૂછીને માશીબાનો દમ કાઢ્યો.

" એમ પૂછ પૂછ કર્યે પગ નહિ મટે, લાડકા ! " માશીબા ઉત્તરો આપતાં થાકે ત્યારે છેવટ સંભળાવતા.

સાંજ સુધીમાં બકુએ શોધ કરી લીધી કે ગામ આખામાં 'આયોડીન' જેવી વસ્તુ શોધી જડે એમ નથી. પણ માશીબાને હાથે હળદર ચોપડાવતાં પહેલાં આ ગોકા ડોસાનો પરિચય તો સાધી જ લેવો એમ બકુએ નિર્ણય કર્યો.

"જયલાલ, પગ ન મટાડે તો ફિકર નથી, પણ ગોકો ડોસો એકાદ નવી નોવેલનું કેરેક્ટર તો પૂરું પાડશે જ. " માશીબાને મોંએથી મેળવેલા પરિચય ઉપરથી બકુએ મત બાંધ્યો હતો.

વાળુ પતાવ્યા પછી માશીબા અમને ગોકા ડોસાના ઘર ભણી લઈ ચાલ્યાં.

કણબીવાડનું નાકું વળોટતાં વાતાવરણ જ એવું પલટાઈ ગયું કે આપમેળે સમજાઇ જાય કે ખેડૂતોની આ વસાહત છે. સાવ નીચે ખામસું ઊભેલાં એકઢાળિયાંઓની પછીતોને વરસાદના માર સામે રક્ષવા માટે ઝરડાંની આડશો કરી હતી. છૂટેલાં ગાડાં ગડેરાં હાલવાનો મારગ રોકીને આડાંઅવળાં પડ્યાં હતાં. ગામના સુતારે ઘડી આપેલ ટચૂકડી બળદ–ગાડીઓ લઇને નાગાપૂગાં પણ ફૂટડાં છોકરાંઓ મસ્ત બનીને રમતાં હતાં. બકુ જેવા અપરિચિત આગંતુકને આવા અસૂરે ટાણે ફળિયામાં દાખલ થતા જોઈને કેટલાંક સમજુ છોકરાંઓ જાણે કે હૈયા–ઉકલતથી જ આપમેળે પૂછવા મંડયાં:

" ગોકા બાપાને ઘેરે જાવું છે ને ?"

બકુ તો આ જાણભેદુઓથી ડઘાઇ જ ગયો.

માશીબાએ હુકમ કર્યો:

"એલા છોકરાવ, તમારા ડાઘિયાની આડા જઇને ઊભાં રિયો ઘડીક વાર એટલે અમે ગોકા બાપાને ઘેરે પૂગી જાઇએ..."

કણબી-પાનો ડાઘિયો કૂતરો અજાણ્યાંઓને કરડવામાં કુશળ હતો. એ પ્રાણીના રીંગ-માસ્ટર તરીકે ફળિયાના આ છોકરાઓ જ કામ કરી શકતા.

થોડા છોકરાઓ ડાઘિયાની અટકાયતમાં રોકાયા અને બીજા થોડાઓ ગોકા ડોસાને અમારા આગમનનો સંદેશો આપવા પહોંચ્યા.

જઇને જોયું તો એક એકઢાળિયા ઘરની ઓશરીમાં ડોસો ડોકાતો હતો સંધ્યાનું ઝાંખું અજવાળું પણ એની આંખોને આંજી નાખતું હોય એમ એણે બન્ને હાથનું નેજવું કરીને કપાળે ગોઠવ્યું હતું.

એમને તો ડોસો પારખી શકે એમ નહોતો, પણ અમારો પગરવ અને બકુનો સતત ચાલતો વાક્પ્રવાહ સાંભળીને જ એણે આવકાર આપી દીધો:

"આવો ; હાલ્યા આવો, જી હોય ઈ, હાલ્યા આવો બાપલિયા !"

આંખો પર છાજલી રચવામાં રોકાયેલા એના બન્ને હાથનાં આંગળાં તેમજ હથેળી પર બાજરાના લોટની કણક ચોંટી હતી. અમારું તો એ તરફ બહુ ધ્યાન ન ખેંચાયું પણ માશીબા એ પારખી જઈ ને બોલ્યાં :

"ગોકા બાપાને આપણે રોટલા ઘડતા ઘડતા ઊઠાડયા !"

"રોટલા તો ઘડાશે એને ટાણે. હજી તો રાત્ય જેવડી રાત્ય પડી છે."

"આ આપણે ઘેરે મેમાન આવ્યા છે એનો પગ લચકાઈ ગયો લાગે છે..." માશીબાએ કહ્યું.

"અબઘડી એરંડી દઉં. એમાં શું ?" કહેતાં ગોકા ડોસો ચૂલા ભણી વળ્યો અને બોલ્યો : "આ એક રોટલો તાવડીએ પડ્યો છે એને ઉથલાવી લઉં. ભમરો ઊડી આવશે તો છોકરાવને ભાવશે નહિ." અને પછી કાંઇક આદત મુજબ જ ગણગણ્યો:

"છોકરાંવ પણ ભારે ચાગાફુગાં પાકર્યાં છે—સરોસર એની માં ઉપર જ ઊતર્યાં—એક રૈવાડાનો ય ફેર નંઇ ને !"

માશીબા કાંઇક બોલવા જતાં હતાં, પણ બકુએ જ આડે કહ્યું : "તમારું કામ બધું પતાવી લેજો હં કે ! અમે તમને ખલેલ કરવા નથી માગતા..."

અને આ સ્થળના નિર્ભેળ ગ્રામીણ વાતાવરણમાં કુમેળિયો 'બબેલ' શબ્દ સહુના કાનમાં ખટકી રહ્યો.

બકુએ લાગ સાધીને માશીબાને વિદાય આપી: "માશીબા, તમતમારે ઘેર પહોંચોને! અમે નિરાંતે આવશું."

"ભલે!" કહેતાં માશીબા બહાર નીકળ્યાં, પણ વળી પાછાં વળીને ડોસાને ભલામણ કરતાં ગયાં: "ઓકા બાપા, આ ભાણિયાવને તમારું ફળિયું વળોટાવી દેજો. અજાણ્યાંને જોઈને ડાઘિયો ભૂરાયો થાય છે..."

"ફકર નંઈ" ડોસો રોટલો ઉથલાવતાં બોલ્યો: "એમ તો ડાઘિયો માણહ કરતાંય વધારે સમજુ છે."

સાવ સાહજિકતાથી ઉચ્ચારાઈ ગયેલું ડોસાનું છેલ્લું વાક્ય સાંભળીને બકુએ મારા કાનમાં ગણગણાટ કર્યો: "ડોસાએ આબાદ સીક્સર ઠોકી હો!"

ગમે તેવા અજાણ્યાંઓ સાથે પણ ઘડી પળમાં જ ઘરોબો કેળવી લેવાની કલા તો બકુને સહજ સાધ્ય હતી. અહીં પણ એ કલા અજમાવીને એ સીધો ચૂલા નજીક જતોકને ડોસાના પડખામાં જ ભરાઈ બેઠો. અને પછી તો જાણે કે અદાલતમાં આરોપીની ઉલટ તપાસ લેતો હોય એમ પ્રશ્નોની ઝડી જ વરસાવવા માંડી. સારું થયું કે ડોસો સરળ-હૃદયી નીકળ્યો.

"આ છોકરાં બેય તમારાં કે?" સામે ખૂણે પડેલા થોડિયાંમાં સૂવાને બદલે બેસીને હીંચકતાં બે ગોબરાં છોકરાં કેમ જાણે કોઈનો ચોરાઉ માલ હોય, એવી ઢબે બકુએ પૂછ્યું.

"મારે એવડાં છોકરાં હોય!" ડોસાએ એક જ વાક્યમાં અજબ અભિનય કરીને બકુની વ્યવહારિક બુદ્ધિનું દેવાળિયાપણું સૂચવી દીધું અને સ્ફોટ કર્યો: "ઈ તો મારા ગગાના ગગા છે...ભગવાને જીવતાં રાખ્યાં છે..."

બકુએ ઘરને ચારે ખૂણે નજર ફેરવીને પૂછ્યું: "તમારો દીકરો અહીં નથી?"

ડોસાએ ઊંધું ઘાલીને લોટ મસળતાં જ કહ્યું: "ઈ હોય તો તો અટાણે મારા હાથમાં આ લોટના લૂવાને બદલે તળશીની માળા ન હોય!... બધીય લેણાદેવીની વાતું છે!"

બકુ હજી એજ પ્રશ્નનો સગડ નહોતો છોડતો: "દીકરો ક્યાંક કમાવા ગયો છે?"

"કમાવા તો ગયો તો જ ને? કમાવે તો સહુ કરતાં સવાયો હતો.

પણ મારા ફૂટલ નસીબમાં ન સમાણાં...જેવી લેણાદેવી !"

હવે બંકુએ પોતાના પ્રશ્નોમાંથી ઉલટ તપાસનું બરછટપણું દૂર કરીને દિલસોજી અને કુમાશ દાખલ કર્યાં. ડોસાને પણ આ દિલસોજી શાતાદાયક લાગી, અને મોકળે મને હૃદય ઠાલવવા માંડ્યું :

"ટપુ કહ્યોો અમદાવાદની મિલમાં કમાતો. આજ ઈ બેઠો હોતે તો આ ગામને ટીંબે એણે વિલાયતી નળિયાં નાખીને મેડી ચણાવી હોત. એની મોટામાં મોટી અભળખા વિલાયતી નળિયાંવાળી મેડીની હતી. પણ મનનાં મોરાં મનમાં જ રિયાં ને મીલમાં સાપરીંગનો પટો ચડાવતાં સંચોડે પોતેજ એમાં ચડીને ચેપાઈ ગયો...ચોમાસામાં પેલે વરસાદે સેંથકનાં દેડકાં ફૂટી નીકળે ને એકાદું ગાડાના ધરામાં ચેપાઇ જાય એમ સાડાતન 'મણની કાયા સાવ ચેપાઇ ગઈ. ઢીમ ઢળી પડ્યું...મારું રાંકનું રતન..."

અને પછી, ઘોડિયે હીંચકતાં બે ય છોકરાં તરફ આંખ ફેરવીને ઉમેર્યું: "આ બે છાણના કીડા જેવાં સંભારણાં મેલતો ગયો..."

બકુનું કુતૂહલ વધતું જતું હતું : "આ છોકરાંઓની મા...?"

"હતી. પણ ટપુના પાછા થ્યા કેડે બીજે જ દિ હાલી નીકળી. ટપુના ભેળી અમદાવાદી ભાઈબંધ ભરમાવી આ. ઈ તો જીવતાં-લોહીની જ સગી હતી. પોત નીચોવવા લગણે ય નો રોકાણી. હોય ઈ તો, જેવી આપણી લેણું-દેણું !"

'આપણી' શબ્દમાં ડોસાએ અમને પણ આમ ગણી લીધાં હતાં.

"મેં જઇને ઝટ આ બે ય છોકરાં એની પાસેથી લઈ લીધાં. નીકર તો આ મૂંગા પહુને ય એની મા વેચીને કાતડિયાં કરી નાખત. એવી કજાત હતી ઈ બાયડી..." ડોસાના અવાજમાં પહેલી જ વાર વેદના વ્યક્ત થઈ.

"પછી એણે શું કર્યું ?" બકુએ પૂછ્યું.

"એણે થોડાક દિ તો ઢોકના રોટલા ખડ્યા ! પણ પછી નાટક-કંપનીમાં કામ કરવા ગઈ. આ ગામના એક બે જુવાનિયા એનું મોઢું જોઇ આવ્યા છે. કે'તા તા કે 'ચેલૈયો' ના ખેલમાં હાલરડું બવ મજાનું ગાય છે; ને પેલ્ના ચેલૈયા આ બે ય આંહી પડ્યા છે."

ડોસાએ ફરી હૃદયની બળતરા વ્યક્ત કરી; પણ તુરત, આદત પ્રમાણે આશ્વાસન લીધું : "હોય ઈ તો; જેવી મા હારે જ્યાંની લેણાદેવી !"

થોડી વાર ડોસો સાવ મૂંગો રહ્યો. આંખ મીચીને જાણે કે કશુંક આંતરદર્શન ન કરતો હોય ! પછી એ મંથનનું નવનીત ઠાલવી દીધું : "મારા ટપુનું આટલું આ નામલેણું રિયું, ઇ મારે મન લાખું છે. હજી તો બચાડા છાણના કીડા છે; પણ કાલ સવારે મોટા થઇ રેશે ને ટપુનું નામ રાખશે. ને આ છોકરાં ઉછેરવામાં મારો ય જીવ પરોવાયો રિયે છે, તો ટપુના મરણનો ઘા વસમો નથી લાગતો. નીકર ટપુની વીવી કરતો કરતો હું ગાંડો જ થઈ જાત. આ છોકરાં તો મારે આંધળાની હાથલાકડી જેવાં છે...ભગવાન એને ક્રોડ વરહનાં કરે !..'

તાવડીમાંથી રોટલા ઉથલાવતા ડોસાએ કહ્યું : લ્યો હવે હાથ ધોઇને તમારો પગ ઓરંડી દઉં. એક છેલ્લો રોટલો વાંહેથી ઢીબી લઇશ. તમારે શેઠિયા માણહને અસૂરું થાશે. "

" ના, ના, અમારે ઉતાવળ નથી જરાય," બકુએ કહ્યું : " તમ તમારે છેલ્લો રોટલો ય ઘડી લ્યો નિરાંતે. "

" તો ભલે. આ દીવી જેવા તાપમાં અબઘડીએ ઢીબી નાખીશ. "

બકુની ઉલટ તપાસ હજી પૂરી થઇ નહોતી. પૂછ્યું : " ડોસા, તમે ધંધોપાણી શું કરો છો ? "

" ધંધો ! " ડોસાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. " અમારે મૂલી માણુસને વળી ધંધો કયાંથી લેવા જાવો ? મેં તો જંદગી આખી જાખડિયે હેસણે મજૂરી કરી છે. પણ હવે અવસ્થા થઈ અટલે એ મણથી વધારે ભાર ઉપડતો નથી. જુવાનીમાં તો સાતસાત મણની ગુણ એકલે હાથે કાંધે ચડાવી દેતો. કોઈના દીઢાનો ય ખપ નો પડતો. પણ હવે કાયા એટલું કામ નથી કરતી એટલે જંકશનેથી આંયાની ટપાલ હાફિસનો કોથળો લેવા-દેવા જાઉં છું. "

" પણ જંકશન તો અહીંથી તેર માઈલ થાય-સાડા છ ગાઉ થયા ! " બકુએ કહ્યું.

" જંકશન તો મારે મન પધડે ઘા જેવું. સાત ગાઉ તો સાત ડગલાં જ મણોની ! અવસ્થા થઇ છે તો ય મારી હાલ્ય જરા ય મોળી નથી પડી હો ! હજી ય હું મારગે ભિડતો જ જાઉં. ખદડુકે હાલતા ઘોડાને હું મારી વાંહે રાખી દઉં. આડે ઓઝતનો ખેતરવા પટ આવે છે, પણ ગમે તેવા ઘોડાપુરમાં ય હું સોંસરવો તરી જાઉં ને ટેમસર કોથળો પોંચાડી દઉં. "

" એમ કે ? "

"હા, ઇ વિના ટપાલ હાફિસવાળા મને નભાવતા હશે ? આ બે ય છોકરાંવને મારા બાજઠ જેવા વાંહા ઉપર ફાળિયું વીંટીને બાંધી લઉં, ને માથે ઉપાડું કોથળો. તો ય મારી હાલ્ય જરા ય મોળી ન પડે હો !"

"આ છોકરાંઓને પણ સાથે જ લઈ જાઓ છો ?" બકુએ પૂછયું.

"આંઈ વાંહે એને કોના વસુ મેલવાં ? જરાક સમજણાં થાય પછી રેઢાં મેલાય. હમણાં તો મારી ભેગાં જ રાખ્યે છૂટકો. મારગમાં કયાંકથી ખલેલાં તોડીને ખવરાવું, કોકની વાડીએથી ચીભડું ચખાડું, ને કાલીકાલી વાતું કરતાં બાપ-છોરુ ઠીઠોટા કરતાં જાઈ, તો મારગ કયાં કપાઈ ગ્યો એની ખબરે ન પડે. હું એકલો હાલું તો ટપુની વીંઝીએ અડી જાઉં..."

લોટવાળા હાથ ધોઈને ડોસો બકુની સારવારમાં લાગ્યો.

"કેમ કરતા પગ લચકાણો, ભાણાભાઈ ?"

બકુ શરમાઈ ગયો હોય, એમ એના મોં ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. આ વૃદ્ધ માણસની રોજની છવ્વીશ માઈલની ઝડપી દોડ સામે પોતાના બે ફર્લાંગના મોર્નિંગ વોકમાં પગ લચકાઈ જવા બદલ એને ક્ષોભ ઉપજતો હતો. ડોસાને એણે એટલો જ ઉત્તર આપ્યો : "ઉઘાડે પગે ચાલવા ગયો એમાં."

"હાલવાની મજા તો ઉઘાડે પગે જ આવે ને ભલા માણસ ! મારા કાંટારખા દસ વરસ મોરના શીવડાવેલ હજી ટકે છે, પણ પગબળણું હોય તંયે જ પગમાં ઘાલું; ઇ સિવાય તો એને ટપાલના કોથળા હારે જ બાંધી રાખું. પગમાં જેટલો ભાર એટલી આપણી હાલ્ય મોળી પડે એમ સમજવું."

"પગ મટાડવાનો તમારી પાસે કંઈ કીમિયો છે ?" બકુએ પોતાની મહાન શંકા છેવટે વ્યક્ત કરી જ.

"મારા જેવા માણસ પાસે કીમિયો વળી કેવો ? આ તો એક સટકો છે કાલો ઘેલો. ગલઢાવ કેતા ગ્યા છે એમ કરીએ છીએ..."

"સટકો ? એ વળી શું ? કોઈ વિદ્યા છે ?"

"ના રે ભાઈશાબ, ના. વૈદાં એમ આપણને કયાંથી આવડે ? આ તો ગલઢા કેતા ગ્યા છે, ઇ પરમાણે અમે..."

"ગલઢાઓ શું કહી ગયા છે ?" બકુનું કુતૂહલ હવે હાથ નહોતું રહેતું.

ડોસાના મોં ઉપર મુગ્ધાની શરમના શેરડા પડ્યા: "ભાઇ, તમે શેરમાં રેનારા ન સમજો, એટલે મારે મોઢે જ બોલવું પડશે. આ પગ ઓરંડવાનો સૂટકો સહુને હાથે ન થાય; મારા જેવાં કોક જ..." ફરી ડોસો ક્ષોભ અનુભવતો થોડી વાર મૂંગો રહ્યો. પણ બકુની આતુરતા અને અધીરાઈ જોઇને છેવટે ડોસાને સ્ફોટ કરવો જ પડ્યો: "મારા જેવાં કોક જ, માના ઓદરમાંથી માથાને બદલે પગેથી નીકળ્યા હોય ઇ જ પગનાં ટચુકિયા ઓરંડે."

કશુંક અદ્ભુત જીવનદર્શન લાધ્યું હોય એમ બકુ આનંદી ઉઠ્યો, અને એક પ્રકારના મુગ્ધભાવે ડોસા સામે તાકી રહ્યો. બોલ્યો: "પણ એવા માણસો તો ગણ્યાગાંઠ્યા જ હોય ને ?"

"હા, આ ગામમાં તો એક હું છઉં, ને બીજી છે સથવારા ખામાં એક સથવારણ. પણ તમ જેવાં માણહ સથવારા ખામાં પગ માંડો મેલે એટલે ઘણુંખરું તો મારે જ સૂટકા કરવા પડે છે. ભગવાન કરશે તો સવાર પડતાં જ તમારો પગ હળવોફૂલ થઈ જાશે..."

બહાર નીકળતાં પહેલાં બકુએ પૂછયું: "આની શી તમને શું આપવાની ?"

પણ ડોસો આમાં કશું સમજ્યો હોય એમ લાગ્યું નહિ. એટલે બકુએ સ્પષ્ટ શબ્દોમાં પૂછયું: "તમને કેટલા પૈસા આપવાના ?"

"અરે, રામ રામ કરો મારા ભાઇ! સૂટકાના તી કયાંય પૈસા લેવાના હશે? આ તો ધરમનું કામ કેવાય. મારી આવડી અવસ્થામાં હજારું પગ ઓરંડી નાખ્યા, પણ કોઇની રાતી પૈ લેવી ગવ–મેટ બરાબર. મારીબાને કેજો કે કાલ્ય તાવડી માંડતાં, પેલો રોટલો કૂતરાંનો ઘડીને મારું નામ લઈને નાખી દિયે...ઈ મારી શી!"

"ભલે." કહી અમે બહાર નીકળ્યા.

ડોસો અમને ફળિયાના નાકા સુધી વળાવવા આવ્યો. નાકા પર ડાઘિયો પડ્યો પડ્યો હાંફતો હતો.

ડોસો બોલ્યો: "તમતમારે ડાઘિયાનો જરા ય ભો રાખજો માં. તમે એને વતાવો નંઇ ત્યાં લગણ ડાઘિયો કરડવા ન દોડે..." અને છેવટે પેલી સીકસર ફરીથી ફટકારી: "એમ તો મૂગા જનાવર માણહ કરતાં ય વધારે સમજુ છે."

*

## પલટાતા ઇતિહાસની ધારા

# ઉમરાવો-અર્ધગુલામો ગયા
# વેપારીઓ-કામદારો આવ્યા

લે: ચંદ્રકાંત પરીખ

કલ્પના કરો. આશરે પચાસ ફીટ લાંબા ફટકડાની ફિલ્મ પર માનવજાતિના ઇતિહાસનાં એક પછી એક દૃશ્યો ખડાં થતાં જાય છે. પશુની માફક જંગલોમાં રહેતો મનુષ્ય કુદરતના સંજોગોનો લાભ લઈને બીજાં પ્રાણીઓથી જુદો પડતો જાય છે. ઝાડ પર રહેવાનું છોડીને એ ગુફામાં પ્રવેશે છે. પથ્થર અને લાકડીઓને આત્મરક્ષણનાં સાધનો બનાવી તે જંગલી પ્રાણીઓ પર પોતાનું પ્રભુત્વ સ્થાપે છે. ત્યાર પછી તો અગ્નિ અને ખેતીની આકસ્મિક શોધ એના જીવનમાં ક્રાંતિકારી પલટો લાવે છે. સહકુટુંબો અને નેસડાઓ બંધાય છે. મનુષ્યમાં ધીમે ધીમે સહકારી માનસ પેદા થતું જાય છે. તીરકામઠાંની શોધ માનવીના વિકાસનું એક આગળ પગલું બને છે. એ ક્રાંતિકારી અજાણ્યુ શોધે માણસને સર્વશ્રેષ્ઠ બનાવી દીધો છે.

આમ ને આમ ફિલ્મ પર એક પછી એક ચિત્રો પસાર થતાં જાય છે. અને જ્યારે પાંચ જ ફીટ બાકી રહે છે ત્યારે મધ્યયુગી સમાજ નજરે પડે છે. અહીં આ મધ્યયુગના સમાજનું બારીક અવલોકન કરવાનો ઉદ્દેશ છે. આ સમાજ કઈ રીતે ઘડાયો-તેનાં અંગો કયાં હતાં, સમાજને ઘડનારાં પરિબળો ક્યાં ક્યાં હતાં, સમાજમાં નાશનાં તત્ત્વો કઈ રીતે પેદા થયાં અને એ સમાજ કરમાઇને એમાંથી કઈ રીતે નવો સમાજ વિકસ્યો એનું એ આખું અવલોકન કરવાનો આ પ્રયાસ છે.

## પોતાની મહેનતનાં ફળોનો ઉપભોગ કદી એ કરી શકતો નહિ

દસથી બારમા સૈકાના મધ્યયુગી યુરોપ તરફ નજર કરો. ઠેર ઠેર ચારસો પાંચસો કુટુંબોનાં બનેલાં ગામડાંઓ તમને દેખાશે. ગામડાંની આજુબાજુ સેંકડો એકરની ખેતી માટે જમીન આવેલી છે. એને છેડે પડતર જમીન, જંગલો અને ગોચર પડેલાં છે. આવા આ ગોચર અને ખેતરો સહિત આખું યે ગામ 'મેનોર' ને નામે ઓળખાય છે.

આ આખા યે મેનોરનો ધણી ઉમરાવ છે. મેનોરમાં આવેલું ઉમરાવનું ઘર ફરતી કિલ્લેબંધીથી જણાઈ આવે છે. જુદી જુદી જગાએ આવાં મેનોરનાં હદ અને તેમાં રહેતાં માણસો તથા ખેતરો વગેરેની સંખ્યા જુદી જુદી હોય છે.

મેનોરનાં જંગલ, ગોચર તથા બીજી પડતર જમીનનો ઉપયોગ સૌનો સહિયારો લેખાય છે. પણ ખેતરાઉ જમીન બે ભાગમાં વહેંચી દેવામાં આવી છે. તેમાંની લગભગ ત્રીજા ભાગની સૌથી સારી જમીન ઉમરાવની માલિકીની છે અને તે 'ડેમેસ્ની' તરીકે ઓળખાય છે; બાકીની જમીન જાતે ખેતી કરતા ખેડૂતોમાં વહેંચાયેલી છે. પરંતુ જેમ આજે હિંદનો ખેડૂત જુદાં જુદાં ટુકડામાં વહેંચાયેલી જમીન ખેડી ખાય છે તેમ મધ્યકાલીન યુરોપના ખેડૂતની જમીન પણ જુદા જુદા પટાઓની અંદર એક બીજાથી દૂર વહેંચાયેલી હતી. આજે તો પાકની ફેરબદલી, ખાતર, પાણી, પાકને થતા રોગોનો ઉપાય વગેરે અનેક ખેતીને લગતી બાબતોમાં આપણે આગળ વધેલા છીએ, પરંતુ સામંતીયુગના ખેડૂતો આવું કાંઇ જાણતા નહોતા. તેઓ તો ખેતરને એક વરસ એમ ને એમ રહેવા દઇને દર ત્રીજે વરસે પાકની ફેરબદલી કરતા હતા

ખેડૂત અને એનું કુટુંબ એક ખૂબ જ કંગાળ ઝૂંપડામાં રહેતાં હોય છે. અને જુદાં જુદાં ટુકડા ખેતરો પર લાંબો વખત સુધી કાળી મજૂરી કરતા હોવા છતાં યે તેમનું માંડ માંડ પૂરું થતું હોય છે. કારણ કે એ સામંતી (જમીનદારી) સમાજનો ખેડૂત જમીન સાથે જકડાયેલો છે. અઠવાયાના બેચાર દિવસ તેણે ઉમરાવનાં ખેતરોમાં જઇ કામ કરવાનું હોય છે. જો તીડો પડતાં હોય અને પાક બચાવવાનો હોય તો તેણે પોતાનો પાક છોડી પહેલાં ઉમરાવના પાકને બચાવવા દોડવું પડે છે. પોતાનાં ખેતરો ખેડવા માટે, પાકની લણણી કરવા માટે, ભરડવા માટે કે બીજા કોઇ પણ કામને માટે તેણે ઉમરાવની માલિકીનાં સાધનો વાપરવાનાં હોય છે અને બદલામાં મોંમાંગ્યું ભાડું ચૂકવવું પડે છે ઉમરાવના રસ્તાઓ, પૂલો વગેરે બાંધવા અથવા સમરાવવા માટે ગમે તે પળે તેને વેઠે બોલાવવામાં આવે છે. બારમા સૈકાના એક ટીકાકારે કહ્યું છે તે પ્રમાણે ખેડૂત "પોતાની મહેનતનાં ફળોનો ઉપભોગ કદી યે કરી શકતો નથી; એટલું જ નહિ પણ જો એ પોતાની કાળી રોટી અને થોડુંક માખણ સાચવી શકે તો એ નસીબદાર ગણાય."

ત્યારે શું ખેડૂત ઉમરાવનો ગુલામ હતો? ના, આજે આપણે જે રીતે ગુલામનો અર્થ સમજીએ છીએ એ રીતે તે ગુલામ નહોતો. ખેડૂત જમીનનો

ગુલામ હતો, જમીન સાથે બંધાયેલો હતો. સામંતી સમાજના રિવાજ મુજબ ખેડૂતને જમીન પરથી હાંકી શકાય તેમ નહોતું. જો ઉમરાવ જમીન વેચે તો સાથે સાથે ખેડૂત પણ વેચાતો. જેમ ગુલામનું કુટુંબ આખું કે વિભક્ત કરીને વેચી શકાતું એ રીતે આ ખેડૂતનું કુટુંબ વિભક્ત કરી વેચી શકાતું નહોતું. સામંતી સમાજના આ ખેડૂત અને તેના કુટુંબનો સામાજિક હોદ્દો 'સર્ફ' અર્થાત્ અર્ધગુલામીનો હતો. આજે હિંદમાં લગભગ આવી જ હાલત ભોગવતાં હાળીઓ સુરત જીલ્લામાં પડેલાં છે.

વળી આવા અર્ધગુલામ ખેડૂતોમાં ભેદ પણ હતા. ઉમરાવની જમીન પર ચોવીસે કલાક કામ કરતા અને જીવતા ખેડૂતો, ઓછી અને ઉતાવળની જમીનવાળા ખેડૂતો, તેમજ જમીન વગરના પણ માત્ર ઘરવાળા અને માલિકની જમીન પર ભાડે કામ કરતા ખેડૂતો. ઉપરાંત કેટલાક વધુ પ્રમાણમાં આર્થિક અને અંગત રીતે સ્વતંત્ર ખેડૂતો પણ હતા. તેઓને માલિક-ઉમરાવ પ્રત્યે અમુક ચોક્કસ ફરજો જ અદા કરવાની રહેતી તો કેટલાક જમીનના પાકમાંથી અમુક ઉપજ કે દાણ ઉમરાવને આપવું પડતું. આમ, અર્ધગુલામથી માંડીને તે કોઇ કોઇ લગભગ સ્વતંત્ર જેવા ખેડૂતો હતા.

વળી પોતાની જમીન ઉપરથી માણસો ઓછા ન થાય એ માટે ઉમરાવ ખાસ પરવાનગી વગર ખેડૂતનાં છોકરાંને બહાર પરણાવવાની છૂટ્ટી આપતો નહોતો. એટલું જ નહિ પણ છોકરાંઓ પરણાવતી વખતે ઉમરાવને લાગો પણ આપવો પડતો.

વળી, આ ઉમરાવોની માથે પણ ઉમરાવો અને એમની માથે પણ મોટા ઉમરાવો એમ માંડીને તે ઠેઠ રાજા સુધીની ચડતી સાંકળ હતી. એ જમાનામાં પોતાની નીચે ખંડણી આપતા, દાણ-ફરજો અદા કરતા વધારે માણસો હોય તેવું દરેક ઉમરાવ ઇચ્છતો. કારણ કે એ જમાનામાં જમીન દરેક પ્રકારના ઉત્પાદનનું સાધન હતી. કપડાં, લાકડું, અનાજ વગેરે સામંતી સમાજને ઉપયોગની વસ્તુઓ જમીન પરથી મેળવી શકાતી. એટલે એ વખતે જમીન સર કરવા માટે લડાઈઓ ખેલાતી અને તેમાં જેની પાસે તાબેના વધુ માણસો હોય તેઓ સ્વાભાવિકપણે જીતતા એવું હતું.

કોઈ વાર ઉમરાવ અને તેના અર્ધગુલામ ખેડૂત વચ્ચે ઝઘડો પણ પડતો. ત્યારે એનો નિકાલ લાવવા ઉપરના ઉમરાવની કોર્ટમાં જવું પડતું. પરંતુ એનું પરિણામ હંમેશા સોમાંથી નવ્વાણું ટકા ઉમરાવના લાભમાં અને ખેડૂતના ગેરલાભમાં જ આવતું હતું.

આમ, ઉમરાવો અને અર્ધગુલામ ખેડૂતો ઉપરાંત સામંતી સમાજમાં ધર્મગુરુઓ અને મહંતોનો ( Church ) એક ત્રીજો વર્ગ પણ હતો. તેઓ એક મોટા જમીનદાર હતા. સામંતી સમાજમાં એમનું કામ ધર્મનું રક્ષણ અને પ્રચાર કરવાનું હતું. તેઓ નિશાળો કાઢી શિક્ષણ પણ આપતા હતા અને ગરીબોને દવાખાનાંઓમાં મફત સારવાર આપતા હતા. આથી સ્વાભાવિક રીતે લોકોમાં આ ધર્મગુરુઓ અને મહંતો પ્રત્યે સદ્ભાવ હતો.

કોઈ ઉમરાવ બિનવારસ ગુજરી જતાં એની જમીન ધર્મગુરુઓને સોંપવામાં આવતી તો કોઈ દાનદક્ષિણારૂપે પણ તેમને જમીન આપતું હતું. મહંતો આ જમીનનો કર આપતા નહોતા પણ તેઓ એ જમીન બીજાને ખેડવા આપવા બદલ દશાંશ કે એવો કોઈ કર ઉઘરાવતા હતા. આમ જ્યારે ઉમરાવોની જમીન નીચેના ઉમરાવોમાં વહેંચાઈ જતી ત્યારે આ મહંતોની જમીન કડેડાટ વધ્યા જ કરતી હતી. મહંત કે ધર્મગુરુ જમીનની વ્યવસ્થા કરતા પાદરીઓને લગ્ન કરવા દેતા નહિ જેથી કરીને આખી યે જમીન અખંડ રીતે સચવાઈ રહે. ધીરે ધીરે મહંતો અને ધર્મગુરુઓમાં સડો પેઠો. જમીન અને તેમાંથી મળતી આવકની ભૂખ વધતી ગઈ. ધર્મગુરુ સૌથી વધુ શ્રીમંત જમીનદાર બન્યા હતા અને તેમણે ખેડૂતોનું શોષણ પણ ખૂબ જ કરવા માંડ્યું હતું. તેમની મિલ્કત અને શોષણ નીચે તેમની જીવદયાની વૃત્તિ ક્યાં યે અદૃશ્ય થઈ ગઈ. ઉત્પાદનનું સાધન જમીન તેમના હાથમાં હતી. એથી તે પણ એક સત્તાધારી અને શોષણખોર વર્ગ બની ગયો હતો.

ઉમરાવો, ધર્મગુરુઓ અને અર્ધગુલામ ખેડૂ જનતાના વિશાળ સમૂહના બનેલા આ સમાજ અંગે ટીકા કરતા ઇતિહાસકાર પ્રો. બોઇસોનેડ લખે છે કે, "સામંતી સમાજ પદ્ધતિએ આખા યે શ્રમજીવી વર્ગને આળસુ વર્ગોનો ભોગ બનાવી દીધો અને તેણે ખેતી કરનારને નહિ પણ બથાવી પાડનારને જમીન આપી."

### વેપારી આવ્યો, રૂપિયો લાવ્યો

આવા આ સમાજમાં વેપાર કે વસ્તુઓના વિનિમય જેવું બહુ ઓછું હતું. આજે તો માણસની જરૂરિયાતો અનેકગણી વધી ગઈ છે અને તેમને સંતોષે તેવાં રીતસરનાં બજારો પણ ખુલ્લાં પડ્યાં છે. ત્યારે તે જમાનામાં લોકો પોતાની નહિ જેવી જરૂરિયાતો જાતે જ પેદા કરી લેતા હતા.

આમ છતાં ય થોડો ઘણો વસ્તુઓનો વિનિમય તો જરૂર હતો જ; અને તે અઠવાડિયે નજીકના કસ્બામાં ગુજરીઓ ભરાતી તેમાં થતો હતો. અનાજ આપીને ઊન ખરીદી શકાતું હતું.

પરંતુ આ ગુજરીઓ ખૂબ જ સ્થાનિક અને નાના પાયા પરની હતી. કારણ કે વસ્તુઓના વિનિમયને–વેપારને વેગ આપે તેવી લોકોની ચાલુ માંગણી નહોતી. ઉપરાંત વસ્તુઓને એક સ્થળેથી બીજે સ્થળે લાવ લઇજા કરવા માટે રસ્તાઓ પણ કાદવ, ખાડાટેકરા વગેરેથી ભરેલા અને ચોર, લૂંટારા, ડાકુઓના ઉપદ્રવવાળા હતા, તો કેટલીક વાર સામંતી ઉમરાવ પણ વેપારીઓને અટકાવી હેરાન કરતો અને લાગાઓ પડાવતો હતો. આવા સંજોગોમાં સ્થાનિક બજારો અને વેપારનો વિકાસ થઈ શકયો નહિ.

પરંતુ આ પરિસ્થિતિ લાંબો વખત ચાલી નહિ. વિકાસનાં પરિબળો એક પછી એક જોરદાર બનતાં હતાં.

અગિયારમા સૈકાની આખરમાં યુરોપમાં મુસ્લિમોના હાથમાંથી યાત્રાના ધામને બચાવવા ખૂનખાર ધર્મયુદ્ધો ખેલાયાં. ધર્મને નામે ફના થઇ જવા હજારો યુરોપિયનો જમીન અને દરિયામાર્ગે યુરોપ ખંડને ઓળંગી પેલેસ્ટાઇન તરફ ગયા. જોકે ધાર્મિક ઝનૂનને વશ થઇ મોટાભાગના લોકો પ્રેરાયા હતા તો પણ મુખ્યત્વે આ ધર્મયુદ્ધોની પાછળ કેટલાએક સમૂહોની જમીન, સત્તા વગેરે વધારવાની લાલસા જ હતી. ધર્મગુરુઓએ જોકે "ધર્મયુદ્ધ" માટે હાકલ આપી હતી તોપણ તેમને ખ્રિસ્તી ધર્મને પરદેશમાં ફેલાવવાની અને એ રીતે પોતાની આણ ફેરવવાની ખૂબ જ લાલસા હતી. ઉમરાવો વગેરેએ આ ધર્મયુધ્ધોમાં લૂંટ, મિલ્કત અને જમીન મેળવવાની તક જોઇ. ત્યારે ઇટાલીના વેનિસ, જીનીવા અને પીસા જેવાં શહેરોએ સૈનિકોને માલ પૂરો પાડી વેપાર વિકસાવવાની તક પણ જોઈ. ઇટાલીનાં આ શહેરો ભૂમધ્ય સમુદ્રમાં સુયોગ્ય સ્થળે આવેલાં હોઇ અને તે વખતે પૂર્વના વેપાર માટે ભૂમધ્ય સમુદ્રનો સરિયામ રસ્તો હોવાથી આ શહેરોનો વેપાર ખૂબજ વિકાસ પામ્યો હતો.

ધાર્મિક દષ્ટિએ આ ધર્મયુધ્ધોનાં પરિણામ ક્ષણજીવી નીવડયાં; કારણ કે થોડા જ વખતમાં મુસ્લિમોએ જેરૂસલેમનું રાજ્ય પાછું સર કરી લીધું. પરંતુ વ્યાપારની દષ્ટિએ એનાં પરિણામ ખૂબ જ અગત્યનાં નીવડયાં. ઉમરાવો, ધર્મગુરુઓ અને અર્ધગુલામ ખેડૂત જનતાના પશ્ચિમ યુરોપના ઊંઘતા સમાજમાં આથી નવું ચેતન ઊભરાયું. તેમણે મુસલમાનો પાસેથી વેપાર માટે ભૂમધ્ય સમુદ્રનો ધોરી માર્ગ છીનવી લીધો. આમ બારમા સૈકાની અંદર વેપારી પ્રવૃત્તિને જબરજસ્ત વેગ મળ્યો. ઉત્તર સમુદ્ર અને બાલ્ટિકમાં વહાણો, માછલાં, ચામડાં, ચરબી, ફર વગેરે માલ ભરીને આવજા કરવા લાગ્યાં.

ત્યારે સાથે સાથે બજારો પણ ખાલી ઊઠતાં હતાં. ઉત્તરમાંથી માલ લઈને આવતા વેપારીઓ અને દક્ષિણમાંથી આલ્પ્સ પર્વત ઓળંગીને આવતા

વેપારીઓ ચેમ્પેનના વિશાળ મેદાનમાં ભેગા મળતા. અહીં લેગ્ની, પ્રોવીંસ, ટ્રોયઝ વગેરે શહેરોમાં મોટા મેળા ભરવામાં આવતા હતા. આ મેળાઓ વરસ દરમ્યાન એવી રીતે ગોઠવાતા કે જેથી આખું યે વરસ મેળાઓ ચાલુ જ હોય. એક મેળો પૂરો થાય કે તરત જ બીજો શરૂ થયો હોય: અને વેપારીઓ એક મેળામાંથી બીજા મેળામાં પોતાનો માલ ઉપાડી જતા હતા.

દસમા સૈકામાં ભરાતી નાનકડી ગુજરીઓ અને આ વિશાળ મેળાઓ વચ્ચે લાખ ગાઉનો તફાવત છે. ગુજરીઓમાં મુખ્યત્વે સ્થાનિક અને ખેતીને લગતા માલનો જ વિનિમય થતો ત્યારે આ મેળાઓમાં દૂર દૂરના પરદેશોમાંથી આવેલી અનેક જાતની ચીજો વેચવામાં આવતી.

વળી, આ મેળાઓમાં ચેમ્પેનનો રાજકર્તા કોઈ પણ પ્રદેશના વેપારીઓને આવવાનું આમંત્રણ આપતો હતો. એટલું જ નહિ પણ તેમને સહિસલામતી અને રક્ષણ પણ આપતો હતો. કેટલીક વાર તો ગેરવાજબી લાગાઓ પણ વેપારીઓ પાસેથી લેવામાં આવતા નહોતા. વળી જો કોઈ પ્રદેશમાં લૂંટારુઓએ વેપારીઓને હેરાનગતિ પહોંચાડી હોય તો તે પ્રદેશના વેપારીઓને મેળામાંથી બાકાત રાખવામાં પણ આવતા હતા. પરંતુ કાંઈ પણ વેપારીઓને આકર્ષે તેવી આ બધી સગવડો ચેમ્પેનનો રાજકર્તા ફોગટમાં આપતો નહોતો. મેળાઓ ભરાતા તેના પ્રદેશને અને તેને અંગત રીતે પુષ્કળ લાભ મળતો હતો. જે વેપારીઓ મેળાઓમાં વેપાર કરતા તેઓ તેમને મળેલા ખાસ હકોના બદલામાં ચેમ્પેનના રાજકર્તાને પૈસા આપતા હતા. ઉપરાંત વેચાણ વેરો, દુકાન વેરો, ગોદામ વેરો, દાખલ વેરો વગેરે અમુક ચોક્કસ કરો પણ વેપારીઓ તેને ભરતા હતા. આ કરો ખૂબ જ જાણીતા મુકરર કરેલા અને બહુ ભારે પડે નહિ એવા હતા.

મેળાઓ એટલા મોટા હતા કે તેની શાંતિ અને સહિસલામતી જાળવવા માટે ખાસ પોલિસ, રક્ષકો તથા કોર્ટોની જોગવાઈ રાખવામાં આવતી હતી.

**આ મેળાઓનું ખૂબ જ અગત્યનું અંગ જુદાં જુદાં ચલણની અદલાબદલી હતી.** મેળાના છેલ્લા દિવસોમાં જેમ કાપડ, ચામડું વગેરે કિંમતી ચીજોનો વેપાર થતો તેમ થોડાક દિવસ ચલણના વિનિમય માટે પણ વપરાતા હતા. આ રીતે માત્ર વેપારને લીધે જ નહિ પણ આર્થિક સોદાઓ—ચલણના ઉપયોગની નવી પદ્ધતિને લીધે આ મેળાઓ ખૂબ જ અગત્યના હતા. મેળાની મધ્યમાં ચલણ–પૈસાની અદલાબદલી માટેની કોર્ટ હતી. ત્યાં જુદા જુદા ચલણના સિક્કાઓનું વજન કરી તેની કિંમત આંકી તેને બીજા

ચલણ સાથે બદલાવવામાં આવતા હતા. આ રીતે વસ્તુના સીધા વિનિમયને બદલે પૈસા દ્વારા વસ્તુઓના વિનિમયનું મહત્વ આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ ખૂબ જ મહત્વનું થયું. એથી વેપારનો ખૂબ જ ઝડપી વિકાસ થયો. બારમા સૈકા પછી જૂના સામંતી સમાજનું બજાર વિનાનું અને બિનવેપારી અર્થતંત્ર દુનિયાના વિકસતાં વેપારી બજારોના અર્થતંત્રમાં બદલાઈ ગયું. મેનોરના વ્યક્તિગત પોતા પૂરતા અર્થતંત્રને સ્થાને દુનિયાને વણી લેતા વિકસતા વેપારનું પૈસાનું અર્થતંત્ર સ્થપાઇ ચૂક્યું.

### શહેરમાં આવો ને આઝાદ બનો

વેપારનો પ્રવાહ જેમ જેમ વિશાળ બનતો ગયો તેમ તેમ સમાજના ઔદ્યોગિક, વેપારી અને ખેતી વિષયક જીવનમાં નવું ચેતન સ્ફુરવા લાગ્યું. વેપારની વૃદ્ધિનું સૌથી અગત્યનું પરિણામ શહેરોની વૃદ્ધિ અને વિકાસમાં આવ્યું.

વેપારનો વિકાસ થયો તે પહેલાં યે શહેરો તો હતાં જ, પરંતુ તે તો સામંતી સમાજનાં શહેરો હતાં. જ્યાં રાજાની કચેરીઓ તથા ન્યાયની અદાલતો બેસતી અને આજુબાજુનાં ગામડાંમાંથી લોકોની અમુક પ્રમાણમાં અવરજવર રહેતી. ત્યારે નવાં વિકસેલાં અને કોઇ કોઇ જૂનાં શહેરોમાં પણ વેપારની પ્રવૃત્તિને લીધે વાતાવરણ ધમધમતું હતું. આ નવાં વેપારી શહેરો મોટે ભાગે ધોરી રસ્તાઓ અને નદીઓના સંગમ પર આવ્યાં હતાં.

સામંતી સમાજનું સારુંયે વાતાવરણ બંધિયાર, સ્થિર અને રુંધે તેવું હતું ત્યારે વેપારી શહેરોનું વાતાવરણ ખૂબ જ જીવંત, પ્રગતિશીલ અને મુક્ત હતું. વળી, આ મુક્ત શહેરોની જમીન ઉમરાવો ને ધર્મગુરુઓની માલિકીની હતી. તેઓ નવાં વિકસતાં શહેરો અને ગામડાંઓ વચ્ચે કાંઈ પણ ભેદ જોયા વિના પોતાના લગાઓ, કર, વેઠ વગેરે ચાલુ રાખવા માંગતા હતા. નવાં શહેરોની અંદર પણ જૂની ઢબે રગશિયા ગાડાની માફક ચાલતી સામંતી અદાલતોને તેઓ સ્થાપવા માગતા હતા, ત્યારે બીજી બાજુ શહેરના મુક્ત વાતાવરણ વચ્ચે રહેતા વેપારીઓને ઉમરાવો અને ધર્મગુરુઓની આ જૂની ઘરેડ પાલવે તેમ નહોતું. શહેરી જનોને પોતાની આઝાદી મળતી હતી. એટલું જ નહિ પણ તેમને જમીનની સ્વતંત્રતા યે જોઇતી હતી. જમીન પરની ઉમરાવોની માલિકીની હારમાળા તેમને ચાહે ત્યારે જમીન ખરીદતાં અને વેચતાં અટકાવતી હતી. ઉપરાંત, નવો વેપારી વર્ગ શહેરના વાતાવરણને અનુકૂળ એવી પોતાની કોર્ટો સ્થાપવા ઇચ્છતો હતો; કારણ કે જૂની સામંતી કોર્ટને તેમની વેપારી પ્રવૃત્તિની—ગીરો, હૂંડીખત વગેરેની જરાયે ગમ પડતી નહોતી. અને કદાચ જો ઉમરાવની કોર્ટ આ બધું જાણતી હોત,

તો તો તે ઉમરાવોના લાભમાં જ કામ કરવાની હતી. નાગરિકો પોતાના સવાલોને પોતાની કોર્ટમાં પોતાની રીતે હલ કરવા માંગતા હતા. ટૂંકમાં વેપારીઓ પોતાની પ્રવૃત્તિને વેગ મળે અને પોતાને લાભો થાય તેવું વહીવટી તંત્ર શહેરમાં દાખલ કરવા ઇચ્છતા હતા. ઉમરાવો ને ધર્મગુરુઓની કર નાખવાની ગેરવ્યાજબી અને અણુઘડ રીતો તેમને જોઇતી નહોતી.

આ રીતે નવો વેપારી મધ્યમવર્ગ અને સત્તાના સિંહાસને બેઠેલ ઉમરાવો અને ધર્મગુરુઓના સામંતી વર્ગ વચ્ચે અથડામણ શરૂ થઈ ચૂકી. નવા વેપારી વર્ગના હાથમાં પૈસાનું હથિયાર, આવ્યું હતું. પહેલાં જમીન સર્વસ્વ ગણાતી હતી તેને સ્થાને પૈસા સર્વસ્વ ગણાવા લાગ્યા હતા. તેના વડે કોઈપણ ચીજ–જમીન સુદ્ધાં પણ મેળવી શકાતી હતી.

ધીરે ધીરે ઉમરાવોનો શહેરો પરનો કાબૂ ઓછો થવા લાગ્યો. શરૂમાં ઉમરાવે નાગરિકોને થોડા ઘણા હકો આપવા પડ્યા. પછી લડતો દ્વારા વધુ ને વધુ હકો મેળવતાં છેવટે શહેરો ઉમરાવોથી લગભગ સ્વતંત્ર જેવાં થઇ પડ્યાં.

તમે ધારશો કે ઉમરાવો અને ધર્મગુરુઓ આ મહત્ત્વના સામાજિક ફેરફારોને જોઈ શકયા હશે અને આ ઇતિહાસનાં પરિબળો સામે તેઓ ઊભા નહિ રહી શકે તે પણ તેમણે જાણ્યું હશે. હા, કેટલાક આ હકીકત જોઈ શકયા હતા અને ચકોર બનીને, નવી સ્થિતિને અનુકૂળ થઈ, જૂના ખ્યાલો તજી દઈ તેઓ નવા વિકસતા મધ્યમ વર્ગ સાથે લાભ પણ લેવા માંડ્યા. પરંતુ મોટા ભાગના ઉમરાવો ને ધર્મગુરુઓ આ સામાજિક ફેરફારોને સમજ્યા નહિ. તેમને પોતાના પુરાણા દૈવી હકોનો અને જૂના ખ્યાલોનો ત્યાગ કરવો અસહ્ય લાગ્યો તો કેટલાકને આ નવાં સામાજિક બળોને લીધે સામંતી સમાજનું આખું યે ઘડતર–જેમાં તેઓ સત્તાને સ્થાને હતા તે તૂટી પડતું લાગ્યું. એટલે તેઓએ સમાજનાં આગળ વધતાં તત્ત્વોનો વિરોધ કર્યો. પરંતુ ઇતિહાસનાં પરિબળોએ સમાજની પ્રગતિને માટે નાલાયક થઈ ગયેલા સામંતી સમાજના એ પુરાણા સત્તાધીશોને હડસેલી મૂકયા અને પ્રગતિનો માર્ગ મોકળો કર્યો. કેટલીક જગ્યાએ નવા મધ્યમ વર્ગે વેપારીઓની નેતાગીરી નીચે સશસ્ત્ર બળવો કરીને ઉમરાવોને ખતમ કર્યા.

આમ છતાંય આ લડાયક વેપારી વર્ગ જે શરૂઆતમાં લૂંટારાઓ સામે પોતાનું સંગઠન બાંધતાં શીખ્યો હતો તે સાચો ક્રાંતિકારી તો નહોતો જ. જૂનાં સામાજિક બંધનોને ક્રાંતિકારી રીતે તોડી પાડી તેને સ્થાને નૂતન પ્રગતિશીલ સમાજ વ્યવસ્થા સ્થાપવા માટે તેણે કદીયે સજાગૃત પ્રયત્નો કર્યા નહોતા. તેને તો માત્ર પોતાના વેપારને ખીલવવા માટે અને તેના લાભો મેળવવા માટે ઉમરાવો–ધર્મગુરુઓ પાસેથી ખાસ હકો જોઇતા હતા. વ્યક્તિ

સ્વાતંત્ર્યને જન્મસિદ્ધ હક્ક તરીકે તેમણે કદીયે ગણ્યું નહોતું પણ તેથી મળતા લાભો માટે જ તેઓ લડતા હતા. આથી જ તો આરાસ શહેરના કેટલાક વેપારીઓ અમુક વેપારી કરોમાંથી મુક્તિ મેળવવા માટે પોતાની જાતને 'સર્ફ' કહેવડાવવામાં પણ વાંધો લેતા નહોતા.

થોડા સૈકાની લડત પછી નાગરિકોએ પોતાના વિકાસ આડેની ડખલગીરીને દૂર ફેંકી દીધી. શહેરોની આઝાદીની માત્રા પણ જુદી જુદી હતી. ઇટાલી અને ફ્લેન્ડર્સનાં નગર-પ્રજાસત્તાકો સંપૂર્ણ આઝાદ હતાં તો બીજાં કેટલાંક શહેરો અમુક જ પ્રમાણમાં આઝાદ બન્યાં હતાં. ઉમરાવો સામે લડી લડીને નગરજનોએ જે હકો મેળવ્યા હતા તેનાં ખતપત્રો તેઓ ખૂબ જ સંભાળથી વરસો સુધી સાચવી રાખતા હતા. કેટલીક વાર તો આવા હકો નગરની દિવાલો પર સુવર્ણાક્ષરે કોતરી કાઢવામાં આવતા હતા.

શહેરોના સ્વાતંત્ર્યની લડતોમાં વેપારીઓએ નેતાગીરી લીધી હતી. તેમણે પોતાનાં સંગઠન-ગીલ્ડઝ રચ્યાં હતાં. આ સંગઠન દ્વારા તેઓ આખાયે શહેરના વેપારનો ઇજારો કરી લેતા. 'ગીલ્ડ' બહારના કોઇપણ માણસને વેપાર કરવા દેવામાં આવતો નહિ એટલું જ નહિ પણ કોઈ પરદેશી વેપારીને તેઓ પોતાનાં શહેરોના વેપારમાં દાખલ થવા દેતા ય નહોતા.

આવો એકહથ્થુ વેપાર રાખવા માટે વેપારી ગીલ્ડ વહીવટી સત્તાવાળાઓ સાથે હાથમાં હાથ મિલાવતા એટલું જ નહિ પણ વહીવટી તંત્રની ખાસ અગત્યની જગાઓ પર પોતાના પ્રતિનિધિઓને પણ ગોઠવતા હતા. આ વેપારી ગીલ્ડો ઇજારાશાહી હકો મેળવવા માટે અને પોતાનાં હિતોનું રક્ષણ કરવા માટે હંમેશ તત્પર રહેતા. એ માટે તેમણે ગીલ્ડના નિયમો પણ ઘડી કાઢ્યા હતા. નિયમોનો ભંગ કરવા બદલ ગમે તેવા સભ્યને પણ ગીલ્ડની બહાર ધકેલી મૂકવામાં આવતો હતો. આવા ગીલ્ડો ઘણી વખત સાથે જોડાઇને દૂરના પ્રદેશો પર પણ પોતાની વેપારી આણ ફેરવતા હતા; એટલું જ નહિ પણ એક રાજ્યની માફક તેઓ વેપારી સંધીઓ કરતા, વેપારી વહાણોનો કાફલો અને ચાંચીઆઓ સામે લડવા પોતાના લડાયક જહાજો પણ રાખતા.

પહેલાના સામંતી યુગમાં ધનનો સંગ્રહ થતો હતો. તે સ્થાયી ને સ્થિર એમનું એમ પડ્યું રહેતું. ત્યારે હવે તે ચપળ રીતે ચેતનવંતુ થઈને પ્રવાહીની માફક ફરવા લાગ્યું હતું. પહેલાના સામંતી સમાજમાં એક બાજુ સત્તાધારી ઉમરાવો અને ધર્મગુરુઓ હતા અને બીજી બાજુ સંખ્યાબંધ

કચડાયેલા અર્ધ ગુલામ ખેડૂતો હતા. ત્યારે હવે એક નવો મધ્યમ વર્ગ પૈસા રૂપી હથિયાર લઈને આગળ આવ્યો હતો. પૈસાના નવા ઉપયોગે આ વર્ગને સત્તાની અંદર ભાગ લેવાની શક્તિ આપી હતી.

## વ્યાજ લેવું એ પાપ છે. પણ....

આજે મોટા ભાગનો વેપાર બેન્કો પાસેથી ઉછીનાં નાણાં લઇને કરવામાં આવે છે અને બદલામાં બેંકોને સારું એવું વ્યાજ અપાય છે. અથવા તો અમુક ઉદ્યોગના શેરો કાઢીને પણ લોકો પાસેથી નાણાં એકઠાં કરાય છે અને એ શેરોનું વ્યાજ આપવામાં આવે છે. આજે ઉછીનાં આપેલ નાણાંનું વ્યાજ લેવામાં આપણને કશું યે અજુગતું લાગતું નથી. એ ખૂબ જ સ્વાભાવિક થઇ પડયું છે.

પરંતુ પહેલાના સામંતી યુગમાં વ્યાજ લેવું એ પાપ મનાતું. કારણ કે એ જમાનામાં નાણાંનો ઉપયોગ કરીને વધુ નાણાં પેદા કરવાની ' ટ્રીક ' કોઇ જાણતું નહોતું. ખ્રિસ્તી ધર્મ પણ વ્યાજને પાપ ગણતો હતો. એ જમાનામાં જો કોઈ માણસ પૈસા ઉછીના લઇ જતો તો તે હંમેશા પોતાની આકસ્મિક આફતને દૂર કરવા લઇ જતો અને પછી તરત જ આપી દેતો.

પરંતુ જેમ જેમ વેપાર વિકસ્યો તેમ તેમ નાણાંનો વધુ નાણાં મેળવવાનો ઉપયોગ શરૂ થયો. વેપાર કરતા મધ્યમ વર્ગે ધર્મગુરુઓ અને ઉમરાવોની માફક ધન-દોલતને પેટી પટારામાં સંઘરી રાખી નહિ કારણ કે એ ધન દોલતવડે વેપાર કરીને વધુ ધન દોલત મેળવવાનાં ક્ષેત્રો તેની આગળ ખુલ્લાં પડ્યાં હતાં.

પછી તો આગળ વધતાં બળો આગળ ધર્મગુરુઓ પણ ઢીલા પડી ગયા. તેમણે ઉપદેશ આપતા પોતાનો અવાજ બદલ્યો—" વ્યાજ લેવું એ પાપ છે, પણ અમુક સંજોગો હેઠળ લઈ શકાય. વગેરે વગેરે " કારણ કે ઉમરાવો અને ધર્મગુરુઓ પાસે પણ ધન દોલત એકઠી થઈ હતી.

અને આ " અમુક સંજોગોને " સમજાવતાં દલીલ કરવામાં આવતી કે જો કોઇ ઉછીનાં નાણાં વેપાર કરવા માટે આપે તો ઉછીના લેનારે વેપારમાંથી મળતા લાભનો અમુક ભાગ ઉછીના આપનાર માણસને તેણે જોખમ ખેડયું તે બદલ આપવો તો જોઈએ ને ?

અને ધીરે ધીરે વ્યાજવટાવ પાપ મટીને રોજીંદી વ્યવહારિક બીના બની ગઈ.

## રૂપિયાએ સામંતી સમાજના પાયા હચમચાવી નાખ્યા

જ્યાં સુધી જૂનો સામંતી સમાજ સ્થિર રૂઢિ અને પ્રણાલિકાના ચીલે ચાલતો અને ખેડૂત જમીન પર જકડાયેલો હતો ત્યાં સુધી ખેડૂતને માટે પોતાની સ્થિતિ સુધારવાની જરા યે શક્યતાઓ નહોતી. સામંતી સમાજનું આખું યે અર્થતંત્ર સ્થાયી અને રૂંધાયેલું હતું. એવે વખતે, વેપારની વૃદ્ધિ, શહેરોનો વિકાસ અને નાણાંના અર્થતંત્રે ખેડૂતોને પોતાની ગુલામીનાં બંધનો-ને ફગાવી દેવાની તક આપી.

વળી, નવા મધ્યમ વર્ગના અસ્તિત્વમાં આવવાથી જીવનની જરૂરિયા-તોની પેદાશમાં શ્રમની વહેંચણી થઇ હતી. શહેરો ઔદ્યોગિક પેદાશ કરતાં હતાં ત્યારે ગામડાંઓ ખેતીની પેદાશ કરતાં હતાં. શહેરો અનાજ નહિ પેદા કરતાં હોવાથી તેમને બજારમાંથી અનાજ ખરીદવું પડતું. એથી સ્વાભાવિક રીતે અનાજની માંગ વધવા માંડી અને જેમ આખા યે ઇતિહાસમાં બનતું આવ્યું છે તેમ અનાજના બજારોની વૃદ્ધિએ ખેતીના ઉત્પાદનને વેગ આપ્યો. ખેતીનું ઉત્પાદન વધારવા માટે બે જ માર્ગો હતાઃ એક તો ખેતીનાં સાધ-નોને વિકસાવી, સારું એવું ખાતર વાપરી એની એ જ જમીન પરથી વધુ ઉત્પાદન મેળવવું; અને બીજું પડતર જમીનનો ઉપયોગ કરી ઉત્પાદન વધારવું.

જો કે પહેલા માર્ગે અમુક પ્રમાણમાં ખેતીનાં સાધનો વિકસ્યાં, તો પણ ઉત્પાદનની ઝડપને વધારવા માટે બીજો જ માર્ગ વધુ મોકળો હતો. કારણ કે સામંતી સમાજમાં વિશાળ જમીન, જંગલો વગેરેથી છવાયેલી પડતર હતી.

આવી પરિસ્થિતિમાં ખેડૂતોને પડતર જમીન પર વસાહતો કરી પોતાની હાલત સુધારવાની તક મળી. ખેડૂતોએ પડતર જમીન માટે માંગણી કરી અને મોટા ભાગના ઉમરાવોએ તે ચોક્કસ દાણ આપવાની શરતે આપી ય ખરી, પણ પડતર જમીનને ખેડૂત ખેતી કરી સુધારે તે ઉમરાવો અને ધર્મગુરુઓને પસંદ હતું. આ રીતે ઇ. સ. ૧૩૫૦ મા સાઇલેશિયામાં લગ-ભગ દોઢથી બે લાખ માણસોએ ૧૫૦૦ જેટલી વસાહતો પડતર જમીન પર ઊભી કરી હતી. કેટલાક ઉમરાવો તો જાતે જ પડતર જમીન ખેડૂતોને વેચવા માટે બહાર પડ્યા હતા.

આની અસર અત્યાર સુધી જમીન સાથે જકડાયેલા અર્ધ ગુલામ ખેડૂત પર પણ થઇ. અત્યાર સુધી ધર્મગુરુઓ અને ઉમરાવોએ ઊભી કરેલી રૂઢિ પ્રણાલિકાઓનો ભોગ બનેલા અને પોતાની હાલત માટે નસીબને જ

દોષિત ગણતા આ અર્ધ ગુલામ ખેડૂતમાં પણ જમીન માટેની ભૂખ જાગી. અનાજની માંગ વધેલ હોવાથી તેણે કાળી મજૂરી કરીને પણ, ઉમરાવનો લાગો આપતાં પણ થોડું થોડું અનાજ બચાવવા માંડયું અને તેને બજારમાં વેચી ધીરે ધીરે તે પૈસા ચૂકવી ઉમરાવની તાબેદારીમાંથી છૂટો થતો ગયો. ઉમરાવો પૈસાના જાદુથી પરિચિત થયા હતાં એટલે તેમણે પણ રાજીખુશીથી જૂની રીતે મજૂરી લેવાને બદલે હવે પૈસા લેવાનું શરૂ કર્યું. આમ છતાં જે કોઇ કોઇ ઉમરાવો જક્કી બની બેઠા તેમની પાસેથી અર્ધગુલામ ખેડૂતોએ બળજબરીથી પોતાની મુક્તિ મેળવી.

આઝાદીનો પવન ફૂંકાયો હતો અને ખેડૂતોને આગળ વધતાં કોઇ રોકી શકે તેમ નહોતું. આર્થિક બળોનું દબાણ એટલું બધું હતું કે તેનો સામનો કરવો અશક્ય હતો.

વળી અર્ધગુલામ ખેડૂતોની મુક્તિ લાવવામાં ૧૪ મા સૈકામાં આવેલી ભયંકર મહામારીએ અગત્યનો ભાગ ભજવ્યો. આ મહામારીએ યુરોપમાંથી લાખો માણસોને ભરખી લીધા. પરિણામે માણસોની કિંમત વધી ગઈ. મજૂરી ખૂબ જ મોંઘી થઈ ગઈ. જે ઉમરાવોએ માણસોને છૂટા કર્યા હતા તેઓને હવે પોતાનાં ખેતરો પર મોંઘી મજૂરીએ માણસો રોકવા પડતા હતા. ત્યારે બીજી બાજુ બાકીના ઉમરાવોએ ખેડૂતોને મુક્ત કરવાનું બંધ કર્યું હતું.

ઉમરાવોએ ખેતમજૂરોને વધુ પગાર નહિ આપવા અંગે કાયદાઓ કર્યા પરંતુ આગળ ધપતાં આર્થિક બળો આગળ આ કાયદાઓ નિષ્ફળ ગયા. મજૂરો તો ઊંચા પગાર માગતા જ રહ્યા અને કોઈ કોઈ ઉમરાવોએ ગરજને લીધે ખેતમજૂરોની માંગો કબૂલ પણ કરવા માંડી.

પરંતુ છેવટે જમીનનાં માલિક ઉમરાવો અને ખેડૂતો વચ્ચે અથડામણ જાગી પડી. એક વાર મુક્તિનાં ફળ ચાખ્યા પછી ખેડૂતોની આઝાદી અને જમીન માટેની ભૂખ સંતોષાઈ નહોતી. તેમણે તો મુક્તિની ઝુંબેશ ચાલુ જ રાખી હતી. ખેડૂતોના બળવાઓ ( Peasent's Revolts ) ઠેરઠેર ૧૪ મા સૈકામાં ફાટી નીકળ્યા.

હવે જમીન પૈસાથી ખરીદી શકાય તેવી એક વસ્તુ બની ગઇ હતી. અને આજ હકીકતે જૂના સામંતી સમાજના પાયાને છેવટનો જીવલેણ ફટકો માર્યો. સ્વતંત્ર કામદારો માટે ભૂમિકા સર્જાઈ ચૂકી.*

---

* 'મેન્સ વર્ડલી ગૂડઝ' ઉપરથી

★

મહાપંડિત

# રાહુલ સાંકૃત્યાયન

—ઉત્સુક

રાહુલજીનાં લાડીલાં નામે ઓળખાતી વ્યક્તિને જોતાં જ આપણને પ્રફુલ્લ, નવપલ્લવિત યુવાન વટવૃક્ષની યાદ આવે. એ સશક્ત ઊંચો દેહ, એ સ્વસ્થ અને સાનંદ ચહેરો જોતાં, માનવીના નૈસર્ગિક વિકાસની આપણી કલ્પના સાકાર બનતી લાગે છે. તેમની સસ્મિત પ્રેમાળ આંખો સામે જોતાં થોડી વાતચીત થતાં જ એ પ્રફુલ્લિતતાનું ઉગમસ્થાન તો જ્ઞાન છે એ વાતની સાનંદાશ્ચર્ય પ્રતીતિ થાય. જ્ઞાન એટલે ગાંભીર્ય, ભારેખમપણું કે ચિંતન-છાયા એ જાતના ખ્યાલો ઓસરી માનવ વિચારોની જટિલતા અને સંઘર્ષોમાં પ્રકાશ અને ચેતન રેડતી શક્તિ—નડતરોને હટાવતું એક અમોલ શસ્ત્ર એ સત્ય સમજાઇ જાય; અને એ સમજાતાં જ એ વિરલ શક્તિવાળાં મનની નિખાલસ નિરાડંબરતા જ્ઞાનથી વિકસતી અહંત્વને ગાળતી માનવની આધ્યાત્મિક ઊંચાઈનો પણ પરિચય આપી રહે છે.

રાહુલજી—મૂળનામ કેદારનાથ પાંડે—ઈ. સ. ૧૮૯૩ના એપ્રિલમાં યુક્ત પ્રાંતનાં એક ગામડાંમાં ખેડૂત કુટુંબમાં જન્મ્યા હતા. અને ઘણી નાની ઉમ્મરે તેઓ જીવનનાં સત્યની શોધમાં નીકળ્યા હતા. સૌથી પહેલાં તેઓ પરિવ્રાજક સંન્યાસી બની સંસ્કૃત તથા હિંદુ તત્ત્વજ્ઞાનના અભ્યાસી બન્યા અને ' સાધુ રામોદર ' કહેવાયા.

જીવન અને તે પણ સમષ્ટિનાં જીવનમાં જ્ઞાનનું સ્થાન એ શોધ તેમને બૌદ્ધ તત્ત્વજ્ઞાન અને ધર્મ તરફ લઇ ગઇ, તેઓ ભિક્ષુ બન્યા અને રાહુલ સાંકૃત્યાયન કહેવાયા. અહીં તેમણે પાલીનો અભ્યાસ કર્યો અને બૌદ્ધધર્મના ત્રણેય પંથો—" ત્રિપિટિક " ના આચાર્ય એટલે પારંગત થયા.

પરંતુ, સમષ્ટિને મૃત્યુ પછી નિર્વાણ જ નહિ પણ જીવનમાં દુઃખવિનાશ એટલે સુખપ્રાપ્તિ થાય. એવાં જ્ઞાનની પ્રેમજન્ય પિપાસા અને દેશમાં થતા

રાજકીય અને આર્થિક ફેરફારો તરફ આંખો ન મીંચી શકતી તેમની બુદ્ધિ તેમને સર્વપ્રથમ રાષ્ટ્રીય લડતમાં લઇ આવી.

૧૯૨૧ના અસહકારમાં તેમણે ઝંપલાવ્યું. રાષ્ટ્રીય જીવન તેમને પ્રજાના એટલે જનતાના સાચા સંસર્ગમાં લાવ્યું. જ્ઞાનનાં પગથિયાં ચડતી બુદ્ધિ જનતાનાં દુઃખોનાં કારણરૂપ રાજકીય દાસ્ય સાથે સામાજિક અને એ સર્વના મૂળમાં આર્થિક એવી અસમાનતાઓ પણ કેમ ખોળી કાઢ્યા વગર રહે? ૩૦–૩૨ની લડતો આવી તેમાં યે તેમણે ભાગ લીધો; કિસાન લડતો આવી તેમાં ય જેલ ભોગવી. આમ જ્ઞાનને એકાંગી કરતી જીવનરહિતતા તૂટી અને રાહુલજી જનતા માટેના જ્ઞાનમાર્ગ સામ્યવાદ પાસે આવી પહોંચ્યા.

રાહુલજીનાં જીવન અને કાર્યની બહુમુખ વ્યાપકતાનો પરિચય સાચેજ બહુશાખા વડનાં વૃક્ષ જેવો છે. એ પ્રચંડ વિકાસમાં રહેલું આ વટ સ્વરૂપ છે.

રાહુલજી કાશીમાં મહાપંડિત થયા. અને ઇરાન, તિબેટ, લંકા, સોવિયેત, યુરોપ એમ પગપાળા અનેક પ્રવાસો કરી તેમણે એ દેશોનાં લોકજીવન, લોકભાષા અર્થાત્ બોલીઓ, સાંસ્કૃતિક અને આર્થિક રાજકીય જીવનનો પરિચય લીધો. વિશ્વસંસ્કૃતિનાં એકમૂલ બહુરૂપ સ્વરૂપનો એ પરિચય તેમની વિદ્વત્તામાં વિશાળતર અને ચિરંજીવ દૃષ્ટિ લાવે છે.

તિબેટના અનેક પ્રવાસો કરી તેમણે–તેઓ રાજકીય કાર્યકર હોઇ સરકારી પરવાનગીના અભાવે કેટલીક વાર ગુપ્ત પ્રવાસો કરી મૂળ સંસ્કૃત એવા તિબ્બતી ભાષામાં રહેલા હજારો ગ્રંથો ઉથલાવ્યા. અને તેમાંથી આજે સંસ્કૃતમાં ક્યાં યે ન મળતાં છસોથી સાતસો તિબ્બતી ભાષાંતરો શોધી કાઢ્યાં. એ બધા ગ્રંથોમાં સૌથી મહત્ત્વનું તેમણે ફરી સંસ્કૃતમાં ઉતારેલું અશ્વઘોષનું "પ્રમાણવાર્તિક" છે.

હિંદીની એનો જેવી પડી, અવધિ, બિહારી વગેરે અનેક બોલીમાં આસાનીથી વિહરી શકતા રાહુલજીએ હિન્દી કવિતાના પ્રારંભકાળ અંગે પણ 'સ્વયંભૂ' નામના કવિનું રામાયણ ખોળી કાઢી એક મોટી શોધ કરી છે.

તેમણે 'સિંહ સેનાપતિ' અને 'જય યૌધેય' જેવી ભારતપ્રસિદ્ધ નવલો, ટૂંકી વાર્તાઓ, મિતાક્ષરી જીવનચરિત્રો, તત્ત્વદર્શનની લેખમાળાઓ અને અનેક પ્રવાસવર્ણનો હિન્દને આપ્યાં છે. વિશ્વકોષ સમા વિશાળ અને ગહન જ્ઞાનના ભંડાર રાહુલજીને ઓળખાવતા તેમના ગ્રંથો—વિશ્વકી રૂપરેખા, દર્શનદિગ્દર્શન, વૈજ્ઞાનિક ભૌતિકવાદ તથા માનવસમાજ–માનવ જાતિના આજ સુધીના પ્રાપ્તજ્ઞાનને સંક્ષેપમાં રજૂ કરે છે. તેમની "વોલ્ગાથી ગંગાની",

ઐતિહાસિક સામાજિક પરિવર્તનની વાર્તામાલાનો પરિચય તો છેલ્લાં 'સંસ્કાર'માં અપાઈ ગયો છે.

ઈ. સ. પૂર્વે ૬૦૦૦ થી ઈ. સ. ૧૯૨૦ સુધીનાં ૮૦૦૦ વર્ષના માનવવિકાસના ઇતિહાસને સર્વભોગ્ય વાર્તાના રૂપમાં આપનાર રાહુલજીની પ્રતિભા જેટલી સરળ છે એટલી જ વિશાળ છે. રહેણીકરણી, હૃદયભાવો, સ્થાપત્ય, ખોરાક, જીવનદર્શન એ તમામની વિગતો જેને જીહ્વાગ્રે હોય તે જ એવું સાહસ આદરી પૂરું કરી શકે.

આ ઉપરાંત ભોજપુરી, તિબેટી, સંસ્કૃત અને સિંહલ ભાષામાંના તેમના ગ્રંથોએ તેમને વર્ષો થયાં જગતખ્યાતિ આપી દીધી છે.

જ્ઞાન એટલે વિકાસ, જીવન એટલે વિકાસ, એ સત્યને નિષ્ઠ જીવનમાં કર્મયોગીની અદાથી ઉતારી વિશાળ જનતાને સુલભ કરાવતા રાહુલજીની વિનમ્રતા પાછળ નિરાડંબરતાની નિર્ભયતા પણ છે. એમની વાણી શાસ્ત્રોની રૂઢિઓને નહીં પણ સજીવ વિકસતી સાંસ્કૃતિક ઉન્નતિની વાહક છે, તેમનું જીવન એકમાર્ગી અભ્યાસીનું જ નહીં બલ્કે રાષ્ટ્ર અને જનતાના દરેક સંગ્રહમાં સાથ અને નેતૃત્વ આપનાર વીરનું છે.

લેનિનગ્રાડ વિદ્યાપીઠના પૌરસ્ત્ય સંસ્કૃતિના આચાર્ય રાહુલના હૈયામાં તો એનું ભારત જ વસે છે. તેમણે ભારતવર્ષની મહાન સંસ્કૃતિને જગતભરમાં માન અને ગૌરવ અપાવ્યાં છે; તેમણે ભારતના તત્ત્વજ્ઞાનને સાચે સ્વરૂપે વિશ્વ સમક્ષ રજૂ કર્યું છે. બીજે હાથે, તેમણે ભારતની એ મહાન સંસ્કૃતિને રૂંધનાર અંશો તથા બળો સામે ભારતવાસીઓને જાગ્રત કરતાં, અને એ અનિષ્ટો સામે જેહાદ પોકારતાં પાછા વળી જોયું નથી. એથી જ તો, રાહુલજી ભારતની સંસ્કૃતિના કેવળ પ્રખર અભ્યાસી જ નહિ, એના કેવળ પ્રશંસક-ભક્ત નહિ, પણ સંશોધક આચાર્ય છે.

. એટલે જ તો આજે સોવિયેટમાંથી દુનિયાભરમાં પર્યટન કરી કરીને આખરે જન્મભૂમિની ગોદમાં જ વિસામો શોધવા આવે છે. ભારતની જનતાની ઉન્નતિનો આરાધક આત્મા દેશસેવાના શ્રમમાં જ સાચો વિસામો ખોજે છે.

*

# હિન્દી પ્રગતિશીલ લેખક સમ્મેલન

## પ્રથમ અધિવેશન

સપ્ટેમ્બરનાં પ્રથમ સપ્તાહમાં અલ્લાહાબાદખાતે ભરાયેલાં અખિલ હિન્દ હિન્દી પ્રગતિશીલ લેખક સંઘનાં પ્રથમ સમ્મેલનના વરાયેલા પ્રમુખ રાહુલજી તથા સ્વાગત પ્રમુખ ભદન્ત આનંદ કૌસલ્યાયનનાં ભાષણોમાંથી પ્રેરક ફકરાઓ કાઢી અત્રે રજૂ કર્યા છે. દેશની આજની સ્થિતિ અને તેમાં સાહિત્યકારોની મહાન જવાબદારીનો માર્ગ દર્શાવતાં આપણા સાંસ્કારિક નેતાઓનાં આ ભાષણો સાહિત્યકારો અને તેના વાચક વર્ગ બન્નેને ઉપયોગી છે.



## મહાપંડિત રાહુલજીનાં ભાષણમાંથી

પેઢીઓ જેનાં સ્વપ્નો જોતી ચાલી ગઇ, સદીઓ જેની પ્રતીક્ષા કરતાં વીતી ચૂકી, લાખો વ્યક્તિઓએ જેના માટે પ્રાણોની આહુતિ આપી એ સ્વતંત્રતા આપણી સમક્ષ આવી ઊભી છે.

એમાં શંકા નથી કે અત્યારે આપણો દેશ રૂંવાડાં ખડાં કરતી ભીષણ ઘટનાઓમાંથી પસાર થઇ રહ્યો છે. આજે પંજાબ રાક્ષસીપણામાં દાનવોને પ મહાત કરી રહ્યું છે. સારાયે દેશમાં ચોમેર ઘૃણા અને દ્વેષની વિષકારી હવા ફેલાઈ ગઈ છે. આવો આ સંક્રાંતિ કાળ છે. સંક્રાંતિયુગના એ અંધારાને આપણે હટાવવું છે. ધર્માન્ધતા અને કોમી દ્વેષનો વિનાશ-કરવો, નિરાશાને હણવી એ આપણું કર્તવ્ય છે અને એ આપણે પૂરું કરીને જ જંપીશું.

આજની આપણી સ્વતંત્રતા યુગો પહેલાંની ગણ્યાગાંઠ્યા લોકોની સ્વતંત્રતા નથી, એ જનસ્વતંત્રતા છે. જનતાના બળથી એ પ્રાપ્ત થઈ છે અને જનતાના હિતમાટે છે. ઠેર ઠેર જનતાને આંધળી બનાવી મૂકવાની કોશીશો થઇ રહી છે. પુરાણા અવશેષો સમા સામંતો અને એમની ઉપર નભતા ધર્માચાર્યો જ માત્ર નહિ, મોટા મોટા પૂંજીપતિઓ પણ જનતાને ખોટી રીતે દોરવા માટે કમર કસી તૈયાર થયા છે. ત્યારે, જનતામાં એનું હિત અહિત સમજવાની બુદ્ધિ અથવા જ્ઞાનનો ફેલાવો કરવાની આજે અનિવાર્ય આવશ્યકતા છે. જ્ઞાનથી વંચિત

રહીને પોતાના હિત—અહિતને ન સમજી શકવું એ જનતા માટે ભારે ખતરનાક વાત છે. જ્ઞાનનો ફેલાવો કરવાનાં સાધનો આજે મૂઠીભર પૂંજીપતિઓનાં હાથમાં જઇ પડ્યાં છે. દિલ્હી, મુંબઈ, મદ્રાસ, કલકત્તા, પટણા, પ્રયાગ, ક્યાંય પણ નજર દોડાવો, સ્વતંત્ર વર્તમાનપત્રો ખતમ થઇ ચૂક્યાં છે. આ વર્તમાનપત્રોનું કાર્ય જ્ઞાન ફેલાવવાનું નથી રહ્યું, પરંતુ ભ્રમ અને અસત્યને ખૂબ કુશળતાપૂર્વક અને વ્યાપક સ્વરૂપે ફેલાવવાનું રહ્યું છે. પહેલાં વિશ્વયુદ્ધ અગાઉના એ આદર્શવાદી, જનસેવક હિંદી પત્રકારો અને એમના વર્તમાનપત્રો આજે ક્યાં ગયાં છે? મૂડીવાદી અખબારો દ્વારા અસત્યનો પ્રચાર કરવામાં આવે છે. સામાન્ય જનતા પર તેની અસર પડે છે. એટલે જ તો જનતાંત્રિકતાની રક્ષા કાજે જનતાને શિક્ષિત બનાવવી એ પહેલી આવશ્યકતા છે—અને એ પણ વિના વિલંબે.

સોવિયેત મધ્ય એશિયામાં ક્રાંતિને નિષ્ફળ બનાવી મૂકવા માટે સાચજૂઠની અનેક વાતોનો પ્રચાર કરવામાં આવતો હતો. સોવિયેત સરકારે એનો પ્રતિકાર જનતાને ઝડપભેર શિક્ષિત બનાવવામાં ભાળ્યો. અને દશ પંદર વરસોમાં તો નિરક્ષરતાનો નાશ કરી નાખવામાં આવ્યો. એ કેમ બન્યું હશે! સોવિયેત સરકારે જોયું કે એના માટે જનતાની માતૃભાષા જ એકમાત્ર શ્રેષ્ઠ સાધન છે. એ સરકાર જ્ઞાન દેવું એ જ મુખ્ય કર્તવ્ય સમજી હતી; એક જાતની જ ભાષા શીખવવામાં નહિ. હરેક જાતિ માટે એની પોતાની માતૃભાષા જ શિક્ષા—દીક્ષાનું સર્વશ્રેષ્ઠ સાધન છે. ત્યાં કિર્ગિજ, તુર્કમાન જેવી પચાસ—પચાસ બોલીઓ માટે ઉચ્ચારણાનુસાર લિપિ શોધવામાં આવી, એમાં પુસ્તકો લખાયાં, સાહિત્ય તૈયાર કરવામાં આવ્યું ને પ્રકાશન કાર્ય ચાલ્યું. થોડાં જ વરસોમાં તો એ ભાષાઓ દ્વારા અધ્યયન કરીને હજારો દાક્તરો, ઈજનેરો, ટેકનિશિયનો, કૃષિનિષ્ણાતો, ભૂગર્ભવેત્તાઓ અને સાહિત્યકારો પેદા થયા જેમણે દેશની કાયા પલટ કરી નાખી.

આપણા દેશમાં પણ સ્વતંત્રતા દેવીના આગમનની સાથોસાથ એવી જ વિકટ સમસ્યાઓ ઉપસ્થિત થઇ છે. આજે દરસાલ અગીઆર કરોડ એંશી લાખ મણ અન્નની અછત આપણા દેશમાં છે, જે આપણે બહારથી મંગાવીને પૂરી કરી રહ્યા છીએ. અને પ્રતિવર્ષ આપણી વસ્તીમાં પચાસ લાખનો વધારો થતો જ રહે છે. એટલે એનો અર્થ એ કે, દર સાલ સાડાચાર કરોડ મણ અનાજ વધારે ને વધારે મંગાવ્યા કરવાનું! જો આપણે આ ખાધ પૂરવાનો કોઇ રસ્તો નહિ શોધી શકીએ તો પરિણામ ભયંકર

આવશે. બંગાળે ભૂખમરામાં પચાસ લાખ આદમીઓનાં બલિદાન આપ્યાં છે; એનાથી અનેકગણો વધારે ભોગ આખા હિંદને આપવો પડશે. કૃષિ ઉપયોગી સારીયે ધરતીને ખેતરોમાં ફેરવી નાખવાનું, પાક વધારવા માટે ખાતર અને પાણીની વ્યવસ્થા મોટા પાયા પર કરવાનું અને ખેતીવિજ્ઞાનનો ઉપયોગ કરીને આજની ઉપજમાં વધારો કરવાનું—એ બધું આપણે તત્કાળ કરવાનું છે.

પણ વૈજ્ઞાનિક ખેતી અને દેશનું મોટા પાયા પર ઔદ્યોગિકરણ ત્યારે જ થઈ શકે છે જ્યારે વિજ્ઞાન અને કેળવણી સામાન્ય અને સાર્વજનિક બને! સારીયે જનતાને શિક્ષિત કરવી એ આપણા માટે શોખની વાત નથી, પણ એ જીવનમરણનો સવાલ છે. આપણે એ કાર્યને દસપંદર વરસો જેટલા જ ગાળામાં પૂરું કરવું હોય તો માતૃભાષાઓને શિક્ષણનું માધ્યમ બનાવવા સિવાય બીજો કોઈ રસ્તો આપણા માટે નથી. જનતાની બોલીઓને ઉચ્ચારણાનુસાર લિપિઓ આપો અને જનબોલીઓમાં વિજ્ઞાન ને સાહિત્યના પાઠ્યપુસ્તકો તૈયાર કરો. દેશને દરિદ્રતાના કૂવામાંથી બહાર કાઢવા માટે ભારતના કરોડો હાથો અને મસ્તકોની જરૂરત છે એટલી જ જરૂર માતૃભાષાઓની છે. અને એ માટે તો, માતૃભાષાઓ અનુસાર પ્રાંતોની પુનઃરચના જ આજની આવશ્યકતા છે.

માતૃભાષાનુસાર બનેલા પ્રાંતોથી હિન્દી ભાષાને કોઈ જાતની હાનિ નથી થવાની. એ તો સંપૂર્ણપણે હિંદીસંઘની અનિવાર્ય રાષ્ટ્રભાષા જ રહેશે. એ વાતનો વિરોધ કરનારાઓ સંઘદ્રોહી હોવાના લાંછનથી બચી શકે નહિ.

આપણે સંઘની એવી એક લિપિ અને એક ભાષા જ અપનાવી શકીએ એમ છીએ જે, અલ્પસમયમાં સાધ્ય હોય. હિન્દી ( નાગરી ) એક માત્ર એવી લિપિ છે જેના માટે કોઈને વાંધો હોઈ શકે નહિ. અને ભાષા માટે કહીએ તો, સારાયે હિંદના પ્રાંતોની જનતા માટે હિન્દી લખતાંવાંચતાં શીખવું તદ્દન આસાનીભર્યું કામ છે.

વળી, આપણી નાગરી લિપિ ઉચ્ચારણ-સંકેતમાં પણ કોઈ દોષ ધરાવતી નથી. અને થોડાક સુધારાવધારાથી એ છાપખાનાં માટે પણ વધારે લઘુ-ઉપયોગી બની શકે છે. આમ, નાગરી લિપિમાં લખાનારી સંસ્કૃતાનુસારિણી હિન્દી જ હિંદીસંઘની એકમાત્ર ભાષા બની શકે એમ છે, અને બનતી રહેવાની જ.

હવે થોડું પ્રગતિવાદ ઉપર. પ્રગતિવાદ કોઈ સંકુચિત સંપ્રદાય નથી. પ્રગતિવાદનું કાર્ય છે પ્રગતિના રુંધાયેલા રસ્તાને ખોલવાનું. પ્રગતિવાદ કલાકારની સ્વતંત્રતાનો નહિ પણ પરતંત્રતાનો દુશ્મન છે. એ તો રૂઢિવાદ અને કૂપ–મંડૂકતા, બન્નેનો વિરોધી છે.

આપણે, આપણાં સાહિત્યને આધુનિક યુગને અને એની આવશ્યકતા અનુસાર સમૃદ્ધ બનાવવું છે—અને એ, ઉચ્ચ કવિતા, નવલિકા, નવલકથા, નાટક અને નિબંધો દ્વારા જ માત્ર નહિ પણ જ્ઞાન–વિજ્ઞાન સંબંધી પુષ્કળ સાહિત્ય પેદા કરીને જ બને. આજે વિજ્ઞાનનો યુગ છે. વિજ્ઞાનની પાસે વસુન્ધરાના ઉદરમાં છુપાયેલી અનેક સમૃદ્ધિને બહાર કાઢવાની ચાવી છે. વિજ્ઞાન કંઈ વિશેષજ્ઞો સુધી જ સીમિત રહેનારું જ્ઞાન નથી; એને તો સામાન્ય જનતા સુધી જનભાષાદ્વારા પહોંચાડવાની જરૂર છે. આપણે સસ્તાં પુસ્તકો પ્રગટ કરવાની એવી યોજના ઘડવી જોઇએ કે જેથી વિજ્ઞાનના ભિન્ન ભિન્ન વિષયો પર લખાયેલાં પુસ્તકો જનતા સુધી પહોંચી શકે. આવી જ રીતે, વિશ્વસાહિત્યનાં અનેક અણમોલ સર્જનોને પણ આપણી ભાષામાં લાવી શકાય, તો જ આપણે વિશ્વના કલાકારો સાથે બેસીને આપણા અશ્વઘોષ અને કાલિદાસનું મૂલ્યાંકન કરી શકીએ.

હવે બે શબ્દો લેખકોને. લેખક આજે સૌથી અધિક શોષિત કાર્યકર છે. એના પરિશ્રમને કોડીનાં મૂલે ખરીદી લેવામાં આવે છે. જીવનભર ખેંચી ખેંચીને પરિશ્રમ કરવો, માંદગી અને વૃદ્ધાવસ્થામાં અસહાય બનીને ભૂખે મરવું-જાણે એટલું જ એના ભાગ્યમાં લખાયેલું છે! આમાંથી છુટકારો મેળવવાનો એક જ રસ્તો છે—લેખકોનું સંગઠન. હું તો કહું છું કે લેખકોએ પોતાની સહકારી વ્યવસ્થા કરવાની જરૂર છે. યોગ્ય પુરસ્કાર અને લેખન–સ્વાતંત્ર્ય મેળવવાનો આ જ એક રાજમાર્ગ છે.

આપણું ભાવિ ઉજ્જ્વલ છે. આવો! આપણે એકતાબદ્ધ અને સંગઠિત બનીને રાષ્ટ્રના નવનિર્માણના કાર્યમાં દિલ દઈને લાગી જઈએ.



## ભદંત આનંદ કૌશલ્યાયનનાં પ્રવચનમાંથી

"કોણ નથી જાણતું કે ૧૫મી ઓગસ્ટની સુવર્ણ ઘડીને નજદીક લાવવામાં દેશને જે બલિદાનો આપવાં પડ્યાં છે, એમાં રાહુલજીની વાણી અને લેખન જ માત્ર નહીં, એમની જેલયાત્રાઓ, ભૂખહડતાલો અને

લાઠીના મારથી માથામાંથી ટપકેલાં લોહીનાં ટીપાંઓને પણ સ્થાન છે. આપણે આ અવસરે આપણા મહાન પરિવ્રાજક રાહુલ સાંકૃત્યાયનનું આપણી માતૃભૂમિને આંગણે સ્વાગત કરીએ છીએ.

"હિંદ 'સ્વાધીન' બન્યું છે ખરું, પણ જે જનતાના સુખ માટે આપણે સ્વાધીનતાની આકાંક્ષા કરીએ છીએ, શું એ જનતા માટે સુખની પ્રાપ્તિ થઈ છે? એ દિવસે એક આંધળો ભિખારી કહેતો હતો: "બાબુ! ભૂખ લાગી છે. જય હિંદ!" શું આ આજના હિંદની ખરી તસ્વીર નથી? એ આંધળો હતો. હિંદ પણ આંધળું ન હોય તો આ કોમી કલહો શા માટે? એ ભૂખ્યો હતો. હિંદ પણ ભૂખ્યું ન હોય તો સ્વાર્થી લોકો ધર્મ કે મજહબના નામે લોકોનાં ખૂન કરાવવામાં કેવી રીતે સફળ બની શકે? ખરેખર, આંધળા, ભૂખ્યા હિંદના શિરે જય હિન્દનો તાજ પહેરાવવામાં આવ્યો છે. આપણને શ્રદ્ધા છે એટલે જ આપણે પ્રયત્ન કરીશું કે આંધળું હિંદ આંધળું ન રહે, ભૂખ્યું હિંદ ભૂખ્યું ન રહે. એ જયહિંદ પોકારે, પોકારી શકે, પણ જરા છાતી બહાર કાઢીને પોકારી શકે.

"મને ઘણીવાર કહેવામાં આવ્યું છે કે, પ્રગતિશીલ લેખક આંદોલન એક પરદેશી રોપ છે. પરદેશમાં એનો જન્મ થયો છે અને તેથી પરદેશ જ એને અનુકૂળ થઈ શકે. કેવી હાસ્યાસ્પદ વાત છે કે એશઆરામ જેટલી ચીજો છે એમના માટે કોઈ વિચાર જ કરતું નથી કે એ સ્વદેશી છે કે વિદેશી; પણ દેશનાં સ્થાપિત હિતોને ભયરૂપ દુનિયામાં કયાંય પણ જન્મે કે તરત સ્વદેશી કે વિદેશીની ચર્ચા ઊભી કરાઈ જ છે!

"સૌથી પહેલાં હું પ્રગતિશીલ લેખકની ભાષાની જ વાત ઊપાડીશ. એની ભાષારૂપી સરિતાના બે તટ છે. એક એ પોતે જ અને બીજો એનો વાચકગણ. જે ભાષા એના પોતાના વિચારોનું અધિકમાં અધિક સ્વરૂપમાં ઈમાનદારીપૂર્વક પ્રતિબિમ્બ પાડી શકે છે અને જે ભાષાના દર્પણમાં એનો વાચકસમુદાય પોતાનું મોઢું સ્પષ્ટ દેખી શકે છે, એ ભાષા અને કેવળ એવી ભાષા જ કોઈ પણ પ્રગતિશીલ લેખકની પ્રિયવાણી બની શકે છે.

"કોઈ પણ લેખકની પેઠે પ્રગતિશીલ લેખક પણ 'સ્વાન્તઃ સુખાય' માટે જ લખે વાંચે છે. વિશેષતા એટલી જ છે કે, સમાજ પ્રત્યે એનું કર્તવ્યપાલન કરવામાં જ એને 'સાચું સુખ' મળે છે. એ જાણે છે કે:

ये केचित् दुखिता लोके सर्वेआत्मसुखेच्छया।
ये केचित् सुखिता लोके सर्वे अन्यसुखेच्छया॥

અર્થાત્ : સંસારમાં જેટલાં માણસો દુઃખી છે એ એટલા માટે જ દુઃખી છે કે, એ પોતાને જ સુખી બનાવવાની ઈચ્છા રાખે છે. અને સંસારમાં જેટલાં માણસો સુખી છે એ એટલા માટે જ સુખી છે કે એ લોકો બીજાઓને સુખી કરવાની ઇચ્છા ધરાવે છે.

मुच्यमानेषु सत्वेषु ये ते प्रामोद्य सागराः ।
तैरेव ननु पर्याप्त मोक्षेण अरसिकेन किम् ॥

અર્થાત્ : પ્રાણીઓને મુક્ત બનેલાં જોઈને મારા મનમાં આનંદનો જે સાગર હિલોળા લે છે એ જ મારા માટે પ્રાપ્તિ છે. એકલા મોક્ષને મેળવીને મારે શું કરવું છે?

" પ્રગતિશીલ લેખક માનવીના ભૌતિક મોક્ષ–ભોજન, વસ્ત્રાદિનો અભાવના દુઃખને મીટાવવા માટે જ માત્ર પ્રયાસો કરતો નથી, પણ એ એના આંતરિક વિકાસ માટે પણ પ્રયત્નશીલ રહે છે.

" ભગવાન બુદ્ધે અપ્રગતિશીલ વ્યક્તિ અને પ્રગતિશીલ વ્યક્તિ વચ્ચેનો ભેદ દર્શાવ્યો છેઃ—

' ઘાસની બે ગાંસડીઓ ઉપાડીને બે માણસો ચાલ્યા જાય છે. રસ્તે જતાં કપાસનાં ખેતરો આવે છે. એક કહે છે કે, ' ઘાસને કેટલે દૂરથી લાવ્યો છું. એ છોડીને કપાસ શા માટે ઉપાડું? ' બીજો માણસ પ્રગતિશીલ છે. એ માણસ ઘાસની ગાંસડીને ત્યાં છોડી દઈને કપાસની ગાંસડી બનાવીને ઉપાડે છે. ફરી, આગળ જતાં રસ્તામાં ઊનના ઢગલાઓ જુએ છે. પહેલો માણસ જે કપાસને જોઈને પોતાનું ઘાસ છોડી શકતો નથી એ ઊનને જોઈને ઘાસ છોડે જ શાનો? એ તો સડું ઘાસ લઈને જ આગળ ચાલે છે જ્યારે બીજો પ્રગતિશીલ માણસ ઉત્તરોત્તર મૂલ્યવાન વસ્તુ ગ્રહણ કરતો કરતો આગળ ધપે જાય છે. '

" આપણે જેને આજ સુધી ' ધર્મ ' સમજીએ છીએ એ ' અધર્મ ' હોઈ શકે છે. ભગવાન બુદ્ધે કદાચ એટલા માટે જ કહ્યું હશેઃ

कुल्लूपमं वो भिक्खवे धम्मं देसिस्सामि
नित्थरणत्थाय, नो गहनत्थाय

અર્થાત્ઃ ભિક્ષુઓ! હું નૌકાની પેઠે ધર્મનો ઉપદેશ આપું છું. એમાં બેસીને પાર ઊતરવા માટે; પકડીને બેસી રહેવા કાજે નહિ. જેને તમે ' અધર્મ ' સમજો છો એ જ માત્ર નહિ, જેને તમે ' ધર્મ ' સમજી બેઠા છો એને પણ છોડી દેવાની જરૂર પડે.

"મને લાગે છે કે પ્રગતિશીલ સાહિત્યકાર માટે કદાચ આનાથી વધારે સારું માર્ગદર્શન ભાગ્યે જ મળ્યું હશે... પ્રાચીન અથવા અર્વાચીનના મિથ્યાભાસથી મુક્ત બનીને જ્યારે વ્યક્તિ સદૈવ શ્રેષ્ઠતર 'ધર્મ'ને અંગીકાર કરવા માટે તૈયાર રહે છે ત્યારે જ એ પ્રગતિશીલ કહેવડાવી શકે છે-એનાથી પહેલાં નહીં જ.

"પ્રગતિશીલ સાહિત્યકારના હાથમાં કલમ છે, પણ એનું દિલ તો શોષિત સમાજ છે. જે સડકો બનાવે છે પણ એના પર મોટરમાં બેસીને ફરી શકતો નથી, મકાન ચણે છે પણ એમાં રહી શકતો નથી, અખબારો ને પુસ્તકો છાપે છે પણ વાંચી શકતો નથી, આધુનિક સભ્યતાની સારીયે સામગ્રી અને એનાં સાધનો પેદા કરે છે પણ પોતે કદી એનો ઉપભોગ યા ઉપયોગ કરી શકતો નથી.

"આજનો સાહિત્યકાર પોતે પણ થોડેઘણે અંશે એવો જ માનવી છે. એની 'કૃતિ' સમાજ-સેવા અને સાહિત્ય-સેવાના સાધન બનવાને બદલે હવે ઘણા લોકોની બેંકની થાપણ વધારવાનું સાધન બની ગઈ છે. પુસ્તક વેચાય કે ન વેચાય, પ્રકાશકને તો છાપખાનાંનાં અને કાગળનાં બીલના પૈસા ભરી આપવા પડે છે. પણ લેખકની રોયલ્ટી તો પુસ્તકનાં વેચાણ પર નિર્ભર રહે છે. લેખક પોતાની 'કૃતિ'ને પાણીના મૂલે પ્રકાશકને જરૂર વેચી શકે છે. વિવાહના નામ પર વેચાતી દીકરી પણ પિતાને ઘેર આવજા કરી શકે છે, પણ લેખકની કૃતિને એના જન્મદાતા સાથે એટલો પણ સંબંધ રહેતો નથી.

"હિન્દી પ્રગતિશીલ લેખકો સમક્ષ અનેક સમસ્યાઓ પડી છે, એમાં આ અને એવી બીજી અનેક સમસ્યાઓ ઉકેલ માગતી પડી છે; આપણે બધા આ બાબતમાં વિચાર કરીએ, નિર્ણય કરીએ અને આપણા નિર્ણયને કાર્યસ્વરૂપમાં પરિણત કરીએ."



## કવિ નર્મદનો ગુર્જરીલાલને જવાબ

મારા ગુર્જરભાંડુઓ !

તમારા પૂર્વજને તમે આટલે દાડે પહેલી વાર યાદ કર્યો તેનો હરખ કરું કે શોક ? તમે તો હેતભાવે, ઉમળકાભેર કહી નાખ્યું: "વીર નર્મદ ! તારા જયકારને માથે તારા વંશજોએ કલગી ચઢાવી છે, તું સ્વર્ગમાં સુખે સૂજે."

દીકરાઓ ! નર્મદને નિરાંતે સૂવાના દાંડા તમે આણ્યા છે ખરા કે અમથા જ ફૂલણજી થઇ ફાલ્યાફાલ્યા બડાશો હાંકતા ફરો છો ? શું તમારે કારણે થઇને આજે ગુર્જરી માડીનાં નસીબ ઉઘડી ગયાં છે ? એનું રૂપ, એનો રૂવાબ, એનાં તેજ, એનાં અંબાર સોળે કળાએ ખીલી ઊઠયાં છે ? મા-ગુર્જરીને તમે દેશભરમાં અદકેરે આસને બેસારી છે...એમ ને ?

ને આવી આવી ડંફાશોમાં, દીકરાઓ, તમે મને ય યાદ કરી લઇ "જય જય ગરવી ગુજરાત" નું ગાણું ગાઇ નાખ્યું !

અને, ઘડીભર તો, મારા જેવા ખુશામદના દુશ્મનને ય, આવડે વરસે આવી હુંફાળી વાણી સાંભળી મદ ચઢી આવે. પણ એ તો ઘડીભર જ, મેં કહ્યું ને ? ઘડીભર જ.

અહીં સ્વર્ગને સુખધામે એંશી વરસથી પડ્યો છું, પણ મારા દિલનો ઉચાટ તમે જોયો જાણ્યો હોય તો તમને ખબર પડે કે કેવી આગો ભડભડી રહી છે, મારા હૈડામાં !

★

અમારો એ જમાનો હતો—જ્યારે વહેમનો કોઇ પાર ન હતો; ને કુરિવાજોમાં આખો સંસાર બળી રહ્યો હતો. ત્યારે બાળલગ્નનાં જોડાં ને બાળવિધવાની દુર્દશા તો આંખે દેખી ન જાય એવી હતી. ત્યારે ધર્મગુરુઓના ઢોંગને કોઇ આડો હાથ દેનાર ન હતું. લખવા વાંચવાનું ને સારૂ

છાપવા કરવાનું થોડા આદમીઓ કરતા, ને બીજા તો આંધળે આંધળું જીવે જતાં. નવા આચારવિચારનો, નવા સુધારાનો સવાલ પેદા કરનારા ઝેર જેવા લાગતા, ને એમને માથે. આળઆક્ષેપો, મારપીટ, બહિષ્કાર ને કંઈ કંઈ વિપદા પડતી.

આ બધાયમાં, અધૂરામાં પૂરું, ધનના લોભે-તમારા જેવા કૈંકે-ભલભલા ભણેલા, સંસ્કારી ને સમજુ લોકોએ ય સટ્ટો ખેલવા માંડયો ત્યારે તો અનાચારનો પાર ન રહ્યો. એ સટ્ટાખોરીમાંથી જે રામાયણ જાગી એણે તો ગુજરાતની કાયાને કાળી પાડી દીધી. ગાડી–વાડી–લાડીના ઉપભોગમાં હજારોનું સત્યાનાશ વાળ્યું.

ત્યારે–તમે ભૂલી ગયા કે અમારાથી ન રહેવાયું, ને અમે લખ્યું–

"સરસ્વતીએ કુંભકર્ણની નિદ્રા લીધી, અખંડ પ્રીતજીત, બેવચનીપણું તથા વિશ્વાસઘાત એના ઝેરી વાયુથી ઘેરાઈ ગઈ. માયાવી રાક્ષસી લક્ષ્મીનું રાજ્ય જોઈ બિચારી ભકિત–નીતિ ખૂણેખોતરે ભરાઈ રહ્યાં...ઈશ્વર તો બુદ્ધાવતાર લઈને બેઠો !"

"આજ કાલ ધનવંતો પોતાના લોભ, મદ, મથન, અને સરસાઈના જોરમાં પોતાના ધનમાન વધારવા સારુ પ્રથમ ગરીબને નાખી દેવા ને પછી પોતાને ઝંપલાવવાને અને છેવટે દેશને પાડવાને ખરારીનો ખાડો ખોદે છે–ધન કાઢવાને ખાડો ખોદે છે એમ દેખાય તે પણ આખરે તે ખાડામાંથી ઊની જવાળા નીકળવાની કે જેણે કરીને ખાડામાં પડેલા પહેલા ને ન પડેલા પછી, વહેલામોડા સર્વે દેશીજન બળી મરવાના ! અરેરેરેરે !"

પણ એ બધું છતાં ય કાળાં કામ કરનારા તો કર્યે જ ગયા. ખાડો ખોદતાં ગયા ને જાતે પડતા, બીજાને પાડતા ય ગયા. ને અમારી સામે, દ્રવ્યની વાતમાં અમારી પદવી ઉતરતી એમ જોઈ, ઠઠ્ઠામશ્કરી કરતા રહ્યા. પણ આખરે પાપી ચંડાળોને શિક્ષા થઈ ને શેરના કાગળના કનકવા ઉડ્યા. "બચ્ચાજીઓ સમાલો! કાકા કહેતા તે ખરું, એમ કહેવું પડશે" એવું જે ડાંડિયો કહેતો તે સાચું ય પડ્યું.

ડાંડિયાએ તો છાતી ઠોકીને કહ્યું: "અમારી પાસે સ્વતંત્રતા મોટું ધન અને મોટી પદવી છે; જેની આગળ ખુશામત-ધન અને ખુશામત–પદવી કંઈ જ નથી." અને અમે નવી દોલતમાં આંધળા બનેલાઓનાં અંદરનાં કૂડાં કામો હિંમતભેર ધોળે દાડે ઢોલ પીટી બહાર પાડ્યાં ત્યારે કેટલાક 'મિત્રો' ને 'દોસ્તો' ય ચીસાચીસ કરી ઊઠ્યા. કંઈએ તો

કહ્યું ય ખરું કે "જેની સાથે આગળ મિત્રાઈ અથવા જેના પાંચ પૈસા ખાધેલા તેની સામાં બોલો છો!" પણ એનો જવાબ ડાંડિયાએ એવો વાળ્યો કે, "ઘણું નિભાવ્યું. હવેથી ડાંડિયો મતલબિયા મિત્રોનો મિત્ર રહેવાને ઇચ્છતો નથી. હવે ડાંડિયો મતલબિયા મિત્રોનાં કાવતરાં જાહેરમાં આણશે.

ને ડાંડિયાએ જે કાંઇ કીધું એનાથી તવંગરો તો તતડી ઊઠ્યા, પણ જેમનાં મોઢાં આ તવંગરોએ બંધ કર્યાં હતાં ને જેઓ ગામડાંમાં અભણ લોકો ઉપર સવાર થઈ બેઠા હતા, તેમની ય ખબર લઈ નાખી: "ઓ જીલ્લાના અમલદારો! ખૂબ યાદ રાખજો કે હવે આગળના દા'ડા ગયા છે."

ડાંડિયાએ મોટે અવાજે, બધા સાંભળે એમ, જાહેરમાં ડાંડી પીટી દીધી—

"ઓ ગરીબ લોકો, સાવધ થાઓ. ઓ આંધળાઓ, લુચ્ચાઓ ને ખોટાઓ, પાછા દેખતા, પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કરવે ખરા થાઓ.

ઓ લોકો, એમ ન જાણશો કે હું ડાંડિયો ડમ ડમ ડમ ડાંડી પીટી જ જાણું છું—રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વહેમ ને અનીતિ કાઢી નાખવાને, દેશનું સારું થાય તેમ કરવાને, હું થોડો ઘણો લાયક છઉં.

જાગતા થાઓ, જાગતા રહો લોકો—ડમ ડમ
ડમ, ડમ ડમ ડમ, ડમ ડમ ડમ, ડમ ડમ ડમ, વહાણું
વાયું!"

*

ને ન જાણતા હો તો જાણી લેજો, દીકરા! કે તમારા આ વડવાને શું શું સહેવું પડયું હતું. પણ અમે એથી ડર્યા ન હતા; ડગ્યા ન હતા. ઉલટું જોસ્સામાં આવીને ગાયું હતું—

"મથિ મથિ ભાઈ શસ્ત્ર ફેરવવાં, મરતાં લગી પણ શિર ન નમાવવાં
જીત થઈ તો સુખ લ્હાવો લેવો, ગર્વનો બોલ કોને નવ કહેવો
હાર થયે રણભૂમિએ પડવાં, અહીં મરા તહીં મુક્તિ સુખ મળતાં
સિંહ ડરે વીજ ગરજનથી પણ જ્ઞાની નર્મદસિંહ નિડર થઇ રમે રણ."

*

"ડરી હરીથી ડરી ન જગથી, બુદ્ધિ કહે તે કરવૂં
સંધા સંકટ સંશય સમવી, નર્મદ શિવ થઇ ફરવૂં."

*

"ઘાયલપણમાં રાચતો, પ્રસંગ ખોળૂં નીત
ક્યૂં કે પડૂં જુદ્ધમાં, એવી દૃઢ મુજ રીત."

અને અમે ગાયું જ નહિ, આચરી બતાવ્યું. અમે ન્યાત જાતનો બહિષ્કાર વેઠ્યો, અમે ધનિક મિત્રાનો રોષ વેઠ્યો, અમે જાતે વિધવા વિવાહ કર્યો, પરદેશ જઈ આવેલાઓ સાથે ભોજન લીધાં, ગુરુમહારાજોના ઢોંગ ખુલ્લા પાડી એમના ગુંડાના ડંડાનો સ્વાદ ચાખ્યો, અને પાઈ પૈસા માટે દાંડાના દાંડા દુઃખમાં વીતાવ્યા; અમે અમલદારોનો ખોફ વહોર્યો; ને અમે 'કલમને ખોળે' જીવન સમરપીને, એ ઓગણીસમી સદીમાં અમારાથી થાય એટલું કર્યું.

☆

પૂછો છો—આ બધું શું કામ કર્યું ? અમારાથી મા ગુર્જરીની અવદશા દેખી ન ગઈ માટે કર્યું. અમારાથી હિંદ દેશની પડતી, ગુજરાતની દુર્દશા, સુરતની અવગતિ દેખી ન ગઈ માટે કર્યું.

અમે જોયું—હિંદ દેશમાં—

"શુદ્ર થયા છે વૈશ્ય, કમાઈને વેપારે
પણ વિદ્યાવણ મૂઢ, દુઃખી છે ગુરુને મારે."

અરે—

"વળગી રહેછ લોક, જૂના વાતોને જ્યારે
કેમ દુઃખી ના હોય, સમો બદલાયો ત્યારે ?"

અને અમે જોયું—

"રૂઢિ ધરમ ને રાજતણા સહુ છૈયે જ નીચા દાસ"
વેઠવાં બંધનદુઃખ ત્યાં લગી, ઉંચા સુખથી રહવું નિરાશ."

તથા—

"આપણી શ્રીન પરજન ભોગી, સાંખી રહેવું એ શું દહાડો ?
આપણે દાસ બીજા ધણિયાતા, ત્રસ થઈ છે આંક આડો."

અરે, અમે જોઈ દેશી રાજાઓની રૈયતની દુર્દશા—

"રાજ રહે ગુલતાન, ખુશાલીમાં દરરોજે
રતિ રાગના રંગ, કેફમાં લહેકે મોજે."

*

"લૂંટી છેતરી જન, વળી બહુ ધમકાવીને
ઘરો ભરે ખૂબ નિજ, રાજને સમજાવીને."

ત્યારે પરદેશીઓ કેવા હતા ?—

"ઘણા નહિ લાયક, નહિ કુળવંતા તેઓ

*

"પગાર મોટા લેયે, કરે નહિં કામો હિલ
કમાઈ થઈ કે વટ્ટ, દેશમાં જાય છે તે.

" પ્રથમ પોતીકું જોય, પછી તે બીજાઓનું
પક્ષ ઉઘાડા કરે, કરે નિજ જનનું સારું."

જાત ધર્મનો ફેર ફેર ગોરા કાળાનો
જોયે ન્યાયાધીશ ન્યાય સાચો તે શાનો ?
રહી અશેરો ક્રોક બિલાડાં એંચે ગોરા
આફત આવી પડે, ત્યાહરે મરતા કાળા.

*

આ બધું અમારાથી ન સહેવાયું—
" મુજ જન થયા પરતંત્ર, હું પણ પરતંત્ર, પ્રેદેશીતણી ખાઇએ લાત
એ માત અમારો દેશ, તાહરું ધામ, તેહમાં અવર કરે છે વાસ !
નહિ વાસ માત્ર પણ હરે, દેશીઓતણું, તનમનધન તણો બહુ નાશ"

*

" પરજંન રંગમાં રમે, અમુને દમે, તુચ્છ બહુ ગણે, યાય નવ ખેદ ! "

*

અને અમે દેખી—

" તાપી દક્ષિણ તટ, સૂરત મુજ ધાયલ ભૂમિ
મને ઘણું અભિમાન જોય તારી મેં ચૂમી. "

ત્યારે અમે ગાયું—

" આ તે શા તુજ હાલ સૂરત સૂનાની મૂરત
થયા પૂરા બેહાલ સૂરત તુજ રડવી સુરત ! "

અને અમે પણ લીધું—

" નહિ નહિ ખમીએ રૂંદિતાપને કર્મભૂમિમાં વસતાં
નહિ નહિ જોઇએ સંતતિજનને, દાસપણાથી સસતાં
મારતાં બાણ, આપશું પ્રાણ. "

અમે મુદ્રાલેખ કર્યો—

" યા હોમ કરીને પડો ફતેહ છે આગે. "

*

અને આવાં હૈયે અમે ગરવી ગુજરાતની પ્રીત ગાઈ—

" જય ! જય ! ગરવી ગુજરાત ! દીપે અરુણું પરભાત !

જ્યાં—

સંપે સોહે સહુ જાત......

અને અમે આશાભર્યાં હૈયે લલકાર્યું—

" તે રંગથકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત !
શુભ શકુન દિસે, મધ્યાહ્ન ચોસરો, વીતી ગઇ છે રાત. "

*

અને અમે ગુર્જરીલાલોને ઉદ્‌બોધન કર્યું—

" ઊઠો રે ગુજરાતપુત્ર, સજો જુદ્ધ કાજે."

તમે જ કહો હવે, મારા ગુર્જર પુત્રો; તમે તમારા આ વડવાની સ્તુતિ તો ગાઇ, પણ એણે કહેલું કેયું કામ કર્યું, એણે મના કરેલું કયું ન કર્યું, ને એણે ઉદ્‌બોધેલ જુદ્ધમાં કેટલું ઝંપલાવ્યું ?

કરો, તમારે મોઢે જ ન્યાય કરો, ડાંડિયાએ જેમને ફિટકારેલા, આજથી એંશી વરસ પૂર્વે, એમનાથી તમે કયા સારા નીવડ્યા ? બોલો, છાતી પર હાથ રાખી, તમારા વડવાની સંમુખે, ગુર્જરીમાની હીન–દીનતા દૂર કરવા તમે શી ફરજો બજાવી ?

તમે સટ્ટાબાજીને સોગણી ચલાવી, ને તમે એથીય ભૂંડાં કાળાં બજારો કર્યાં; તમે એ જ વહેમોને નવે રૂપે ઉત્તેજ્યા; તમે ધર્મગુરુઓના ઢોંગોને સુધરેલી રીતે પંપાળ્યા ઢાંક્યા; ને સુધારાને નામે દેખાવો કર્યા; તમે પરદેશીઓને ને એમના અમલદારોને લાંચો આપી આપીને તમારા સ્વાર્થ સાધ્યા ને લાખોનાં ગળાં કાપ્યાં; તમે રાજારજવાડાની છાયામાં વેપારો ધીકાવ્યા ને બંગલા બંધાવ્યા. તમે અમારા જમાનાના બધાં કૂડાં કામો કર્યાં; ને ઉપરથી નવી ફૅશનનાં નવાં ઉમેર્યાં !

તમારી સામે કોઇ ડાંડિયાએ ડાંડી પીટી, તો તમે એને તમારા ધનને જોરે ગરદન મારી. ને તમે દેશદાઝની દંભી વાતોમાં રૈયતને છેતરી.

રૈયતને છેતરી ને મા ગુર્જરીને ય છેતરવા નીકળ્યા ! એને વ્હાલા થવા દોડ્યા "મા, અમે તારે કાજે આ કર્યું, ને તે કર્યું !" મા બધું ય સમજે છે પણ આખરે એનું માનું હૈયું. એણે તો એના હૈયાની વાત તમને મોઢામોઢ ન સંભળાવી; અને તમને થયું લાવને કદિ નર્મદને નામે ગુર્જરી માડીની જય ગાથા ગાઈ લઇ, ભેગાં ભેગાં જશ ખાટી જઇએ.

ધન છે તમારી હિંમતને ય. ભલભલાની હિંમત ન ચાલે ત્યાં તમે ધસી આવ્યા ! તમે ભૂલી ગયા હશો નર્મદના નમકીન, ચાબખા, પણ કાંઇ નર્મદ નથી ભૂલ્યો એનો ડાંડિયો.

ક્યાં મારા "જય જય ગુજરાત"ની ભાવના ને ક્યાં તમારી એ સ્વાર્થની છેતરામણી ! તમારે તો "જય જય ગુજરાત" એટલે જય શોષકોની જમાત, ઉજળા નામે કાળાં કામોની જય ! એટલે જ તો મેં પહેલેથી જ કહ્યું—આટલે દા'ડે પૂર્વજને–મને યાદ કર્યો એનો હરખ કરું કે શોક ? બોલો, કઇ રીતે આ સ્વર્ગમાંય સુખે સૂઉં ?

★



# ઑક્ટોબર મહિનો

તા. ૨ જી ઑક્ટોબર ૧૮૬૯ : ગાંધીજીનો જન્મદિન.

તા. ૧૦ મી ઑક્ટોબર ૧૯૧૧ : ચીની ક્રાંતિનો આરંભ.

તા. ૧૭ મી ઑક્ટોબર ૧૯૩૭ : લખનૌ અધિવેશનમાં મુસ્લિમ લીગ સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય સ્વીકારે છે.

તા. ૨૭ મી ઑક્ટોબર ૧૬૦૫ : અકબરની મરણતિથિ.

તા. ૨૭ મી ઑક્ટોબર ૧૯૨૩ : ટર્કીશ પ્રજાસત્તાકની સ્થાપના.

તા. ૨૭ મી ઑક્ટોબર ૧૯૩૭ : એ. આઈ. સી. સી ની કલકત્તાં બેઠક જનતાને ચીન પર આક્રમણ કરનાર જપાનના માલનો બહિષ્કાર કરવાનો આદેશ આપે છે.

તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૨૦ : અ. હિ. ટ્રેડ યુનિયન કોંગ્રેસનું લાલા લજપતરાયને પ્રમુખપદે, મુંબઈખાતે મળેલ પહેલું અધિવેશન.

## અકબર

જ્યારે ધર્માંધ યુરોપમાં નેધરલેંડનો વિગ્રહ ફાટી નીકળ્યો હતો, જ્યારે શેકસપીઅરે ઈંગ્લાંડના સ્થાપિત હિતો સામે બુલંદ અવાજ ઉઠાવ્યો હતો, ત્યારે પં. જવાહર જેને હિંદી રાષ્ટ્રવાદના આદિપિતા કહી અપનાવે છે તે મુગલ-સમ્રાટ અકબરના એકહથ્થુ આપખુદ કારભાર તળે લગભગ અર્ધી શતાબ્દિ-સુધી ( ૧૫૫૬–૧૬૦૫ ) હિંદમાં ધાર્મિક ઉદારતાની આણુ ખોલી રહી હતી.

તેર વર્ષનો અકબર દિલ્હીની ગાદીએ આવ્યો ત્યારે જૂનાં મુસ્લિમ આક્રમણકારીઓની જાલીમ ધાર બુઠ્ઠી થઈ ગઇ હતી. મુસ્લિમો હવે પરદેશી નહોતા રહ્યા પણ હિંદુઓની માફક હિંદના વતની–હિંદી બની ચૂક્યા હતા. મુસ્લિમ રાજાઓ હિંદની સમૃદ્ધિ લૂંટવાને બદલે રાજવહિવટ સદ્ધર પાયા પર ચલાવવાની જરૂર જોતા થયા હતા.

અકબરના સમકાલીન કવિવર તુલસીદાસજીકૃત હિંદી રામાયણ પરથી દેખાઇ આવે છે તેમ જમીનભૂખ્યા નાના મોટા રાજવીઓના ગૃહયુદ્ધથી ત્રાસી ગએલ પ્રજા-વણિક તેમજ ખેડૂત—શાંતિ, શિસ્ત અને સલામતી માગતી હતી. તેમની નાડ પારખીને અકબરે તેમને આપી પોતાના આપખુદ સામ્રાજ્યની લોકપ્રિય વ્યવસ્થા. તે માટે આમપ્રજામાં સંસ્કારિક એકતા લાવવી અત્યંત આવશ્યક હતી. સમયનો પોકાર સાંભળી હિંદી પ્રજાએ વંખતોવખત બુદ્ધ જેવા યુગપ્રવર્તક સુધારકોને જન્મ આપ્યો છે. હિંદુ–મુસ્લિમ બિરાદરીનો પાયો નાખવા માટે ચૌદમી સદીમાં દક્ષિણ ભારતવાસી સુધારક રામાનંદ આગળ આવ્યા. તેમના મુસ્લિમ વણકર શિષ્ય કબીરે, હિંદુ–મુસ્લિમ એકતાના આ ગુરુમંત્રને ભારતના વિશાળ પટમાં વહેતો કર્યો. પંજાબમાં શીખ ધર્મ સંસ્થાપક ગુરુ નાનક હિંદુ મુસ્લિમ સંસ્કારોનો સમન્વય સાધવાનો પ્રયાસ કરી રહ્યા હતા. અકબરના તીક્ષ્ણ રાજદ્વારી માનસે આ સુધારક વિચારધારાઓમાંથી પ્રેરણા ઝીલી અને હિંદુ–મુસ્લિમ ધર્મ તથા સંસ્કાર વચ્ચે સુમેળ સાધવાના નાનાવિધ પ્રયાસોને રાજ્યાશ્રય આપ્યો. એકબાજુથી રાજામહારાજાઓ ભારતના રાજદ્વારી ટુકડા ટુકડા કરી નાખતા હતા તો બીજી બાજુથી આમપ્રજા, રાજદ્વારી સીમાઓને ઓળંગીને ભારતની સંસ્કારિક એકતા કાયમ રાખવા માટે અવિરત પ્રયાસો કરે જતી હતી. આ તંદુરસ્ત પ્રજામતને મજબૂત બનાવવામાં જ પોતાનો સ્વાર્થ પારખનાર અકબર ભારતના ઇતિહાસમાં એક ઝળકતું પાનું મૂકી ગયો છે.

આ ભાઈચારાનું મંગળાચરણ કરવા માટે તેણે બીનમુસ્લીમો પરથી

'ઝઝીઆ' વેરો રદ કર્યો. હિંદુ નિષ્ણાતોને પોતાના દરબારમાં મહત્ત્વનાં સ્થાન આપ્યાં. હિંદુ-મુસ્લીમ વિવાહની શરૂઆત કરી. હિંદુ ટોડરમલની મદદથી મહેસુલ વ્યવસ્થા થાળે પાડીને ખેડૂતોનો વિશ્વાસ સંપાદન કર્યો. હિંદુઓમાં વગ વધતાં તેમની સતી પ્રથા જેવી સામાજિક બદીઓ દૂર કરવાનો પ્રયાસ પણ કરી જોયો.

તેના 'ઇબાદત-ખાનામાં' સર્વ ધર્મના વિદ્વાનો આવી ચર્ચા ચલાવતા અને સંકુચિત પૂર્વગ્રહોને દૂર કરી પોતપોતાના ધર્મમાં સુધારા લાવવા માટે અનાયાસે પ્રેરાતા. વિવિધ સંસ્કૃતિઓનો સમન્વય સરળ બને તે પહેલાની સ્વાભાવિક અથડામણો અત્યંત રસપૂર્વક સાંભળતો અકબર પોતે નિરક્ષર હતો, પરંતુ તેણે જોયું કે જ્ઞાન, ડહાપણ અને 'સત્ય' એ કોઈ એક ધર્મનો ઇજારો નથી. તેણે અનેક સંસ્કૃત ગ્રંથોના પરશિયન અનુવાદો કરાવ્યા અને સાંભળ્યા. તે જ વખતે આમપ્રજામાં હિંદી અને ઉર્દુ જેવી બે શૈલીઓના સમાગમથી હિંદુસ્તાની ભાષા ઝડપથી આગળ વધી રહી હતી. રાજપૂત અને મોગલ શિલ્પ તથા ચિત્રકળાની પ્રણાલિકાઓ અરસપરસની આપલેથી વધારે સમૃદ્ધ બની રહી હતી. આગ્રા પાસે નિર્જન ભાસતી અકબરની નગરી-ફત્તેપુરસીક્રી ભાઈભાઈનું લોહી પીને ગાંડાતૂર બનેલા આજના હિંદપુત્રોને તેમના સંયુક્ત વારસાની સજીવ યાદ આપતી આજે પણ ખડી છે. આ સંયુક્ત શિલ્પ-પ્રણાલિકાની અસર છેક અમદાવાદ સુધી પહોંચી હતી. તેના દરબારના સંગીતરત્ન તાનસેને ભારતીય સંગીતને નવી રાગરાગિણીઓ આપી છે. તેની યાદ આજની અરાજકતામાં પણ સંગીતપ્રેમીઓ ભૂલી શકયા નથી.

રશિઆના પીટર દ ગ્રેટની માફક અકબરે દેશદેશાવરથી ભારતને શણગારવા માટે અને ખીલવવા માટે નિષ્ણાતોને બોલાવ્યા. તે સમયના એક ખ્રીસ્તી મુસાફરે નોંધી રાખ્યું છે કે 'દીલ્હી શહેર લંડન કરતાં પણ વધારે મહાન અને સુંદર છે.' છતાં અકબરકાલીન પશ્ચિમના પછાત દેશોએ ઝડપથી યંત્રયુગમાં પ્રવેશ કરીને આજે દુનિયાની નેતાગીરી કબજે કરી લીધી છે એ ઐતિહાસિક કોયડાનો ખુલાસો એ જ દેખાય છે કે અકબરના સમયની સમૃદ્ધિ પણ ગુલામોની મજૂરીવડે રચાઇ હતી; પશ્ચિમની માફક સ્વતંત્ર મજૂરોથી નહિ. એટલે પોતાનો સમય બચાવવા ખાતર નવા નવા અખતરાઓ કરીને યંત્રો શોધવાની હિંદી કારીગરને એક તો કોઇ ખાસ પ્રેરણા નહોતી, અને તેમ છતાં જેટલા કીમિયાઓ શોધાયા તેમને રાજવીના અજાયબઘરમાં અનામત રાખવા માટે બિચારા સંશોધકને કુતરાને મોતે મારવાનો હિંદુ તેમજ મુસ્લિમ રાજવીઓમાં રિવાજ હતો. અકબરે કેદીઓને ગુલામ ન બનાવવાનો આદેશ આપ્યો હતો ખરો

પણ તે સમસ્ત ગુલામ પ્રથાને ઉખેડી શક્યો નહિ. તેના પાયા પર રચાએલ અપરિપક્વ સમાજની મર્યાદા તે જ અકબરની ઉદાર ફિલ્સુફીની મર્યાદાઓ હતી.

પ્રજાના મનમાંથી ધાર્મિક હરીફાઈની અસર ટાળવા માટે તેણે દીન ઇલાહી નામનો નવો ધર્મ સ્થાપ્યો. તેનો વડો અકબર પોતે હતો ! મુસ્લિમ તેમજ હિંદુ સ્થાપિત હિતોએ તેનો જબ્બર વિરોધ કરવાથી આ નવો ધર્મ અસફળ નીવડ્યો. આમપ્રજાએ તેને વધાવ્યો હોત તો પણ એ નવો વાડો હિંદુ-મુસ્લિમ એકતા કાયમ કરવાને બદલે આજે શીખધર્મના વગદાર રાજવીઓ અને પુરોહિતો કરી રહ્યા છે તેમ આપસના વિખવાદનું નવું હથિયાર તો પૂરું ન પાડતને એવી શંકા આવે છે ખરી. તે ગમે તે હોય પરંતુ અકબરના આશ્રિત કળાકારોએ એક વાત તો સંપૂર્ણ સફળતા પૂર્વક પુરવાર કરી આપી છે કે હિંદી સંસ્કૃતિ હિંદમાં વસતી હિંદુ, મુસ્લિમ જેવી તમામ પ્રજાઓના સહકારથી ઘડાઈ છે. તેનું ઋણ આજના કળાકારો ભૂલ્યા નથી એ મુંબઇના કળાકારોએ [ તા. ૨૭ ઓક્ટોબર ] ગાંધીજયંતિ વખતે કાઢેલ શાંતિ અને એકતાના સરઘસ પરથી દેખાઇ આવે છે. આજે સન ૧૯૪૭નું ભારત અકબર અને તેના સંસ્કારી મિત્રોનું સ્વપ્ન પૂરું કરી શકે તેમ છે, પરંતુ મ્હોમાં આવેલ આઝાદીનો કોળિયો પરદેશી દુશ્મનના હાથમાં જઇ પડે તેવી સ્થિતિ ઊભી કરતાં હુલ્લડોનો મક્કમ હાથે સામનો કરીને આપણે એ તરફ ધ્યાન દઈશું ખરા ?

—શાંતા ગાંધી.

*

## અ. હિં. ટ્રેડ યુનિયન કોંગ્રેસ

"હવેનું ભવિષ્ય કામદારો અને મૂડીવાદીઓ વચ્ચે લાંબી લડતો નિહાળશે. ઓગણીસમી સદીમાં કામદાર માત્ર ગુલામ હતો. હવે એક નોખી જ માટીના કામદારનું ઘડતર થશે અને નિરાળી ચળવળનાં મંડાણ કરશે એમાં શંકા નથી. કામદાર વર્ગ પોતાની આઝાદીની ઘોષણા કરશે અને પોતાની મજદૂરીની માલિકી પોતાની જ હોવી જોઇએ તેવી માંગ ઉઠાવશે." છેક ૧૯૧૮માં મિલમાલેક મંડળના પ્રમુખ તથા હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસના ભૂતપૂર્વ પ્રમુખ સર દિનશા વાચ્છાએ ભાખેલ ભવિષ્ય આજના કામદારે સાચું પાડ્યું છે. તા. ૧૫ મી ઓગસ્ટને દિન સત્તાની ફેરબદલી થયા બાદ, જ્યારે અ. હિં. ટ્રેડ યુનિયન કાઉન્સીલની બેઠક મળી હતી તે વખતે બહાર પાડેલ આંકડાઓ અનુસાર આ સંસ્થાની સભ્યસંખ્યા લગભગ ૮ લાખની છે. તાજેતરમાં ઊભી થયેલ હરીફ સંસ્થાઓ પછીની આ સંખ્યા છે.

એ સંસ્થાના જન્મ અને જીવનસંગ્રામની આ કથા છે. આ કથા પાંચ્છળ હજારો કામદારોના અદ્દ્ભુત સ્વાર્પણ અને યાતનાઓની યશગાથા છે. જૂની અર્થરચના તૂટી અને મૂડીવાદી તંત્ર ગોઠવાયું. એ તંત્રમાં બાર બાર કલાક સુધી પીસાતા અધિકારવિહોણા કામદારવર્ગ પર શાહીવાદના નગ્ન-ક્રીન ચાબખાઓ પડ્યા. આ દમનનો મુકાબલો કરવા માટે, કોઇપણ સંસ્થાની દોરવણી વિના તેણે હડતાળનું અસ્ત્ર શોધી કાઢયું. ૧૯૦૮માં જ્યારે લોકમાન્ય ટીળકને ૬ વરસની જંગલી સજા થઇ ત્યારે મુંબઇના સ્વાતંત્ર્યપ્રેમી કાપડ કામદારો હડતાળ પર ઉતર્યા હતા. ત્રણ દિવસ ચાલેલી તેમની એ પહેલી હડતાળમાં હજારો માઇલ દૂર વસતા સોવીએત ક્રાંતિના નેતા લેનિનને બ્રિટીશ શાહીવાદના નિશ્ચિત વિનાશના દર્શન થયા હતા.

પહેલાં વિશ્વયુદ્ધ દરમ્યાન દેશના ઔદ્યોગિક વિકાસ સાથે કામદારોની સંખ્યા વધી પરંતુ તેમની આર્થિક સંકડામણ પણ અસહ્ય બની ગઈ. હિંદી જનતાનો પ્રાણ જાગ્યો અને સન ૧૯૧૮ થી ૧૯૨૨ દરમ્યાન કામદારોની એકતા અને લડાયક મિજાજને પ્રતાપે રેલ્વેના માલિકોને ૩૫ થી ૭૦ ટકા જેટલો પગારવધારો આપવો પડ્યો. મુંબઇના કાપડ કામદારોએ પણ એક મહિના સુધી વ્યવસ્થિત હડતાળ ચલાવીને ૫૦ ટકા પગારવધારો મેળવ્યો અને કામના ૧૨ કલાકમાં રોજના બે કલાકનો ઘટાડો મેળવ્યો. માત્ર તેમની દરવરસે એક મહિનાની રજાની માંગણીજ મુલતવી રાખવામાં આવી.

મહામહેનતે મેળવેલ આ છૂટછાટોનું રક્ષણ કરવા માટે પોતાના કાયમી વર્ગ સંઘટનની જરૂરીઆત આ દેશભક્ત કામદારોને તેમના જાતઅનુભવે શિખવી હતી. તા. ૩૧ મી ઓક્ટોબર ૧૯૨૦ ને દિન તેમણે અ. હિં. ટ્રેડ યુનિયન કોંગ્રેસ સ્થાપી ત્યારે તેમાં ૬૦ મજૂરમંડળો આવી મળ્યાં અને બીજા ૪૨ મંડળોએ ટેકો આપ્યો. શ્રી એન. એમ. જોશી જેવા નેતા પણ આ સંસ્થામાં રસ લેવા માંડ્યા.

રૂસી કામદાર કિસાન રાજ્યના સફળ અખતરાએ શ્રી. ડાંગે, શ્રી. મુઝફ્ફર અહમદ જેવા બુદ્ધિજીવી યુવાનોનું સામ્યવાદ તરફ ધ્યાન ખેંચાયું. સરકારે તેમને 'કાનપુર કાવત્રા કેસ'માં સંડોવી જેલમાં પૂર્યા પણ દેશી અને પરદેશી શોષકોએ ખેડીને તૈયાર કરેલ હિંદી જમીનમાં આ વિચારોના ઠેર ઠેર અંકુર ફૂટયા વિના રહ્યા નહિ. સન ૧૯૨૬થી સામ્યવાદીઓના સંગઠિત દળે આ સંસ્થામાં આવીને કામદાર વર્ગની ક્રાંતિકારી નીતિ હિંદના કામદાર સમક્ષ રજૂ કરી, આંધળા બની ક્રોધથી અકળાતા કામદારને તેનું સાચું ધ્યેય મળતા તેણે પોતાની શક્તિ વ્યવસ્થિત અને ચોક્કસ માર્ગ તરફ વાળી. માર્ગમાં

મળતા જાતજાતના દુશ્મનોનો સામનો કરવા માટે પોતાના અસ્ત્ર સજાવ્યાં. તેમાં ત્રાસવાદીઓની વ્યક્તિગત ખૂનામરકી નહોતી, અમદાવાદના મજૂર મહાજન જેવી રાજકારણથી દૂર ભાગવાની અને આર્થિક લડતમાં માલીકો સામે નમતું આપવાની શિખામણ પણ નહોતી. તેમને માલિક અને મજૂર તેમજ માલિક અને સરકાર વચ્ચેનો સંબંધ સમજાયો, એટલે હડતાળોનું એક જબ્બર મોજું ફરી વળ્યુ અને હજારો કામદારોના સંગઠિત યુનિયનો ફૂટતું ગયું. માલિકોએ તેમના પર હુમલો કર્યો ત્યારે કામદારોએ મરણીઆ બનીને તેનું રક્ષણ કર્યું. આ તબક્કામાં સામ્યવાદી નેતાગીરી તળે મુંબઈના કાપડ કામદારોએ પાંચ મહિના સુધી હડતાળ ચલાવી. તેમની વહુબેટીઓએ પીકેટીંગ કર્યું. સમસ્ત એશિયામાં પ્રખ્યાત બનેલ મુંબઈના ગીરણી કામદાર યુનિયનની સ્થાપના આ દિવસોમાં જ થઈ

પોતાના હક માટે લડતા કામદારો એક પગલું આગળ ભરે ત્યાં તો ચાલુ સરકાર જોડે અથડાઇ પડ્યા. જ્યાં સુધી કાયદા ઘડનાર રાજ્તંત્ર નહિ બદલાય ત્યાં સુધી તેમને પોતાની આઝાદી મળવાની નથી એ વાત ધીમે ધીમે વધારે સ્પષ્ટ બનતી ગઈ. સામ્યવાદીઓની નેતાગીરી તળે મોટા ભાગના ટ્રેડ યુનિયનોએ સાયમન કમીશનનો શાનદાર વિરોધ કર્યો. મુંબઇમાં પરેલના જી. આઈ. પી. રેલ્વે વર્કશોપના કામદારો એક જંગી સરઘસમાં પોલીસની પરવા કર્યા વિના બહાર પડ્યા અને કામદારોએ રાષ્ટ્રીય રાજકારણમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને કિસાન કામદાર રાજ્યની ગગનભેદી ઘોષણા સાથે પ્રવેશ કર્યો ત્યારે હજુ કોંગ્રેસના આઝાદીના ઠરાવને બે વરસની વાર હતી.

આમ જનતાનો વધતો જતો રોષ જમાનાના ખાધેલ અંગ્રેજ શાહીવાદીઓએ પારખી લીધો હતો. સન ૧૯૩૦ ની આગામી લડતના ભણકારા તેમણે સાંભળ્યા અને તેની સૌથી વધારે લડાયક ટુકડીને પહેલેથી જ મરણતોલ કરી દેવાનો તેણે નિર્ણય કર્યો. હિંદી માલિકોની સ્વાર્થી ટૂંકબુદ્ધિને કારણે તેમની મેલી મુરાદ બર આવી શકી. ટ્રેડયુનિયનના કાર્યકરો નોકરીમાંથી બરતરફ થવા લાગ્યા. દેશભરમાંથી ૩૨ સામ્યવાદી નેતાઓને મિરતમાં આણી તેમના પર આજે વિશ્વવિખ્યાત બની ગએલ મીરત કાવત્રા કેસ ચલાવ્યો. તેમાં તેમાં પી. સી. જોશી, ડાંગે, મીરજકર, મુઝફ્ફર અહમદ, ગંગાધર અધિકારી, બ્રેડલે [અંગ્રેજ] વગેરે પણ હતા. રાજદ્રોહ માટે દેશનિકાલની સજા આપીને અંગ્રેજોએ સુધારણાવાદી મજૂર નેતાઓનાં પેટમાં ધાક બેસાડી દીધો. નાગપૂર અધિવેશનમાં જહાલ મતવાદીઓની બહુમતિ હતી એટલે તેમણે સંઘમાંથી છુટાં પડી હરીફ સંસ્થા સ્થાપી. અમદાવાદના મજૂર

મહાજનની આઈ.આ. અંગ્રેજો કામદારોને એમ સમજાવતા કે તમે માત્ર તમારા આર્થિક હિત ખાતર જ લડો, રાજકારણથી દૂર રહો.

આ કૂટનું પરિણામ કામદાર વર્ગ માટે જ નહિ પણ સમસ્ત રાષ્ટ્ર માટે કારમું નીવડ્યું. ૧૯૨૮ની રાષ્ટ્રવ્યાપી લડત વખતે ટ્રેડ યુનિયનના ચુનંદા નેતાઓને બ્રિટીશ સરકાર પહેલેથી જ જેલમાં પૂરી શકી હતી એટલે કામદાર અને બીજી આમજનતા વચ્ચે અતૂટ એકતા સ્થાપવાની એક અણમોલી ઘડી રાષ્ટ્રના હાથમાંથી સરી ગઈ.

સન ૧૯૩૦–૩૨ ની અસહકાર લડત અસફળ નીવડયાથી દેશમાં જે નિરાશા ફેલાઈ રહી હતી ત્યાં ૧૯૩૪માં મુંબઈના કાપડ કામદારે હિંદવ્યાપી હડતાળ પાડીને માંગ રજુ કરી કે પગારકાપ પાછો ખેંચો, રાજકીય બંદી મુક્ત કરો !

હતાશ રાષ્ટ્રને આ પડકારે નવચેતન આપ્યું. ટ્રેડ યુનિયન આંદોલનનાં પુનર્જીવનનો આ તબક્કો હતો. ૧૯૩૫ માં રાષ્ટ્રવાદી તથા કમ્યુનિસ્ટ કાર્યકરો ટ્રેડ યુનિયનમાં જોડાઈ ગયા હતા જ, તેમાં ૧૯૩૮ માં સુધારાવાદીઓ પણ પાછા આવી મળ્યા.

આ એકતાએ કામદાર વર્ગને ખૂબ ખૂબ મદદ કરી. તેમની સંસ્થા કુદકે ને ભુસકે મજબૂત થવા લાગી જ અને રાષ્ટ્રીય આંદોલનમાં પણ કામદારની પ્રતિષ્ઠા વધી. બીડી, અબરખ, સિગારેટ, દોરડા, ચોખા જેવા નાના ઉદ્યોગોમાં પણ કામદાર મંડળો સ્થપાવા લાગ્યાં. સન ૧૯૩૬માં રાષ્ટ્રપતિ જવાહરે ચૂંટણી માટે ઘડેલ ઘોષણાપત્રમાં મજૂર આંદોલનનો પડઘો સંભળાયો. કોંગ્રેસને સત્તા અપાવવામાં કામદારોની આ સંસ્થાનો ફાળો નાનોસનો નહોતો. રાષ્ટ્રીય કોંગ્રેસમાં એક સંસ્થા તરીકે જોડાવા માટે ટ્રેડ યુનિઅન કોંગ્રેસે અરજી કરી હતી તે આપણાં દેશના કમનસીબે કોંગ્રેસ નેતાઓએ નામંજુર કરી. કોંગ્રેસ પ્રધાનોએ કામદારોના હિતના કાયદાઓ ઘડવાને બદલે તેમના એકમાત્ર હથીઆર હડતાળને બુઠ્ઠું બનાવવાનો અને તેમના અસંતોષને મુંબઈના કાયદાપ્રધાન કનૈયાલાલ મુનશીએ ગોળીઓ વરસાવી દાબી દેવાનો પ્રયાસ કર્યો. અ. હિં. ટ્રેડ યુનિયને તેને નમતું ન આપ્યું પણ રાષ્ટ્રીય આંદોલનના એક શિસ્તબદ્ધ અંગ તરીકે વખતોવખત રાષ્ટ્ર સામે લાલબત્તી ધરતું રહ્યું હતું. હરીપુરા અધિવેશનમાં જ્યારે દેશી રાજ્યની પ્રજાની લડતને કોંગ્રેસથી છૂટી પાડવામાં આવી ત્યારે આ કામદાર સંસ્થાએ તેનો જોરદાર વિરોધ કરતાં જણાવ્યું હતું કે ભવિષ્યમાં આ ફેંસલો આપણા આંદોલનના પ્રાણ ચૂસ્યાં વિના રહેવાનો નથી. આજે દેશી રાજ્યોએ

આઝાદીના માર્ગમાં જે મુસીબતો ખડી કરી છે તે જોતાં આ સંસ્થાની દુરદષ્ટિ પ્રત્યે માન થયા વિના રહેતું નથી.

છેલ્લાં વિશ્વયુદ્ધ દરમ્યાન જનતાને કાળાં બજારો તથા પરદેશી આક્રમણથી બચાવવા માટે ટ્રેડ યુનિયન કોંગ્રેસ ખડે પગે ઉભી રહી હતી. જાપાની ગોળીઓ વરસતી હતી ત્યારે પણ કલકત્તાના ટ્રામ કામદારે વાહનવહેવાર ચાલુ રાખીને શહેરમાં ગભરાટ તથા અવ્યવસ્થા ફેલાતાં અટકાવ્યાં. બંગાળ તથા મલબારના અનાજચોરોને હાથે મરતા લાખો નિર્દોષ પ્રજાજનોને બચાવવા માટે તેણે રાશનીંગ માટે આંદોલન ચલાવ્યું, દુકાળ પીડીતો માટે ફાળો ઉઘરાવ્યો આવી કટોકટી વખતે રાજ્યનાં સૂત્ર પ્રજાના નેતાઓના હાથમાં સોંપવા માટે, નેતાઓની મુક્તિ માટે અને રાષ્ટ્રની એકતા માટે દિનરાત મહેનત કરી.

આઝાદીની વાટાઘાટો ચાલતી હતી ત્યારે પણ દેશીરાજ્યોના સવાલ પર નમતું ન મુકવા માટે તેણે નેતાઓને અપીલ કરી હતી. નાવિકોના બળવા વખતે મુંબઈ શાખાએ ૬ કલાકમાં પોતાની સહાનુભૂતિ બતાવવા માટે મિલેમિલમાં હડતાળ પડાવી હતી. આ વિદ્રોહના પડઘાથી ડામાડોલ બની ગએલ બ્રિટીશ કેબીનેટે આઝાદી આપવાની લાંબી વાટાઘાટો ચલાવી ત્યારે પણ આ સંસ્થાએ તેની ચાલબાજીથી રાષ્ટ્રના નેતાઓને ચેતવ્યા હતા દેશી રાજ્યના સવાલપર નમતું ન આપવા માટે અપીલ પણ કરી હતી.

સંપૂર્ણ આઝાદી મળવી હજી બાકી છે અને તે મેળવવા માટે કામદારોએ હજી પ્રયાસો કરવા પડશે એ વાત તેણે જાહેર કરી છે છતાં જેટલી આઝાદી મળી છે તે પણ હુલ્લડમાં બરબાદ ન જાય અને હિંદી રાષ્ટ્રસંઘને બ્રિટિશ સામ્રાજ્યનું 'સંસ્થાન' બનાવવાની અંગ્રેજોની ચાલબાજી રોક જાય તેટલા માટે કોમી એકતાના પ્રચારને તે સૌથી મોખરે મૂકે છે. રાષ્ટ્રીય સરકારના દરેકે દરેક રચનાત્મક કાર્યને સહકાર આપવાનો તેણે કોલ આપ્યો છે.

કામદાર વર્ગની લડાયક એકતાના આ પ્રતીક સમી સંસ્થા સામે કોઈ 'લેબર બ્યુરો' અને 'નેશનલ ટ્રેડયુનિયન' જેવી હરીફ સંસ્થાઓ ઉભી કરે એ વાત ખેદજનક તો છે. જ પણ ટ્રેડયુનિયન કોંગ્રસની દિવસે દિવસે વધતી જતી સભ્ય સંખ્યા કામદારવર્ગની એકતા જાળવવામાં સફળ નીવડશે એવી આશા રાખી શકાય ખરી.

# ગ્રંથાવલોકન સાહિત્ય

## આઠ કિતાબો

**માનવીની ભવાઈ :** લે. પન્નાલાલ પટેલ; પ્રકાશક : આર. આર. શેઠની કું., મુંબઈ–૨; પૃષ્ઠ : ૩૯૫; મૂલ્ય : રૂા. ૫.

**દિનરાત :** લે. ભનુભાઇ વ્યાસ (સ્વસ્થ), પ્રકાશક; ઉપર મુજબ, પૃષ્ઠ : ૨૭૬, મૂલ્ય : રૂા. ૪.

**જ્વાલા :** અનુ : મહેન્દ્ર મેઘાણી : પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્યસંઘ લિ : કાલબાદેવી રસ્તો, મુંબઇ ૨ : પૃષ્ઠ ૩૩૪ મૂલ્ય રૂા. ૩॥

**પ્રેયસી :** હરિહર પુસ્તકાલય : ટાવર રોડ : સુરત : પૃષ્ઠ ૪૧૮ : કિંમત રૂા. ૩

**પિતાજીનો વનપ્રવેશ :** લે. પૂર્ણાનન્દ મ. ભટ્ટ; મુખ્યવિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

**હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? :** અનુ. રમણલાલ એન્જિનિયર; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, મુંબઇ–૨; પૃષ્ઠ : ૧૬૦; મૂલ્ય : રૂા. ૨.

**વક્તા કેમ થવાય ? :** લે. સતીશચંદ્ર દેસાઈ; પ્રકાશક : ઉપર મુજબ; પૃષ્ઠ : ૧૯૧; મૂલ્ય : રૂા. ૨॥.

**પથિક :** કવિ પ્રશાંત; પ્રાપ્તિસ્થાન: આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ, અમદાવાદ. પૃષ્ઠ : ૭૨; મૂલ્ય : રૂા. ૧॥

## માનવીની ભવાઇ

શ્રી. પન્નાલાલ પટેલ જેને—" મારી માટીનો મોંઘેરો મોર " કહે છે તે, ' માનવીની ભવાઇ ' અથવા માનવીનાં હૈયાંને વળગતી માટીની સૃષ્ટિ-મિલકતની આ કથા, આપણું ગ્રામજીવનનાં બળવાન ઘટકોની એક અપૂર્વ કૃતિ બની રહે છે.

ગુજરાતી સાહિત્યમાં અને શ્રી. પન્નાલાલનાં આજ લગીનાં સર્જનોમાં અપૂર્વ કૃતિનું સ્થાન અપાવતું એવું એમાં શું છે ? એ પ્રશ્ન આપણું સાહિત્યના સભાન, સવિશેષ ઉત્કર્ષ માટે જરૂરી છે.

શ્રી. પન્નાલાલે ' મળેલાં જીવ ' આપ્યું અને ગુજરાતે સર્વપ્રથમ, માટીનાં નરનારીનાં હૃદયમાં જીવનભેર ટકતો અફલાતુની (Platonic) પ્રેમ, એનાં સૂક્ષ્મ સંવેદનો અને અમર બળ સાથે મેળવ્યાં. પ્રેમનાં એ ઉદાત્ત સ્વરૂપનાં નિરૂપણમાં યે ઔચિત્ય હતું. પ્રાકૃત જીવન અને શારીરિક બળોમાં પણ નિર્વ્યાજ પ્રેમ પ્રકટે છે, ઝૂઝે છે અને અમર બને છે તેનું એ સંપૂર્ણ પ્રતીતિકર આલેખન હતું. પ્રણયનાં એ ગૌરવકારી દર્શન અને તેનાં ઉચિત સ્વસ્થ નિરૂપણમાં એ કૃતિની અપૂર્વતા હતી.

તે પછી, 'ધડાતો તલાટી' 'જીવો દાંડ' અને એવી અનેક સુંદર વાર્તા-ઓમાં શ્રી. પન્નાલાલની કલમે, ગ્રામડાંનાં અર્થજીવનનાં નૈતિક મૂલ્યો-અને રૂઢિઓમાં રંધાતી અને બંડ કરતી માનવતાને પ્રત્યક્ષ કરાવી. સમાજજીવનનાં મૂળમાં રહેલાં અર્થજીવનનાં કારણોની સમજદારીમાંથી જન્મેલી એ વાર્તાઓયે ગુજરાતી સાહિત્ય માટે ' મળેલાં જીવ ' જેટલી જ મહત્ત્વની હતી. શ્રી. પન્નાલાલના વિકાસની યે એ એક ઉચ્ચ ભૂમિકા હતી.

પરંતુ ત્યારબાદ તેમણે ' કડદો 'ની વાર્તાની સફળતાથી પ્રેરાઇને અને શહેરી જીવનના નિકટના પરિચયે ભદ્ર સમાજનાં જીવન નિરૂપણમાં કલમ ચલાવી ' સુરભિ ' અને ' યૌવન ' આપ્યાં. પરંતુ તેમાં તેઓ છોભીલા પડ્યા. કારણ એ જ કે, શહેરીજીવન ગ્રામજીવન કરતાં વધુ સ્પષ્ટ રીતે આર્થિક બળોના સંઘર્ષથી ભરેલું છે. ત્યારે તેમનાં પાત્રો તો ગ્રામભાવો-મુખ્યત્વે " નારીના મોહ "થી પીડાતાં હતાં. અને તેથી એ એકાંગી " નિરૂપણ " બની રહ્યું. તેમની મનોવિશ્લેષણની શક્તિ પણ કૃત્રિમતામાં અટવાઇ.

લેખક પોતે એ અધૂરપથી અજાણ ન હતા. 'વેરના પ્રબળ ઝંઝા-વાતોને આગની જ્વાળને હ્રપવા ઝંખતા પન્નાલાલ એ કર્તવ્યની પૂરી હિફાજત કરી શકવાના અણવિશ્વાસે જ કદાચ, એકાદ ' રેઢાં માથાં ' ની

વાતી આપી છટકી ગયા હશે. કેમકે એ જીવન તો ભરપૂર રીતે આર્થિક અને રાજકીય જટિલતાઓનું હતું. પાછળા ભાળવાનાં પીરલાં અને શાહાદતજ નહીં, એથી યે વિશેષ નવું, ૧૯૪૨નું, દુનિયાનાં રાજકારણની આંધીમાં અથડાતાં હિંદનું જીવન ચીતરવાનું હતું.

પરંતુ ગુજરાતની માટીનો કલાકાર કાંઈ એટલા પ્રણયની જ અસરો અનુભવી બેસી રહ્યો ન હતો. રજવાડી સમાજની આર્થિક પાયમાલીની કરુણ ભીંસની વચ્ચે પણ ઊછર્યો હતો. વતનનો એ પ્રબલ સાદ, સામંતશાહી સમાજની છિન્નભિન્નતામાં યે "જર, જોરૂ અને જમીન" ની પુરાણી ગાંઠ ગીતથી ન છૂટી શકતો એ માનવ, નિરૂપવો હજી બાકી હતો. જમીન જેટલી જ અડીખમ લાગતી એની જીવનઉપાસના, નવાયુગના પ્રબલ ઝંઝાવાતોના માર નીચે ભાંગી પડતી પડતી યે બેઠી થતી હતી. એ માનવતાની એ દુર્ધામણ અને માનવજીવનની એ અપરાજિતતાને રગરગે પિછાનતો કલાકાર સર્જી લાવ્યો: " માનવીની ભવાઈ. "

આ કથા વૃદ્ધ બેહૂલ કાળુની પાછલાં જીવનની યાદરૂપે લખાઈ છે. અર્ધો સૈકા પહેલાં એટલે કે, છપ્પનિયાના કાળમાં જુવાની આવતામાં તો અનેક મુસીબતો વેઠી ચૂકેલ, એ કાળુની આસપાસ અધઘડ્યાં, પાકટ, અર્ધ-ભાંગ્યાં અને સાવ ભાંગેલાં નરનારીઓની આખી પ્રાકૃત દુનિયા પડી છે.

સ્થિતિસંપન્ન પિતાઈ સાથેના કલહ અને ગરીબીમાં જન્મતા કાળુને માથે, ઘરની પુરાણી સંપત્તિ અને પ્રતિષ્ઠા મેળવવાનો ભાર બાળપણથી આવી પડે છે. નાયક કાળુ એ રીતે ગ્રામજીવનનાં અગત્યના ગુણો બળ, માણસાઈ અને વટ તથા દિલાસઝનો વાહક બને છે. અને એ તમામ ગુણોની કસોટીમાં ઘડાતો અને ઝળકતો દેખાય છે.

એને કસનાર છે ભાંગતાં ગામડાંનાં આર્થિક, કૌટુમ્બિક, સામાજિક અને છેવટે રાજકીય બળો. રૂઢિઓમાં બદ્ધ અને તેની આરપાર પણ કુદરતી ઉમળકા અને સ્વાર્થોથી ખેંચાતી પલટાતી એવી અનેકમુખી છતાં એક એની પાત્રસૃષ્ટિ, પ્રસંગોમાં રંગ, નાટ્ય અને સામર્થ્ય પૂરતી થકી, એક અથડાતી માનવતાનું દર્શન કરાવી રહે છે. માત્ર 'જર'ના અતિલોભમાં ડૂબેલાં 'માલી' અને 'નાન્યા'નાં પાત્રો 'કરણી તેવી ભરણી'નો 'કવિન્યાય' પામી, અગર વિધિ-વક્રતાને વશ બની જતાં, અમાનુષતાની હદે જતાં ગતાવ્યાં છે.

આ તમામ વાતો અને જીવનપટ પર આરંભાતી ઘટનાઓમાં કાળુના પ્રેમની સીમાઓને વિશાળ બનાવ્યે જતી (કવચિત્ શરદબાબુના 'શ્રીકાંત'ની

(પિયારી'ની યાદ આપતી) રૂપાં, કદિક શાંત મલકાટ રૂપે તો કદિક આમ ભભૂકતી વીજળી માફક પ્રારંભથી અંત પર્યંત ચમકી રહે છે.

અસ્ત થતા ઠકરાતી સમાજની અંગભૂત એવી જમીન અને જોરૂ અને છેવટ જરની કામનાઓના સંઘર્ષોમાં તવાતી માનવતા અહીં સુખ અને પ્રેમની (કાળના અનુભવોદ્વારા) વ્યક્તિ, કુટુંબ અને સમાજ પર્યંત વિસ્તરતી અરૂઢ છતાં સનાતન મંગલ કામનાનું નવોચ્ચારણ કરે છે.

એ ઉચ્ચારણની સુરેખતા, ઋજુતા, જિવંતતા અને ઘણાંએક રૂપે પ્રકટતી ઉચ્ચ કાવ્યભૂમિકા-પેલા સાયુકલા મોરનાં પીંછાની ફેરાટીમાં રજે રજે અસંખ્ય ઝાયો ભરતા રંગોની માર્મિક મિલાવટની હરીફાઇ કરે છે. એની રગોમાં ઉછળતું પ્રાકૃત રક્ત એની જન્મદાતા માટીની અદમ્ય સર્જનેચ્છાના વેગથી ધબકે છે.

આ નવલકથા પાશ્ચાત્ય Triology અથવા ત્રિખંડ-મહાનવલનાં રૂપમાં લખાઇ છે, પરંતુ આ એક જ ખંડ સાથે લેખક આરમાની (Romantic) અને પ્રૌઢ (Classical) સર્જનોના મિલનપ્રદેશમાં આવી પહોંચે છે. તેમાં તેમની ભાષા પણ અગાઉ કરતાં વિશેષ નીતરી, સંયમી અને ભાવ તથા વિચારને વિશેષ અનુરૂપ બને છે. અને અનુભૂતિથી સજીવ કલાનું એક નવું ધોરણ સ્થાપે છે.

અનુભૂતિની કક્ષામાં અથવા પ્રાણપૂર્ણ જીવનસૌંદર્યનાં પ્રકટીકરણમાં આટલી ઉચ્ચ સિદ્ધિ વરેલા પન્નાલાલ, અમને એક નવા સીમાડા પર આવી ઊભેલા લાગે છે. પ્રાકૃત જીવન અને ભાવનાના સફળ આલેખનની સિદ્ધિ તેમને એથી યે આગળના classical પ્રૌઢ સર્જનોના, જીવનદૃષ્ટિના પ્રદેશનાં પ્રવેશદ્વાર પાસે લાવી મૂકે છે.

આ વસ્તુને સ્પષ્ટ કરવા અમે નવલકથાના અંતનાં છપ્પનિયા કાળમાં તૂટતી અર્થરચના અને સમાજનાં તેમના નિરૂપણ તરફ લક્ષ ખેંચીએ છીએ. અમારા મતે, આ દુકાળ અને તેમાં ભાંગતી માનવતા જ એક નવલ જેવડો આલેખન વિસ્તાર માગી લે છે, પરંતુ લેખકે એ માત્ર તેથી ચોથા ભાગમાં સમાવ્યાં છે. તેમાં તેમણે આપેલું જીવનચિત્ર સાચું હોવા છતાં કશુંક ખૂટતું હોવાની યાદ આપ્યા કરે છે. એ અંતભાગમાં આવતાં ભીલજીવનની રૂદ કવિતા અને છેક અંતની પ્રણય કવિતા આપણાં સાહિત્યમાં યાદગાર બને તેવી છે; અને સાહુકારી શોષણમાં પશુસમ બનતાં જીવમાત્રનું એ આલેખન પણ સાચું છે છતાં, લેખકની કલમ ત્યાં કવચિત ઉતાવળી થતી તો ક્વ-

ચિત પ્રણય કે કવિત્વભર્યાં વર્ણનો તરફ ઢળતી જણાય છે; અને તેમને કશું મૂળભૂત કહેવું છે પણ કહેવાતું નથી એમ લાગે છે.

એ અંતમાં જે ખૂટે છે એ છે–'જિન ક્રિસ્તોફ' કે 'હંચબેક'ની નવલોમાં મળતી સળંગ 'જીવનદૃષ્ટિ' અને જૂનાં મૂલ્યોનું વિશોધન કરી કરી નવાં મૂલ્યોને ઉન્નત અને ઉજ્જ્વલ કરતી માનવતાની જયગાથા–દુકાળ પહેલાં, દુકાળ વચ્ચે અને દુકાળ પછીનાં જીવનને સાંધતી એક દષ્ટિ.

આ મહાનવલના હજુ તો બે ખંડ બાકી છે. શ્રી પન્નાલાલ પટેલ આજે આ નવા ક્ષેત્રની સંપૂર્ણ ખેડના નવા સીમાડા પર આવી ગયા છે. એમની આ સુખદ આગેકૂચ કરતી કલમ, ગુજરાતને હજી યે સમૃદ્ધ પાકની ભોક્તા બનાવે એ આશા સાથે અમે આ નવલને સત્કારીએ છીએ.

–ઉત્સુક



## દિનરાત

**શ્રી** સ્વપ્નસ્થની ૨૦ નવલિકાઓનો આ સંગ્રહ હાર્દિક આવકારને પાત્ર છે. 'રાત્રણુકથો' તથા 'ધરતી'નો કવિ આ નવલિકાઓમાં પોતાનો નવો સંદેશ ગૂંથે છે.

વિશાળ જીવનની ભૂમિકા આ નવલિકાઓને પ્રાણવાન બનાવે છે. સાગરમાં ભરતી ચડે ત્યારે મચ્છીની લણણીમાં લાગતાં માછીમારોનાં ગામ, માથેરાનની આસપાસનાં જંગલો, ધોધમાર વરસાદમાં ભીંજાતી ઘાટની ઝાડીઓ, મુસલમાનોના પીરના મેળા અને ગુજરાત–કાઠિયાવાડનાં ગામડાંઓ એવી એવી વિવિધ ભૂમિકા, આ લેખક કેવો લોકસંપર્ક સાધ્યો છે અને જીવનની કવિતા તેમજ વેદના કેટલી ગંભીરતાથી અનુભવી છે તેની પ્રતીતિ કરાવે છે. નવલિકાઓમાં તેથી નવી તાઝગી અને જોમ આવ્યાં છે. વાસ્તવિક જીવનનાં બળો ઊંડી સંવેદનશીલતા સાથે લેખકે પારખ્યાં છે અને તેમાંથી જીવનની ફિલસૂફી ઘડી છે.

જે જીવંત અને પચરંગી પાત્રસૃષ્ટિ અહીં ખડી થઇ છે તે પણ તેના સર્જક કલાકાર માટે આદર ઉપજાવે તેવી છે. રાધુ પાસેથી પોતાનું મનભાવ્યુ મેળવનારી પૂરી, વહાલભરી મુગ્ધ કાન્તા, છીપલીકન્યા કાપૂ, મીડાંઓનાં પૂતળાં પાસેથી નાસી છૂટતી જમની, માછીવાસમાં રહેતી કાશા, જનતાના સુખ માટે વ્યક્તિગત પ્રેમને જતો કરતી ઉલ્કા, એ સર્વ જીવતીજાગતી, મન અને દેહનાં પ્રબલ તોફાનો અનુભવતી, પોતાની ત્રાસને પ્રહાર રહેતી

એવી સ્ત્રીઓ છે. ઉરસમાં હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન ચર્ચતી રશીદ, લડાઈના અનુભવોથી ઘડાતો દત્તુ, જંગલનો ધબકાર અનુભવતો ખ્રિસ્તી, ઘાટનિવાસી અકબર, મૂડીદારનો ચાબૂક ખાધેલો દગડુ અને અહમદ, વ્યાજનો વારસ જગુ એ સર્વ પરિચિત દુનિયાનાં પાત્રો અહીં તેમનામાં ગુપ્ત રહેલી માનવતા પ્રગટ કરી આપણને સાદ દે છે : "આવો, અમને સમજ્યા વગર તમારું ચાલે તેમ નથી."

નીતિનાં બંધનો, સામાજિક જીવનની જવાબદારી, તે છતાં માનવનો દેહ એ એક અદુષ્ય બળ છે એ વાતનું લેખકે અહીં ભારે સ્વસ્થતાથી સચોટ નિદર્શન કરાવ્યું છે. 'મધરાણી', 'ટોનો વિકાસ ?', 'ત્રીજું નયન', 'જમની', 'ઘાટની ભીતરમાં', 'કાયા', એ નવલિકાઓમાં સ્ત્રીપુરુષનાં શારીરિક આકર્ષણ મોટો ભાગ ભજવે છે અને પલટાતાં મૂલ્યોનાં આ સમયમાં સમાજશાસ્ત્રીઓને વિચારસામગ્રી પૂરી પાડે છે. સંગ્રહની ઉત્તમ વાર્તાઓમાં 'દત્તુ', 'કાન્તા', 'જમની', 'વ્યાજનો વારસ', 'પ્રેમ અને ફરજ' તથા 'કાયા' એ ગણાવી શકાય.

લેખકને નવું ઘણું કહેવાનું છે અને પોતાના એ વક્તવ્યને પ્રગટ કરવા તેમને હાથે ભાષાના નવા મરોડ સર્જાયા છે. કથિતવ્યને સચોટ બનાવવાને લેખકે સતત જાગ્રતિ રાખી જણાય છે. વાસ્તવિક જીવનની વિષમતા, વિસંવાદ, દુઃખો લેખકે આલેખ્યાં છે પણ તેમાંથી આશા, નવસર્જન અને ભાવિ સુખનો સંદેશ તેમણે તારવ્યો છે: "માણસ હજી આથી યે વધારે સુખી થવા લાયક છે. એને માટે તો, એ બધું લાવવા માટે તો, આ બધાં જીવે છે." ખાલી જીવતરને શ્રદ્ધાથી ફરી ભરી દેવા, મહેનત અને સુખની આડે આવતાં બળો સામે લડવાનો લેખક સંદેશ આપે છે. એ વાતનો પ્રચાર કરવા જતાં કોઈ વાર્તા માત્ર રેખાચિત્ર કે ચર્ચા જેવી બની ગઈ છે, જેમ કે 'તત્ત્વજ્ઞાન', 'ત્રીજું નયન', 'સાંજની જમીન'. ટૂંકામાં ઘણું એક સમાવવાના પ્રયાસમાં કેટલીક વખત વાક્યો ઠરડાઈ જતાં લાગે છે, તથા ગ્રામ અને શિષ્ટ બંને ભાષાનો એક જ ફકરામાં થતો ઉપયોગ ઔચિત્યને મરડી નાખે છે. આવા દાખલા 'ટોનો વિકાસ', 'અજ્ઞાત ભાવિ', અને 'ઘસારો' જેવી પ્રારંભની વાર્તાઓમાં મળી આવે છે.

પણ વાર્તાઓનો સમગ્ર ધ્વનિ એકંદરે વાંચનારને માટે શ્રદ્ધાનું જોમ આપે તેવો, નવો ઉત્સાહ અને આશા પ્રેરે તેવો, તાજગીભર્યો છે. 'સંવાદ'માં લેખકે એ જ વાત કરી છે કે [illegible] દૃષ્ટિ [illegible] છે.

વિચારું છું: એક આશા જ આ બધું રચી શકે છે, તો એની જ વાત અંતરમાં ધરવી. કદાચ, કોઈ દિવસે, સમસ્ત સુખી માનવજાતિથી અલંકૃત આ પૃથ્વી તેનાં અગણિત પ્રાણીજીવન અને ન જોયેલાં સ્વર્ગો સાથે, એ સાંજથી અનંત ગણી સુંદર બની શકશે.” એ શ્રદ્ધા અને આશા જગાડતી આ વાર્તાઓ માટે લેખકને અભિનંદન ઘટે છે. —નાથાલાલ દવે



## જ્વાલા

વિક્ટર હ્યુગોની નવલકથા '૯૩ નો આ અનુવાદ છે. અને જો હું ભૂલતો ન હોઉં તો લેખકનું આ પ્રથમ પુસ્તક છે. વિક્ટર હ્યુગોએ બળવા સમયના ફ્રાન્સને એકથી વધારે નવલકથામાં મૂર્તિમન્ત કર્યું છે, જો કે તેનું સૌથી નિકટનું ચિત્ર નોત્ર ડામના ખૂંધામાં અને સૌથી દૂર-ચિત્ર ટોઇલર્સ ઓફ ધ સી–માં જોવા મળે છે. વિક્ટર હ્યુગોની સૌથી જાણીતી નવલકથા “લા મિઝરાબ્લ”ના બેથી વધારે અનુકરણો ગુજરાતીમાં થયાં છે. આ લેખકની ખાસ ખૂબી એ છે કે ગમે તે વર્ગનો માણસ લઈને કેવળ સ્વાભાવિકતાથી તેની પાસે તે લોકોત્તર કામો કરાવે છે. અને જાણે કે માણસ ક્રમે ક્રમે તેની સ્વભાવગત દુષ્ટતાઓ ભૂલી વધારે ને વધારે ઉન્નત બનતો જાય એવો જ સૃષ્ટિક્રમ હોવો જોઈએ એમ તેને સાબિત કરવું હોય તેટલા સાતત્યથી તે એ જ વાત આપણી સમક્ષ રજૂ કર્યે જાય છે. આ રીતે અંગ્રેજી લેખકોમાં મિલ્ટનને તે સૌથી વધારે મળતો આવે છે.

ખેદની વાત એ છે કે ‘જ્વાલા’ એ નાઇન્ટી થ્રીનો સંપૂર્ણ અનુવાદ નથી; કદાચ જો આખા પુસ્તકનો અનુવાદ થયો હોત તો લાન્તેનાક અને ગોવેન બન્નેની લોકોત્તરતાનું ચિત્ર વધારે સારું ઊઠી શકયુ હોત. આ પુસ્તક વાંચતાં તેના નાયક કરતાં નોત્રદામનો ખૂંધો કે લા મિઝરાબ્લનો જીન વાલ્જીન વધારે ગોઠા લાગે છે. પણ “દરિયો ખૂંદનારા” ટોઇલર્સ ઓફ ધ સી વાંચતાં દેખાય છે કે હ્યુગોનાં પાત્રો માત્રને તેણે અમુક કક્ષાથી નીચે જવા દીધાં જ નથી. અને માણસમાં અંતર્ગત રહેલી ભવ્યતાનાં દર્શનથી સ્વાર્થ વિહ્વલ–વિહ્વલ મટી જાય છે તે ઘણી સ્વાભાવિકતાથી તેણે નિરૂપેલું છે.

આશા રાખીએ કે હવે પછીના અનુવાદોમાં અનુવાદક આખાં પુસ્તકને, સળંગ અવતારવાનો નિશાનો રાખશે.



## પ્રેયસી

પ્રખ્યાત રશિયન લેખક લીઓ ટોલ્સ્ટોયની પ્રખ્યાત નવલકથા રીસરેક્શનનું આ રૂપાન્તર છે. અને એ જ પુસ્તકના અવતરણનો આ બીજો પ્રયત્ન છે. પ્રથમ યત્ન પુનરવતારને નામે થયો હતો. હિન્દુશાસ્ત્રોમાં પુનર્જન્મની માન્યતા છે પણ એક જ જન્મમાં કોઈ મોટાં કારણોને લીધે માણસમાં એટલો બધો ફેરફાર થઇ જાય કે જાણે તે બીજો માણસ જ લાગે-અને મોટે ભાગે એ ફેરફાર દુષ્ટતામાંથી શુભ તરફ હોય છે ત્યારે તેને ક્રિશ્ચન માન્યતામાં પુનરવતારને નામે ઓળખવામાં આવે છે. પ્રસ્તુત કથાના નાયકનો એવો પુનરવતાર કેમ થાય છે તે તેમાં નિરૂપવામાં આવ્યું છે, પણ રશિયન કથાઓમાં નામો અપરિચિત અને જીવનવ્યવહાર જૂદો તેને લીધે સ્વભાવસામ્ય હોવા છતાં અનુવાદ ઘણીવાર રુચિકર થતા નથી. સ્વ. ભોગીન્દરાવે રૂપાંતરનો પ્રયત્ન ટોલ્સ્ટોયનાં પુસ્તકો માટે જ કરેલો.

કાલાન્તરે પણ મૂળ પુસ્તકના અનુવાદની અપેક્ષા રહેશે. આ અનુવાદ મૂળ પુસ્તકના સારભાગને સમજવા ઉપયોગી થશે એવી આશા છે.

– સુ.

★

## પિતાજીનો વનપ્રવેશ

શ્રી. પૂર્ણાનંદ ભટ્ટના આ પ્રથમ વાર્તાસંગ્રહમાં ગુજરાતી કૌટુંબિક, પ્રણયાર્થી અને રાજકીય જીવનને ઝીલવા પ્રયાસ કરવામાં આવ્યો છે.

લગભગ બધી વાર્તાઓ ભાષા અને સંકલનાની દૃષ્ટિએ અનુક્રમે આડંબરી અને નબળી છે. પાત્રો ઉપસતાં નથી. પ્રસંગો આયાસ બતાવે છે.

લગભગ બધી વાર્તાની પાછળ નિષેધવાદી દૃષ્ટિની પ્રબળ અસર પડી છે તેથી કૌટુંબિક, પ્રણયી કે રાજકીય ત્રણેય જીવનનાં નિરૂપણમાં પ્રજામાં રહેતાં સાચાં ઉમદા તત્ત્વોને બદલે નિર્બળ, વિકૃત અને સામાન્ય તત્ત્વોને પસંદગી મળી છે.

વિષયની આવી એકાંગી રજૂઆત કેટલેક ઠેકાણે પ્રત્યાઘાતી સ્વરૂપ પણ લે છે. શૈલીની નબળાઇ ઘણીવાર કંટાળો પણ ઉપજાવે છે. અત્રે અમે દાખલા નથી આપતા કેમકે આખું પુસ્તક એ બતાવે છે.

શ્રી. પૂર્ણાનંદ ભટ્ટ તેમની કલમ વધુ સ્વસ્થ કરી ગુજરાતને પ્રેરક વાર્તાઓ આપે એ શુભેચ્છા. તેમની અને ગુજરાતની જનતા સમક્ષ પહેલાં

વિશાળ–ભાવિને અને તેમાં થવા જોઇતા નવયુવાન સાહિત્યકારોના પ્રયાસો-
ની અગત્યને વિચારી વ્યક્ત કરીએ છીએ.

— ઉત્સુક

★

## હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ?

નિસર્ગોપચાર એ એલોપેથીની માફક પરદેશમાં જન્મેલ શાસ્ત્ર છે.

અવલોકનાર્થે આવેલ પુસ્તકમાં શેનું અવલોકન કરવું તે જ પ્રશ્ન થાય છે. એનું નામ પણ એક છેતરપીંડી જ છે આખા પુસ્તકના વાંચન પછી પણ લેખક "નિસર્ગોપચાર તરફ કેમ વળ્યા ?" તેનો જવાબ ક્યાંય પણ મળતો જ નથી. એ દિશામાં પ્રયાસ ફકત પહેલાં અઢાર પાનામાં કરવામાં આવ્યો છે. "નિરોગી જીવનના નિયમોને કેટલી હદ સુધી તોડી શકાય છે તેના અખતરા લેખકે કર્યા અને કુદરતની સહનશીલતાની મર્યાદાઓ સુધી પહોંચી ગયા"—અને દુઃખથી પીડાવા લાગ્યા. દાક્તરોની દવાઓથી સારું ન થયું. તેવામાં એક સહૃદયી મિત્રે તેમને નિસર્ગોપચારનું પુસ્તક આપ્યું. તેના વાંચનથી અને અમલથી એ સાજા થયા. પછી તો તેઓ એલોપેથી, હોમીયોપેથી, ઇલેકટ્રીક વૈદક વગેરે શાસ્ત્રોના સ્નાતક થયા અને પછી યુરોપીઅન શિક્ષણ સંસ્થાઓ અને આરોગ્ય ભવનોમાં જ્ઞાનની શોધ માટે ગયા. પરંતુ તેમની દૃષ્ટિએ આ સંસ્થાઓ "ફકત સત્યનો અમુક ભાગ શીખવતી અને આચરતી હતી...એ સંસ્થાઓ જે કરતી હતી તેમાંની કેટલીક પૂરેપૂરી ખરી હતી તો બીજી પૂરેપૂરી ખોટી હતી (પાન ૧૩). અને તેથી "નૈસર્ગિક જીવન અને ચિકિત્સામાં જે કંઇ સારું છે, તે તમામ શીખવતી અને આચરતી હોય" તેવી સંસ્થા ઊભી કરવાનો વિચાર કર્યો.

બધા જ ખોટા અને હું જ એક સાચો એ ન્યાય સિવાય આમાં બીજું કંઈ જણાતું નથી. વચમાં વચમાં નિસર્ગ ઉપચારના સિદ્ધાંતો અલબત્ત ટાંકયા છે પરંતુ ભાષાની રચના તથા શબ્દપ્રયોગો એવા ખરબચડા છે કે સાધારણ જનસમાજને સમજવું મુશ્કેલ પડે તેવું છે. પરંતુ નિસર્ગ ઉપચાર તરફ વળવાને માટેનું એક પણ સબળ અથવા છેવટે નિર્બળ કારણનો ઉલ્લેખ સુધ્ધ કરવામ આવ્યો નથી.

આખાં પુસ્તકને બાવીસ પ્રકરણમાં (વિભાગ શબ્દ વધુ યોગ્ય થશે) વહેચવામાં આવ્યું છે. પરંતુ તે બધા સ્વતંત્ર વિભાગો છે અને આગળ પાછળ કશા પણ સંબંધ વગર મૂકવામાં આવ્યા છે દા. ત. સાતમું પ્રકરણ સામયિક-

તાનો નિયમ, એ સોળ લીટીમાં પૂરું થાય છે. તેમાં છેલ્લા વાક્યમાં જણાવે છે કે "આ રસિક વિષય... 'રોગનિવારક ક્રાન્તિઓ' અને 'સામયિકતા' એ નામના પ્રકરણમાં વધુ વિસ્તારથી ચર્ચવામાં આવ્યો છે." 'વધુ વિસ્તારથી' નો અર્થ "ટૂંકામાં" એમ થતો જણાય છે. એ શબ્દપ્રયોગ ઉપરાંત પ્રકરણમાં કંઇ જ નથી. છઠ્ઠું પ્રકરણ 'રોગ નિવારક ક્રાન્તિનું' કંઈ વધારે વિસ્તારથી વર્ણન આપતું જ નથી અને 'સામયિકતા' નામક પ્રકરણ પુસ્તકમાં છે જ નહિ આવી જ જાતનાં બે પ્રકરણો છે તે અનુક્રમે નં. ૧૩ તથા નં. ૧૪ તેમનાં મથાળાં વાંચી અને જે વસ્તુની આશા રાખીએ તે અંદર છે જ નહિ પહેલાનું નામ "આંખની કનીનિકા ઉપરથી નિદાન" તેમાં મા આવી રીતે નિદાન થઈ શકે છે તેનો જ ઉલ્લેખ છે; કેમ કરવું તેનો નિર્દેશ નથી બીજાનું મથાળું 'નિસર્ગોપચારનું નિદાનશાસ્ત્ર;' તે પણ એક પાનામાં, એટલે ૨૮ લીટીમાં ખલાસ થાય છે. આગલા પ્રકરણમાં છેલ્લું વાક્ય "હું એક નવું પુસ્તક લખી રહ્યો છું જેનું નામ છે 'નિસર્ગોપચારનું નિદાનશાસ્ત્ર" એ વાંચતાં આ ૨૮ લીટીમાં આખું પુસ્તક આવી ગયું હોય એમ સમજવું કે એ નામના પુસ્તકનું સીનેમાની માફક આ ટ્રેઈલર છે તેમ સમજવું ?

આખા પુસ્તકમાં ઘણી જગ્યાએ આ માટે વીગતવાર જાણવા માટે મારું ફલાણું પુસ્તક વાંચો તેમ આવ્યા જ કરે છે. અને તેથી જાણે અજાણે પણ એક જાહેરખબરનું પુસ્તક વાંચતા હોઈએ તેવી અસર થાય છે.

વાઢકાપ સામે લેખકને સૂગ છે ડોક્ટરો આનંદપૂર્વક અંગોચ્છેદન (પા. ૭૪ કર્યા કરે છે તેમ તે લખે છે છતાં પણ બિનજરૂરી વાઢકાપ પુસ્તકમાં બે જગાએ આવે છે . પાન. ૧૪ તથા ૪૬). તો પછી જરૂરી વાઢકાપ વિષે તેમનો શું મત છે તે તેમણે જરુર લખવો જોઈતો હતો.

ભાષા ઉતાવળે ભાષાંતર થયું છે તેમ બતાવે છે. પુસ્તક ને અંતે પારિભાષિક શબ્દકોશ આપ્યો છે પરંતુ તેમાં અંગ્રેજી શબ્દો આપ્યા હોવાથી ફક્ત ગુજરાતી જ જાણનારા વાંચકો તેમાંથી વધારે પ્રકાશ કે જ્ઞાન મેળવી શકશે નહિ. ટિપ્પણ મૂક્યું છે તે પુસ્તકમાં આવેલ વાતને પરાપૂર્વના સંબંધથી ગ્રથિત કરે છે, કઠિન વાક્ય પ્રયોગો સમજાવે છે અને પુસ્તકને સુવાચ્ય કરવામાં મદદ કરે છે.

–રમણિક અ. વૈદ્ય એમ. બી. બી. એસ.

★

## વક્તા. કેમ થવાય !

અમે ન ભૂલતા હોઈએ તો ગુજરાતી ભાષામાં વક્તૃત્વકળા પર આ પ્રથમ પુસ્તક છે., અને તેમાં વક્તૃત્વ કળાનો કસબ તરીકે સારો પરિચય આપવામાં આવ્યો છે.

વસ્તુનાં સમર્થનમાં આવતા વિદેશી દાખલાઓ બનાવી આપે છે કે, તેમાં મૌલિક તત્વ બહુ ઓછું છે. લેખક પોતે પણ તે સ્વીકારે છે, પરંતુ એથી વક્તૃત્વ કળા, જે એક પરિપૂર્ણ સામાજિક કળા છે તેના લોકશાહી ગુણો, વિશાળ જનતા પ્રત્યેની ફરજઅજાણી વગેરે મૂલ્યો સ્પષ્ટ ઉઠતાં નથી. અને કેટલેક સ્થળે પ્રભાવ પાડવો, લોકને ખેંચી જવાં, વગેરે શક્તિની વધુ તારીફ થતી જણાય છે.

આ પ્રયાસને આવકારતાં ભાવિ લેખકો આ વિષય વિશેષ કાળજીથી ઉપાડે એ વસ્તુ આગળ કરીએ છીએ.

–ઉત્સુક



## પથિક

૩૦–૩૨ થી ઉલટું '૪૨ ની લડતે આપણને જૂજ સાહિત્ય પરિપાક આપેલો છે. એ અભાવમાં–શહીદીની ઉદાત્ત ભાવનાને પ્રકટ કરતું શ્રી. પ્રશાંતનું " પથિક તારે વિસામાના દૂર દૂર આરા "નું ગીત, ગુજરાતનાં શ્રવણ અને પ્રાણે અત્યંત તૃષિત બની વારવાર પીધું છે.

એ ગીતની ભાવનાને અનુરૂપ બનતી ગેયતા અને તેનું ભાવાનુરૂપ પદનિરૂપણ. શ્રી પ્રશાંતનાં ગીતોની લાક્ષણિકતા છે. એટલી સબળ તો નહિ પણ, ભાવોદ્રેકથી સભર છે, સમાજ અને દેશનાં દુઃખો અને બંધનમાંથી મુક્તિની તેમની ઝંખના.

"નવા ચીલા", "સુરજને સંદેશ", "માનાની મમતા," "ફફડતી પાંખો," "મીલ," "દુખીઆનાં ગાન" અને 'યુદ્ધ ગીતો' વિભાગનાં મોટા ભાગનાં ગીતો એની સાહેદી આપી રહે છે. સાથે સાથે જ એ ગીતોમાં આરની અકળાક નિરાશા–જે કે એ લડત તરફ પ્રેરે છે–અમને કવિનું બપ-સ્થાન જણાય છે.

કંઈક અંશે સ્વ. મેઘાણીની કરુણમાંથી જન્મતી વીરતાનાં ગીતોની યાદ આપતી આ વલણ, તેની પોતીકી મર્યાદાઓ પણ રચે છે એ, તેમનાં

"બેતાલ રાસડો" નાં કુદરતમાં બેતાલ દેખતાં, વિસંવાદ અનુભવતાં, ગીતમાં જણાય છે.

ક્રાંતિ એટલે આંધી નહિ; તેમજ શહીદી એટલે કેવળ ફનાફાતિયા થવું નહીં બલ્કે ક્રાંતિ એટલે સામાજિક નવજીવન અને શહીદી એટલે એ જાગૃતિની લડતની જીવન પૂરતી પરાકાષ્ઠા—એ સ્પષ્ટ હોત તો તેમનાં કાવ્યો વિશેષ આશાવાદી બનત, એ કરુણ વીરના ગોફ્સ, મંગલરૂપ ધરી શકત એમ અમને જણાય છે. આ ફનાગીરીની ભાવના કેટલાંક ગીતોમાં ભાષાનો આડંબર પણ લાવે છે.

કુદરતનાં તેમનાં ગીતોમાં કેટલાંક સારાં છે અને કેટલાંક નેહકણાં જેવાં છે જે આ સંગ્રહમાં ન લીધાં હોત તો સારું હતું. અમે આ ગીતોને ગુજરાતમાં ઠેરઠેર ગુંજતાં સાંભળવાની આશા પ્રકટ કરીએ છીએ.

—ઉત્સુક



## નવાં સામયિકો

**દક્ષિણા :** (ત્રિમાસિક) તંત્રી : સુન્દરમ્; પ્રકાશક : અરવિંદ કાર્યાલય, આણંદ, વાર્ષિક લવાજમ રૂા. ૫. છૂટક: રૂ. ૧॥.

શ્રી.અરવિંદ ઘોષના સંદેશના પ્રચાર-અર્થે ઓગષ્ટ માસથી પ્રકટ થયેલું રૂપરંગે સુંદર એવું આ ત્રિમાસિક કવિ શ્રી. સુન્દરમ્‌નાં સંપાદન હેઠળ પ્રકટ થાય છે. તેમનાં તંત્રીપદે એક વર્ષ પર્યંત નીકળેલાં ગુજરાત વિદ્યાપીઠનાં "સાબરમતી" દ્વિમાસિકની યાદ એથી તાજી થાય છે, પરંતુ સાહિત્ય, જીવન અને દેશનાં પુનરુત્થાનમાં ફાળો આપતાં એ સામયિકનાં ઉમદા જીવનલક્ષી તત્ત્વોની ખોટ અત્રે વસમી લાગે છે.

નિત્શેના મહામાનવ (superman) અને ઉપનિષદોએ કહેલી ચેતનાનો સમન્વય કરવા મથતી અરવિંદની યોગપ્રણાલિ દેશ અને કાળે છીર્ણ ગણી ત્યાગ કરેલી છે. ભૌતિક જીવનથી અસંગત એવી કોઇ ફિલ્સુફી આજના જનતંત્રયુગમાં વિકાસ કરતાં બાધારૂપ નીવડવા વિશેષ શક્યતાઓ છે.

દક્ષિણા અને વિશેષ શ્રી સુન્દરમ્‌નું સંપાદન ગુજરાત એટલે તેની જનતાનાં જીવનની ફરીથી નજીક આવે એ આશા અમે આ તકે વ્યક્ત કરીએ છીએ.

**કેડી :** (અઠવાડિક) : સંપાદક : શશીકાંત નાણાવટી; કેડી કાર્યાલય, ૩૦૯૩/૪, ગાંધી રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૮

'૪૨ ના લોકજુવાળના અનુભવો લઈ બહાર આવેલા યુવાનોએ ૧૫ મી ઓગસ્ટથી શરૂ કરેલું આ અઠવાડિક આપણાં સિને-સામયિકો કરતાં ઉચ્ચ ધોરણે હોય તે સ્વાભાવિક છે.

બીનકોમી રાષ્ટ્રવાદ, સામાજિક વિકાસ અને એવા ઉમદા ગીતોને આગળ લઇ આવતાં આ અઠવાડિકને બહુ જહેમત અને અભ્યાસ સાથે મળે તો પૂરી સફળતાનો અવકાશ છે એ નિર્દેશી, અમે "કેડી"ને આવકારીએ છીએ.

**ભગિની**: (માસિક) તંત્રી: પુષ્પાબેન મહેતા; પ્રકાશક: ભારતી સા. સંઘ લિ. અમદાવાદ.

પુનઃ સંચાલિત થતું **ભગિની** (પ્રથમ અંક ઓગસ્ટ) આપણાં સ્ત્રી-સામયિકોમાં વિશિષ્ટ ભાત પાડે છે જ. પરંતુ આપણાં અન્ય શિષ્ટ માસિકો કરતાં એમાં હળવા વિષય અને ક્લિષ્ટ લખાણો લેવાની જરૂર ઇષ્ટાપત્તિ નથી. માસિકનાં ઉમદા ધ્યેય અનુસાર, નારી જીવનની ઉન્નતિ, સંગઠન અને સામાજિક ન્યાયનાં ગંભીર પરંતુ સરળ લખાણોની જરૂર જણાઈ આવે છે. આશા છે ભગિની એ માર્ગે ત્વરિત પ્રયાણ કરશે.

# ગુજરાતની ઢૂંઢિયું

## રાષ્ટ્રીય પ્રવાહો

### કોમી રમખાણો કે નવી આઝાદી પર આક્રમણ ?

સાઠ સાઠ વર્ષની અનેક યાતના, સ્વાર્પણ અને શૌર્યભરી ઐતિહાસિક લડતને અંતે ૧૫મી ઓગસ્ટે હિંદે સ્વાતંત્ર્યદિન ઊજવ્યો. ૪૦ કરોડના દીન-હીન જીવનમાં કાયાપલટ કરવાની અને સર્વદેશીય વિકાસની અમોલ તક આપણને સાંપડી.

વડવાઓની જન્મભૂમિ ત્યજી પહેર્યે કપડે નાસી છૂટે છે! અને આ નિઃસહાય હિજરતીઓ માર્ગમાં પણ સલામત નથી. માર્ગમાં જ, ભૂખ, તરસ અને હથિયારબંધ ગુંડાઓનાં અને કેટલીક વાર રખેવાળ લશ્કરોની બંદુકોના શિકાર બન્યા છે!

વારંવાર થતા હુમલાઓ અને યોજના વિનાના ભાગલાને લીધે ઉત્તર હિંદનો રેલ્વે વ્યવહાર સુદ્ધાં તદ્દન ખોરવાઈ ગયો છે. બજાર, સ્કૂલો કૉલેજો સૂમસામ પડ્યા છે. અનેક સ્થળે સરકારી વહીવટી તંત્ર પણ ભાંગી પડ્યું છે.

પંજાબનું રાજકીય, આર્થિક અને સામાજિક જીવન સમૂળગું ખોરવાઈ ગયું છે.

*

ફક્ત પંજાબમાં જ નહિ; દિલ્હી (તા. ૬ ઠી સપ્ટે), હિંદી સરકારના વહીવટીતંત્રનું મધ્યસ્થ કેન્દ્ર પણ કોમી આગમાં સપડાયું. અને કલકત્તામાં ફરી શરૂ થયેલી ખૂનરેજી બંધ પાડવા પોતાની જિંદગી હોડમાં મૂકેલ ગાંધીજીએ દિલ્હીમાં અડ્ડો જમાવ્યો.

એ પછી તો, સંયુક્ત પ્રાંત આજે ભરેલા દારૂગોળા જેવો છે. અને સારાય હિંદમાં કોમી ઉશ્કેરાટે દેશ માટે ભયજનક સ્વરૂપ પકડ્યું છે.

પંડિતજીએ કહ્યું છે તેમ આ માત્ર મોટા પાયા પરનાં રમખાણો નથી; આ યુદ્ધ છે. 'આ પરિસ્થિતિને યુદ્ધની પરિસ્થિતિ ગણી આપણે તેનો સામનો કરવાનો છે.' (પં. નહેરુ તા. ૧૦મી સપ્ટે). હિંદી સંઘ અને પાકિસ્તાનના વહીવટીતંત્ર, તેમની સરકારોને નબળી પાડી, તેમને પરસ્પર કટ્ટર દુશ્મન બનાવવા માટેનો આ વ્યૂહ છે—ના, આ કાવતરું છે.

## કાવતરું: કોણ જવાબદાર?

કોઈ કહે છે: મુસ્લીમો હિંદ પર ઇસ્લામી રાજ્ય જમાવવા માગે છે. નહેરુનું મગજ રાષ્ટ્રવાદના ઝેરથી ભરેલું હોવાથી તે મુસ્લીમોને સીધા કરી શકતા નથી અને પરિણામે મુસ્લીમો બમણા જોરથી હિંદુઓ પર આક્રમણ કરે છે (સાવરકર: તા. ૨૮ મી સપ્ટે).

આજ દલીલને ઉલટાવો એટલે મી. ગઝનફરઅલીનું રમખાણ-યુદ્ધનું અન્વેષણ મળશે. આ રમખાણો તો હિંદુઓનું પાકિસ્તાન પરનું આક્રમણ છે, એમ કહી તેમણે હિંદ-પાકિસ્તાનની સરહદ પર કિલ્લેબંધીની અને યુદ્ધની તૈયારીઓની માગણી કરી છે.

આમ, પરસ્પર આક્રમણની ભૂમિકા રજૂ થઇ રહી છે ને વિશાળ લોકસમૂહ એ તરફ ધસડાઇ રહ્યો છે. ત્યારે બીજી કેટલીક નોંધવા જેવી વાતો, ખબરો ને હકીકતો સૂચક પ્રકાશ પાડી જાય છે.

પહેલી અને છઠ્ઠી સપ્ટેંબરે ખુદ 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ'ના ખબરપત્રીએ પંજાબના રમખાણોમાં લશ્કર અને પોલીસનો હાથ હોવાનો સ્પષ્ટ નિર્દેશ કર્યો હતો. પંડિત નહેરૂએ પણ પોતાનાં નિવેદનોમાં લશ્કરી સત્તાવાળાઓ સામે ફરિયાદ કરેલી. પંડિત કુંઝરૂએ તો બાઉન્ડરી ફોર્સની કામગીરીની જાહેર તપાસની માગણી કરી છે.

બીજી તરફથી બ્રિટિશ અમલદારો પાસેથી ગંજાવર પ્રમાણમાં હથિયારો અને દારૂગોળો હાથ લાગ્યાં છે; અને તેમની ધરપકડ કરાઇ છે. જ્યાં એક કારતુસ પણ ગેરકાયદે મળવો મુશ્કેલ હતો ત્યાં છડેચોક વેચાતા બોમ્બ, ગ્રેનેડ, સ્ટેનગન, બ્રેન ગન વગેરે આધુનિક હથિયારો કયાંથી આવ્યાં? લશ્કરી શસ્ત્રાગાર સિવાય બીજે કયાંથી આવે?

અને અહીં આપણને બીજો ધાગો પ મળે છે. બ્રિટિશના બાંધિયાં પતિયાળા, ફરીદકોટ, ભાવલપુર વગેરે દેશી રાજ્યોએ તેમને બ્રિટિશોએ આપેલો ગંજાવર લશ્કરી સરંજામ, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, અકાલીઓ, મુસ્લીમ નેશનલ ગાર્ડને પહોંચાડ્યાની વાતો પંજાબમાં સહુને મોઢે સંભળાય છે.

ઉશ્કેરાયેલા લોકોના અત્યાચારો જેવા લાગતા આ રમખાણો પાછળ, વિસ્તૃત અને વિચારપૂર્વકની યોજનાનો એક દસ્તાવેજી પુરાવો-એક ખાનગી કાગળની નકલ-'પાકિસ્તાન ટાઇમ્સે' પ્રસિદ્ધ કર્યો છે (તા. ૫ મી સપ્ટે.) તેમાં પંજાબના સી. આઇ. ડી. ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જેન્કીન્સે રમખાણો ઉશ્કેરવા માટે જાસુસી જાળ પાથરવાની વિગતવાર સૂચના આપી હતી.

આમાં બ્રિટિશોનો હાથ ચોક્ખો જણાઇ આવે છે.

પણ આમાં માત્ર બ્રિટિશો જ નથી. આ રમખાણો પાછળ લઘુમતિ કોમના વેપારીઓને હાંકી કાઢી તેમનો વેપાર કબજે કરવા માગતા નીચ વૃત્તિ નફાખોરો પણ છેઃ કિસાનોની લડતોમાં ભંગાણ પાડવા કે તેમની જમીન પચાવી પાડવા માગતા લોલુપ જમીનદારો છે; પ્રજાની લોકશાહીની લડતમાં કુસંપના બીજ વાવી તેને છિન્નભિન્ન કરવા માગતા રાજા-નવાબો છે; અને અંતે લોકોના દુઃખમાંથી નફાખોરી કરનારા કાળાં બજારિયા પણ આ કારસ્તાનોમાં ભાગ ભજવે છે. દરેક જાતના કોમીવાદીઓનો તેઓ ઉપયોગ કરે છે.

નવા જન્મેલા આઝાદ હિંદ અને પાકિસ્તાન પરનો એ હુમલો, આપણા અસ્તિત્વ પરનો હુમલો છે.

### શાંતિના અડીખમ મોરચા

પરંતુ, સદ્‌ભાગ્યે, દેશના ભાવિને ભયંકર રીતે જોખમમાં મૂકતા કોમીવાદ અને કોમી હત્યાકાંડ સામે ઠેર ઠેર પ્રજા અને સરકારે સામા મોરચા માંડયા છે. ગાંધીજી અને પંડિત જવાહરલાલ અપૂર્વ વીરતાથી અને મોતની પરવાર કર્યા વિના ઝૂઝે છે તે ખરેખર પ્રેરણાદાયી છે. વધતા જતા કોમીવાદના આક્રમણ સામે સાચા લોકશાહીવાદીની નીડર અદાથી બુલંદ અવાજે તેઓ ઝૂઝી રહ્યા છે:

" હિંદુ કોમી વિચારસરણી યુ. પીના કોંગ્રેસવાદીઓમાં વધતી જાય છે, તે કોંગ્રેસ માટે ભયરૂપ છે...હિંદુ રાજ સ્થાપવાની વાતો કરવી એ તદ્દન મૂર્ખાઈ છે. ...મારી ફરિયાદ હિંદુ મહાસભા સામે નથી. તે તો હંમેશાં કોંગ્રેસ અને દેશની આઝાદી સામે લડતી આવી છે. પણ મારી ફરિયાદ તો મારા બિરાદરો અને સાથીઓ સામે છે કે જેઓ હિંદુ મહાસભાની જેમ બોલવા લાગ્યા છે..બહારના દુશ્મનો કરતાં અંદરના દુશ્મનો વધુ ભયંકર છે." ( ૧૨ મી સપ્ટે. નહેરૂ)

ગાંધીજીએ તો કલકત્તાની આગને ઠારવા પોતાનો જીવ પાથર્યો હતો. આજે જ્યારે કોમી ઉશ્કેરાટમાં મોટા ભાગના નેતાઓ તણાઈ ગયા છે અથવા ડઘાઈ ગયા છે ત્યારે, આ ધીર પુરુષે પોતાની અખૂટ માનવતા વહાવી છે. તેઓ સતત રીતે, અડગ અને નિર્ભય સૂરે, શાંતિ અને કોમી બિરાદરીનો સંદેશ આપી રહ્યા છે. બધા આગેવાન રાષ્ટ્રનેતાઓમાં એજ એક છે જેમને, કોમી એકતા અને તેની શક્યતામાં પૂરી શ્રદ્ધા છે. તેથી જ તો તેઓ વસતી-ની ફેરબદલીને સાચા ઉકેલ તરીકે હરગીઝ સ્વીકારતા નથી.

અને આ પુરુષોને પગલે યુક્ત પ્રાંતના વડા પ્રધાન પં. ગોવિંદ વલ્લભ પંત વગેરે હિંદને કોમીવાદની આગની ભરમમાંથી બચાવવા તનતોડ અને એકનિષ્ઠ પ્રયત્નો કરી રહ્યા છે.

•

સૌથી વધુ આશાસ્પદ વસ્તુ તો એ છે કે જનતા પણ જાગી ઊઠી છે, અને પહેલી મૂર્છામાંથી જાગી ઉશ્કેરણીખોરો અને ગુંડાઓ સામે વળતા હુમલા કરી રહી છે.

કલકત્તાની સર્વપક્ષીય મધ્યસ્થ શાંતિ સમિતિ 'શાંતિ સેના'એ સચોટ રીતે હુલ્લડખોરોનો સામનો કરી, સારા ય હિંદને અનુકરણીય અને પ્રેરક દાખલો આપ્યો છે.

## મુસ્લિમો શાંતિની જેહાદને અપનાવે છે

એક તરફથી આ સર્વતોમુખી શાંતિ–આંદોલન અને બીજી તરફથી કિન્નાખોર કોમીવાદનાં ગંદાં પરિણામોએ હિંદીસંઘના મુસ્લિમોની શાંતિ માટેની લાગણીને નક્કર સ્વરૂપ આપ્યું છે.

બંગાળના માજી વડા પ્રધાન અને આગેવાન લીગ નેતા મી. સુહરાવર્દી તો ગાંધીજીના સતત સહકાર્યકર્તા બની ગયા છે અને મુસ્લીમોમાં કોમીવાદ દૂર કરી તેમને તંદુરસ્ત રાષ્ટ્રવાદની ભાવના આપવામાં અગત્યનો ભાગ ભજવી રહ્યા છે.

હિંદી બંધારણ સભાના મુસ્લીમ લીગ પક્ષના નેતા ચૌધરી ખલીક–ઉઝ-ઝમાન ચૌધરી પણ ઘણું જ સુંદર વલણ અખત્યાર કરી રહ્યા છે. જ્યારે મી. ગઝનફર અલીખાને પંજાબની મુસ્લીમ લીગ સમક્ષ ઉશ્કેરણીખોર ભાષણમાં પાકિસ્તાન અને હિંદ વચ્ચેના યુદ્ધ વગેરેની વાતો કરી ત્યારે તરત જ ચૌધરી સાહેબે તેને સણસણતો જવાબ આપી ગાંધીજીને માર્ગે ચાલવાની અપીલ કરી. જ્યારે સંયુક્ત રાષ્ટ્રોખાતેના પાકિસ્તાનના પ્રતિનિધિ મંડળના નેતા સર ઝફરૂલ્લાખાને સંયુક્ત રાષ્ટ્રોમાં હિંદ સામે ફરિયાદ કરવાની જાહેરાત કરી ત્યારે પણ, ચૌધરી સાહેબે તેને એટલી જ સ્પષ્ટતાથી વખોડી કાઢી અને પંડિત જવાહરલાલ નહેરૂની સરકાર અને કોંગ્રેસ મુસ્લીમ લઘુમતિ માટે જે કરે છે તેની પ્રશંસા કરી.

ચૌધરી સાહેબ વગેરે હિંદભરના આગેવાન મુસ્લીમ લીગી નેતાઓએ પૂર્વ પંજાબમાં હિંદુ લઘુમતિઓ પર થયેલા અત્યાચારો વખોડી કાઢ્યા છે.

આથી આગળ વધી ઓરિસાના લીગી નેતાએ જાહેર કર્યું છે કે અમે બે દેશો–હિંદુઓ અને મુસ્લીમો–ની વિચાર સરણી સ્વીકારી તે ભૂલ કરી. અને તેમણે જણાવ્યું છે હિંદ અને પાકિસ્તાનને જોડી દઇ સંયુક્ત સરકાર સ્થાપવી જોઇએ.

*

આમ, કોંગ્રેસ અને લીગના આગેવાનો ફરી પાછા શાંતિ મોરચે એકત્ર બને, તો કયા કોમવાદીની હિંમત છે, કયા હથિયારબંધ રાજા નવાબના લશ્કરની અને કયા જમીનદારના ગુંડાની હિંમત છે કે અનેક યાતનાઓ બાદ સ્થપાયેલ હિંદીસંઘ યા પાકિસ્તાનની આઝાદીને આંચ પણ અડાડી શકે?

૨૦–૯–૪૭ —નરોત્તમ



[ અનિવાર્ય કારણોને લઇને આ વખતે આંતરરાષ્ટ્રીય નોંધ ન મૂકી શકવા બદલ અમો દિલગીર છીએ. તંત્રી ]

તંત્રી : ભતુભાઇ શ્રોસ (સ



"દેશમાં હિંદુરાજ્ય સ્થાપવાનો પો
પ્રત્યાઘાતી છે. એથી દેશની ભાવી પ્રગતિ
તમામ દરવાજા બંધ થઈ જશે. કેમ
તો દેશમાં બીનકોમી ધોરણે સં
લોકશાહી રાજ્ય સ્થાપવા માગે છે. સમા
વાદી લોકશાસન એ આપણો આદર્શ

-પં. નેહરૂ
-[આકરોબ—૪



વર્ષ -ડિસેમ્બર ૧૯૫૦

અભિનવ ડિઝાઈનો અને
મુલાયમ કાપડ વડે........



# રૂસ્તમ સાડી

સૌંદર્યનો સુમેળ સર્જે છે

- એના સુરેખ સળમાં
  જળ-લહરીનાં જાદુ છે



- વસ્ત્ર-પરિધાનના નવયુગમાં
  રૂસ્તમ મિલનું કાપડ
  નૂતન પ્રથાઓ પાડે છે—



સ્વાધીન ભારતની નવજીવનની આકાંક્ષાઓનું પ્રતીક

# સંસ્કાર

★

અનુક્રમ

## સંસ્કાર

તંત્રી

ભાનુભાઈ વ્યાસ (સ્વસ્થ)
૯, પાર્કરોડ, વિલેપાર્લે–પૂર્વ, મુંબઈ–૨૪

વ્યવસ્થાપકઃ

ચંદુલાલ વ. ભટ્ટ, કલામંદિર, પ્લોટ, ભાવનગર.

સૂચના ★ લવાજમ ભરવાનાં સ્થળોઃ

- લખાણો અંગેનો પત્રવ્યવહાર તંત્રી સાથે કરો.

છૂટક વેચાણ, ગ્રાહક તથા એજંસી અંગે વ્યવસ્થાપકને લખો.

લવાજમ

| દેશ | પરદેશ |
| --- | --- |
| વાર્ષિક રૂ. ૮ ... ... ... | રૂ. ૧૨ |
| છમાસિક રૂ. ૪।। ... ... ... | રૂ. ૭ |
| છૂટક પ્રત રૂ. ૧ | |

(૧) લોકપ્રકાશન ગૃહ, સેન્ડહર્સ્ટ રોડ. મુંબઈ–૪.

(૨) એન. એમ ત્રિપાઠી લિ, મુંબઈ–૨.

અમદાવાદઃ (૧) પિપલ્સ બુક હાઉસ પ્રાર્થનાસમાજ. (૨) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો.

કલકત્તાઃ રમણીક મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ.

# નિવેદન

દિવાળીના આ લોકોત્સવમાં સહુ સાથે અમે યે અમારી આ દીપાવલિ પ્રકટાવીએ છીએ. ઝંઝાવાતી તવારિખો વચ્ચે પણ ઉત્સવ ઉજવાયે જાય છે. એનાં નોતરાં હોતાં નથી. જીવનનાં સનાતનત્વની એ બલિહારી છે. દેશ અને કાળ બંધનરૂપ નથી બનતાં; ઉત્સવ એને અનુરૂપ રીતે ઉજવાય છે. અમારો આ પ્રયાસ પાછળ એ જ પ્રેરણા છે.

અમે આગળ ધરેલા આ સંસ્કાર દીવડાનાં જતનનાં કાર્ય અને જશ, તેના ગ્રાહકો-વાચકો અને સહાયકોને આભારી છે.

ગુજરાતમાં કોઈપણ મુદ્રણાલય કે પ્રકાશન સંસ્થાના ટેકા વગરનાં માસિક સામેની મુશ્કેલીઓ, અનેકગણી બને છે. એ મર્યાદામાંથી ખેંચાઈને પણ અમે તમારી આગળ આ ધરીએ છીએ.

આ અંકમાં અમે દિવાળીપૂર્તિનાં ૩૨ પાનાં વધારે આપ્યાં છે. ૧૯૪૭ નાં વર્ષનો આ છેલ્લો સંયુક્ત નવેમ્બર-ડિસેમ્બર અંક બનશે. ડિસેમ્બર અંક જુદો નહિ હોય જ્યારે આવતા વર્ષનો જાન્યુઆરીનો પ્રથમ અંક વિશેષ અંક તરીકે ( મોટી સાઈઝનાં ક્રાઉન ૮નાં ૧૦૦ થી વધુ પાનાંનો ) નીકળશે. જે ગ્રાહકોનાં લવાજમ ૧૯૪૭ આખરે પૂરાં થતાં હશે તેમને એ ખાસ અંક ૧૯૪૮ નાં લવાજમ અંગે રૂ. ૮-૩-૦ ના વી. પી. થી રવાના કરીશું.

અમને આશા છે કે, અમારો દિવસે દિવસે વિસ્તરતો જતો સંસ્કાર-પ્રેમી વાંચકવર્ગ અમારા આ પ્રયાસને આવકારી વી. પી. છોડાવી લેશે અને એ રીતે આવતાં વર્ષમાં અમને વિશેષ વિકાસ કરવાની તક આપશે.

'સંસ્કાર' ના આગામી ખાસ અંક (જાન્યુઆરી) દ્વારા અમે આપ સહુની સન્મુખ એક વિશિષ્ટ સંદેશ રજૂ કરીશું. અમે જે વિશાળ દૃષ્ટિકોણથી સાહિત્ય અને સંસ્કારક્ષેત્રનાં પ્રગતિશીલ બળોને એકત્ર કરી એનું સુફળ ગુજરાત આગળ ધરવા મથીએ છીએ તેનો તથા સ્વાધીનતા અને સંપૂર્ણ સ્વતંત્રતા વચ્ચેનો ગાળો ટૂંકો બનાવવા સાહિત્ય, કલા અને સંસ્કાર ક્ષેત્રે દેશ જે નવવિધાન માગી રહ્યો છે તેની ઉદ્દામ વિચારસરણી અને ભાવનાનો એ પ્રતિનિધિ બનશે.

ઉર્દૂના સુપ્રસિદ્ધ સાહિત્યકાર, અંગ્રેજી પત્રકારત્વના સુંદર શૈલી સ્વામી, અ. હિં. લોકનાટ્ય સંઘના સ્થાપકોમાંના એક અને "ધરતી કે લાલ" જેવાં

ક્રાંતિકારી ચિત્રપટના દિગ્દર્શક શ્રી ખ્વાજા અહમદ અબ્બાસની સર્વશ્રેષ્ઠ વાર્તા-"અજંતા", આંતરરાષ્ટ્રીય સંસ્કાર જીવનના એક અગ્રણી, અંગ્રેજી સાહિત્યમાં હિંદી જીવનના- ખ્યાતનામ લેખક શ્રી મુલ્કરાજ આનંદની એક લઘુ કહાણી, શ્રી કરસનદાસ માણેક(વૈશંપાયન)નો સંસ્કૃત સાહિત્યને અભિનવ દૃષ્ટિથી મૂલવતો અભ્યાસી લેખ, લોકપ્રિય ઉદ્દામ વાર્તાકાર શ્રી બકુલેશની નાટિકા 'પોપટ", તાજેતરમાં યુરોપનો પ્રવાસ કરી આવેલા શ્રી રમેશ સંઘવીનો આંતરરાષ્ટ્રીય સાહિત્યના નૂતન વિધાયકોનો પરિચય, હિંદી લોકનાટ્ય સંઘનાં જૂનાં કલાકાર શાંતા ગાંધીનો, છેલ્લાં એક વર્ષના દેશના સાંસ્કારિક જુવાળનો મૂલ્યદર્શી પરિચય આપતો લેખ, ગુજરાતી પ્રગતિશીલ લેખક આંદોલનના પ્રાણરૂપ શ્રી ભોગીલાલ ગાંધીનો સાહિત્યનાં મૂલભૂત અંગો અને પ્રગતિશીલતાના સિદ્ધાંતો છણતો અભ્યાસપૂર્ણ લેખ, ઐતિહાસિક તત્ત્વજ્ઞાનના અભ્યાસી તેજસ્વી ઉદ્દામ શૈલીના અનનુકરણીય શ્રી ચંદ્રભાઈ ભટ્ટની કલમનું ૧૯૪૭ના રાષ્ટ્રીય તવારિખી બનાવોનું બયાન;-ઉપરાંત શ્રી પ્રહ્લાદ પારેખ, શ્રી મગનલાલ ચાંદલિયા, શ્રી ઉશનસ્, શ્રી શાંતિકુમાર કડિયા. શ્રી નાથાલાલ દવે,શ્રી મુકુન્દ પારાશર્ય. શ્રી પરાગ જાની વગેરે નવી કવિપેઢીનાં કાવ્યો—ગીતો-ભાઈશ્રી વિનાયક પંડ્યાનું કલાનિયોજન, ભાઈશ્રી હર્ષદ પંડ્યાનું 'નર્મદાતટ'નું તૈલચિત્ર એ અને બીજી નાનાવિધ બાનીઓ અમે સાનંદ રજૂ કરીશું.

*

પૂરા થતા આ વર્ષમાં જેમની અમૂલ્ય મદદથી સંસ્કાર સમૃદ્ધ બન્યું છે એવા મુરબ્બી-મિત્રોનું ઋણ અમારી પર છે. સાંજવર્તમાનના તંત્રીપદની ભારે જવાબદારીમાંથી ખેંચાઈને પણ વર્ષભર 'આંતરરાષ્ટ્રીય'—નોંધનો બોજ ઉઠાવનાર શ્રી રવિશંકર મહેતા, જ્યારે માગીએ ત્યારે હૃદયંગમ શૈલી લઈ સાથ આપનાર શ્રી જિતુભાઈ મહેતા, સંસ્કાર' અંગેના પ્રકાશનથી માંડી અવલોકન લખી આપવા સુધી સહાયક થયેલા શ્રી મુનિકુમાર ભટ્ટ, ઉપરાંત પોતાની કૃતિઓ સહિત અમારાં સંપાદન કાર્યમાં પણ સાથ આપનાર ભાઈશ્રી પ્રહ્લાદ પારેખની આત્મીય ભાવભરી મદદ અવિસ્મરણીય છે. તથા અંતે, જેમના વિના 'સંસ્કાર' આટલું વ્યવસ્થિત પ્રસિદ્ધિ જ ન પામી શક્યું હોત તે, અમારા મિત્ર શ્રી ચંદુલાલ ભટ્ટનો પણ આભાર માનીએ તેટલો ઓછો છે.

* * *

'સંસ્કાર' ગુજરાતની જનતાનું છે. એ જનતામાંથી પ્રેરણા લેતું, એને પ્રેરણા આપવા વધુ વધુ યોગ્ય બનતું રહે અને જનતાના અધિક અધિકતર સ્નેહાદરભર્યા સહકારના સુભગ માર્ગે ચિરાયુ વરે એજ અભ્યર્થના !

—તંત્રી



સહુ 'સંસ્કાર' પ્રેમીઓને
દિવાળીનાં અભિનંદનો !



દીપોત્સવી ભારતની મુઝાવતી
આ ઘોર કામી કલહોની ઝંઝા !
પ્રતિ ઉરે માનવતા તણી શિખા
જાગી રહી : જ્વલન જાગ્રત સ્નેહભીનાં
અંધારાં ડારતા સાથી, મશાલી માતૃભૂમિના !





દિવાળી આવી છે. અને તેની દીપમાળા પ્રકટાવીએ છીએ. આપણાં વર્તમાન જ્ઞાન, સંસ્કારિતા અને સમૃદ્ધિનાં પ્રતીક જેવા દીવાઓની આસપાસ કોમીવેરના ઝંઝાવાતો ફૂંકાઇ રહ્યા છે. સ્વાધીનતાનાં આગમનથી સ્વચ્છ થતી જોઇતી આપણી મુસીબતોની રાત ઉલટી વધુ ઘેરી બની છે છતાં યે આપણો દીપોત્સવ અટકશે નહિ. અંધકારનો ક્ષણિક ઘેરાવો જોઇ આપણે પરાજય સ્વીકારીશું નહિ.

આજે અનેક વીરો દીપક લઇ હિન્દની રાત્રિ ઉજાળી રહ્યા છે એ વીરો છે ગાંધીજી જેવા અધ્યાત્મ પુરુષથી માંડી પંડિત જવાહર, મૌલાના આઝાદ અને તેના ઉમદા રાષ્ટ્રપ્રેમના ઉજ્જ્વલ માર્ગના અનુયાયીઓ, અનહદ શ્રમ અને શોષણ નીચે કચડાતી મજૂર અને ખેડૂતોની બનેલી વિરાટ જનતાના નાયકો–સામ્યવાદી, સમાજવાદી, વિદ્યાર્થી અને મહિલાસંઘો તથા લેખક-કલાકારોની જાગતી ઉદ્દામ હરોળના અગ્રણીઓ.

માનવતાની એ ઉજ્જવલ પરંપરાને ભારતવર્ષમાં જ્વલંત કરતી એ સંઘશક્તિ, આજની રાષ્ટ્રીય આંધીમાં હાથના આંકડા ભીડાવી કાર્ય કરતી એ સહકારી જાગ્રતિ વિજય વરો !

## મુંબઇની શાંતિસમિતિ

વિજય હો એ શુભેચ્છા સાથે જ આપણે આપણી પોતાની કર્તવ્યસાધના સંભાળીએ. એને રૂકાવટ આપતાં વિઘ્નો તેને મદદ કરતાં બળો પીછીએ અને ધ્યેયને વધુ નજીક આણવાના પ્રયાસો વિચારીએ. નવાં વરસની એ પહેલી ફરજ હાથ ધરીએ.

મુંબઇમાં સત્તર જેટલાં લેખકો–કલાકારોનાં મંડળો, વિદ્યાર્થી તથા મહિલા સંઘો અને સાંસ્કારિક મંડળોએ ગાંધીજયંતિ પ્રસંગે જે પ્રેરક કામ-

ગીરી બજાવી હતી તે આપણે ગયા માસમાં જોઈ છે. એ તમામ સંસ્થાઓએ એક સ્થાયી શાંતિ સમિતિની રચના કરી છે. અને મુંબઈની સાંસ્કારિક જાગૃતિની ભાવના પ્રદીપ્ત કરી શાંતિનું વાતાવરણ સર્જવામાં અપૂર્વ ફાળો આપ્યો છે.

## મુંબઈના ઇતિહાસમાં અપૂર્વ સહકાર્ય

એ અપૂર્વ ફાળાની ભીતર ભિન્નભિન્ન વિચારશ્રેણિ અને રાજકીય પક્ષોના અપૂર્વ સહકારની શક્તિ ગુંથાયેલી છે એ આપણે ન વીસરીએ. સહકારની એ ધગશ સિવાય આવી જ્વલંત કામગીરી શક્ય નથી.

મુંબઈના ઇતિહાસમાં કલાકારોનો આવો સહકાર એ એક અભૂતપૂર્વ બનાવ છે. આ સ્થાયી સમિતિમાં મુંબઈનાં છ જેટલાં સ્વયંસેવક દળો કામગીરી આપી રહ્યાં છે. તેમાં વિદ્યાર્થી મહામંડળ, વિદ્યાર્થી કોંગ્રેસ અને મુસ્લિમ વિદ્યાર્થી મંડળ પણ છે. આ ત્રણ વિદ્યાર્થી મંડળો તથા પિપલ્સ થિયેટર, નેશનલ થિયેટર અને પૃથ્વી થિયેટર્સ જેવી સંસ્થાઓ એક જ મંચ ઉપરથી એક જ સભાસ્થાનમાંથી શાંતિનું ઉદ્બોધન કરે છે એ હકીકત જ કેટલી પ્રેરણાદાયી છે?

પોતાનો શાંતિનો સંદેશ જનતાની ભીતર લઇ જવા માટે સમિતિ અથાગ પ્રયત્નો કરી રહી છે. એ પ્રચારમાં તેઓ લાખો પરિપત્રો–ભીંતપત્રો અને હેન્ડબિલદ્વારા આધુનિક સાધનો અપનાવે જ છે પરંતુ તે સાથે જ નવરાત્રિ, ઇદ, દિવાળી વગેરે ઉત્સવો, જેમાં પ્રત્યાઘાતી તત્વો જનતાને અવળા માર્ગે લઇ જવા પ્રયત્નો કરે છે તેમાં પણ સરઘસ ગીતો અને નાટિકાના કાર્યક્રમો ગોઠવી નવું વાતાવરણ પ્રકટાવે છે. ગઇ ગાંધી જયંતિનું સરઘસ એનું પ્રેરક ઉદાહરણ છે

## સરકારની શિથિલતા

પરંતુ જૂની નોકરશાહી પ્રથાના અનેક દુર્ગુણો–આપણી સરકારમાંથી હજી વિદાય થયા નથી જણાતા. આ વિજયાદશમીના ઉત્સવ વખતે પુષ્કળ શ્રમ અને દ્રવ્યના ભોગે કરાયેલી એક શાંતિ સરઘસની યોજના વેળાસરની સહકારી અનુમતિના અભાવે પડતી મૂકવી પડી હતી. આવી કરોડોની કામગીરીમાં આડે આવતો આ "ઢીલ"નો દુર્ગુણ વિદાય નહિ લે તો એ લોકશાહી સરકારનાં લાંછનનું રૂપ બનશે. આવા નોકરશાહી ચીલા સત્વર ભૂંસી નાખવા જોઇએ.

મુંબઇ કલાકારોની આ જાગ્રતિ અને આ સહકાર્ય પ્રજાનાં અભિનંદન અને મદદને સંપૂર્ણ પાત્ર છે, પરંતુ ત્યારે બીજી બાજુ શહેરશાંતિને માથે ભયરૂપે ઝઝૂમી રહેલી નવી સમસ્યા છે નિરાશ્રિતો અંગે.

આવેલાં નિરાશ્રિતો જેટલાં સહાનુભૂતિને પાત્ર છે, મદદને લાયક છે એટલી જ શાંતિ માટેની જવાબદારી પણ તેમની છે. દુઃખ-ભયનાં માર્યાં નાસી આવેલ અનેકોના મનમાં ભડભડતી કોમી-આગ આજુબાજુમાં ફેલાય છે, શહેરના માર્ગો પર નૈતિક જીવનને ખતરનાક દશ્યો દેખાય છે, અને ઘણી વખત આ નિરાશ્રિતો ગુંડા કે પ્રત્યાઘાતી તત્ત્વોની દોરવણીમાં ફસાય છે.

આ બધા બનાવો શહેરનાં સાંસ્કારિક જીવનને ભય રૂપ છે. એકલી શાંતિ સમિતિ એને કદાચ પહોંચી વળી ન શકે. સરકારની ત્વરિત અને સાચી મદદ સિવાય પરિસ્થિતિ વણસવાનો પૂરો ભય છે. એ પ્રત્યે અમે ધ્યાન ખેંચીએ છીએ.

*

## પ્રેરણારૂપ મુંબઇ

મુંબઇના કલાકારોએ જગાડેલી આ પ્રેરણાની જ્યોતિ ગુજરાતભરના કલાકારોને પણ પ્રેરક નીવડો. અમદાવાદે પણ આ દિશામાં પગરણ માંડ્યાં છે. તે વધુ શક્તિશાળી અને સંગઠિત બનો. ગુજરાત અને દેશનાં જીવનને સાંસ્કારિક નવજાગ્રતિનો ખપ આજે છે તેવો અગાઉ કદિયે ન હતો. જનતા અને કલાકાર વચ્ચે તેમજ કલાકાર અને કલાકાર વચ્ચે આજે નવા સંબંધો અને સહકાર્યનો યુગ ઉઘડે છે. એમાં આપણે સહૂ, આપણી તમામ ઉદારતા, ધીરજ, પ્રેમ અને શ્રમ લઈ આગળ આવીએ અને જનતાને સમૃદ્ધિ માટે મથવા અવકાશ આપીએ. જ્ઞાન, સંસ્કારિતા અને સમૃદ્ધિની સાચી દીપમાળાથી દેશને શણગારીએ એ સક્રિય જાગ્રતિની ભાવના આપણે આજે દૃઢ કરીએ.

ગમે તેવી ને ગમે તેટલી અંધારી છાઈ હો, ગમે તેટલાં દુઃખ ને જોખમો નીચે જિંદગી ધવાઈ રહી હો. પરંતુ માનવીની માનવતા મરી નથી ત્યાં લગી તેના ઉત્સવો મરવાના નથી. હજારો વર્ષથી, હજારો સંતાપોની વચ્ચે થઈ જિંદગીનો સ્રોત આનંદ અને ઉત્સવોને લઈ વહેતો રહ્યો છે, ને વહ્યા કરશે જ. પરંતુ સમૂહજીવનના ઉત્સવો, સમૂહગત રીતે માણવાની તાજગી માગે છે સમૂહ તરીકે જીવવાની અને સુઝવાની જાગ્રતિ-સમૂહજીવનને છિન્નભિન્ન કરનારાં અનિષ્ટો સામેની જેહાદની તમન્ના.

દશેરા દિવાળી ને ઇદથી ભરેલા આ મહિનાના સમૂહ ઉત્સવો આપણે કોઇ કશા ભેદ વિના, કોઈ કશા અંતરાય વિના ઉજવી લઇએ તો ય આપણે એક મહાન કદમ ભર્યું લેખાશે

★

—સ્વપ્નસ્થ



# કસોટી

શ્રી. બળવંતરાય ક. ઠાકોર

કસોટિનિ પરંપરા સુજન આયુ આખું વદે;
મળે જય પરાજયો, ગરથ જાય કિંવા વધે,
મળે લગન નંદવાય ઘર, થાય જાયે પ્રજા,
અચિંતિત પડે રવ કે સ્વજનમસ્તકે કો કજા:
ન બાહ્ય અનિ જાય કૈં, લઘુ મહાન, વા લાભ કે
ગણાય નુકસાન જે, નવ કસોટિ લેખાય તે.
વળી કંઇક સૌવિશે મન મનાવિ લેવાનું જે
વસે વલણુ, સાંધતૂં અનુભવ દ્વિ ચડઉતર શા,
ગણે પ્રથમ મૂલ, તેહ ફલ અન્ય, કડુ કે મિઠાં.

તજી સકલ બાહ્ય દૃષ્ટિ, વલણો વિવિધ વિવિધ જે.
કસોટિ-'નુભવી રહ્યો છું દિનરાત, જાતિ કોથી પુગી?
જિતાય નરનાર જે થકિ અસંખ્ય,–રે ભુજગી!

ભલે બનું અશક્ત, થાય ન ભલે છ કરણીય જે,
નહીં અકરણીય લેશ ય કરીશ,–રે ભુજગી!



અક્ટોબર ૧૯૪૭, મુંબાઇ

ટિપ્પણ:—(૧૧) 'નુભવી = અનુભવી; એવી કે તેને કોઇ પણ શું પુગી શકે? નહીંજ.
(૧૩) જે કરણીય (કર્તવ્ય) છે તે ભલે વધતી જતી અશક્તિને લીધે ન કરી શકાય.

# જીવન જ્યાં જ્યાં જીવવા માગે–

–રત્નપ્રસ્થ

( ટાગોરનાં "જન્મભૂમિ" ગીતને મળતા સૂરે )

જલાવો દીવા, જલાવો દીવા,
કોટિ શિખા, કોટિ કરે!
નાહી મંદિરે નાહી શિખરે; નાહી જલે, અંબરે;
મૃત્યુ તણી બીચ જીવન જગાવો,
ભારત ભૂતલ પરે. —જલાવો...

શ્રમજીવનને ઘોર તિમિરે
અગ્નિ-નૂરેલ ધરે,
રિદ્ધિસિદ્ધિના ગણપતિ જગા
બારસાખોની બેઠ બાજુએ
યુગ યુગોથી વાટ જોઈ રહ્યા,
સૂનાં ટોડલે!
અંધાર ગલીનાં દૈન્યને ભેદતા
સૂરજ-દીપ પેટાવો! —જલાવો...

કાળાં બજારોના અંધાર કુહરે,
મા-ભૂમિ માટીમાં સુપ્ત જે ઝુરે,
બંદી પડેલા અગનના સ્ફુલિંગ ફેર પેટાવો!
કોટિ કોટિ કામદાર કિસાનોની
આંખ ભમે બે-નૂરે,
ક્ષણ ક્ષણે કણકણ ખરી રહ્યાં પોષણહીન શરીરે,
જીવનાનલની જ્યોત જલાવો,
ચાલીસ કોટિ અખિલે! —જલાવો...

અમુલખતા રોળાય છે આવો,
બાળક-જીવન-ક્યારે
ભૂખ ને રોગ અકાળ વિનાશ રે—
ઊગ્યાં ધાવણ પામ્યો!
કોમલ એ કલિઓની શિખા પરે,

આકુળ શાંત કરાવો
પાંદડીઓની જ્યોત હજારે,
હાસ્ય તણી દીપમાલ પેટાવો ! —જલાવો...

જલાવો દીવા, જલાવો દીવા,
પૃથ્વી તણા પગથારે !
મૂઢ વ્યથાઓમાં, મૂકકથાઓમાં
શૂન્ય મનોમાં ને ભગ્ન તનોમાં
જીવન જ્યાં જ્યાં જીવવા માગે, દીપ-પ્રદીપ પેટાવો.

એટલું ના બસ....
આજ સંક્રાંતિની વિકટ વાટે
ઊઠતી આંધી ભીષણ
દાનવતાના પ્રલય પવન
ફૂંકતી ભારત માથે
જોતે કેવી જ્યારે દીપ ના રહે
બુઝાય માનવીનાં મન ?
માનવતાનાં કરવા જતન
આભોમનાં ઈંજન
તેજની તેગ લો, ઊઠો, મશાલચી !
અંધાર છો હો ઘન,
ભાવી ઘડી રહી ક્ષણ !
માતૃભૂમિનાં રોમે રોમે આ
જ્યોત જગાવો-પ્રાણ પેટાવો
સાથીઓ, કોટિ કરે ! —જલાવો...



# ડોમાની દિવાળી

લે. દિવા. ફડણવીસ
અનુ. સુમતિ દલાલ

પહેલી ઊંઘ પૂરી થતાંવેંત આળસ મરડીને ડોમો ઝટપટ ગોદડી પર બેઠો થઈ ગયો. એણે જલ્દી જલ્દી ગોદડી વાળી લીધી, મોંઢે પાણીનો હાથ ફેરવી દીધો અને બંડી ચઢાવીને ઘરની બહાર નીકળી પડ્યો.

ડોમાની કારભારિણી ઉર્ફે પત્ની એની પહેલાં જ ઊઠીને રસોડામાં ચૂલા સાથે ખટપટ કરતી હતી. ડોમાને ઊઠીને ચાલી જતો જોઈ તે બોલી, "અરે આ શું! જરા નાહીધોઇને તો જાવ? આ પાણી શેનું થવાને ક્યાં વાર છે? આજ સપરમા પરબે આમ મેલા..."

પણ તેનું વ્યાખ્યાન સાંભળવા ડોમો હાજર હોય તો ને? જરાય ચૂં કે ચાં કર્યા વગર એણે ઝટ લઈને રસ્તો પકડ્યો હતો!

હજુ ડોમાની આંખોમાં ઊંઘ ભરી હતી. ચાલતાં ચાલતાં એને ઝોકું આવી જતું હતું. ગઈકાલે એની શેઠાણીએ એને મોડી રાત સુધી રોકી રાખ્યો હતો. હજુ બેએક કલાક વધારે ઊંઘવા મળે તો ઠીક થાય, એવી જાતનો વિચાર ક્ષણભર એના મગજમાં આવી તો ગયો, પરંતુ એક ક્ષણભર જ

આજ છે દિવાળીનો પહેલો દિવસ. શેઠનાં ઘરનાં બધાં માણસો અત્યાર સુધીમાં તો ઊઠી ગયાં હશે. શેઠાણી બાળબચ્ચાંને નવરાવવાની તૈયારીમાં પડ્યાં હશે અને પાણી દેવા માટે કરીને એના નામની બૂમાબૂમ થઈ રહી હશે.

આ વિચાર મગજમાં આવતાં જ શરીરને જોરથી એક ઝટકો મારીને ઊંઘ દૂર કરવાનો પ્રયત્ન કરતો ડોમો ઝડપથી પગ ઉપાડવા લાગ્યો. શેઠનું ઘર જેમજેમ નજદિક આવતું ગયું તેમતેમ ડોમાની ગતિ વધતી ગઈ અને છેલ્લે છેલ્લે તો એણે લગભગ દોડવા જ માંડ્યું.

ફાળ ભરતો ભરતો એ શેઠને ઘેર પહોંચ્યો ત્યારે શેઠ હજુ બિછાનામાં પડ્યા પડ્યા ઘોરતા હતા. શેઠાણી પથારીમાંથી ઊઠીને આંખો ચોળતાં હતાં

અને આજુબાજુમાં સૂતેલાં ચિંગી, યમી અને ગદિયાને ઊઠાડવાનો પ્રયત્ન કરતાં હતાં.

ડોમાને બારણામાં જોતાં જ શેઠાણીએ સ્વસ્તિ ઉચ્ચારી, "પધાર્યા કે રાવસાહેબ ? કહેતી'તી કે, આવશે કે નહિ શ્રીમાન, કોણ જાણે ! આજ દિવાળી-ની શરૂઆત છે, અને ભાઈને શું આ જ દિવસ મળ્યો મોડું કરવા માટે ? આજ જરા વહેલા ટળ્યા હોત તો ? પણ, તો શેઠાણીની જીભને સહેજ વિસામો મળેને..."

ડોમો એક શબ્દ પણ બોલ્યા વગર ચૂપચાપ ઊભો હતો તેથી તો શેઠાણી-ના મગજનો પારો ઉલટો વધારે ચડી ગયો.

"ઊભો શું રહ્યો છે થોરિયા જેવો ? ચૂલોબૂલો સળગાવવો છે કે નહિ ? છોકરાંઓને નહાવાનો વખત થઈ ગયો તો ય હજુ તો ચૂલામાં લાકડાં સુદ્ધાં ભર્યાં નથી ! અને આ બાઇ હજુ કેમ નથી આવી ? આજ ચા-બા નથી કરવાની કે શું ? મરે...કાંઈ માણસ મળ્યાં છે, બાપુ !..."

ડોમો મૂંગોમૂંગો સ્નાનઘર તરફ વળ્યો. ચૂલામાં લાકડી મૂકતાં મૂકતાં શેઠાણીનું એકધારું સંગીત એને કાને પડતું હતું.

"એ ચિંગી, એ 'લી યમલી,'લા ગલિયા-ગપેડાં જેવાં પડ્યાં છો તે હવે તો ઊઠો ! કાંઇ નહાવું ધોવું એ છે કે નહિ ? અરે, આજ દિવાળી છે ! આજનો દિવસ તો જરા વહેલાં ઊઠો...શું અપશુકનિયાં છોકરાં છે ! કોને ખબર ! અરે, મોડાં ઊઠીને નરકમાં પડવું છે તમારે ?..."

પછી પતિદેવ પાસે જઇને-

"અરે, કહું છું કે હવે પૂરું થશે તમારું ઘોરવું ? આજ કાળી ચૌદશ છે. મરે મૂઈ, આટલી ઊંઘ તે શે આવતી હશે, ભગવાન જાણે !"

"એ ય, મારે નથી જોઈતી આ તારી કટકટ ! મર્યા પછી જ જો નરકમાં જવાનું હશે તો મને તેની ફિકર નથી ! પણ એટલા ખાતર અત્યારે મારું માથું ના ફોડીશ ! તું છો ને તારાં છોકરાં છે. તમે તમારે તમને ફાવે એમ કરો !..." શેઠ સાહેબ ફરીવાર માથે ઓઢીને ઘોરવા લાગ્યા.

ડોમો અહીં શેઠને ઘેર પાણી ગરમ કરતો હતો ત્યારે એને ઘેર એની સ્ત્રી પણ પાણી ગરમ કરતી હતી. સહેજે ડોમાને એના વિચાર આવવા માંડ્યા. એ ઘેરથી નીકળ્યો ત્યારે એનો છોકરો ઊંઘતો હતો પરંતુ હવે એ ઊઠ્યો હશે અને એની સ્ત્રી એને નવરાવતી હશે. ગયકાલે બજારમાંથી તે શું લાવી

કેશી વારુ ? ચાર જૂનું ખોપરેલ, સાબુની ગોટી, અગરબત્તી, આનાના ફટાકડા, અને વિઠલા માટે મિઠાઈ...

નહાતાં નહાતાં વિઠલાએ પૂછ્યું હશે, "બા, બાપુ દેખાતા નથી ક્યાંયે ?"

...ડોમાની વિચારમાળા ચાલુ હતી ત્યાં જ શેઠાણીની બૂમ એનાં કાન પર અથડાઈ, "એ ડોમલાં, પાણી થયું કે નહિ ? એક હાંડાભર પાણીને તપતાં કેટલી વાર લાગશે, હેં ?..."

ડોમાએ ધડાધડ ડોલો ભરીભરીને પાણી કાઢવા માંડ્યું. છોકરાંઓને નવરાવીને એણે આળસ મરડી, ત્યાં તો બાઇ સાહેબ વાળ બાળ ઓળીને ત્યાં આવી પહોંચ્યાં. ડોમાએ તેમને માટે ગરમ પાણી કાઢવાની શરૂઆત કરી. પાણી કાઢતા ડોમા તરફ લક્ષ જતાં બાઇ સાહેબે ત્રાડ પાડી, "હાય રામ, આ નાહ્યા ધોયા વગર એવો ને એવો આવ્યો લાગે છે! અરેરે! આજ સપરમાં દિવસે તો જરા ચોખ્ખા પવિતર થઇને આવીએ કે ? શરમ ના આવી તને આજ અહીં આવું મોં લઈ ને આવતાં ?"

એની સ્ત્રીએ એને નાહીને જવાનો આગ્રહ કર્યો હતો એ ડોમાને યાદ આવ્યું. તેનું કહેવું પોતે ના સાંભળ્યું તેની જ શિક્ષા અત્યારે મળે છે એમ એને લાગ્યું પરંતુ નાવા રહ્યો હોત તો અર્ધો કલાક વધારે મોડું થાત અને પછી...

ડોલમાં પાણી કાઢીને ડોમો મૂંગો મૂંગો બીજા કામે વળગ્યો.

છોકરાંઓને નવરાવવાનું પત્યું. નવાં કોરાં કડકડતાં કપડાં પહેરીને એ કૂદવા લાગ્યાં. ફટાકડાના ટેટા, ફૂલઝર, ભોંય ચકરડી અને ચિત્ર વિચિત્ર રંગની ફૂવારો ઊડાવતી કોઠીઓ. એ ફટાકડાની રમતમાં છોકરાંઓ બધુંયે ભૂલી ગયાં હતાં. એમની રમત, એમાં કૂદાકૂદ, એમનો આનંદ-સઘળું ખૂબ જ સુખદાયી હતું.

સવારથી અત્યાર સુધી પડેલા ધાંટા ડોમો ભૂલી ગયો, અને એ કરાઓના આનંદમાં લીન થઈ ગયો. પોતાનો વિઠલો પણ અત્યારે આ જ રીતે આનંદ કરતો હશે, આવી જ રીતે ફટાકડાની મોજ અનુભવતો હશે. માત્ર કલ્પનાથી જ ડોમાના ચહેરાપર આનંદની ઝલક ચમકી ગઈ. આ આનંદમાં એક જ વાત એને ખટકતી હતી, અને તે એ કે વિઠલાનો એ આનંદ, એ રમત અને કૂદાકૂદ પ્રત્યક્ષ નજરે જોવાનું એને માટે શક્ય નહોતું.

ડોમાના શેઠને ત્યાં આજ એક જ ગરબડ મચી હતી. દિવાળી હોવાથી

શેઠનાં સઘળાં સગાં સંબંધી અને મિત્રો આજ જમવા માટે આવવાનાં હતાં. શેઠની મોટી દિકરી અને જમાઇ, શેઠના નાનાભાઇ અને એમનું કુટુંબ, શેઠાણીના પિયરનું કંઇક આઉસન જાઉસન, ઉપરાંત શેઠના રૂ બજારના થોડાક સટોડિયા દોસ્તદારો.

ઘરમાં શેઠાણી ઓકસરખાં ધમાલમાં હતાં. ચૂલા માથે બેશીને રસોયણ બાઇપર હુકમનો પ્રવાહ તેમના શ્રીમુખમાંથી અવિરતપણે વહ્યે જતો હતો.

અને આ બધી ધમાલમાં ડોમાને માથે તો ડુંગર ખડકાયા હતા. સવારે પંથારી ઊપાડતાં એણે આખું ઘર જેમતેમ વાળીઝાડી નાંખ્યું, ના નાખ્યું ત્યાં તો ખભે બે મોટા ઝોળા નાંખીને શેઠે એને બજારમાં ધકેલ્યો ત્યાંથી આવ્યા પછી શેઠાણીના તાલે નાચતાં નાચતાં એનો દમ સૂકાઈ ગયો

"અરે આટલી આ સોપારી કાતરી દે ...પેલા પાનના સૂડાને પાણીમાં ના નાખ્યો ?...પેલો નળો અને હાંડો કયારે ભરવાનો છે ? આજ ચાર માણસ ઘરે આવશે ત્યારે પાણીનાં બે વાસણ ભર્યાં હશે તો સરૂં નહિ પડે કે ?... જા. પેલી અભરાઇપરની મોટી કઢાઇ ઊતારીને માંજીને બાઇને દઇ દે,...... અરે ડોમા—' હ્યા ગાદી નથી પાથરી હજુ......?"

હાથમાં લીધેલું કામ પૂરૂં કરવાનો સમય પણ શેઠાણી નહોતાં આપતાં. એના હાથપગ સતત હિલચાલ કર્યા કરતા હતા શેઠાણીનું સોંપેલું કામ પૂરૂં કરે ન કરે ત્યાં શેઠની બૂમ પડતી, "અલ્યા ડોમા, જરા સિગરેટનું પાકીટ લઇ આવ તો, જોઉં..." અને હાથમાંનું કામ પડતું મૂકીને ત્યાં દોડવું પડતું. પાકીટ ખરીદીને ડોમો ઘેર આવતો ત્યાં શેઠાણી આગળ સોંપેલું કામ હજૂ કેમ નથી થયું એનો જવાબ માંગવા તૈયાર જ !

બધા મહેમાનો આવીને જમવા બેઠા ત્યાં સુધી ડોમાના જીવને ડોંસડોસા ચાલુજ જ હતી. એમાં કામ થોડું અને ઘોડાં ઝાઝાં ! એ દોડાદોડમાં જ એનો જીવ ગભરાવા લાગ્યો.

મહેમાનોએ 'હર હર મહાદેવ...' કરીને જમવાની શરૂઆત કરી ત્યારે જ એના જીવને જરા નિરાંત ભળી.

મહેમાનોની મંડળી ઘરમાં પંચપકવાન જમતી હતી ત્યારે બહાર ખડકીના એક લીમડા નીચે જઇને ડોમો 'હાઆ...શ' કરીને બેઠો. બંડીના ખિસ્સામાંથી એક બીડી કાઢીને સળગાવી અને આરામથી દમ લેવાની શરૂઆત કરી. સવારે શેઠના ઘરમાં પગ મૂકયા પછી, બીડીનો એકાદ દમ ખેંચ-

ઉપરાંત એને એની સ્ત્રી તથા પુત્ર યાદ આવ્યા વગર કેમ રહે ? એ પણ મનુષ્ય જ હતો ને ? દિવાળીનું પર્વ બીજાં બધાંની જેમ એને મન પણ મહત્વનું અને મંગલ હતું, બીજાંની જેમ એને પણ એનાં સ્ત્રીપુત્રપર પ્રેમ હતો.

જેમ તેમ ચાર કોળિયા પેટમાં ધકેલીને ડામો ઊભો થઇ ગયો. સૂર્યાસ્ત થઇને અંધારું થવાને થોડીવાર જ બાકી હતી. ડામો જલ્દી જલ્દી બત્તી પેટાવવાના કામે લાગી ગયો.

શેઠનું ઘર ઘણું જ સુંદર હતું. નાનું છતાં દમામદાર નવી ઢબે બાંધેલું હતું. દેખાવ પણ ઇજનેરનું કૌશલ્ય પૂરવાર કરતો અતિ સુંદર હતો ડામાએ બારણે, ખડકીમા, વરંડાની પાળપર અને ગેલેરીના કઠેડાપર કોડિયાં સળગાવીને હારબંધ ગોઠવ્યાં. કોડિયાંનો મંદમંદ પ્રકાશ બહારથી જોનારને આલ્હાદ પ્રેરતો હતો. જાણે કે ઘરનો કમાનો અને કઠેડા તેજભર્યાં રત્નોથી મઢી લીધાં હોય ને !

પણ ડામાના અંતઃકરણમાં એ સૌંદર્યનો પડઘો ઊઠતો નહોતો. એ તો ;જડ મને ઘરમાં કામ કરતો હતો, છોકરાઓને ફટાકડા કાઢી દેતો હતો, ફરનીચર સરખું ગોઠવતો હતો, ઘરમાં પથારીઓ પાથરવાની ધમાલ હતી, દિવાબત્તી સાફસૂફ કરવાની હતી.

બધો રસ્તો કોડિયાંની રંગોથી શણગારેલો હતો. ઘેરઘેરથી છોકરાંઓ રસ્તાપર આવીને ફટાકડા ફોડવામાં મશગૂલ હતાં, ફટાકડાથી કે અવરજવરથી એ કોડિયું બૂઝાઇ જાય તો ફૂલઝરીથી પાછું સળગાવતાં.

ડામાનું કામ અતૂટપણે ચાલુ હતું. એણે વાસણ માંજીવીછળીને ઘરમાં ગોઠવી દીધાં. પાણીનો નળો ભર્યો, ફૂલઝાડને પાણી પાયું, આખું ઘર ફરીવાર ઝાડી નાંખ્યું.

ડામાનું કામ પૂરું થયું ત્યારે રાતના દસ વાગ્યા હતા. શેઠની પથારી પાસે એણે તાંબાનો લોટો ભરીને મૂકયો અને માથે ટોપી ચડાવીને એ ઘેર જવા નીકળ્યો. પણ એની શેઠાણી એમ કાંઈ એને ખાલી હાથે જવા દે ? ડામાનાં સ્ત્રી બાળકની કાળજી યે ન રાખે તો કોણ રાખે ? વધેલા થોકબંધ ખાવાનામાંથી તેમણે એક પોટલી ડામાને બાંધી આપી.

ડામો પોતાને ઘેર જવા નીકળ્યો હતો, પરંતુ સવારે શેઠને ઘેર આવતી વખતે જે ઉતાવળે એ ચાલતો હતો તે અત્યારે નહોતી. પગે પથરા બાંધ્યા હોય એમ એ એક એક પગલું ભરતો હતો.

એની સ્ત્રી ઘેર એની વાટ જોતી હતી. છોકરો કચરનો થાકીને ઊંઘી ગયો હતો. ડોમાએ ટોપી બારણાને આગળે લટકાવી, બંડી કાઢીને ખૂણામાં ફેંકી અને ખાવાનાની પોટલી સ્ત્રી આગળ મૂકી. એમાંનાં પકવાન જોઇને તે બોલી ઊઠી, "ઓય મા! કેવી તરેહ તરેહની ચીજો છે!"

વિઠલો પાસે જ સૂતો હતો. એને ઢંઢોળીને ઊઠાડતી એ બોલી, "અરે વિઠુ, જરા ઊઠ તો ખરો—આ જો તારા બાપુ શું લાવ્યા છે તારે માટે! દિવાળીની મીઠાઈ લાવ્યા છે, મીઠાઇ..."

ડોમાએ ગોદડીપર શરીર ટેકવ્યું અને ખિસ્સામાંથી અધીં બીડી કાઢીને સળગાવી.





# અભિનંદન પત્રિકાઓ

## —ગુજરાતની એક લોકપ્રિય ચિત્રપ્રવૃત્તિ

—વિનાયક પંડ્યા.

નવા વર્ષની અભિનંદન પત્રિકાની પ્રથા આપણે ત્યાં ક્યારે અને કોણે શરૂ કરી એ તો કોઇ જણાવે ત્યારે ખરૂં. એકંદરે હિન્દના ઘણા ભાગમાં આ પ્રથા પ્રચલિત છે પણ ગુજરાતની જનતાએ એ પ્રથાને ખૂબ વધારી છે અને એ એક મહત્વની કલા અને છાપકામની પ્રવૃત્તિ થઇ પડી છે.

કલાનાં કેટલાંક સ્વરૂપો જબરો લોકાદર પામે છે અને સમાજના બધા વર્ગોમાં તેને સ્થાન મળી જાય છે. લક્ષ્મીપૂજન, દીપ ઉત્સવ, અને નવા વર્ષની ભાવના આ ત્રણ બાબતો અભિનંદન પત્રિકામાં આવી જાય છે એટલે શ્રીમંતો, ઉત્સવ ઉજવી શકે તેવો મધ્યમ વર્ગ અને જેને શુભેચ્છાઓની અપેક્ષા હોય છે અને શુભેચ્છાઓ બતાવવામાં માત્ર ત્રણ પૈસાનો જ ખર્ચ કરવો પડે છે તેવો ગરીબ વર્ગ પણ આ પત્રિકાની પ્રથાને વધાવી લે છે.

પણ આ પ્રચલિત કલા પ્રવૃત્તિએ એક મહત્વનો મુદ્દો આપણી સમક્ષ સરસ રીતે રજુ કર્યો છે, તે એ કે કલા પ્રવૃત્તિ સમાજની જરૂરિયાત સાથે કેવી રીતે મેળ મેળવે છે, અને કલાકારોને પ્રજાની ભાવનાઓને દોરવાની સરસ તક આપે છે. સમાજ, પત્રિકાના પ્રકાશકો, અને કલાકારોના ત્રણનાં હિતો આમાં સંકળાયેલાં છે,

આપણે ત્યાં બહાર પડતી પત્રિકાઓ ઉપર એક ઝીણવટભરી નજર નાખીશું તો જણાશે કે લક્ષ્મી, સરસ્વતીથી માંડીને ઘણાં દેવ દેવીઓ, ગાંધીજીથી માંડીને લોકનેતાઓ, અને સામાજીક તેમજ રાજકીય ઉત્ક્રાન્તિની ઘણી ભાવનાઓને આ પત્રિકાઓમાં સ્થાન મળ્યું છે, છતાં એકંદરે વધુ મોટોભાગ કલ્પનિક ભાવનાઓ અને "મંગળ" કોને કહેવું તેની સ્પષ્ટ કલ્પના આપતાં ડરતી, કે પ્રજાના દિલમાં તુરતમાં જ જે મંગળની કલ્પના છે તેના તરફ

દુર્લક્ષ કરતી દીવો, સૂર્ય તથા કમળની રૂપકડી દુનિયામાં જ અટવાઇ રહેલો દેખાય છે.

બીજી બાજુથી ગમે તેવા ચિત્રને " એ ચિત્રનો બ્લૉક આપણી પાસે છે અને લોકોને ગમે તે ચિત્ર ચાલે છે એ વિચારે " પ્રકાશકો ગમે તે છાપે રાખે છે એટલે જાત જાતનાં ચિત્રોનો શંભુમેળો પણ આ પત્રિકાઓમાં દેખાય છે. છતાં એટલું તો કહેવાય જ કે અભિનંદનને નામે લોકોના હાથમાં અકેકું ચિત્ર તો આવી જાય છે.

આ પત્રિકાનાં ચિત્રોમાં નવાઇ પામે તેવી એક બીજી વાત દેખાય છે અને તે એ કે નજીવા અપવાદ બાદ કરતાં કલાકારોએ લક્ષ્મીપૂજન, દીપ ઉત્સવ અને નવા વર્ષની ભાવનાઓનાં બધાં સ્વરૂપોનો વિચાર કર્યો નથી. માત્ર દીવા સૂર્ય અને લક્ષ્મીની આકૃતિ સિવાય બહુ ઓછું થયું છે. દાખલા તરીકે આ ઉત્સવમાં બાળકો જે ભાગ ભજવે છે તેની છાપ પત્રિકામાં દેખાતી નથી. સમાજના આજના પ્રશ્નોથી ઉભી થયેલ નજીકના 'મંગલ'ની હવા આ પત્રિકાઓમાં આવતી નથી.

બીજી બાજુ પત્રિકામાં એક બીજો સુમેળ છે તે તેના લખાણનો. ચિત્ર અને લખાણ એ બેનો આવો સાથે અને સરસ ઉપયોગ આ પત્રિકાઓ પૂરી પાડે છે. કેટલીક સુંદર કાવ્ય પંક્તિઓ અને સાદાં વાક્યો આપણી બધી જાતની ભાવનાઓનો પડઘો પાડે છે. આમ ચિત્રકારો લેખકો કરતાં પાછળ પડી ગયેલા દેખાઇ આવે છે.

પત્રિકાના સુશોભનો માટે અનેક પ્રકારની ચિત્રશૈલીના અખતરા કરવાની તક કલાકારોને છે. પણ સુશોભન પત્રિકા એ સાદું ચિત્ર નથી-કે નથી પુસ્તકોનાં પૂંઠાં કે ઇલસ્ટ્રેશન. એને પોતાનું એક પ્રકારનું ખાસ સ્વરૂપ છે અને એ રીતે સફળ કલાકૃતિ કહેવાય તેવા નમૂનાઓ આપણે ત્યાં થોડા છે.

પ્રકાશકોનો ફાળો પણ આ પત્રિકાના વ્યાપારમાં અને સર્જનમાં કાંઇ ઓછો નથી. પત્રિકાઓને આકર્ષક અને વ્યાજબી કિમ્મતે પૂરતા જથ્થામાં રજુ કરવાનું કામ એમનું જ છે, પણ તેના ઉઠાવ માટે કાગળ શાહી અને છાપ કામની ટેકનીક કે કલાનો વિચાર તેમણે જ કરવાનો હોય છે. આપણે ત્યાં પત્રિકાની પ્રથાને વેગ આપવાનું કાર્ય તેના પ્રકાશકોએ પણ કર્યું છે જ એનું સ્મરણ કરવું ઘટે જ.

સમાજે અપનાવી અને વધાવી લીધેલી, આ ચિત્રપ્રવૃત્તિ તરફ વિચારશીલ ચિત્રકારો, લેખકો, અને પ્રકાશકોનું વધુને વધુ ધ્યાન જાય અને પ્રજાની ભાવનાઓને તેમાં સ્થાન મળે ને તેના વિકાસને વેગ મળે તેમ ઇચ્છીએ.

★

# દિવાળી

-શાંતા ગાંધી

(નેપથ્યમાંથી)

આવી દિવાળી હું આવી. નેહરુના દેશની મુંબઈનગરીમાં ઉત્સવના વસ્ત્રો સજીને હું આવી આઠ આઠ વર્ષોથી, વિશ્વયુદ્ધની અંધારપછેડીમાં ધુંધવાતી, મનની અબળખા પૂરી કરવા હું આવી.

કાળાબજારના ધનકાદવ ખુંદી, વિરાટ દુષ્કાળની ભીષણતા જીરવી, મારા જુગજૂના વણિક યજમાનની અટારીએ, હું રૂમઝુમતી ઉતરી. પણ ન જોયો ત્યાં અવનવો ઉમળકો, ન મળ્યો મને અનેરો આવકાર. ઝંખવાઈને મેં અંદર ડોકિયું કર્યું—ધનતેરશનો રૂપીઓ દૂધે ધોવાતો હતો.



**શેઠાણી:**—(રૂપીઆનું ચર્ણામૃત આગળ ધરીને) લે આપી દે, હવે સૌને ચમચી ચમચી-પહેલાં તારા બાપાને આપજે, પછી છોકરાવને આપી જો વધે તો જ બીજાને આપજે. જો-જો-જરા સાચવીને તો ચાલ-એક છાંટો ઢોળ્યું છે તો તારું આવી બન્યું જાણજે.

**હિરા:**—(બાર વર્ષની હોવા છતાં ૬ વર્ષના બાળકની જેમ કંટાળીને) ના-અમ-પહેલાં તો હું જ પીશ, પછી બીજા—

**શેઠાણી:**—(તેની તરફ હાથ ઉગામી દાંત ભીંસીને) જેમ જેમ બોલતા નથી તેમ તેમ ફાટતી જ જાય છે...કહું છું તો ખરી કે સપરમે દિ' અપશુકન ન કરાવતી. જા, આપી આવ તારા બાપાને—(જમણી બાજુથી, એક હાથમાં લાંબો લચક કાગળ લઈને બીજે હાથે ઝીણાં મલમલના ધોતીઆની ચાડતાર ,પાટલી. ખોંસતા ખોંસતા શેઠ પ્રવેશ કરે છે.)

**શેઠ:**—સાંભળો છો—આ મુનીમજીને આવડો મોટો ખરડો આપી દીધો છે તે—

શેઠાણીઃ—લે, શુકન તો સારા થયા. તારા બાપાનું મ્હોં ગળ્યું કરાવ જોઇ-(ચરબીથી લદબદતા શેઠાણીના મ્હોઢા પર, તેમના કંજુઆળા સ્વભાવે આંકેલ રેખાઓમાંથી નીતરતા સંતોષના રેલા ઝીલી શેઠ ઠંડા પડે છે.)

શેઠઃ—(જમણી હથેળીમાંથી ચર્ણામૃત મ્હોંમાં મૂકતા મૂકતા) જય લક્ષ્મીવર જય ગિરિધારી (બચેલું ટીપુ માથે ચડાવી) કેમ હિરા તારા ફટાકડાનું કહી દીધું છે હોં! આજે સાંજે પેટી આવી જશે. હજારોનાં ખર્ચ થતાં હોય ત્યાં સો બસો આમ કે આમ–

શેઠાણીઃ—જા તારા મોટાભાઇને ચરણામૃત આપી આવ-દોડ જોઇએ. (હિરા જાય છે.) મેં કહ્યું તમે મુનીમજીનું શું કહેતા'તા ?

શેઠઃ—(લોચા વાળતા) ઇ તો એમ કે આ નોતરાના ખરડામાં ઓતમચંદ શેઠનું નામ લખવું મુનીમજી ભૂલી ગયા લાગે છે.

શેઠાણીઃ—(હાથનો લહેકો કરીને) ના રે બાઈ, ઇ તો મેંજ કઢાવી નાખ્યું. મેં કહ્યું કે સૌને ઘેર દિવાળી હોય એટલે તેમને સપરમે દિ' શું બોલાવવા ? આ બે દિકરી, જમાઇ, કાકુની વહુ ને માશી ફઇના બે ચાર બોલાવ્યા ત્યાં ૨૫નો આંકડો પૂરો થઇ ગયો. મારા પીએરવાળાઓને તો બધાને ભાઇબીજને દિ બોલાવવાનું ઠરાવ્યું છે.

શેઠઃ—હવે ૨૫-૫૦ના આંકડાની માથાકૂટ કરવાનું તમને કોણે કહ્યું છે ? બે ગુણી ખાંડ તો ગોદામમાં પડી છે ને ઓતમચંદભાઈ પાસેથી દસ ગુણ ઘઉં આજકાલ આવી જશે.

શેઠાણીઃ—પણ આ રાશન ફાશનની કોણ વાત કરે છે ! હું તો પેલા જમણવારના કાયદાની મોકાણ કેતી'તી. બજારમાં મ્હોટાભા થઇને, ઓલ્યા ધોળી ટોપીમળાઉના ફાળા નોંધાવા નીકળતા'તા તે લેતા જાઓ. આ નવતર સરકારમાં તો છતે પૈસે વાપરવા સાંસા છે.

શેઠઃ—(ખડખડાટ હસીને) ઈ કાયદા ફાયદા તો ધૂળ ફાકતા મજૂર કારકુનો માટે છે, આપણે માટે નહિ, સમજી.

શેઠાણીઃ—તમારા મ્હોંમાં સાકર પણ મારું મન કોળતું નથી. આ પેલા રમાબ્હેન પણ કોંગ્રેસના મોવડી થઇને ફરતાં'તા જ ને ?

પણ આવ્યું'તું કોઇ તેની હાથકડી કાઢવા ? બિચારીએ લઈ લઇને તો દશ હજારની જ પાઘડી લીધી'તી ને ! ઈ આંખની શરમ રાખવાના વખતું ગયા.

શેઠઃ—(હસીને) એ વાતમાં તું નહીં સમજે! કહું છું એમ કરી કરને તું તારે.

શેઠાણીઃ—પણ ઓતમચંદ શેઠની સાથે આપણે શું સંબંધ તે આપણે-

શેઠઃ—(સહેજ સંપ્તાઈથી) નહિ હોય તો બંધાશે. ગમે તેમ કરીને આપણી હીરકીને એને ત્યાં નાખવી છે.

શેઠાણીઃ—(ડઘાઈને,) પણ આપણી નાતનો ઘોળ જુદો ને એનો–

શેઠઃ—નાત જાતનું તો બધું ઠીક મારાભઇ, આપણે બધી મૂડી જમીનમાં રોકી છે તે આ તિલમારખાં જુવાનીઆએ ભાડૂતોનું તૂત લઈ બેઠા છે તે, ઓતમચંદભાઇની ઓથ વિના દિવાળું કાઢવું પડશે દિવાળું!

શેઠાણીઃ—ઓતમચંદભાઇની વગ છે તો જબરી.

શેઠઃ—હાઉ ત્યારે. આપણાં રાજા રજવાડાંએ તલવારથી ન પતે તેટલું લગ્ન વહેવારથી પતાવતાં. એ તો જેવો વખત તેવી નાત.

શેઠાણીઃ—તમારી નજર બહુ લાંબી પહોંચે. અમે બાઇમાણસ–

શેઠઃ—લે રાખ રાખ હવે. મારી ઘરવાળીની અકલ જોઇને બધા છક થઇ ગયા છે છક! ઠીક લે ત્યારે, હું જરા બેચાર ટેલીફોન કરી લઉં.

(મોટાઇનો સંતોષ અનુભવતો ને પોરસતા હાસ્ય વેરતો શેઠનો સ્થૂળ દેહ દરવાજામાં બહારથી દોડતી આવતી હિરા જોડે અથડાઇ પડે છે.)

શેઠઃ—અરે અરે, આટલો બધો ઉમંગ-ઘેલી. (હેતથી ટાપલી મારીને શેઠ જાય છે.)

હિરાઃ—બા બા, કોક નવો દૂધવાળો આવ્યો છે. મા'રાજ ક્યારનો તેની જોડે લમણા ઝીંકે છે પણ એ તો આપણી વાત સમજતો જ નથી.

શેઠાણીઃ—તે આપણો ભય્યો ક્યાં ગુડાણો છે? મા'રાજ એ મા'રાજ–જોઇએ મા'રાજને કહીએ કે નવા દૂધવાળાને અહીં મોકલે–

હિરાઃ—(બારણા પાસે જઇને ઘાંટો પાડે છે) મા'રાજ અરે એ મારાડડડજ– બા કે' છે કે નવા ભૈયાને લઇને અહીં આવો–મારા'ડડડડજ–

શેઠાણીઃ—આ મુઆઓને ઘરણુ ટાણે સાપ કાઢવાની ટેવ જ પડી ગઇ છે. નવા નવા હાલ્યા જ આવે છે. મન તો ઘણું થાય છે કે સપરમે પરવે અપશબ્દ ન કાઢીએ પણ આ નોકરની જાત જ હલકી–થાળી ભરીને ખાવ જોઇએ પણ–(બહારથી ઉત્તર હિંદનો ભૈયો દાખલ થાય છે.)

**શેઠાણી**:—આપ, તુમ કાયકુ પકડે આયા ? ખાલીપેલી નવા આદમી હમકુ નહિ મંગતા.

**ભૈયો**:—(વિવેકથી) બહેનજી, હમ તો રામશરનજીકે મહેમાન હૈં. આજ આપકો બહુત કામ થા ઇસ લીએ–

**શેઠાણી**:—(ભભકતા) મુવાની ખુમારી તો જોઈ રાજા મહારાજાની જેવલો. મોટો મેમાન થવા નીકળ્યો છે તે ! આ વખતમાં કોઇનો ભરોસો ન કરવો બાઇ. બહાનું કાઢીને દિવસે ઘર જોઈ જાય ને રાત્રે માથે ફાળિયું બાંધીને ખાતર પાડે. ધોળે દિવસે ચોરીયું થાય છે–

**ભૈયો**—(કડક બની. બહેનજી, હમ ચોર ડાકુ નહિ હૈં. આપને પંદ્રહ શેર દૂધ મંગવાયા થા લેકીન–

**શેઠાણી**—અરે બાપુ, ખાલીપેલી બૂમ કાયકુ મારતા ? અમારે તારૂં દૂધ નથી જોઇતું.

**હિરા**:—પણ બા આ વખતે શ્રીખંડ કરવો તો ને ? દૂધ વિના–

**ભૈયો**:—( હસીને ) હાં હાં, બિટીઆ, કયું ઘબરાતી હો ? તુમ્હારા દૂધ તુમકો મિલેગાહી.

**શેઠાણી**:—( જરા શાંત પડીને ) સારૂં થયું કે દરવાજાને લોખંડી જાળી લગાવી દીધી છે. તે ભૈયાજીકો બોલના કે આજે બપોરકો આ જાના.

**કરતારસિંગ**:—કયા બતાવે બાઇ સાબ, હમ ૨૫ લોગ ભાગે ભાગે પંજાબકી રિયાસત કનવરસે આ પહુંચે હૈં. બિચારે રામશરણજી હૈરાન હૈં, લેકિન વે કર કયા સકતે હૈં બિચારે ?

**હિરા**:—તો તુમ લોક ઘર છોડ કર કાયકુ ભાગા ?

**કરતારસિંગ**—કહાની બડી લંબી હૈ બેટી. યે દેશકે બટવારેને તો હમારા સત્યાનાશ કર દિયા. રિયાસતમેં હમારે ખેત થે. ગાય ભેંસ થીં. મગર ગાંવમેં મુસલમાન ભી થે. મગર પહેલે તો ઐસા કભી નહીં હુઆ. પાકિસ્તાન બનતે, યહ અત્યાચાર–અબ ઇન્સાન ઇન્સાન નહીં રહા બેટા.

**શેઠાણી**:—એ મુસલાનો ભરોસો કરવોજ ખોટો. શેઠ બોલતા થા કિ હિંદુ સમાજે તો ગાંધીજીકુ પહેલેસે વારા થા લેકિન જવાહરને ડુબા દિયા.

કરતારસિંગઃ—અજી બહનજી, છોડીયે યે બાતેં. હમે કોઇ મુસલમાનોંને નહિ ભગાયા-હમારે હિંદુ રાજાને હી હમે બરબાદ કર દીયા હૈ. કહેને લગે કી દિલ્હી કે તખ્ત પર જાટ રાજા હી બેઠેગા! અંગ્રેજોને હથીઆર બાંટે જાતે થે. ઔર કહેતે થે કિ મુસલમાનોંકી કત્લ કરો.

હિરાઃ—તો ફિર તુમ કયું ભાગા?

કરતારસિંગઃ—બેટી, નામ મુસલમાનોંકા હોતા હૈ ઔર કામ લૂંટકા. મેરે પડોશ કે શેખ સાહેબકી લડકી ઉઠા ગયે. મૈને ઉન મવાલીયોંકો ચમકાયા તો કહને લગે-કી હમ રાજાસાહબકી ફોજ હૈં-લાહોરમેં યહ હો રહા હૈ, કરાંચીમેં હમારી ઓરતે નંગી નાચ રહી હૈં ઔર ન જાને કયા કયા. મૈંને ઉન્હે બહુત સમજાયા કિ શેખ સાહબ બહુત શરીફ આદમી હૈં, ઉનકે ઘરકી ઇજ્જત લૂંટના જ્યાદતી હૈ. લેકિન વહાં તો સબકો પાગલપનકા નશા આયા થા. એક દિન ભી ઔર રૂકતે તો હમારા સારા કા સારા પરિવાર ઉજડ જાતા. શેખ સાહબકો સાથ લેકર હમ લોગ ભાગે.

હિરાઃ-વો ભી યહાં આયે હૈં?

કરતારસિંગઃ-કહાંસે,-(આંખના ઝળઝળીઆ લૂછીને) વહ ઇમાનદાર આદમી હર મુસીબતમેં મદદ કરતા થા લેકીન...હમ ઉન્હે બચા ન સકે; (ચૂપ થઇ જાય છે)

હિરાઃ-કયું? કહાં હૈ વહ?

કરતારસિંગઃ-ઇશ્વરકે પાસ. જહાં ઇન્સાનકી હેવાનીઅત પહુંચ નહિ સકતી, બેટા.

હિરાઃ-મર ગયે? કૈસે? કહોને.

કરતારસિંગઃ-શેખ સાહબકી બુઝર્ગ દાઢીને ધોખા દિયા. સ્ટેશન પર ભગવા ઝંડે કે વાલંટિઅર ગુડ બાંટ રહે થે. શેખ સાહબ કો દેખકર વે સહમ ગયે. મૈંને કહા કિ વહ મેરે ચચા હૈં. મેરા ખ્યાલ હૈ ઉન્હે વિશ્વાસ ન થા. લેકીન ગાડી છુટ ગઇ ઔર સીયારામજીકી દુઆસે વહાં તો હમારી જાન બચ ગઇ. લેકીન-

હિરાઃ-લેકિન કયા?

કરતારસિંગઃ-યહ દર્દભરી કહાની દુહરાનેકા જી નહિ ચાહતા, બેટી.

હિરાઃ—કહો ના ભૈયાજી.

કરતારસિંગઃ-(નિસાસો નાખી) દો સ્ટેશન ઓર ગુઝરે ઔર અચાનક ગાડી રાસ્તેમેં રુક ગઇ. વહી રિયાસતી ટોળીઓને રુકા લી થી. હરેક ડબ્બેમેં વે લોગ હથીઆર લેકર ઘુસ ગયે. ઔર શેખ સાહબકો પકડ લીયા. મૈંને કહા ભી વે તો હિંદુ હૈં-લેકિન ઉન્હોને વહ બુઝર્ગ બુઢેકો સબકે સામને નંગા કિયા ઔર-ઔર-૧૦ મિનિટમેં ઉનકે ટુકડે ટુકડે કર કર બહાર ફેંક દિયા. હર ડબ્બેમેં લડુકી નહીં બચેતી થી-ઔરત બચ્ચા કોઇ નહિ છુટા-કોઇ નહિ. ઔર હમ બુઝદિલ બેઠ રહે-ધરમ કે નામપર તાંડવ ચલ રહા થા-ઔર હમ-

( બે ઘડી ચૂપકીદી છવાઇ જાય છે. શેઠાણી ક્યારના ઉંચાનીચાં થતાં હતાં, તો ય વાતના પ્રવાહમાં થોડી વાર તે પણ ડઘાઇ ગયાં હતાં. હવે તેમણે શાંતિ તોડી. જાણે પોતાનો જ સૂર પારખવા માગતાં હોય તેમ જરૂર કરતા વધારે મોટેથી ઘાંટો પાડયો તેમાં કર્કશતા ઉભરાતી હતી. )

શેઠાણીઃ—એવી બધી ગંદી વાતો ફેલાવવા અમે તમને અહીં નથી સંઘર્યા. ખબરદાર જો અહીં પાછો પગ મૂકયો છે તો.

કરતારસિંગઃ—( ચમકીને કશું ન સમજતાં ) બહેનજી હમ ગરીબ ભિખારી બન કર ફિરતે હૈં-મેરે દો બેટે બગીચેકા કામ જાનતે હૈં-એક શહેરમેં જાકર મોટર ચલાના ભી સીખ આયા હૈ; અગર કુછ નોકરી બિકરી દિલવા દો તો મહેરબાની.

હિરાઃ—બા, બાપુ માળી રાખવાની વાત કરતા'તા ને? ગુરખો પણ રાખવો'તો, અહીં જ.

શેઠાણીઃ—છાની મર હવે. શીંગ જેવડી થઈ ત્યાં તો મંડી ચોવટ કરવા! આ બામટાઓને ઘરમાં ઘાલીને ઘર લૂંટાવવું છે? ઓલ્યા સિંધીની લપ છોડતાં છોડતા લોહીનાં પાણી થયાં તે ઓછાં છે. મુઓ કહે કે વીસ હજારની પાઘડી આપું પણ બે ઓરડી કાઢી આપો. તારા બાપુ શંકર જેવું માણસ તે ભોળવાઇ ગયા. ઇ તો ઠીક કે એને ઘરમાં ઘાલ્યા પહેલાં જ પંદર હજાર લઇ લીધા'તા. મોળો પાછળથી કે કે હવે એક પાઇ નહિ વધારે આપું ને માંગશો તો પોલીસને બોલાવીશ. માંડ કાઢયો છે એને ઘરમાંથી.

હિરાઃ—પણ બા, આ કયાં તેવો માણસ છે?

શેઠાણીઃ—કહું છું ને કે ચૂપ મર ! આવડી ઘોડી જેવડી થઈ તો ય કશું સમજતી જ નથી. તુમ ઇધરસે ચલા જાવ ભૈયાજી, ઇધર કામ નહિ મિલેગા.



( નેપથ્યમાંથી )

ઉત્સવથી હરખાતા મારા કાળજામાં ટાઢો શેરડો પડ્યો. પરદેશીની વાતોએ મારા મનમાં કુતૂહલ જાગ્યું હતું. બિચારો પરદેશી ભૈયો નીચું માથું કરીને ઘર બહાર નીકળી ગયો ને હું પણ તેની પાછળ ચાલી નીકળી. મેં જોયું ઘણુંયે જોયું. ન જોયાનુંયે જોયું ને જોવાનુંએ જોયું. થાક્યો પાક્યો ભૈયો ઘરભણી જતો હતો ત્યાં પોતાના પુત્ર પુત્રી જોડે અચાનક મેળાપ થતાં તે થંભી ગયો.

કરતારસિંગઃ—ઓ હે બચ્ચન હેંડ્ડ-સ્યામ હો રહી હૈ ઔર તુમ દુલારીકો લેકર કહાં જા રહે હો ?

બચ્ચનઃ—( જરા ગભરાઈને ) જી, ઘરમેં જી ઘબરા રહા થા, તો મૈંને સોચા જરા ઘુમાકર લાઉં.

કરતારસિંગઃ—અરે પાગલ, રામશરનકી દુલહિન બિચારી મર કર કામ કર રહી હૈ ઔર તુમ લોગ ઘુમતે ફીરતે હો, શરમ નહિ આતી— દુલારી તુમભી જરા રોટીયાં બેલતી તો કયા હો જાતા ? ચલો વાપિસ—બનઠનકે બહાર નીકલી હો જૈસે કોઇ દાવત હો—

બચ્ચનઃ—બાબુજી, દાવત હી તો હૈ-મેરે એક મિત્રકે ઘર પર—
( દુલારી ડુસકું ભરે છે તેની તરફ ડોળા કાઢીને )
અજી ઉસકી બીબીને દુલારીકો ખાસ દાવત દિ હૈ—

દુલારીઃ—(હિંમત કરીને) બાબુજી, ઉન્હે બિબી તો હૈ નહિ. ભૈયા મુઝે લે જા રહે હૈં—

બચ્ચનઃ—ચૂપ મૈં બાત કરતા હૂં.

દુલારીઃ—મૈં બી પિતાજીસે સચ બતાકર હી રહૂંગી ભૈયા મુઝે કોઈ સેઠ કે વહાં બેચને લે જા રહે હૈં. એક રાત કે રૂપીએ મિલેંગે—

કરતારસિંગઃ—(રાડ પાડીને) લ્યાનત હૈ તુમે—(દુલારીનો હાથ પકડીને) ચલો ઘર—

બચ્ચન—(તેનો માર્ગ રોકી) ઘર જાકર પેટ કૈસે ભરોગે? પંદ્રહ દિનસે મારે મારે ફિર રહા હું..કામ-નહી મિલતા. આખિર, રામશરણજી કે વહાં મુફતમેં કિતને દિન ખા સકતે હો–

કરતારસિંગઃ—મા બહેન બેચનેકી નોબત લગને સે તો મૂકે મરના અચ્છા હૈ.

બચ્ચનઃ—અમૃતસર લાહોરમેં સેંકડો ઓરતોંકી લાજ લુટાને વાલોંકો યહ બાત બતાઇએ. હમે જીના હૈ–ઔર જીએંગે. ભલે કૈસેહી હો–આપ બુઢ્ઢે ક્યા?

(બુઢ્ઢો કાનમાં આંગળા નાખીને નીચે બેસી જાય છે.)

× × ×

પગ થીજી ગયા. રહ્યો સહ્યો ઉત્સાહ મરી ગયો. હવે લોકોનું ટોળું ભેગું થવા લાગ્યું હતું. દુલારીએ બુઢ્ઢા કરતારસિંગનો હાથ પકડીને ઉભો કર્યો અને ઘરનો રસ્તો પકડ્યો. અહીં ચૌટાપર વધારે બદનામી કરી પોતાની કિંમત ઘટાડવા કરતા બચ્ચને પણ તેમની પાછળ ચાલવું પસંદ કર્યું. યંત્રની કળ દાબી હોય તેમ સાથે સાથે મારા યે પગલાં ઉપડ્યાં પ્લેટફોર્મ પર સુતેલાં દંપતિઓની કતારો વટાવી, પૂરપાટ દોડી જતી લોકલ ટ્રેનોમાં ઘેટાં બકરાંની માફક ખડકાએલ માણસોના ગડદાપાટુ ખાવાનું, આલેશાન બંગલાની બહાર ફેંકાતા એઠવાડ પર તીડનાં ટોળાંની જેમ ટૂટી પડતાં આબાલવૃદ્ધ સ્ત્રી–પુરૂષો જોયાં–ને કરતારસિંગને ઉતારે પહોંચતાં રાતના દસ વાગી ગયા હશે.

× × ×

કૌશલ્યાઃ—(ચુલા પાસેથી જ માથે સાડલો સમો કરતી કરતી) આઇએ સરદારજી, આજ તો આપકો બહુત દેર હો ગઈ.

કરતારઃ—જરા ઇધર ઉધર ફીરતા રહા. જાઓ પિઆરી; તુમ ભાભીકો મદદ કરો. (જરા અચકાઇને, મૈં બચ્ચોં કે લીએ મિઠાઇ લેને જા રહા થા લેકીન–

કૌશલ્યાઃ—જી, આપભી ક્યા બાતેં કરતેં હૈ!-ઐસે વખતમેં મિઠાઇ કાહેકી–

કરતારઃ—યહ તો આપકી શરાફત હૈ. બાકી ન જાને કિતને દિનસે હમ લોગ યહાં આ પડે હૈં–ન રિશ્તા ન નાતા. રામશરનજી કે ચચાસાબ હમારે ગાંવમેં દો સાલ ઠહરે થે. બાકી કહાં પંજાબ ઔર કહાં મેરઠ.

બચ્ચનઃ—યહાં કે મઝદુરોમેં ઘુસી લીએ તો હમ બદનામ હો રહે હૈં.

**કૌશલ્યા:**—ઇ છોડીએ ઇન બાતોંકો. જબસે મેરી નોકરી છુટી હૈ તબસે બચ્ચોંકો મિઠાઇ માંગના હી ભૂલ ગયે હૈં-

**દુલારી:**—ભાભી હમે ભી સિલવા દો ના નોકરી મિલને-

**કૌશલ્યા:**—પગલી મુઝે નિકાલી તો તુમ્હે કૌન રખેગા. નયે મશીન આને કે બાદ કમ મજુર સે કામ ચલતા હૈ ઔર થોડીઆ ધન્કા કાયદા હમારી મજુરી ભી તો સસ્તી નહિ રહને દેતે. સેઠ લોગ ઔરતોં કો અબ નોકરી બિકરી કુછ નહિ દેંગે.

**બચ્ચન**—રામચરણજી કહેતે થે કિ યહાં તો સબ બેકાર હી બેકાર હૈં-હિંદુ મુસલમાન સબ-કામ હોતા તો દંગે કરનેકી કિસકો ફુરસદ મિલતી?

**કરતાર:**—(ચમકીને પુત્ર સામે નજર નાખી. તેમાં હરખ પણ હતો) ઔર ક્યા? લેકિન બહુ, અભી તક રામશરનજી નહિ આયે?

**કૌશલ્યા:**—આયે તો થે લેકિન કોઇ જલસેમેં ગયે હૈં-ઉનકે કાફી દોસ્ત મિલમેં કામ કરતે હૈં-ઉન્હોને કોઇ મંડલસા બના રખા હૈ-દંગે બંધ કરવાને કે લીએ વહ લોક આજકલ બહોત કામ કર રહે હૈં-લેકીન અબ તો આના હી ચાહીએ.

(બહારથી ૧૦-૧૫ જણા મોટ મોટેથી દલીલો કરતા હોય તેવો અવાજ આવે છે. "અચ્છા તો ભાઇ રામ રામ." થોડીવારમાં રામશરન એક જુવાનની સાથે આવી પહોંચે છે.)

**રામશરન:**-આપ આ ગયે ચચા સાહબ!

યહ હમારે દોસ્ત હૈં બચુભાઇ. અબ તો ગુજરાતીમેં બાત કરની હોગી.

**કરતાર:**-સત્ શ્રી અકાલ! સત્ શ્રી અકાલ! અબ બેશક બાત કહીયેગા, અબ તો થોડા ગોત મૈં ભી સમજ લેતા હું. કહાં ગયે થે ભાઇ?

*બચુભાઇ:*-*રામ રામ બાબા! કેમ છો કૌશલ્યા બહેન? કાલની બરાબર* તૈયારી કરી રાખી છે ને? આજે અમારા મજૂર મંડળે પણ ધામધુમથી આવતી કાલે શાંતિ સરઘસ કાઢવાનું નક્કી કર્યું છે.

**કૌશલ્યા:**-અહીંથી તો ૫૦ સ્ત્રીઓ આપણી નવી રીતે સરઘસ કાઢવા તૈયાર થઇ છે. બીજી તો કહે કે જેની પાસે દેવતાને સાત સાચાં વડાં ધરવાની યે તેવડ ન હોય તે જાય એવા વાતોના વડા મૂકવા.-

રામશરણ:-એજ મુશ્કેલી છે બચુભાઈ. આમલો એટલી કથળી ગયો છે કે હથિયાર ઉપાડવા સિવાયની વાતો સાંભળવા જ કોઈ તૈયાર થતું નથી.

બચુભાઇ:—પણ એ હથીઆર ઉપાડનારાઓના મગજમાંથી કચરો સાફ કરવો એજ તો આપણું કામ છે. નહેર બિચારા એકલે હાથે શું શું કરે?

કરતાર:—ઠીક કહેતે હો ભાઈ.

(નેપથ્યમાંથી)

મારી મરી ગયેલ આશા જીવતી થઈ. ઉત્સવના નવા જોમ ચઢ્યા. રાત વિતીને દિવસ આવ્યો, બીજે લાપથી રંધાણી હશે પણ અહીં તો એક્તાના અમૃત ઘોળાતા હતા. સાંજ પડી ને રાત આવી. લક્ષ્મીપૂજનો થઈ ગયાં હશે. હજારો ચોપડાઓ મારી આશિષની રાહ જોતા બેઠા હશે. ભલે જોતા. સેંકડો વર્ષો સુધી એ છીંકરા ખાબોચિયામાં સડવાણી હતી, આજે મને મહેરામણે ખોળે લીધી છે. જનતાના મહેરામણે-જુઓ જુઓ, શું તેમનો ઉત્સાહ-અદ્દભુત આવકાર—

(એક સ્ત્રીઓનું ટોળું અડધું મ્હોં ઢાંકી મૂંગે મ્હોએ હાથમાં ફૂટેલો હાંડલો લઇને આવે છે અને બરાબર વચોવચ આરી જોરથી પછાડે છે. સૌ એક એક ઠીકરી લઇને તેને દાતણ વતી વગાડતી વગાડતી ચારે દિશામાં ફરે છે. સાથે બોલતી જાગે છેઃ—

અળશ ગઈ ને શાંતિ આવી,
અળશ ગઈ ને એકતા આવી,
અળશ ગઈ ને આઝાદી આવી.

હા, તમારી અળશ તમે ફોડી છે. તમારી આજ્ઞા માથે ચડાવીને તમારી દિવાળી તેને બાળીને ભસ્મ કરશે. ઠેર ઠેર ઉત્સવના દીપક જલાવશે. લો આ તમારા શાંતિના સૈનિકો પણ આવી પહોંચ્યા.

(ચારે બાજુથી હિંદુ અને મુસ્લિમ જુવાનોનું જૂથ, તાલબદ્ધ નૃત્ય કરતું આવ્યું આવે છે અને જાતજાતના વ્યૂહમાં નાચે છે. સાથે સાથે ગાય છે.

ઝૂમ ઝૂમ કે નાચો આજ, નાચો આજ
ગાઓ મનકે ગીત.
જૂઠી આખિર હાર હુઇ, હાર હુઇ,
સચ્ચી આખિર જીત-

દીકરા મૂકીને સ્ત્રીઓ નવી ચુંદડીઓ પહેરી બહાર આવે છે. પુરુષોને મંગલ તિલક કરે છે અને નૃત્યમાં જોડાઈ જાય છે. નૃત્ય વધારે ને વધારે ચગે જાય છે—સાથે ગીત પણ—)

હા, સત્યની જ જીત થશે. તમારાં મંગલતિલકોમાં આજથી મારું થાનક છે. ગાઓ ગાઓ શાંતિનાં ગીત ગાઓ. તમારાં લોહી પીને મસ્ત બનેલ અન્યાયની આગ ફૂટી છે. તે બળીને ભસ્મ થશે. તમારાં મંગલતિલકમાંથી હું શાંતિનાં અજવાળાં પાથરીશ. જાઓ તમારો વિજય છે. શાંતિને સંપનો દિગ્વિજય કરો ! પ્રગતિનો નેજો ફરકાવો—આ મહોલ્લામાંથી આખા શહેર પર આ શહેરમાંથી, સમસ્ત ભારત પર ને ત્યાંથી સમસ્ત માનવજાતિપર.

આવતે વર્ષે હું આવીશ, તમે સમારેલ નવી ઇમારતને આંગણે, મારા નવા યજમાનને આંગણે હું ઉતરીશ. જાઓ, શાંતિના મસ્ત પરવાનાઓ જાઓ, મારો તમને આદેશ છે—

ભારતનું ચિરાતું કાળજું, તમે ફરી સાંધો—

નવા વર્ષમાં, નવું જીવન, સરજો. તમારું જીવન, આમજનતાનું તમારું મંગલતિલક મારું થાનક છે. તમારાં હૈયામાં મારો વાસ છે.

(નૃત્ય ને ગીત પરાકાષ્ઠાએ પહોંચે છે.)

(પડદો)

★

# તરસ

**–ફ્રેડરિક ફેરિન્થી**

[ માતાનું દૂધા–માનવીની પહેલી ભૂખ! એ ભૂખમાંથી તરછોડાયેલું બાળચિત્ત–વર્ષો પછી, જીવનના અનેક ભોગોપભોગોની પાર પણ–જીવનની અનેક વિકૃતિને ભેદીને પણ–એ સનાતન માનવતાની અનુભૂતિનો પોકાર ઉઠાવે છે. વૃત્તિના વેરીલા વળાંકો અને પ્રખર કલ્પના વડે લેખક એ વાતોમાં પેઠી તમારી પાસે પહોંચાતો કરે છે, અને બદમાસી અને ગુંડાવૃત્તિનાં મારણો પર પણ અજવાળું ફેંકી જાય છે. ]

"...કેમ શું છે?...તમને શું જોઈએ છે?...મને લઈ જવા માટે તેઓ આવી પૂગ્યા! હજુ વાર છે? ત્યારે પેલું કોણ આવે છે?...ઓહ, મારા વકીલ? સલામ, મેરિઅસ સા'બ! મુક્તિ...નહિ મળે? કંઈ વાંધો નહિ!... મારી કંઈ ઇચ્છા હોય તો, તમે જાણવા આવ્યા છો?...હું સમજ્યો–એ લોકો હંમેશાં છેલ્લી ઇચ્છા પૂરી કરવાની છૂટ આપે છે..."

"ભગવાનની ખાતર મને એકલો રં'વા દો, મેરિઅસ. મને કોઈ જાતની ઇચ્છા નથી...અરે, હા..., એક ઇચ્છા છે. મને કંઈક પીવા આપો. આ નહિ–આવું કંટાળાજનક પીણું નહિ. આવાં પીણાં તો ઘણીયે વાર પી નાખ્યાં છે. મને બીજું કંઈક આપો–દારૂ ...અથવા ચા. ના, ચા નહિ મને કંઈક ઠંડું પીણું આપો, એકદમ ઠંડું...એવું કે જે એસીડ અને મીઠું બન્ને એકી સાથે હોય...પારદર્શક, ઠંડું, ગુલાબી–ના, ગુલાબી નહિ–વાદળી રંગનું. એને શું કહેવામાં આવે છે એ હું જાણતો નથી. મને યાદ આવતું નથી. મને એનો સ્વાદ માત્ર યાદ આવે છે–અહીં, મારા ગળામાં–અને એ મને ગુંગળાવી દે છે –બિલકુલ ગુંગળાવી નાખે છે.

કેવો નકામો છું હું! એનું નામ પણ મને યાદ નથી આવતું. મારી પાસે હજુ થોડોક સમય છે, મારે એનું નામ શોધી કાઢવું જ જોઈએ. પણ બહુ ઓછો સમય રહ્યો છે. મેરિઅસ, કદાચ તમે જાણતા હશો...તમે ચાલ્યા જાવ

નહિ. તમે ગભરાવ નહિ. નિરાશ પણ ન થતા. મરવા દો એ મૂક્તિને ! મને જરૂર નથી, આ વાત વધારે જરૂરની છે. એ લોકો મારામાંથી મારો પ્રાણ ખેંચી કાઢે એ પહેલાં મારી આ તરસને ન છીપાવી શકાય તોય કંઇ વાંધો નહિ...

તમે ના જતા. મારે તમારી પાસે થોડી વાતો કરવી છે—સમજાવવું છે—કદાચ એ હજુ એટલું બધું મોડું ન કહેવાય...જો તમે એ લોકોને—આયાધીશોને અને બીજાઓને—કહો કે આખરે હું સમજ્યો છું—સમજવાનું શરૂ કર્યું છે...માત્ર હું એ કહી શકું એમ નથી—મારું ગળું બહુ સુકાય છે... પેલો પ્યાલો મને આપો. ઊફ ! મને જોઇએ છે એ આ નથી—એ નહિ...

...એ નહિ. તમે સમજી શકતા નથી ? મારી સારીયે જિંદગી—જિંદગીના ત્રીસે વરસો—હું તરસથી મર્યો છું. હું હવે વધાર વાર સહી શકું એમ નથી. એ ખરેખર દુઃખ ઉપજાવનારી વાત છે કે, હું એવો તો ગમાર જેવો છું કે હું યાદ કરી શક્યો જ નથી...હજુ પણ યાદ આવતું નથી...

બિલકુલ નાનો હતો ત્યારે ૯—૧૦ વરસની મારી વય હશે—એ લોકો મારા પ્રત્યે હસતા હતા, મારી મજાક ઊડાવતા હતા......જ્યારે હું તરસ્યો થતો ત્યારે પેલા પીણાની જ માગણી કરતો હતો ત્યારે. પણ એ પીણું કયું હશે એ કોઇ કહી શક્યું નહિ, અને હું તો એનું નામ ભૂલી જ ગયો હતો. ' એ મૂરખ ગધેડા, તું શું કહેવા માગે છે ? ' એ લોકો મને પૂછતા, પાણી ?—ના, પાણી નહિ...દારૂ ? મોસંબીનો રસ ? ના—ના ! ફળોનો ઠંડો રસ ? ના, એ નહિ. એ ઠંડુ હોવું જોઇએ, માત્ર ઠંડુ. ઠંડુ અને પારદર્શક, અને ધીમેથી વહી શકતું—વાદળી રંગનું વહી શકે એવું......એ સફેદ ડુંગરમાંથી વહે છે, ધીમેથી વહે છે......' કદાચ બોરીંગથી ખોદેલા કૂવાનું પાણી હશે, ' એ લોકો મને કહેતા, ' તેં એકાદ વાર પીધું હશે એટલે યાદ નથી આવતું '......ના, એમ નથી, મેં કહ્યું. બોરીંગથી ખોદેલા કૂવાનાં પાણીની મને ખબર છે, એ નહિ જ. એ તો હલકું છે, વધારે કોમળ; જલદીથી ઊડી જાય એવું...એ એવું કંઇક છે જે પીણું છે છતાં માત્ર પીણા જેવું જ નથી, પણ પ્રવાહી અને ઊડી જાય એ બન્ને વચ્ચે હોઇ શકે એવું છે—એને પ્રવાહી અત્તર કહો, યાં પ્રવાહી વરાળ...એ તો માત્ર તમારા હોઠને અડકે છે અને આખા શરીરમાં પ્રસરી વળે છે—પાણીના પ્યાલામાં શાહીનું ટીપું જેમ ફેલાઇ જાય તેમ એ શરીરમાં ફેલાઈ વળે છે...એ તમને, શરીરને અને આત્માને શીતળતા સુંગધ અને સ્વાસ્થ્યથી ભરી મૂક છે....હું જો એક જ વાર પી શક્યો હોત—માત્ર એક જ ટીપું—તો હું ફરી વાર કદી તરસ્યો થયો ન હોત. પણ, ભગવાન જાણે. એને શું કહેવાય તે !

એને શું કહેવાતું હશે ! કલાકો સુધી મેં મારા મગજને કસ્યું, દિગ્મૂઢ અવસ્થામાં હું ઉદ્યાનોમાં રખડ્યો, આંખો મીંચી દઈને મારા કોચ પર પડ્યો રહ્યો. ઘણીયે વાર, ઘડીભર, શ્વાસ લેતો થંભી ગયો હોઈશ-જાણે મારાં નસકોરાંને એની સુવાસ અડકી અને ઊડી ગઈ-અને હું ત્યારબાદ અકળાતો જ રહેતો. કંઈ કામ વિના, ત્યાં હું ઊભો રહેતો, કલ્પનાઓ કરતો, સૂકાયેલાં ગળાં સાથે. થતું પાણી પીઉં ? પણ એથી શો ફાયદો થવાનો હતો ? હું જેનો તરસ્યો હતો એ ચીજની પાસે પાણી કેટલું ઘાટું અને ફિસ્સું અને ગંદું લાગતું ! ચીકણા પદાર્થ જેવું-અથવા તેલ જેવું. પાણી તો, તરત જ સ્વાદ આપ્યા વિના ગળા નીચે ઊતરી જતું અને મને એવું થતું, મને એવું લાગતું કે આથી તો મારી તરસ વધારે ઉગ્ર બનતી હતી.

તરસ વધારે ને વધારે ઉગ્ર સ્વરૂપ પકડતી જતી હતી....તમે માનો યા ન માનો, એવું કંઈક પીવાનું જોઈતું હતું જેની મને ખબર હતી કે એનું ક્યાંક અસ્તિત્વ છે, જો હું એને ખોળી કાઢી શકું તો. શરૂઆતમાં તો હું આ વાતને બહુ મહત્વ આપતો નહિ-હું મારી જાતને કહેતો કે ક્યારેક મને એનું નામ જરૂર યાદ આવી જશે-યા ઓચિંતાનું એ મને ક્યાંકથી સાંપડી જશે. કોઈક, ક્યાંક, શાંતિથી મારી સમક્ષ એ મૂકી જશે, એક સરસ મજાના કાચના પ્યાલામાં, કદાચ કોઈક દવારાણાની દુકાનની બારીમાં પણ મને દેખાશે-અથવા કોઈ ખાણાંના મેળાવડામાં મારા મેજ પર દેખાશે...મને ક્યારેક એકાએક એ સાંપડી જશે એ માન્યતામાં મને ઘડીભર શંકા આવી ન હતી-બીજી કોઈ ચીજ માટે હું આવી ભૂલ ન જ કરત-મારા આત્માનાં ઊંડાણમાં હું એ સમજતો ન હતો, મારા દિલમાં ને મારા દિમાગમાં, ભલેને હુ એનું નામ ભૂલી ગયો હતો ! મારી જીભ અને મારુ ગળું અને મારા હોઠ એ ચીજને બરાબર જાણતા હતા-ક્યારેક મેં એનો સ્વાદ બરાબર રીતે ચાખ્યો હતો-એનું વર્ણન કરતાં મને અત્યારે એનો સ્વાદ બરાબર યાદ આવે છે કે મેં એ પીધું હતું અને એ પીવા માટે હું આકુળવ્યાકુળ બનતો હતો...એ ત્યાં હતું, એ ઓરડામાં મને લાગતું કે એ લોકોએ મારાથી છુપાવીને રાખ્યું છે,-અને એના વિચાર માત્રથી હું અકળાઈ જતો...

રેસ્ટોરામાં, મેળાવડાઓમાં, ઈંગ્લીશ ઢબનાં ને અમેરિકન ઢબનાં પીણાંઓમાં મને શું જોઈતું હતું એ, લંબાણપૂર્વક ને સંજોગ પ્રમાણે. નોકરોને સમજાવવાની હું ખૂબ કોશીશો કરતો, ખૂબ શ્રમ લઈને એનું વર્ણન કરતો...અને જ્યારે હું એનું વર્ણન કરતો, આંખોનાં પોપચાં ઢાળી દઈને, આંખોને અંદર ખેંચી જઈને હું, કહેવા માગતો હતો એનો સ્વાદ, તથા યાદ કરવા કોશીશ કરતો,

ત્યારે મારા મગજમાં હંમેશાં એક ચિત્ર ઊપસી આવતું...વિચિત્ર, ખડબચડી જમીન એના ઉપર ઊગેલાં અજાણ્યાં લાંબા લાંબા ઝાડ, અને એક રાક્ષસ—ના, રાક્ષસી નગ્ન અને ભયંકર...અને ભયાનક જંગલ...ઝાડોના ભયાનક ખડખડાટ, મેં ઘણી વાર નોંધ કરી છે કે જ્યારે હું એ શાપિત પીણાનો વિચાર કરું છું ત્યારે મને હંમેશાં આ ચિત્ર દેખાય છે....સુસવાટા મારતું, ગર્જના કરતું જંગલ અને માયાળુ અને ભયંકર દેખાતી રાક્ષસી મારા પ્રત્યે નમ્રતાથી જોતી હોય ...પછી તુફાન આવે છે, ઝાડો હાલે છે અને જમીન તરફ ઢળે છે, આકાશ ઘેરું બને છે અને ચિત્ર વિલીન થઈ જાય છે...અને હું શરીરે નર્કયાતના ભોગવતો અને ગળામાં નર્કપીડાની પેઠે શોષાતો પડ્યો રહું છું...

નોકરો અદબ સાથે મને સાંભળતા. કેટલાક સમજ્યા ન હોય એમ માથું ધૂણાવતા અને ધીમે પગલે ચાલ્યા જતા ને સાથે એ લોકો શું લાવશે એની રાહ જોતા થડકતે હૈયે હું બેસી રહેતો અને એ લોકો કોઈ સરસ બાટલીમાં પીણું લાવીને અદબપૂર્વક મારા ટેબલ પર મૂકી જતા...કબાટનાં દૂર ખૂણામાં મૂકેલાં કિંમતી ને ભાગ્યે જ મળતાં પીણાં મારા માટે લાવવામાં આવતાં, પણ હું જેની શોધમાં હતો એ આમાં નો'તું દેખાતું.

મારા વિદ્યાર્થી અવસ્થાના દિવસો મને યાદ છે....તોફાન મચાવતા મિત્રો ...મૂલ્યવાન પીણાંઓ, દિવસે બરલીનની રેસ્ટોરામાં...સવારે ઘેર, 'પીતો અને જ્યારે તરસ્યો બનતો...

ત્યારબાદ દૂર દૂરના પ્રદેશોમાં પહોંચ્યો—આફ્રિકા અને હિંદુસ્તાન...જપાન તરફ ઝડપી વિમાની મુસાફરી...હિમાલયનાં ઢોળાવો પરનો અર્ધનગ્ન વિશાળ પટ ...અરેબિયા...અરે, પેલી એક હજાર ને એક રાત્રીઓ, પેલા મોંઘા મસાલા અને કિંમતી અત્તરો! ચામડાંની પખાલોમાં રાખેલું ઘોડીના દૂધમાંથી બનાવેલું સ્વાદિષ્ટ પીણું મેં પીધું, પ્યાલાઓ ભરી ભરીને પીધું, પેલા સ્વાદ ચાખવાની આશામાં. અને સૂકા રણની સરહદ પર, તરસ છીપાવવાની મારી તલપ મારા પર ચડી બેઠી...હું બેબિલોનના પાણી પાસે બેસીને તરસથી બૂમો મારવા લાગ્યો. અને મારો હાથ મેં અંદર નાખ્યો કે મરી ગયેલા સમુદ્રનું (Dead Sea) સફેદ નીમક મારી હથેળીમાં ચોંટી ગયું. અરબોએ મીઠું કોફિ મારી સામે ધર્યું ને તુર્ક લોકોએ એનાથી યે વધારે મીઠાં સરબતો ધર્યાં. મેં શરાબ પીધું અને સીલોનમાં લોહી અને પુષ્પોમાંથી બનેલું ખાસ પીણું યે પીધું. ચીનમાં કસુંબો પાધો અને મંચુરિયામાં માંસનું સુપ પીધું. છતાંયે મારા મનમાં તો એ ધરતીનું ચિત્ર ઊભું થતું અને એ સ્વાદ યાદ આવતો. અને હું તરસ્યો જ

રહ્યો, તરસ્યો જ, મેરિઅસ. સહરાના રણની રેતીના ઊંચા ઢગલાઓ અને અરારત પર્વતની ડુંગરોની હાર જ્યાં પાણી કદી પહોંચી શકતું જ નથી, એમના જેવો હું તરસ્યો જ રહ્યો.

ના, મેરિઅસ, હું ગાંડો નથી થઈ ગયો. હું તમને એ વિષે હમણાં જ કહેવા માગું છું. કારણ કે એ સત્ય છે. ધર્મગુરુને ત્યાં જ મરવા દો—મારે એની જરૂર નથી. મને જે કંઈ જોઈએ છે એ, મારે તમને એના વિષે કહેવું છે, મારી તરસ વિષે કહેવું છે. એ મારી છેલ્લી પ્રાર્થના છે. હું મારાં વસિયતનામા વિષે વાત કરવા નથી માંગતો—મારી પાસે જે કંઈ છે એ બધું તમારી મરજી પડે એને આપી દેજો; ચિત્રો, શિલ્પ કૃતિઓ, કવિતાઓ, બધું જે કંઈ મેં લખ્યું છે તે......

કલા—મારી કલા ? એ બધું તૂત છે, મેરિઅસ. પેલા પીણા માટે મારી તરસ અતિ ઉગ્ર હતી, બસ એટલું જ. તમને ખબર છે શા માટે મેં ચિત્રો દોરવાનું શરૂ કર્યું ? મને યાદ છે ત્યાં સુધી મેં મ્યુનિચમાં ઓકલીને દોરેલાં ચિત્રો જોયાં હતાં—કે પછી એ બર્લિન હતું ? તમને એની દોરેલી, દરિયામાંથી પાણી પીતી માનવ-પશુઓ જેવી આકૃતિઓ યાદ છે ? મને એ આકૃતિઓનાં ચહેરાઓમાં મારી તરસ જેવું કંઈક લાગ્યું. એ લોકો શું પીતા હતા ? ઓલિમ્પીઅન પીણું ? દેવો પીતા એ મદ્ય ? કદાચ, પેલા ગ્રીક લોકો સમજતા હોવા જોઈએ કે હું કઈ વસ્તુ પાછળ ભટકું છું—એમણે એને ખાસ નામ નહિ આપ્યું હોય—એવું નામ હોય કે જે બીજી કોઈ ચીજને લાગુ ન પડે અને એ લોકો એમ માનતા ન હતાં કે એ મદ્ય માત્ર દેવોને જ પીવા માટે પીરસી શકાય ? હું એમની કલામાં માનવા લાગ્યો, પણ હું પથ્થરમાં કે રંગોમાં, એ ઇચ્છાને, અદૃશ્ય, શાપિત ઇચ્છાને, જેનું અસ્તિત્વ નથી એવા પીણાનું એક ટીપું મેળવવાની એ ઇચ્છાને આકૃતિ આપી શક્યો નહિ જ....ક્ષણિક જિંદગીને સુખમય બનાવવા માટે જરૂરી એવી બધી ચીજો હું ભોગવી શક્યો છું મેરિઅસ, પણ-પેલું એક ટીપું હું મેળવી શક્યો નહિ...

કેટલાક સમય પછી મને લાગ્યું કે મને જે જોઈએ છે એ કદાચ પીણું જ નહિ હોય—કદાચ એ બીજે ક્યાંક હોવું જોઈએ અને મારે એનાં સ્વાદ અને સુગંધ શોધી કાઢવાં જોઈએ જેના માટે હું આટલો અતિ વ્યાકુળ છું. કદાચ એનું અસ્તિત્વ બહારની દુનિયામાં નહિ પણ મારામાં હોવું જોઈએ—શરીર અને આત્મા વચ્ચેની મર્યાદા પર રહેલું હશે, મગજનાં જ્ઞાનતંતુઓમાં ક્યાંક હશે; કાનના આજુબાજુના પ્રદેશમાં હશે, શક્ય છે કે, અહીં કોઈક વિચિત્ર અને વિશિષ્ઠ પ્રક્રિયાથી લાગણી ઉન્માદમાં ફેરવાઈ જતી હશે. કદાચ

હું જેની પાછળ ગાંડોતૂર બન્યો છું એ સ્વાદ જ નહિ હોય પણ, એક વાર સાંભળેલો અવાજ હશે–એવો અવાજ કે જે કાનના આડાઅવળા રસ્તે ભટકતો હશે અને કોઇક હિસાબે મારા મુખદ્વાર સુધી આવી ગયો હશે... એટલે હું અવાજ પ્રત્યે મારું લક્ષ કેન્દ્રિત કરવા લાગ્યો કે કદાચ અહીંથી મને જોઈતી વસ્તુ મળી જાય.

સંગીત...ઓરકેસ્ટ્રાનું દર્દભર્યું સંગીત, આત્માના દરવાજે બીહામણા ટકોરા...આ બન્નેમાં સ્વાદ છે અને સુગંધ પણ. ઊંચે અને નીચે દોડતી ધ્રુજતી સુરાવટ, શોધતી, કંઇક જેનું નામ નથી એ ચીજને શોધતી, પાછને, પડઘાને, બીજી જિંદગીમાંથી સંભળાયેલા સૂરને...આત્માની તરસ છીપાવવા માટે કોઇક ચીજને શોધતી.

આ સુરાવટને મેં સાંભળી અને નોંધી લીધી,–પણ એ નિરર્થક નિવડયું; મેરિઅસ. એ નિરાશાજનક વરસો હતાં. જીવન અને આનંદ વિનાનાં, અને મૃતઃપાય આત્માનાં. દારૂડિયા બનવાના અને અધઃપતનને માર્ગે જઈ ચડવાના સાચાં કારણો શોધવાને ઘણી વાતો મારી આજુબાજુ વહેતી કરવામાં આવી હતી. એમ કહેવામાં આવતું કે હું માંદો હતો.

અને પછી ઘોર અધઃપતનના ખાડામાં ધકેલી દેતી ઠોકર વાગી. અને વ્યભિચારના વમળ ને જાળમાં હું ખોવાઈ ગયો–પીઠાંઓ–પેરિસ–વેશ્યાઓ... અને પછી આવી ડોના લેટિટીઆ...

હા, હું એને ચાહતો હતો. અને એ–મને બચાવવા માટે એ વચ્ચે પડી હું એ જાણતો હતો, અને જાણીબૂઝીને, જિજ્ઞાસા સાથે, એનું પરિણામ જોવાની આતુરતા સાથે મેં એને એના રસ્તે જવા દીધી...પહેલાં હું એના પગ પાસે કેવી રીતે પડી રહ્યો હતો? સુગંધી સોરમ ફેલાવતી એની પીળી ચામડીને મેં કેવી રીતે ચૂમી હતી! કોઇક ઉત્તેજક, કોઇક અજાણ્યા પીણા જેવો સ્વાદ મેં ચાખ્યો. આમ મેં એના હોઠ ચૂમ્યા, એનું આખું શરીર ચૂમી લીધું અને એ સમયે કોઇક વિચિત્ર કંપારીથી હું ધ્રુજી ઊઠયો...કદાચ એ ચીજ હશે, જે ચીજને હું ઢુંઢી વળ્યો હતો એ આ ચીજ હોવી જોઈએ...અને જ્યારે હું એના ગોઠણ ચૂમતો ત્યારે મને એના માટે પ્રાણ પાથરી દેવાનું દિલ થતું...

પણ એક દિવસે મેં ગલીચ શબ્દો ઉચાર્યા, અને એની આંખોમાં શ્રાવણ વરસવા લાગ્યો.

ખરેખર, એની સાથે હું ક્રૂરતાપૂર્વક વર્ત્યો હતો. એની નજરમાં, બીજી સ્ત્રીઓ સાથેનો મારો અનીતિમય વ્યવહાર એ મહત્વનું ન હતું–એ તો એક

મારી આજુબાજુ જાળ હતી-અને મારા માટે તરસ છીપાવવાનાં ફાંફાં હતાં. પણ એને એ ખબર ન હતી, અને એ એની કલ્પના સરખીયે નહિ કરી શકી હોય કે, એના મૃત્યુ પહેલાંના બે દિવસો પહેલાં, જ્યારે મારાં સ્થિર અને મુંગા દરવાજા બહાર એ સારી રાત પડી રહી હતી ત્યારે હું પડદા પાછળ છુપાઈને એને જોતો હતો-અને જ્યારે આખરે એણે ભાન ગુમાવી દીધી ત્યારે હું એની પાસે આવ્યો અને સાવચેતીપૂર્વક, સ્વાર્થી બનીને, એની ગરીબ મીંચાયેલી આંખોમાંથી બહાર ધસી આવતા આંસુઓને મેં પીધાં, ખૂબ પીધાં. એ આંસુઓનો સ્વાદ-કદાચ એજ વસ્તુ નહિ હોય?

મને તમે એકલો નહિ છોડો? મને મુક્તિની જરૂર નથી, હું કહું છું. આનાથી વધારે કબૂલાત બીજી શું આપું...મને તરસ લાગી છે-મારું ગળું સુકાય છે...વધારે વાતો કરવા હું નથી માગતો. મેં એને મારી નાખી છે, એટલું જ! જાણીબૂઝીને, બદ ઇરાદા સાથે-બરાબર એ રીતે જ! મહિનાઓ પહેલાં, મે તૈયારીઓ કરી રાખી હતી,-અને યાદ રાખજો, હું જરાયે એ કાર્ય કરતાં ખંચકાયો ન હતો. જ્યારે એ ભરઊંઘમાં હતી ત્યારે મેં મારી ચમકતી આંખોથી એની નસોમાં વહેતુ યુવાન લોહી નિરખ્યું હતું...મેરિઅસ, મને કહેવા દો કે, મને સૂળીએ ચઢાવતો અટકાવવા માટે તમે જે બચાવ ઊભો કર્યો છે એ જૂઠાણું છે, નર્યું જૂઠાણું...એ જગ્યાએ પેલા ગરીબ છોકરાને પૂરનાર હું હતો, મેં જ બારીબારણા બંધ કર્યાં હતાં અને અસ્ત્રો ઉપાડ્યો હતો-આ બધી તૈયારીઓ કરનાર હું જ હતો, અને એ લોકોએ મને એની પથારી પાસે લોહીવાળા મોંથી જોયો. એનુ કારણ અમારા વચ્ચે થયેલી ઝપાઝપી ન હતી. એ મારુ લોહી હતું જ નહિ... ઊફ, એ લોહીનો કેવો ઘૃણાજનક સ્વાદ હતો! હું જે ખોળતો હતો એ આ પીણું ન હતું.

...મેરિઅસ...આ ગરબડ શું છે અને એ લોકો છે કોણ? એ લોકોમાં ન્યાયાધીશ છે...મેરિઅસ, ભગવાનની ખાતર! મુક્તિ—મને ન મળી? મદદ કરો! એ લોકો મને મારી નાખવા માગે છે!

હું આવું છું...હા, એક મિનિટમાં આવું છું...પહેલાં મને પાણીથી ભરેલો પ્યાલો આપો...અથ! લોહીથી ભરેલો પ્યાલો...પાંચ જ મિનિટ વધુ. મારી માતાને બોલાવો—હા, મારી માતાને. એ મારી છેલ્લી ઇચ્છા છે. સમય છે ને? મને મારી માનુ મોં જોવું છે. ના, એ ક્યાં રહે છે એ હું કદી કહું એમ નથી-હું એને જાણતો જ નથી. એણે મારા પિતા સાથે છૂટાછેડા લીધા હતા-અને પછી એ મૃત્યુ પામી હતી. મેં કદી એને જોઈ નથી, પણ એ કેવી

લાગતી હતી એવું હું વર્ણન કરી શકીશ...એ ઊંચી હતી ને એના વાળ કાળા હતા....હવે એક જ મિનિટ થોભો, દયા કરો! હું યાદ કરી શક્યો છું: પેલા ઉદ્યાનમાં—ઉંચા રાક્ષસી ઝાડો ઊભેલાં હતાં—ખડબચડી જમીન—જાણે બીજું આકાશી ગ્રહ. હું નાનો બાળક હતો, માતાના હાથમાં હતો......મારી મા મને ધવડાવવા તૈયારી કરતી હતી, પણ પછી એક તોફાન આવ્યું......મારી માના હાથમાંથી મને મારા બાપાએ ખૂંચવી લીધો, એને એક કાગળ મળ્યો હતો;—અને એણે મારી માતાને ઘરમાંથી હાંકી કાઢી. અને હું—હું, ખૂબ ખૂબ રડ્યો; કારણ કે મને મારી માની છાતીએથી ખૂંચવી લેવામાં આવ્યો હતો. ઓહ, હું કેટલો બધો સુખી છું, કેટલો બધો સુખી! આખરે હું એ યાદ કરી શક્યો ખરો......

★

# એ ગીત

–ઉશનસ્

[ જગતનો મૂંગો કંઠ જે ગાન માગે છે, જીવન અને વિકાસનું પેઢીઓની પાર વિસ્તરતાં કલ્યાણનું, એની ઝંખનાનું, એ ગાન હવે મારે ગાવું પડશે–એમ કવિ કહે છે એમનું શિવ ને સુંદર રૂપે ગાવું એ ગાન જ સાંભળો ! ]

એ ગીત ગાવું પડશે આજે
હે મુજ અંતરતરના રાજ !
અંતર ભરપૂર રાગે.
આ મૂક વ્યાકુલ જગનો કંઠ
જે તુજ કંઠે માગે–એ ગીત...

જે ગીત મંદાકિની શીકરોમાં
તરલિત તરંગભંગે,
જે નિત ઊઘડે મધુવનકુંજે
કુસુમદલોને રંગે
મધુકર સંગીત સાજે–એ ગીત...

જે તારે પાયલિયે ઝણુકે
ગિરિવર શિખરે શિખરે
શાશ્વતને નીરવ બીન–શયને
જે ચિર સ્વપ્ને વિહરે
અંતર નિગૂઢું ગાજે–એ ગીત...

જે ઉત્સુક, ઊભું હરિયાળા ધરતીના તૃણદેશે,
નિઃસીમ શ્રુતિ સુન્દર જે વિલસે મારે જીવન અશેષે.
જનનાંતર સહુ રાજે–એ ગીત...



# ગુજરાતની ખેતી–સમસ્યાનાં મૂળમાં ડોકિયું

★

● ગુજરાત રૈયતવારી પ્રદેશ હોવા છતાં કેવાં અનિષ્ટો પેઠાં છે, ગુજરાતના 'ખેડૂતો'માં કોની ગણત્રી થાય છે, કઈ કક્ષાના ખેડૂતોનું હિત કોની સામે કેવી રીતે અથડામણમાં આવે છે, લડાઇ દરમિયાન કયો ખેડૂત કેટલું કમાયો છે, તથા ખેડૂતથી ય બૂરી દશામાં જીવતા ખેતમજૂરનું પ્રમાણ શું છે, અને છેવટે ઉકેલનો સાચો માર્ગ કયો છે...વગેરે આ ટૂંકા લેખમાં નક્કર હકીકતો સાથે રજૂ થાય છે.

લેખકઃ–જયંતી પારેખ

આજે દેશમાં ખેડૂત અને ખેતીની નવરચનાનો સવાલ જોરશોરથી ચર્ચાઇ રહ્યો છે. સૌ કોઈ ગામડાનાં ઉદ્ધારની વાતો કરે છે ને એ અંગે અનેક યોજનાઓ પણ બહાર પાડે છે. ગુજરાત બીજા પ્રાંતોની સરખામણીમાં ઉદ્યોગો-માં આગળ વધેલું છે, છતાંય આપણી વસ્તીનો મોટો ભાગ હજી ખેતી પર નભે છે. એટલે ખેડૂત અને ખેતી વિષેનો જાગેલો રસ આવકારદાયક છે. પરંતુ કોઇપણ દર્દીની દવા કરવી હોય તો પહેલાં એના રોગનું સાચું નિદાન કરવું જરૂરી છે. જો એ નિદાન સાચું ન હોય તો થયેલા રોગ બદલે બળતા રોગની સારવાર થાય. પરિણામે દરદીને ફાયદો થવાની વાત તો બાજુએ રહી પણ ઉલટું નુકશાન થઇ બેસે. આજની મોટા ભાગની યોજનાઓમાં આ ઉણપ આજે દેખાય છે.

*　　　*　　　*

આપણે અહીં ગુજરાતના ખેડૂ–જીવનની સમસ્યાનો ટૂંકો ખ્યાલ લઇએ.

ગુજરાત મુખ્યત્વે રૈયતવારી પ્રદેશ હોઇ ત્યાં જમીનદારી જેવું બિલકુલ નથી એવો સામાન્ય ખ્યાલ છે. આ ખ્યાલ સર્વાંશે સાચો નથી. ગુજરાતમાં પણ એક યા બીજા પ્રકારની જમીનદારી ઠીક ઠીક પ્રમાણમાં છે.

ગુજરાતની કુલ ખેડાણ જમીનના લગભગ ૨૫ ટકા જમીન તાલુકદારોના હાથમાં છે, તો લગભગ એટલી જ જમીન ઇનામદારના હાથમાં છે. આમ ગુજરાતની કુલ ખેડાણ જમીનનો અરધો અરધ હિસ્સો એ તદ્દન બેઠાખાઉ જમીનદારીના હાથમાં છે.

રૈયતવારી જમીનમાંથી પણ બધી જમીન ખાતેદારો જાતે નથી ખેડતા. ખેડા જિલ્લાના ૧૯૪૦-૪૨ ના સર્વે સેટલમેંટ રિપોર્ટ પ્રમાણે નડિયાદ ને આણંદ તાલુકામાં ખેતવસ્તીમાં અનુક્રમે લગભગ ૫૩ ને ૫૧ ટકા ગણોતિયા હતા. દાસણમાં લગભગ ૪૮ ટકા, બોરસદમાં ૪૫ ટકા ને કપડવંજમાં ૪૦ ટકા ગણોતિયા હતા. મહેમદાવાદ માતરના ૧૯૨૧ ના આંકડા મુજબ બંને જગાએ ૭૦ ટકા કરતા વધુ ગણોતિયા ખેડુતો હતા. આ હાલત એકલા ખેડા જીલ્લાની નથી. છેલ્લા આંકડા આપણી પાસે ન હોવાથી જૂના આંકડા જોઈએ તો ૧૯૨૧ ના સેટલમેંટ રિપોર્ટ મુજબ ઓરપાડમાં ૬૫ ટકા, ચોર્યાસીમાં ૪૮ ટકા, બારડોલીમાં ૪૭ ટકા અને વાલોડમાં ૪૬ ટકા વસ્તી ગણોતિયા ખેડુતોની હતી. બીજા જિલ્લાઓમાં પણ ખાતેદારો પાસે થઈ માત્ર ૫૬ ટકા જમીન હતી. એટલે કે અર્ધી કરતાં સહેજ વધુ જમીન ઉપર એક બાજુ ૯૦ ટકાની માલિકી હતી ત્યારે બાકીની અર્ધી કરતાં સહેજ ઓછી જમીન પર ફક્ત ૧૦ ટકાની માલિકી હતી. આ આંકડા તાલુકદારી ને ઇનામદારી પદ્ધતિ હેઠળની જમીન બાદ કરતાં બાકીની રૈયતવારી જમીનના છે.

ખેતીમાં ખેતમજૂરોનું સ્થાન પણ મહત્ત્વનું છે. ઓરપાડ તાલુકામાં ખેતીમાં ખરેખર કામ કરતા માણસોમાં ૭૫ ટકા ખેતમજૂરો ૧૯૩૧ માં હતા. બારડોલી તાલુકામાં ૧૯૨૧ માં ખેતી પર નભતી કુલ વસ્તીના ૫૦ ટકા, ચોર્યાસીમાં ૪૮ ટકા અને માંડવીમાં ૪૭ ટકા ખેતમજૂરો હતા. ધંધુકા અને વીરમગામમાં ૧૯૦૧ માં અનુક્રમે લગભગ ૫૯ ટકા ને ૪૬ ટકા ખેતમજૂરો હતા. પંચમહાલમાં ૧૯૦૫ માં કલોલમાં ૪૭ ટકા અને ૧૯૦૮ માં હાલોલમાં ૪૨ ટકા ખેતમજૂરો હતા. ભરુચ જિલ્લામાં ૧૯૧૨ ના આંકડા મુજબ અંકલેશ્વરમાં ૪૧ ટકા ખેતમજૂરો હતા. ખેતમજૂરો અંગે છેલ્લા આંકડા ન હોઈ જે છેલ્લામાં છેલ્લા આંકડા મળ્યા છે એ ઉપર આપ્યા છે.

### કિસાન કોણ?

ઉપર આપેલી વિગતો ઉપરથી જણાશે કે ખેતી પર નભતા તમામને એક કિસાન નામે ઓળખી સૌને એક હરોળમાં મૂકીએ છીએ એ બરાબર નથી. ગુજરાતની ખેતીમાં પણ મોટા ભાગ કરતાં વધુ લોકો કેવળ ખેડાખાઉ લોકો છે. ગણોતિયા ને ખેતમજૂરો જેઓ ખરેખરા પરસેવો પાડનારા છે, એમની સંખ્યા ઠીક ઠીક મોટી છે. ખાતેદારોમાંથી પણ ૯૦ ટકા ખાતેદારો પાસે માત્ર ૫૫ ટકા જમીન છે ને ૬૭ ટકા ખાતેદારો પાસે તો પૂરા પાંચ એકર જમીન પણ નથી.

આ હાલત કાંઈ પરાપૂર્વથી નથી ચાલી આવી, પણ જે મૂડીવાદી ને શાહીવાદી શોષણ ચાલતું હતું એનું એ પરિણામ છે. આ પદ્ધતિ નીચે નાનો ખેડૂત ઘસાતાં ઘસાતાં પોતાની જમીન શાહુકાર કે મોટા ખાતેદારને ત્યાં મૂકી એ જમીન ખેડતો ગણોતિયો મટીને ખેતમજૂર બને છે.

૧૯૧૬–૧૭ માં ૫ એકર કે તેથી નાનાં નાનાં પ્રાંતો ૬૭. ૫ ટકા હતાં. પચીસ વર્ષમાં એ વધીને ૬૭. ૫ ટકા થયાં. નડિયાદ, આણંદ, કપડવંજ ને બોરસદમાં ૧૮૯૫-૯૬ માં ખેતી પર નભતી કુલ વસ્તીના ગણોતિયા ૨૭ ટકા, ૩૯ ટકા, ૩૩ ટકા અને ૪૦ ટકા હતા. ૧૯૪૦–૪૧ માં એ વધીને અનુક્રમે ૫૩ ટકા, ૫૧ ટકા, ૪૦ ટકા તે ૪૫ ટકા થયા હતા.

એ જ રીતે ૧૮૯૭ માં બારડોલી ને ચોર્યાસી તાલુકામાં ખેતમજૂરોની સંખ્યા અનુક્રમે ૪૨ ને ૩૬ ટકા હતી તે વધીને ૧૯૨૧ માં અનુક્રમે ૫૧. ટકા ને ૪૮ ટકા થઇ હતી. જ્યારે ૧૯૩૧–૩૨ માં ૫૦૦ ઉપરના ૧૫ ખાતેદારો પાસે ૧૦,૯૬૫ એકર જમીન હતી તો ૧૯૪૨–૪૩ માં ૨૦ ખાતેદારો પાસે ૧૭,૭૮૯ એકર જમીન થઇ ગઇ હતી. ૧૯૨૬–૨૭ થી ૧૯૩૬–૩૭ સુધીના દાયકામાં મુંબઇ ઇલાકામાં ખેડૂતો પાસેથી ૫૦ લાખ એકર જમીન બીન–ખેડૂતોના હાથમાં ચાલી ગઇ. ૧૯૩૬–૩૭ માં ખેડૂત ખાતેદાર પાસે ૧૫૭ એકર જમીન હતી. વડોદરા રાજ્યમાં ૧૯૩૩–૩૪ થી ૧૯૪૨–૪૩ ના દાયકા દરમિયાન ૧ લાખ ૧૨ હજાર વીઘાં જમીન ખેડૂતો પાસેથી બીન–ખેડૂતોના હાથમાં ગઇ હતી. જ્યારે રાજ્યમાં ૧૮૯૧ માં ૧,૯૦,૮૯૬, ખેતમજૂરો હતા તેની સંખ્યા ૨૦ વરસમાં વધીને ૧૯૧૧ માં ૩,૧૩,૪૭૯ થઇ હતી.

સ્વાભાવિક રીતે એક ઇનામદાર, તાલુકદાર કે મોટા ખાતેદારનું હિત અને ગણોતિયાનું હિત તેમજ મોટા ખાતેદાર અને ખેતમજૂરનું હિત એક નથી. ઇનામદાર કે મોટા ખાતેદાર વર્ગને ખેતીના ઉત્પાદનમાં કે વિકાસમાં કશો ફાળો આપ્યા વગર બેઠા બેઠા ખાવું છે. પોતાની આવક વધાર્યે જવી છે. ગણોતિયાને કે ખેતમજૂરને પોતાની મહેનતનું ફળ પોતાને મળે અને ઉપલો બેઠાખાઉ વર્ગ એની મહેનતના ફળમાંથી વધારે ને વધારે હિસ્સો પડાવી ન જાય એની સતત ચિંતા રાખવી પડે છે.

પોતાને ખેડૂત કે ખાતેદાર જણાવતો જમીનદારવર્ગ કઇ રીતે ગણોતિયાના હિત ઉપર તરાપ મારે છે, તે જોઇએ. બારડોલીની ૧૯૨૮ ની જમીન મહેસૂલની લડત તો આખાયે હિંદમાં મશહૂર બની છે. એ બારડોલી તાલુકાની ૧૯૨૮ ની જ વાત લઇએ. સરકારે અયોગ્ય રીતે મહેસૂલ વધારો

કર્યો અને એ સામેની ખાતેદારોની લડત એ વ્યાજબી અને ન્યાયી હતી. પણ પોતા માટે ન્યાયની માગણી કરનાર એ ખાતેદારો પોતાના ગણોતિયા પ્રત્યે ન્યાયી ન્હોતા થઈ શકયા. એક ખાતેદાર પોતાની ૯ એકર ૩૮ ગુંઠા ની જમીનનું ગણોત રૂ. ૨૪૮-૦ ૦ લેતા ને મહેસુલ ફક્ત રૂ. ૬૩-૧૪-૦ ભરતા. મહેસુલમાં કુલ ૨૨ ટકા વધારો થયો હોઈ આ બંને ખાતાના મહેસુલમાં દસ રૂપિયાની આસપાસ વધારો થાત. લડતને અંતે મહેસુલમાં ધરખમ ઘટાડો થયો, પણ અંતે ખાતાની સાંથમાં અનુક્રમે રૂ.૪૯ ને રૂ.૫૪ નો વધારો એ ખાતેદારોએ કરી નાખ્યો!

## કયો ખેડુ સમૃદ્ધ થયો છે?

તાજેતરની વાત લઈએ. લડાઈમાં ખેડૂતો બહુ સમૃદ્ધ થયા છે, એવી સામાન્ય માન્યતા છે. નીચેની ખેડા જિલ્લાની હકીકત કયો ખેડૂત કઇ રીતે સમૃદ્ધ થયો છે એ બતાવશે. નીચે જુદા જુદા પાંચ ગામના ગણોતિયાની સાંથમાં ૧૯૪૨ થી ૪૬ માં કરેલો વધારો થયો છે એ બતાવ્યો છે. અહીં એ યાદ રાખવાનું છે કે ખુદ ૧૯૪૨ ની સાંથમાં પણ યુદ્ધના પહેલા ત્રણ વર્ષમાં સારો એવો વધારો થયો હતો. આ આંકડા કિસાન કાર્યકરોએ મેળવેલા છે.

| ગણોતિયાનું નામ | ગામ | ઈ. સ. ૧૯૪૨ | ૧૯૪૬ |
|---|---|---|---|
| શિવાભાઈ લલ્લુભાઈ | વડોદ | ૫૦ | ૧૯૫ |
| સોમાભાઈ નાગજીભાઇ | વધાસી | ૮૦ | ૩૫૦ |
| ધુળાભાઈ દેગમભાઇ | દેદરડા | ૧૫ | – ૭૫ |
| લલ્લુભાઈ ખોડાભાઇ | નેપાડ | ૧૦૦ | ૬૦૦ |
| શનાભાઈ વેરીભાઇ | ગાના | ૭૨ | ૪૭૫ |

આ યાદી જેટલી લાંબી બનાવવી હોય તેટલી બની શકે એમ છે. આ દાખલા અપવાદ નથી. એ પણ જાણીતી વાત છે કે છેલ્લા યુદ્ધ પહેલાં ખાતેદારો ભાગ કરતાં રોકડ સાંથ વધુ પસંદ કરતા પરંતુ અનાજના કાળા-બજાર કરવાની જે તક ઊભી થઈ તેથી તથા સાંથ વધારામાં કંઈક મર્યાદા રાખવી પડે એ કારણે મોટા ભાગના જમીન માલિકોએ રોકડ સાંથને બદલે આ યુદ્ધ દરમિયાન ભાગ લેવાનું શરૂ કર્યું અને એક પાઇની પણ મહેનત વગર કુલ પેદાશના ૨/૩ ભાગ જેટલો પાક ઓહિયાં કરવા માંડયો.

ખેતમજૂરોની વાત લઈએ. માણસને ગુલામ રાખતી હાળીપ્રથા આજે ય સુરત જીલ્લામાં ચાલે છે. એનો 'શાંત અને અહિંસક' રીતે વિરોધ કરનાર

કોંગ્રેસ કાર્યકર શ્રી. છોટુભાઈ દેસાઈ જેવાનું માથું ફોડતાં પણ એ ખાતેદારો નથી અચકાતા. અરે, રાત્રિશાળા જેવી નિર્દોષ વસ્તુ પણ એમનાથી સહન નથી થતી. આવી મોંઘવારીના જમાનામાં પણ સુરત જીલ્લામાં હાળી સિવાયના ખેતમજૂરોને છ થી આઠ આના કે એથી ઓછી મજૂરી હતી. કિસાનસભાની હિલચાલને પરિણામે આઠ આના સુધી મજૂરી પહોંચી, પણ આ સાલે અનાજની જે ગંભીર અછત પેદા થઇ અને લોકોને પંદર પંદર રૂપિયે પણ જુવાર ન મળવા માંડી ત્યારે ખેતમજૂરોની લાચારીનો લાભ લઇ જમીનદારોએ બાંધેલા ભાવ કરતાં ડબલ કે અઢી ગણે ભાવે જુવાર ધીરી. બદલામાં એથી ચાર આને મજૂરી કરવાના કોલકરાર કરાવી લીધા છે! અને જ્યારે ખેતમજૂર કે ગણોતિયા આ જમીનદારી હલ્લા સામે કિસાનસભાના લાલ ઝંડા હેઠળ સંગઠન કરી પોતાનો બચાવ કરવા બહાર પડે છે ત્યારે કોંગ્રેસના ઉચ્ચ કક્ષાના નેતાઓ આ લાલ-વાવટાવાળા ખેડુત મજૂરને લડાવી 'ગામડાં બરબાદ કરવા માગે છે, એવું ઇરાદાપૂર્વકનું જૂઠાણું ફેલાવતા ય શરમાતા નથી

યુદ્ધની અસર ખેડૂતોના જુદા જુદા થર પર કેવી રીતે થઇ છે, તેના આંકડા તાજેતરનાં છાપાંમાં પ્રસિદ્ધ થયા છે, તે જોઇએ.

| | ૧૯૩૮ માં | | | ૧૯૪૫ માં | | |
|---|---|---|---|---|---|---|
| જુદા જુદા થર | આવક | ખર્ચ | નફોતોટો | આવક | ખર્ચ | નફો–તોટો |
| | રૂ. | | | | | ૦ |
| જમીનદાર | ૧૯૨૫ | ૧૨૭૨ | + ૬૫૩ | ૪૦૬૬ | ૨૯૪૮ | + ૧૧૧૮ |
| નાનો ખાતેદાર | ૩૯૯ | ૩૯૧ | +૮ | ૭૫૦ | ૭૫૧ | –૧ |
| ગણોતિયો | ૩૪૩ | ૩૪૫ | –૨ | ૬૭૬ | ૭૨૦ | –૪૪ |
| ખેતમજૂર | ૧૮૨ | ૧૭૭ | + ૫ | ૩૫૯ | ૩૭૦ | –૧૧ |

આ બધી વિગતો જોયા પછી યે બીનઉત્પાદક ખાતેદારો અને પોતાનો પરસેવો પાડી રોટી રળતા નાના ખાતેદાર, ગણોતિયા અને ખેતમજૂરોના હિત એક હોવાની દલીલ કોઇ રીતે ચલાવી શકાય તેમ નથી.

હવે ખેડૂતોની હાલત સુધારવા માટેના સૂચવાતા જુદા જુદા ઉપાયોમાંથી એક બે તપાસીએ.

## સહકારી પ્રવૃત્તિ

ઘણા લોકો સહકારી હિલચાલમાં કિસાનોના તમામ સવાલોનો ઉકેલ જુએ છે. ખેડૂત સહકારી મંડળી કરે તો તેને શાહુકારી વ્યાજના ભોગ બનવું

ન પડે, એના માલની ઘણી સારી કિંમત એને મળે અને એ રીતે ખેડુત તરી જાય એવી એમની દલીલ છે. વાત તો ઠીક લાગે છે, પણ ખેડૂતની આજની આર્થિક હાલત તરફ નજર કરતાં તરત સમજાઇ જશે કે સહકારી હિલચાલ કિસાનોના માત્ર અમુક ટકાને જ થોડોઘણો ફાયદો કરી આપી શકે તેમ છે.

સર મણિલાલ નાણાવટીના અહેવાલ મુજબ ખેતીની, ઢોરની તથા બીજી પરચુરણ એ તમામ આવક ગણતાં વડોદરા રાજ્યના ખેડુતોની માથાદીઠ કાચી આવક રૂ. ૪૫) અને મહેસુલ, ઢોર-ખેતી પાછળનો ખર્ચ વગેરે બાદ કરતાં ચોખ્ખી આવક વર્ષે રૂ. ૨૦) આવે છે. પ્રો. જે. એમ. મહેતાની ગણત્રી મુજબ ૧૯૨૬-૨૭ માં ગુજરાતની ખેતી ને ઢોરની કુલ પેદાશ રૂ. ૨૦ કરોડની હતી. આ આવક ખેડૂત કુટુંબ દીઠ રૂ. ૨૫૭) ની અને પાંચ માણસનું સરેરાશ કુટુંબ ગણતાં માથાદીઠ રૂ. ૫૧) થાય એટલે કે સર નાણાવટીની ગણત્રી જેટલી લગભગ એ રકમ આવી રહે છે. સર નાણાવટીના શબ્દોમાં કહીએ તો "આવો ખેડુત પોતાની તાકાત વધારવાની વાત તો બાજુએ રહી પણ પોતાની શક્તિ જાળવી શકે એમ પણ નથી હોતું." ( વડોદરા રાજ ખેડૂત દેવાં-તપાસ અહેવાલ )

આ રૂ. ૨૦ ની આવક તમામ ખેડુતની સરેરાશ આવક છે, એ ખ્યાલમાં રાખીશું તો ગરીબ ખેડુતની દુર્દશાનો પૂરો ખ્યાલ આવશે.

આ. રૂ. ૨૦ માં માણસ ખાય શું, પીએ શું ? સહકારી મંડળીમાં શેર લેવાના પૈસા ક્યાંથી લાવે અને સહકારી મંડળીમાં વેચે શું ? કોડી સાજીસમી ન હોય ત્યાં તમે ગુણબંધ માલ દલવો તો ય એમાં શું રહે ? ગરીબ ખેડૂતની હાલત આજે એવી છે. એની આવકમાં કંઇક વધારો થાય છે કે એનો મોટો ભાગ તો દેવાં ને એના વ્યાજમાં જ શાહુકારો તાણી જાય છે.

બીજી રીતે સહકારી મંડળીની વાત જોઇએ. ૬૫% ખેડૂતો પાસે પાંચ એકર કે એથી ઓછી જમીન હોઇ એમને કોઇ ચીજ વેચવાની તો વાત ક્યાં રહી, ઉલ્ટી, ખરીદવાની રહે છે. બાકીના ૧૫ ટકા જેમ તેમ પોતાનું પૂરું કરે કે થોડું ઘણું વેચવા માટે બચાવી શકે. એટલે સહકારી મંડળીથી જો ખરેખર કોઈપણ લાભ થવાનો હોય તો માત્ર આવા ઉપલા વર્ગના ૧૦ ટકાને થવાનો. આ હકીકત બહુ જુદા સંજોગોમાં વર્ગવિગ્રહના કટ્ટર વિરોધી આપણા મહેસુલી પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ સ્વીકારી છે. ખેડુતોના અનાજના આજના સરકારે બાંધેલા ભાવ ઓછા હોઇ એ વધારવા માટે જે આંદોલન ચાલે છે, તેના વિરોધમાં વલસાડમાં ( સપ્ટેંબર ૪. '૪૭ )

એમણે જાહેર સભામાં કહ્યું કે માત્ર ૨૦ ટકા ખેડૂતોને જ બજારમાં માલ વેચવાનો હોય છે, ને ભાવ વધારવાની વાત માત્ર આ વર્ગની છે. પોતાને ફાવે ત્યારે વર્ગભેદનો લાભ લેવો અને નહિ તો એનો-ઇન્કાર કરવો એ મોરારજી-ભાઇની નીતિ આપણે જવા દઇએ. આપણે તો જે કાંઈ થોડોઘણો ય લાભ મળતો હોય તે લેવાની તરફેણમાં છીએ. એટલે સહકારી હિલચાલની તરફદારી આપણે પણ કરીએ છીએ. પણ સહકારી-હિલચાલને જ રામબાણ ગણનારનો આપણે જરૂર સખત વિરોધ કરીએ છીએ; કારણ કે તેઓ સાચી વાત છુપાવી આપણને ઊંધા દોરે છે.

આપણાં ખેતરો ખોબાં જેટલાં થઈ ગયાં છે. ને એને લઇને આ બધી દુર્દશા થઈ છે, માટે નાનાં નાનાં ખેતરોને એક કરી સંયુકત ખેતી કરવાથી ખેતીનો ઉદ્ધાર થઇ જશે એમ માનનારો પણ એક વર્ગ છે. ધારાસભામાં આજે આ અંગે એક ખરડો પણ રજૂ થયો છે. નાનાં નાનાં ખેતરોથી ખેતીને નુકસાન થાય છે, એ વિષે કોઇ શક નથી, પરંતુ તો એની પર નભતા માણસો ઓછા ન કરીએ તો બબ્બે એકરના પાંચ એતરને એકઠાં કરી ૧૦ એકરનું ખેતર બનાવવા માત્રથી ખેતીની આબાદી કઈ રીતે ને કેટલી વધી જશે ! બે એકરને બદલે દસ એકરનું સામટું ખેતર હોય તો થોડોક ફેર પડે પણ ગુજ-રાતમાં આર્થિક ખેતર ૨૦ એકરનું ગણાય છે. દરેક ખાતેદારો ને આજે જમીન આપવા જઈએ તો રૈયતવારી પદ્ધતિ હેઠળની લગભગ બાવીશ લાખ એકર જમીનમાંથી માત્ર ૧,૦૬ ૪૨૬ ખાતેદારને જમીન આપી શકાય. નાનાં નાનાં ખેતરોનાં એકીકરણ માત્રથી કંઈ ૭૧ ટકા ખાતેદારો ને તમામ ગણોતિયા તથા ખેતમજૂરોનો બોજો ઊઠાવવા જેટલી પેદાશ નહિ વધારી શકાય. હવે જો કોઇપણ ધંધો આપ્યા વગર આ નાના નાના ખાતેદારોને જમીન પરથી ઉચકી લઇ ફેંકી દેવામાં આવે તો સવાલ ઉલટો વધારે મુશ્કેલ થાય. એવી રીતે ફેંકી દીધેલા લોકો કયાં જાય ? ખેતરોનું એકીકરણ નાના ખેડૂતોને ઉખેડી નાખીને નહિ પણ બેઠાખાઉ ખેડૂતોની જમીનમાંથી નાના ખેડૂતોને જરૂરી જમીન આપીને કરવો જોઇએ. પણ એને બદલે આજે તો ઉલટો જ માર્ગ લેવાય છે.

## સાચા ઉકેલનો માર્ગ

ત્યારે કરવું શું ? ખેતીના સવાલનો કોઈ ઉકેલ નથી શું ? ઉકેલ જરૂર છે. જેઓ આજે ખેતીમાં એક રતિભાર પણ મહેનત નથી કરતા, એવા તાલુકદાર, ઇનામદારને તથા મોટામોટા બેઠાખાઉ ખાતેદારોને દૂર કરી ખેતી પરનો એમનો નકામો બોજો દૂર કરવામાં એ ઉપાય રહેલો છે. આ લોકો તો આજે બીજેથી પણ પોતાની

રોટી રળી લે એવી તાકાતવાળા છે, પણ તેઓ શ્રીમંત છે, ને શ્રીમંતના દરેક હક્ક-પછી ભલે એ માણસોનો લોહી ચૂસવાનો કાયદેસર હક્ક હોય-એ પવિત્ર છે; એના ઉપર તરાપ ન મરાય એ મૂડીવાદી સુધારકોનું આ નીતિશાસ્ત્ર છે. એટલે તો તેઓ રોગનું મૂળ મૂડીવાદી પ્રકૃતિને દૂર કરવાને બદલે એ રોગના પરિણામ રૂપ દારૂ તાડી, અજ્ઞાન, ખોટા ખર્ચ વગેરે તરફ જ આંગળી ચીંધી ખેડૂતને બદનામ કરવા ઉપરાંત કોઈ પાયાની વાત તેઓ કરતા નથી.

× × ×

ગુજરાત કે હિંદની ખેતીનો ઉદ્ધાર કરવો હોય તો એક બાજુથી જમીન સાથે જેને સાંચ-ભાગ ખાવા સિવાય કોઈ રસ નથી એ તમામને દૂર કરી જમીનની નવેસરથી વહેંચણી કરવી જોઈએ-બીજી બાજુથી નવા ઉદ્યોગો ખોલવી ખેતમજૂરોની બહોળી સંખ્યામાંથી કેટલાકને ત્યાં રોજી આપી તેનો જમીન ઉપરનો બોજો હળવો કરવો અને ત્રીજી બાજુથી નહેર, પંપ કે ગમે તે રસ્તે ખેતીને પાણી પૂરું પાડી મશીનદ્વારા ખેતી કરી ખેતીનું એકર દીઠ ઉત્પાદન બીજા દેશોની હરોળમાં લાવી મૂકવું.

ખેતીના સવાલના આ ઉકેલમાં આપણા સાથીદાર કોણ હશે અને આપણા વિરોધીઓ કોણ હશે એ સમજવું ને જાણવું ખૂબ જરૂરી છે. ઉપર જે હકીકત રજૂ કરી છે, તે પરથી સ્પષ્ટ થશે કે **મૂળભૂત રીતે ગુજરાતમાં ખેતમજૂર, ગણોતિયા, ને નાના ખેડૂતોના હિત એક બીજાથી વિરોધી નથી.** ઉપર ઉપરથી ભલે થોડો વિરોધ દેખાય પણ એ ત્રણેનાં હિત એક હોઈ એ ત્રણેએ સાથે મળી પોતાના હિત માટે લડવું પડશે એ ત્રણ વચ્ચે જેટલું ભંગાણ તેટલે અંશે એ ત્રણેનાં હિત જોખમાયાં કરશે. આ વર્ગોના દુશ્મન બેઠાખાઉ વર્ગ સામે લડવા માટે નીચેનો કાર્યક્રમ આવશ્યક છે.

- તમામ બેઠાખાઉ હિતોની નાબૂદી.
- અનાર્થિક ખેતરનુ મહેસુલ માફ, આવકવેરાને ધોરણે ચોખ્ખા નફા પર કર.
- ગણોતિયાને કાયમી ખેડહક્ક અને વધુમાં વધુ એ પટ ગણોત.
- ખેતમજૂરોને પેટપૂર રોજી.
- ખેતીને કોઈપણ ઉપાયે પાણી પૂરું પાડવાની વ્યવસ્થા.

★

# બાકી તો રહી છું લુંટઈ

—શાંતિકુમાર કડિયા

[ મેઘદૂતનાં કાવ્યથી કોણ અજાણ્યું હશે ? સમૃદ્ધ જીવનના પ્રણયનું-વિરહનું એ કાવ્ય, ભાઈ શાંતિ કડિયાનાં આ ગીતને સાંભળતાં જ યાદ આવે છે. આજનાં ગરીબ જીવન અને દુનિયામાં ય પ્રણય અને વિરહનાં વીતક હોય છે. એનું એ ગીત છે-ભાષા છે અને ભાવ છે. ]

હળવે તે સાદે પૂછજે હ્યા વાયરા,
સોંસરવો બારીએથી જઈ,
બંધ તે બારણે તું દેજે ટકોરા,
મધરાતી ગીતડાંને લઈ.

અંધારે ઓછું આવે ઓળખતાં,
તારાના કોડિયાં તું લઈ,
આછે અવાજે એને કે'જે ઢંઢોળી,
"તારી પૂનમની રાત ક્યાં ગઈ ?"

કે'જે, 'હ્યા "ઝાકળિયે દિવાને ટમકે,
એક દિ' તું આવજે જઈ,"
"જુગ જુગથી વાટડી જોનારી તારીને,
આવજે તું સાબદો થઈ."

નિંદર ઘેરાણાં, ઢળે આંખોનાં પોપચાં,
સોણલે હું હાળ ગઈ ખઈ,
જીવતર તો તારી આશાને તંતણે,
બાકી તો રહી છું લુંટઈ।

★

ઇંગ્લાંડમાં જનતાની રંગભૂમિનો પાયો નાંખનાર

# યુનિટી થીએટર

——લે: અરુણ ચંદારાણા——

આજથી દસ વર્ષ પહેલાંની વાત છે. એ વખતે લંડનના ઇસ્ટ એન્ડમાં કેટલાક ઉત્સાહી જુવાનો ભેગા મળી, રસ્તાઓના નાકે અને બજારોમાં મંચ ઊભા કરી રંજન કાર્યક્રમો ભજવતા. તેમના કાર્યક્રમોમાં સળંગ નાટકો નહિ પણ નાના સંવાદો, સ્કેચો, ગીતો, વગેરે રજૂ થતાં. લોકોના રોજીંદા સવાલોને આ કાર્યક્રમમાં સ્પર્શવામાં આવતા.

રસ્તાઓના નાકે અને બજારોમાં રજૂ થતી અને લોકોના રોજીંદા સવાલોને સ્પર્શતી આ સંસ્કાર પ્રવૃત્તિઓમાંથી આજના યુનિટી થીએટરનો જન્મ થયો. સુખી જીવન માટેની માનવીની લડતમાં તેને મદદરૂપ થવા રંગભૂમિનો ઉપયોગ કરવાના હેતુથી યુનિટી થીએટરે આજથી દસ વર્ષ પહેલાં આકાર ધર્યો. લંડનમાં એનો વિકાસ ઝડપે થયો. ગોલ્ડિંગટન સ્ટ્રીટમાં આવેલા એક મકાનમાં તેનું ખાતમુહૂર્ત થયું. આજે દસ વર્ષને અંતે એ જ મકાન એક નાનકડા થીએટરમાં ફેરવાઇ ગયું છે.

. ઘણાને સવાલો થશે કે, આજના યુનિટી થીએટરના પાયામાં કોની મહેનત મજૂરી ઉપયોગમાં આવી હતી? દાયકા પહેલાં જે જુવાનોએ રસ્તાઓના નાકે અને બજારોમાં મંચ ઊભા કરી કાર્યક્રમો આપ્યા હતા એ જ જુવાનોએ આજના યુનિટી થીએટરનું ચણતર આરંભ્યું હતું પછી તો આ થીએટરના ચણતર માટે અનેક કામદારોએ પોતાની સેવાઓ બક્ષી. કાજળ સંમયનો ઉપયોગ પોતાના થીએટરને ચણવા માટે કર્યો. અનેક કડિયાઓ, સુથારો, ને ઇલેક્ટ્રિશિયનોએ યુનિટી ઊભું કરવા પાછળ પોતાનો ખભો લગાવ્યો; અને એ બધા કામદારોની જહેમતને પરિણામે આજનું

આલિશાન યુનિટી ઊભું થયું. યુનિટીના ચણતરમાં પહેલી ઈંટ મૂકનાર કે પહેલો ખીલો ઠોકનાર અનેક કારીગરો આજે ય તમને યુનિટીના તખ્તા પર જોવા મળશે. આજે તેઓ કાર્યકરો બન્યા છે.

× × ×

આ થઈ ૧૯૩૭ની વાત. એ પછી તો છેલ્લા દસ વરસમાં યુનિટીએ ઉત્તરોત્તર પ્રગતિ કરી છે. લિડઝ, ગ્લાસગો, માંચેસ્ટર અને એવાં બીજાં અનેક શહેરોમાં એની શાખાઓ કામ કરતી બની છે. લોકોના રોજીંદા સવાલોથી માંડીને કામદાર વર્ગના જીવનને સ્પર્શતાં નાટકો એના તખ્તા પર આજે રજૂ થવા લાગ્યાં છે. આજે યુનિટી થીએટરે ઇંગ્લાંડમાં રંગભૂમિની હિલચાલમાં એક નવા જ પ્રકરણનો ઉમેરો કર્યો છે.

આજે યુનિટી થીએટરના ૧૦,૦૦૦ વ્યક્તિગત સભ્યો છે. એમાં ૨૦૦૦ સક્રિય સભ્યો છે. ઇંગ્લેન્ડમાં મુખ્ય મુખ્ય શહેરોમાં એની કુલ ૫૦ શાખાઓ કામ કરે છે. ૩૦ લાખ સંગઠિત કામદારોનો યુનિટીને ટેકો છે. ઈંગ્લાન્ડની રંગભૂમિના આગેવાન કલાકારો—ઓલ્ડ વીક કંપનીના ડાયરેકટર માઈકલ ડેનિસ, સિબીલ થોર્નડાઇક, લેવિસ કેસન, જોન એબાન, હર્બર્ટ માર્શલ, ફેડા-જેકસન, મિશલ રેડગ્રેવ તથા કામદાર વર્ગના આગેવાનો—વિલ લોથર, આર્થર હોર્નર, જેક ટેનર, જ્યુલિયસ જેકોબ્ઝનો યુનિટીને સાથ છે.

યુનિટી થીએટરે પોતાના કાર્યદ્વારા આવી જ પ્રગતિશીલ થીએટર હિલચાલ બીજા દેશોમાં યે પેદા કરી છે. યુરોપ, અમેરિકા, હિંદ, આફ્રિકા, ઓસ્ટ્રેલિયા વગેરે દેશોની પ્રગતિશીલ રંગભૂમિ સાથે તેણે સંપર્ક સાધ્યો છે.

× × ×

યુનિટીના પાયામાં ચણતર બનનારા અને તેના આદર્શોનો પ્રચાર કરનારા આ તમામ લોકોએ, પોતે જે દુનિયા કલ્પી છે એ દુનિયાના સર્જન માટેની લડતમાં યુનિટીને એક અમોઘ હથિયાર ગણ્યું છે. સામાજિક જીવનના એક ભાગ રૂપે રંગભૂમિની પ્રગતિ સાધવામાં યુનિટીએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. નવા નવા અખતરારૂપ નાટકો રજૂ કરવામાં યે યુનિટીએ આગેવાની લીધી છે.

× × ×

યુનિટી ગ્રુપની વિશિષ્ટતા એ છે કે, ત્યાં કોઈ, 'સ્ટાર' નથી; સૌ એક 'ટીમ' રૂપે જ કામ કરે છે. નાટકમાં ભૂમિકા ભજવનારા કલાકારો, સ્ટેજ પાછળ કામ કરનારાઓ અને પ્રેક્ષકગણની વ્યવસ્થા કરનારા સ્વયંસેવકો!

એક 'ટીમ' ના જુદા જુદા ભાગ તરીકે વર્તે છે, અને આખા યે કાર્યક્રમને પાર પાડવા તમામ સામુદાયિક રીતે પોતપોતાની શક્તિઓનો ઉપયોગ કરે છે. જુદા જુદા કલાકારોની સર્જનાત્મક શક્તિઓને એક તાંતણે બાંધવાનો યુનિટી હંમેશાં પ્રયાસ કરે છે. કવિઓ, લેખકો, કલાકારો તેમ જ અભિનેતાઓ યુનિટીની કોઇપણ શાખામાં રહીને પોતાની શક્તિને ખીલવી શકે છે.

યુનિટી માત્ર રોજિંદાં જીવનને સ્પર્શતાં નાટકો જ ભજવે છે એવું નથી. યુનિટી એવાં નાટકો ય ભજવે છે કે જે જૂના જમાનાનાં હોય છતાં આપણા જમાનાને માટે બોધરૂપ હોય.

અભિનેતાઓ, નાટક અને પ્રેક્ષકગણ-આ ત્રણેનો સમન્વય થતાં રંગભૂમિનો જન્મ થાય છે. આ ત્રણે વચ્ચે મેળ ન જામે તો કોઈ પણ નાટક મહાન બની શકે નહિ. આજે આપણને આ ત્રણે વચ્ચે ક્યાંય સાંધો મળતો દેખાતો નથી. યુનિટી આ ત્રણે વચ્ચે સાંધો બેસાડવાની ખ્વાહિશ ધરાવે છે.

યુનિટીનાં નાટકો જનતાના જીવનને સ્પર્શનારાં હોય છે; તેમના નટો ય જનતાનો એક ભાગ હોય છે; તેઓ કદિ યે જનતાથી વિખુટા પડતા નથી.

અને યુનિટીનો પ્રેક્ષકગણ?

મહેનતકશો, જેમને માટે રંગભૂમિ એક અજાણ દુનિયા છે તેમની પાસે વધુ ને વધુ પહોંચવા આ રંગભૂમિ પ્રયાસ કરે છે. યુનિટીની શેફિલ્ડ, માંચેસ્ટર અને મર્સીસાઈડ શાખાઓ આનું નમૂનેદાર ઉદાહરણ પૂરું પાડે છે.

યુનિટીએ, જ્યાં ખુદ પોતાનાં થીએટરો છે ત્યાં, પોતાનો કાયમી પ્રેક્ષક વર્ગ ઊભો કરવા 'બ્લોક બુકીંગ' પદ્ધતિ અજમાવી છે. આ પદ્ધતિ પ્રમાણે યુનિટી સાથે જોડાયેલાં મંડળો ને સંસ્થાઓ પોતાના સભ્યો માટે ઓછા દરે ટિકીટો મેળવી શકે છે.

આ રીતે પોતાનો વિશિષ્ટ પ્રેક્ષકસમુદાય ઊભો કરવા-પોતાનાં નાટકો અને પોતાના અભિનેતાઓ સાથે એક બની તાલ મિલાવી શકે એવો પ્રેક્ષક ગણ ઊભો કરવા-યુનિટી નવી નવી પદ્ધતિઓ અજમાવે છે.

યુનિટીને આવી અનેકવિધ પ્રવૃત્તિઓને પોષવા નાણાંની પારાવાર જરૂર હોવા છતાં મોટા પૂંજીપતિઓ કે માલદારોનું એને પીઠબળ નથી. પોતાના સભ્યો અને પોતાના પ્રેક્ષકો-મુખ્યત્વે કામદાર વર્ગની સંસ્થાઓ ઉપર જ તે આધાર રાખે છે.

× × ×

આજે યુનિટી સાથે લગભગ ૩૦૦ સંસ્થાઓ જોડાયેલી છે. આ સંસ્થાઓના ૩૦ લાખ સભ્યો યુનિટીની પ્રવૃત્તિઓને પોષે છે.

રંગભૂમિની હિલચાલમાં યુનિટીનું એક અતિ મહત્ત્વનું કાર્ય, આજે રંગભૂમિ અને જનતા વચ્ચે જે અંતર છે એને દૂર કરવાનું રહ્યું છે. ઈંગ્લાંડમાં આ દિશામાં કામ કરતી કોઈપણ સંસ્થા તરફ યુનિટીએ હંમેશાં મદદનો હાથ લબાવ્યો છે. આ ઉપરાંત, રંગભૂમિનું કલાત્મક ધોરણ ઊંચું લાવનાર માટે ય તે સતત પ્રયાસ કરે છે. પોતાના સભ્યોને રંગભૂમિ અંગેની જરૂરી તાલીમ પૂરી પાડીને અને એ માટેનો શિક્ષણક્રમ તૈયાર કરીને તેણે આ કાર્ય બજાવ્યું છે.

આ ઉપરાંત, યુનિટીની અનેકવિધ પ્રવૃત્તિઓમાં, ' પ્લે સર્વિસ ' પ્રસિદ્ધ કરવાનું કાર્ય મહત્વનું રહ્યું છે. દેશ પરદેશના તેમ જ પોતાના આગેવાન સભ્યોનાં નાટકો તે આ રીતે પ્રસિદ્ધ કરે છે.

આ ઉપરાંત, યુનિટી તરફથી રંગભૂમિને લગતું માસિક ' ન્યુ થીએટર ' પણ પ્રસિદ્ધ થાય છે. બ્રિટિશ રંગભૂમિના પ્રથમ પંક્તિના તમામ કલાકારો આ માસિકમાં લેખો લખે છે–અને આજની બ્રિટિશ રંગભૂમિ ઉપરનાં તમામ પ્રગતિશીલ તત્વોના સાથ સહકારમાં એક નવી રંગભૂમિ ઊભી કરવામાં પોતાનો ફાળો આપે છે.

× × ×

દુનિયાના એકેએક દેશમાં જ્યાં જનતાએ આગે કૂચ જારી રાખી છે, ત્યાં તમામ જગાએ જનતાની આગેવાની હેઠળ સાંસ્કૃતિક જીવનનું પ્રભાત સોળે કળાએ ખીલી ઊઠ્યું છે. એ દેશ પછી ભલે ચીન, યુગોસ્લાવિયા, હિન્દ, સોવિયેત યુનિયન કે પછી ફ્રાન્સ હોય.

બ્રિટનમાં પણ આવી જ હિલચાલ વેગવાન બની રહી છે. બ્રિટનની આ હિલચાલમાં યુનિટી એક અતિ મહત્વનું અંગ બની ગયેલ છે. યુનિટીએ છેલ્લા એક દાયકામાં જે વિકાસ સાધ્યો છે અને બ્રિટનની રંગભૂમિની હિલચાલમાં જે પરિવર્તન આવ્યું છે એમાંથી હવે ઇંગ્લાંડમાં 'જનતાની રંગભૂમિ' ઊભી થવામાં ઝાઝો વિલંબ નથી.

✱

# નાતનો ન્યાય

– 'પરાજિત.'

[ એક કાળમાં ધંધા-ધંધાના ગોળ રચી શ્રમજીવી કારીગરમાંથી મૂડીદાર થતા સમાજની જ્ઞાતિવ્યવસ્થા આંજે જે બંગાર હાલતમાં પહોચી છે એની ભૂમિકા પર વિસ્તરતી આ વાર્તા એક કોળી બાપ દીકરીનાં સાદાં નિરૂપદ્રવી જીવનનું સૌંદર્ય પણ બતાવે છે. એ સુંદરતાની ચોપાસના આ પુરાણા સડાને હજી પે બાળથી રાખતી જૂજ થોડાના સ્વાર્થની સમાજ બળવાન પ્રહારની રાહ જોઇ રહી હોય એમ નથી લાગતું ? ]

શાંતિથી વહી જતી એ ખારી નદીનો પટ બહુ પહોળો છે. ચોમાસના ગાંડાપૂર સિવાય તેમાં પાણી છીછરાં જ રહે છે. ને તે પણ આકાશપટમાં આકાશગંગાનો જેમ એક પટો થઇ રહે, તેમ આ રેતીના પીળા વિશાળ પટમાં વચ્ચે જ માત્ર આકાશનું પ્રતિબિંબ ઝીલતો પાણીનો પટો ધીર ગતિએ ચાલ્યો જાય છે. ને એ છીછરા પાણી ને વિશાળ રેતાળ પટને લીધે તો ત્યાં ચીભડાંના પાક ઊતરે છે. ને એ પાક લેનારના વસવાટથી ને તેમની નાની નાની ઝૂંપડીઓથી તો તેના ભેંકાર લાગતા કાંઠા કંઇક ઓછા ભયંકર લાગે છે.

દક્ષિણોત્તર વહેતી એ નદીને આથમણે કાંઠે એક મોટો ભયંકર ખડક છે. ને તેની ગોદમાં આવેલી એક નાનીશી ઝૂંપડી તો જાણે દાદાના ખોળામાં બાળક બેઠું ન હોય એવી લાગે છે. કનારાથી આવેલ શનિયો ને તેની એકની એક દીકરી લખુડી તેમાં રહે છે. ઝૂંપડીની આસપાસના રેતાળ પટમાં તેમણે જાતમહેનતથી ચીભડાંનો વાડો ઊભો કર્યો છે. હજી તો ઊગમણાં અજવાળાં પેલો ખડક ઝીલે તે પહેલાં બાપ દીકરીના જાગવાથી ઝૂંપડી જીવતી બની ગઇ હોય છે. બહુ વહેલું ન ઊઠવા ને જરા આરામ કરવા બાપદીકરી દરરોજ એકબીજાને કહ્યાં કરે છે, છતાં બન્ને દરરોજ સાથે જ ઊઠે છે. બસ એમને બીજા કોઇની પડી નથી; બે જણ, એક ઝૂંપડી, ને કલકલ નિનાદ કરતી તો નહિ પણ એકસરખી ધીર ગતિએ વહી જતી-વહી જતાં જીવનનો ઉપદેશ

કરતી નદી! તેનું વહન એકધારું છે-આ બાપદીકરીના જીવનમાં પણ ક્યાં ઝંઝાવાતને સ્થાન છે? એમનું જીવન પણ એકધારું વહી જાય છે. ને ઝૂંપડી પાછળ જાણે પોતાનો હૂંફાળો ઓળો પાથરી પેલો ખડક તો બેઠો જ છે.

કુદરતને ખોળે ઉછરેલી તંદુરસ્ત લખુડી ભારે આનંદી છે. સવારે ઊઠી, ખારા પાણીથી મોં ધોઇ, મીઠું પાણી ભરવા નાનો માટીનો મોરીયો (વાસણ) લઇ તે વીરડીએ જાય ત્યારે કંઇ ને કંઇ ગાતી જ હોય. આજે પણ એ ગાતી ગાતી જતી હતીઃ

સૂરજ ઊગીયો ને પંખી જાગીયાં,
ના આવ્યો આ હૈડાનો ચોર ,
સમંદર ન આવે નદિયા તીર જો!

પાણી લેઇને પાછી વળી ત્યાં સુધીમાં શનિયાએ ઘૂંટીઘૂંટીને ચુંગીના બે-ચાર દમ લઇ પોતાના બૂઢા શરીરમાં તાજગી ભરી લીધી હતી.

'બાપુ, આજે શે'રમાં નો જઈ તો?' લખુડીએ મોરીયો ઝૂંપડીમાં મૂકતાં કહ્યું.

'કેમ?' શનિયાએ પાછળ મોઢું ફેરવ્યા વિના પૂછ્યું ને ચુંગીના દમ સારી રીતે લેવા હાથનો સાંકડો ગાળાયો બનાવ્યો.

લખુડીએ જવાબ ન આપ્યો.

'હં' શનિયો પામી ગયો, 'કાચાં ચીભડાં ઉતારી લેવાનો ખટકો થતો લાગે છે દીકરીને હવે. હું તો રોજ કહ્યા કરું છું કે બહારના રૂપમાં ના ફસાઇશ એની અંદરની ખાત્રી પહેલી કરવી જોઇ.'

'પણ બાપુજી, ઉપરથી તો કેવા નદીની રેત જેવા પીળા ચટક ને રાતી શીરીવાળા લાગે છે ને! તે મને શું ખબર કે અંદરથી....'

'હં, તેથી તો કહું સુને, બહારના રૂપમાં ન ફસાવું.' ને ઝીણી આંખ કરી લાંબે જોતાં શનિયાએ કહ્યું, 'એ કદરત એવી સે બાઇ, પોતાથી કરીને બીજાને જીવનના પાઠ આપી જાય સે. આમ જ જો, તારી મામાં જો મેં ખાલી ઉપરનું રૂપ ન જોતાં અંદર જરા તપાસ કરી હોત તો?-તો જરૂર તે આમ મને ને તને બંનેને છોડી ન ચાલી જાત!'

'વળી એજ ને બાપુ! તમને તો કુણ જાણે શું છે તી વારે ને ઘડીએ એ જ ગઇ ગુજરી યાદ કરો! એ તો જેવા આપણા લાયક. પણ આજ શે'રમાં તો નથ જાવું.'

'તારી મરજી. લોકવરણને રૂપાળાં પણ કાચાં ચીભડાં આલી એક વારનુ કામ ન કરવું જોઈ ઈ તારી સાચી વાત સે. પણ સારે, આખો દન કરશું શું ? અહીં તો કંઈ કામ નથી.'

'તો આજ તમે બેઠા બેઠા આરામજ કરજો ને. હું કાલે તૈયાર કરી રાખેલ ગારથી આ ઓટલો જરા સમારી લઈશ.'

'વાહ, તો હું શું એટલો બૂઢો થી ગીયો કે આરામ કરું ? નહિ, હું જરા પેલા નથિયાના વાડે જઈ આવું. એ સાર વાતો પણ થાય.'

'ના બાપુ. ત્યાં તમને નહિ જવાનું, હાં વળી ! તમારું ત્યાં કોઇ માન તો જાળવતું સે નહિ; તો શીદ જવું ? બીજા ગામથી આવ્યા એટલે જાણે તેમનો ગરાસ લૂંટી લીધો છે.' રોષથી લખુડી બોલી.

'પણ નીયાતમાં એમ કરવું નો પાલવે, લખુડી ! આખરે તો એ ન્યાતીલા સે !' શનિયાએ કહ્યું.

આ શનિયો મૂળે તો કનારાનો વતની, પણ ત્યાંની નદીના પાણીમાં કે રેતમાં કંઈ ખામી હશે કે શું, પણ ચીભડાં એવી મીઠાશ ન પકડતાં ને કમાણી ઓછી થતી. ને વળી ઘણીવાર નદી પોતાનું વહેણુ બદલાવી તકલીફ ઊભી કરતી. પણ—તો ય શનિયાએ ત્યાં ને ત્યાં ઘણાં વર્ષ એ ચી કાઢ્યાં; પણ આખરે જ્યારે પોતાની આત્મીયે રૂખડીએ જ-લખુડીની માએ-પોતાનાં વહેણુ બદલાવ્યાં ને બીજા સાથે ભાગી ગઈ ત્યારે કનારો જાણે તેને ખાવા ધાતું લાગ્યું. ને નદીનાં પલટ વહેણથી ઝૂંપડી બદલાવતા શનિયાએ, જીવનનાં વહેણુ બદલતાં, પોતાનું સ્થાન-ગામ જ સમૂળગું બદલી નાખ્યું !

આ ગામમાં આવી તેણે પોતાનો ચીભડાંનોજ ધંધો શરૂ કર્યો. ને ખારી નદીના પહોળા પટમાં પોતાના ખારા જીવનને મેળવી દીધો. ખારી નદીને કાંઠે અજાયબી જેવી એક મીઠા પાણીની વીરડી હતી. ને લખુડીનું સ્થાન પણ શનિયાના જીવનમાં એ સિવાય બીજું કયું હતું ?

કુદરત પોતાના ખોળામાં જે આવે તેને સમાવી લે છે. માનવોના મન જેવી તે સંકુચિત નથી. નદીના પટમાં વિશ્રાન્તિથી તે રહી શક્યો. પણ તેમાં તેના જ ભાઈઓએ જાણે પોતાનો ગરાસ ઝૂંટવાઈ ગયો હોય એમ બળાપો કાઢ્યો ને શનિયા તરફ કરડી નજરે જોતા થયા ! ને તેથી તો શનિયાએ જ્યારે આજે પોતાના એક જાતભાઈને ત્યાં જવા વાત ઉચારી ત્યારે લખુડીએ ના પાડી.

પણ શનિયાએ કહ્યું, 'પણ નીયાતમાં આમ કરવું નો પાલવે, લખુ! આખરે એ પોતાની ન્યાત સે. સમંદરે રહેવું ત્યારે મગરમચ્છથી કંઇ વેર બંધાય?'

'પણ ના બાપુ, આજ તો તમારે નથી જ જવાનું.' ને રખે પોતાની વાત પર હોઠમાં હસતા બાપુ ચાલ્યા જાય, તેથી તે લગભગ દોડતી પાસે આવી, ને બોલી, 'આજે તમારે પેલી વાત પૂરી કરવાની છે, બાપુ...'

'કઇ?' ઇરાદો પારખી તેના બાપુએ પૂછ્યું.

'પેલી ધૂધવતાં પૂરની, આપણાં ચીભડાં તણાયાની ને...ને...પેલા...પેલા...' બેજે બેજે વાતમાં ખેંચવા તે પ્રયત્ન કરતી હતી.

તેનો ઢોંગી પ્રયત્ન જોઇ શનિયાએ 'હં' કરી લખુ સામે જોયું ને બાપદીકરી બન્ને હસી પડયાં. ને પછી ઊભા થતાં શનિયાએ કહ્યું, 'ના, હું જઇશ તો ખરો આજે.'

'તે પછી કેટાણે પાછા ફરશો? સવારે શિરામણ પણ આજે નથી થયું. મુઉં કાલે કંઇ વધ્યું જ નહિ ને,' લખુ બોલી, 'પણ હું થોડીવાર પછી રોટલો ટીપી નાખું છું બાપુ. વેળાસર આવજો.'

ને 'હો' કરતો શનિયો એ ગાદી જેવી રેતી પર ઉઘાડાં પગલાં ચાંપતો નથિયાના વાડા તરફ રવાના થયો.

લખુડીનું મન પાછું કામમાં ન ચોંટયું. જેમ તેમ ઓટલાને ગાર ચોપડી હાથ ધોઇ તે ચૂલો સળગાવવામાં પડી. પણ તે હજી આ બધું કરતી હતી ત્યાં શનિયો પાછો આવતો જણાયો. બપોરનું કહીને સાંજે આવનારને આમ વહેલો આવતો ભાળી લખુડીને પણ નવાઇ લાગી. તે હજી 'કેમ બાપુ?' કરી પૂછે તે પહેલાં તો શનિયાના ધૂંધવાતા શબ્દો તેણે સાંભળ્યા:

'તે મારા માટીડા સમજતા શું હશે ઇમના મનમાં? મારી દીકરીનું હું ગમે તે કરું તીમાં ઇમના બાપનું શું જાય? મારા હારા કે છે દેશદેશના રતરવાજ નોખા!'

'કેમ બાપુ, શું થયું?' બરોબર ન સમજતાં લખુએ સામે આવી પૂછ્યું.

'ઇમને નીચા કરવો છે!' કંઇક સાંભળ્યું તેના જવાબમાં ને જાણે કંઇક પોતાના તોરમાં શનિયો બોલ્યો! 'અરે રાં...ના એટલું એ નથી સમજ...'

'પણ બાપુ, કોણ? શું વાત છે?' હાથ પકડી હલાવી જાણે હોશમાં લાવતી લખુડીએ પૂછ્યું.

શનિયાયે જરા થોભી તેની સામે જોયું. જાણે હમણાં કંઇક કહેશે એમ

લખુડીને લાગ્યું. પણ ત્યાં તો, ' તું તારે જાને. તને શી પંચાત ! ' વગેરે કહી શનિયાએ વાત ટાળી ને પછી વળી પૂછ્યું, ' રોટલો કર્યો ? નહિ તો જલદી કર. આપણને આજે શેરમાં જવાનું સે ! '

લખુડીને લાગ્યું કે એ આમ કંઈ નહિ કહે એટલે મૂંગી રહી. પણ જમતી વેળા એણે શનિયા પાસેથી બધી વાત કઢાવી લીધી. લખુડીનો હાથ બીજા ગામના છોકરાના હાથમાં આપવા બદલ ન્યાત તેને શિક્ષા કરવા માગતી હતી– ન્યાય કરવા માગતી હતી. શનિયાને નવાઇ લાગી કારણ કે તેના ગામની ન્યાતમાં આવો રિવાજ ન હતો. તેણે ઘણું કહ્યું પણ બીજા તેને માનવાને તૈયાર ન હતા. ને ન્યાતના મોવડી સમક્ષ વાંકી ડેલીમાં સંધ્યા ટાણે આવવા કહી દીધું. નવાઇ પામતો ને ધૂંધવાતો શનિયો ઘેર આવ્યો. ન્યાતે વળી બાપ-દીકરી બંનેને બોલાવ્યાં હતાં. ને તે પણ વાંકી ડેલીમાં–જ્યાં દારૂનું પીઠું હતું.

' આપણે નો જઇએ તો બાપુ ! ' લખુએ રસ્તો સૂઝાડ્યો.

' મને પણ પહેલાં એમ થયું હતું, લખુ ! પણ એમ ન ચાલે. આખી ન્યાત જોડે એમ ન થાય. ' શનિયો કંઇક વિચારતો બોલતો હતો. તેણે ઉમેર્યું ને 'તું તયાર રે'જે શેરમાં જવાનું છે. ને હમણાં મને બોલાવતી નહિ' કહી શનિયો ભાંગ્યાતૂટ્યા ચુંગીના ઊંડા ઘૂંટડા લેતો ઊંડા વિચારમાં પડ્યો.

લખુ વધુ બોલવાની હિંમત ન કરી શકી.

* * * *

સંધ્યા વખતે જ્યારે શનિયો ને લખુડી વાંકી ડેલીમાં પહોંચ્યાં, ત્યારે હજી કોઇ ત્યાં નહોતું આવ્યું. શનિયાના ચહેરા પર આજ લાચારી ને ભય હતાં. લખુડીના ચહેરા પર પણ તેજ ભાવ હતા. બહુ બહુ તો ન્યાત દંડ કરશે એમ વિચારી તે રૂપીઆ ધીરનાર શેઠ પાસે ઉછીના લેવા ગયો હતો. પણ તે આ ગામમાં નવો જ હોવાથી આમાં ન ફાવ્યો. પોતાનું નાક કપાશે એવી તેને બીક લાગી હતી. લખુડીને ત્યાંથી પાછી પોતાની ઝૂંપડીએ જવા શનિયાએ કહી જોયું, ને પોતે ન્યાતને જવાબ દઇ જલદી પાછો આવશે એમ જણાવ્યું. પણ લખુએ સાથે આવવાની હઠ લીધી. તેને બીજી એક બીક હતી–કદાચ બધાના આગ્રહથી શનિયો દારૂ પીએ તો ? પહેલાં યુવાનીમાં એ દારૂ પીવાની લતે ચડેલો પણ પાછળથી રૂખડીએ પ્રયત્નથી એને એ લતથી દૂર કર્યો હતો. તે આ લખુડી જાણતી હતી. પછી વળી એણે એક વાર પીધેલો–જ્યારે રૂખડી એને દગો દઇ ભાગી ગઇ. પણ ત્યારબાદ લખુડીએ તેને તે ટેવમાં પાછો પડતો બચાવ્યો હતો. હવે જો એ પાછો પડે તો ? એ બીકથી તે એની સાથે

જવા તૈયાર થઈ. 'શનિયો ફંટાવ્યો હોવાથી' તેના પર ચીડાયો પણ ખરો છતાં લખુડી પાછી ન ગઈ તે ન જ ગઈ!

ઓસરી જેવા ભાગમાં ભાંગેલા એક બાંકડા પર બેચાર જણ બેઠેલા હતા. બાકી આંગણામાં એક ભંગીઆ સિવાય બીજું કોઈ જ ન હતું. તે ભંગી બેઠો બેઠો પોતાનો સાવરણો ઊંધો કરી તેમાં રેતી ભરી તેના પાંખા પહોળા કરવાના કાર્યમાં પડ્યો હતો.

શનિયો ને લખુ વિચારમાં બેઠાં હતાં. તેમની પાસે માત્ર ચારેક રૂપીઆ હતા. ખાસ તો નાક કપાશે એ માટે શનિયો વિમાસી રહ્યો હતો. તેની ગણત્રી હતી કે જો બે વીસું રૂપીઆ શેઠ ઉછીના આપે તો જખ મારે છે બધા. ને એ જરા જોસમાં આવી ગયેલો. પણ રૂપીઆ ન મળતાં તે લાચાર બન્યો– તેની જાણે કે કેડ ભાંગી ગઈ.

ધીરે ધીરે એક પછી એક બધા ભેગા થતા ગયા. કલાકેક પછી બધાના મોવડી સમા નથીઆ સિવાય બધા આવી ગયા. પણ બીજા અર્ધા કલાક પછી નથીઓ આવ્યો ત્યારપછી જ ન્યાયનું કામકાજ શરૂ થયું.

નથીઓ શનિયાની સામે બેઠો હતો. બાજુમાં બીજા ઘરડા મોવડી બેઠેલા હતા. તેની પાછળ જુવાનડા ઘેરાઈને બેઠા હતા. શનિયાની બાજુમાં લખુડી બેઠી હતી. પીઠાવાળાને જાણ્યે આગળથી ઓર્ડર આપ્યો હોય તેમ તે બધાને પ્યાલીઓ આપતો ગયો. એક એક ચઢાવી બધા જાણે કંઈ કરવા સાબદા થયા. ઘણો આગ્રહ છતાં શનિયાએ પ્યાલીને હાથ ન જ લગાડ્યો.

નથીઆએ એકને બદલે બે એકી સાથે ચડાવી, મુદા વાળી, કેડે ને મુદા ફરતો પોતાનો ફેંટો વીંટ્યો. બાજુમાં બેઠેલ બીજા ઘણાઓએ તેનું અનુકરણ કર્યું.

નથીઆએ શરૂ કર્યું, 'જો શનિયા, તેં ગનો તો કર્યો જ છે' ને તેણે જમણા હાથની એક આંગળી ખુલ્લી રાખી બાકીની મૂઠી વાળી–પેલી આંગળી-થી વસ્તુની ચોક્કસતા બતાવવા પ્રયત્ન કર્યો. આગળ પાછળ બેઠેલાઓએ 'હં' કરી હોંકારનો ટેકો આપ્યો.

'ભલા માણસ, તી શું આપણા ગામમાં જવાનડાના દકાળ પડ્યા કે તું છેક પરગામ જઈ દીચરીને બાંધી આવ્યો?' નથીઆની બાજુમાં બેઠેલ વૃદ્ધથી ન રહેવાયું.

'તમે વચ્ચે ન બોલો,' પેલા વૃદ્ધને એમ કહીં અટકાવી, મોવડીપદું શોભાવતો નથિયો મૂઠી વાળેલ હાથ જમીન પર ઠોકતો બોલ્યો, 'અહીં અમારે એવો રિવાજ છે, કે જ્યાં સુધી,' નથીઆએ પોતાની આંખો શનિયા પર નોંધી, 'ગામમાં સોકરા હોય,' બોલી અનુમતિ મેળવવા બીજા વૃદ્ધો તરફ ફરતાં તેમણે

ડોકું ધુણાવ્યું ને નથિયાએ વળી મૂઠી ઠોકી આગળ ચલાવ્યું, 'ત્યાં લગી, ગામની કોઇપણ સોકરી પરગામ નો બધાય.' પાર્લામેન્ટમાં કોઇ કાયદાનો જાણે પૂર્વાપર સંબંધ આપતો હોય એવી અદાથી નથીઓ બોલ્યો.

'...ને અહીં તો કેટલા યે બેઠા છે,' વળી બીજા વૃદ્ધથી ન રહેવાયું. 'આ ફનીઆનો વેલીઓ, આ નથુડાનો માલો...' ને એણે હારમાળા લંબાવી.

ધુસપુસ કરતા બીજા વૃદ્ધનો અવાજ સંભળાયો, 'માળા જવાનડામાં પાણી જ નથી. આવી વાતો થાય છે, છતાં એક પણ...'

ને અહં અહં કરતા ખોંખારા આજુબાજુથી સંભળાયા.

શનિયો મૂંગો રહ્યો.

'હવે' દરેકનું ધ્યાન પોતા તરફ કેન્દ્રિત કરતા નથીઆએ પાછું શરૂ કર્યું, 'આ તો જાણે નીયાનો મામલો છે.' અહીં વળી બધાએ પોતાનો સૂર મેળવ્યો. વળી નથીઆએ શરૂ કર્યું, 'પહેલાં તો શનિયાએ પોતાનો ગનો કબૂલ કરવો જોઈ,' કહીને વળી કોણ જાણે કેટલામી પ્યાલી હાથમાં લીધી. બીજાઓ પણ કેટલીક ખલાસ કરી ચૂકયા હતા ને કેટલાકના તો લવારા પરથી તેની અસર પણ ચોખ્ખી જણાઇ આવતી હતી.

'જુઓ, નીયાત ઈ માબાપ સે,' હાથ જોડી શનિયો બોલ્યો, 'ને તમે બધા તેના મોવડી સો. તમે કો ઈ ખરૂં સે, પણ ગામગામના રતરવાજ જુદા એટલે મને આ વાતનો આટલો યે અણસારો ન હતો, નહિ તો...' એ આંગળીની ચપટીવાળી શનિયાએ પોતાની અજાણતા બતાવી

'ઇ જી હોય તી, પણ નીયાતે તો પોતાનું ધોરણ સાચવવું જ જોઈ.' રખે ને જાણે શનિયો છટકી જાય એ બીકે બીજું કોઇક બોલ્યું.

'જુઓ, નીયાત કે...' એમ કહી શનિયો કંઇક વધારે કહેવા જતો હતો, ત્યાં લથડતો અવાજ કયાંકથી સંભળાયો, 'તારા ગગાને...મારી કંકુડી....'

'તી પેલાં કંઇ સેતરની વાત કરને. તારી કંકુડી તો જોઇ હવે.' જેને ઉદ્દેશીને પેલાએ કહ્યું હતું તેણે કહ્યું.

થોડાક, જે હજી અર્ધાપર્ધા ભાનમાં હતા, તેમણે તે તરફ જોયું. કેટલાક તો પોતાના ખોળામાં જ માથું ઢાળી દઈ લબાડ જેવા પડ્યા હતા. પાઘડી જાણે હમણાં સ્થાનભ્રષ્ટ થશે, હમણાં થશે, થતાં તેના એ ગાળિયા ગરદન પર તો દોઢેક આંટા તો હજી માથા પર, તેનું મૂળ સ્થાન બતાવતો, ભીંયાની ઊંચી ટંગડી પેઠે લટકી રહ્યો હતો!

'ને જુઓ,' શનિયાએ થોડા ભાનમાં રહેલ નથીઆ સામે જોઇ કહ્યું. 'નીયાતની પાસે તો આપણી હાથજોડ છે.' ને એણે હાથ જોડ્યા, ને ઉમેર્યું, 'ને ઈ કરે ઇ ખરૂં!'

કોઈકના મોઢામાંથી પાંચ વીસું ને સાડી ત્રણ વીસુની ગણત્રી જેવો કંઈક લવારો નીકળતો હતો. શનિયો ગભરાતો હતો.

શનિયો ને લખુડી વારંવાર એકબીજાં સામે જોતાં, કંઈક ગભરાતાં, કંઈક આશ્ચર્ય પામતાં હતાં.

થોડીવાર થઇ ત્યાં તો કેટલાક ઊભા થઈ લથડીઆ ખાતા બહાર નીકળી ગયા. કેટલાક ત્યાં ને ત્યાં જ પડીને લેટી રહ્યા.

નથીઓ હજી કંઈક ભાનમાં હતો, તેણે બાજુમાં બેઠેલ ગમે તેનો હાથ પકડી કહ્યું, ' તી જો લખમણ, આપણે....આ શનિયાને....'ને બાકીનો અવાજ હવામાં કે તેના ગળામાં જ લય પામી ગયો એ બરાબર ન જણાયું.

શનિયો ને લખુડી તો કંઈ ન સમજાતાં બહાવરાં જેવાં બેઠાં હતાં. ત્યાં નથીઆના ઈસારાથી બેએક પ્યાલી પામેલો પેલો ભંગીઓ બોલ્યો, ' જાઓ ભાઇ શનિયા, નીયા થી ગીયો. ચૂકવી દો પ્યાલીઉના પૈસા કાકા બહરામને.' પારસી પીઠાવાળાનું નામ તેણે કહ્યું. ભંગીઓ જાણે આવા તો કેટલાયે થયેલા ન્યાયોનો સાક્ષી હશે એમ તેની જબાન પરથી લાગતું હતું.

' હેં ' કહેતોકને શનિયો તો સડક થઇ ગયો. સાંભળ્યા છતાં ન સમજતાં, ભેટ છોડતાં તે બોલ્યો, ' શું કહ્યું અલ્યા ? '

ને પેલો હજી જવાબ આપે તે પહેલાં તો બહેરામ કાકાના નોકરે આવી રૂપીઆ સાડાત્રણ ને આના એનો ઉઘરાણી કરી ! ઘડીમાં લેટેલા ને લવારો કરતા પોતાના જાતભાઈઓ તરફ ને ઘડીમાં ભંગી તરફ જોતો શનિયો તો શું થાય છે એ પણ ન સમજ્યો.

' ચાલો, આપી દો ને બાપુ પેલા ચાર રૂપીઆમાંથી ' લખુ બોલી ને તેણે પોતે જ શનિયાની ભેટને છેડેથી પૈસા છોડયા ને નોકરને આપ્યા.

રાત્રે જ્યારે તે પાછા ફર્યાં ત્યારે નદીનો વિશાળ પટ શાંતિ ને રાત્રિથી ભેંકાર બન્યો હતો. આશ્ચર્યમાં ગરકાવ થયેલ બંને એ રસ્તામાં હસ્યા ઉપરાંત થોડીજ વાતો કરી. રાત્રે ભાંગેલા પેલા ખાટલા પર સૂતાં ને આકાશ તરફ જોતાં શનિયાને લાગ્યું કે તારાઓ પણ તેની જેમ આશ્ચર્યમાં ગરકાવ થઇ કુતૂહલથી આંખ પટપટાવતા હતા. તમરાંનો વિચિત્ર અવાજ પણ જાણે વાતાવરણને આશ્ચર્યની ઝણઝણાટી આપતો હતો.

...અને વહેતી નદી, જાણે પોતાના બધાથી જુદા પડી આવતા, ધીમા, શાંત, મીઠા ને એકધારા અવાજથી પોતાની ગોદમાં સૂતેલાંને હાલરડાં ગાઇ પોઢાડતી હતી !



અણનમ લોકશાહી સેનાના સેનાપતિ

# જવાહરને
# જન્મદિને-

★

૧૪ મી ઓગસ્ટની મહિમાવંતી મધરાત આવી ને આશાભરી જનતાના લાડકવાયા જવાહરના હાથમાં રાષ્ટ્રની લગામ સોંપતી ગઇ. બરાબર ત્રણ મહિના બાદ તા. ૧૪ મી નવેંબરને દિન પંડિતજીની ૫૮ મી વર્ષગાંઠ 'આઝાદ' હિંદની ભૂમિપર ઉજવાય છે ત્યારે એ 'આઝાદી'ની અસલિયત વિષે સૌના મનમાં શંકા ઊભી કરનાર અંગ્રેજોએ ભંડારેલ ટાઇમબોમ્બ ઠેર ઠેર ફૂટવા માંડ્યા છે. ઘરડે ઘડપણ માંદા સાજા ગાંધીજી દિનરાત એકતાનો એકલવાયો પોકાર કરી રહ્યા છે. ત્યારે ફૂંફાડા મારતી કોમી આગમાં દેશને ભુંજાતો જોઇને જવાહર વ્યાકુળ બનીને રાજીનામું આપવાના વિચાર કરવા માંડે છે! ગળગળા થઇને તેમણે યુક્ત પ્રાંતમાં પોતાના જૂના કોંગ્રેસ-સાથીઓને કહ્યું કે, આપણે લડતના મોરચાપર સાથે બેસીને સ્વતંત્ર ભારત ઘડવાનાં સ્વપ્નાં જોયાં હતાં. શું તે સ્વપ્નાં જ રહેશે? મારા કોંગ્રેસ મિત્રો પણ જ્યારે કોમવાદની ભાષા બોલો છો ત્યારે સામે અંધારૂં જ દેખાય છે.

★

હિંદી રાષ્ટ્રીય આંદોલન માટે જગતના હૈયે ગાંધીજીએ માન ઉપજાવ્યું. પણ આપણા એ આંદોલનને દુનિયાને સમજાવનાર પંડિત નહેરૂ જ છે. કારણ મહાત્માજીની પેઠે આધ્યાત્મિક ભાષામાં પંડિતજી કદી બોલતા નથી. તેમની જબાન તો આધુનિક યુગના લોકશાસનવાદીની જબાન છે.

આપણા વતનમા ગાંધીજી પછી બીજા નંબરના લોકપ્રિય કોંગ્રેસનેતા જવાહરલાલજી છે. યુરોપની આઝાદીપસંદ પ્રજાઓના દરબારમા

સૌથી વધારે સફળ એલચી તરીકે કાર્ય કરવા માટે જ માત્ર પં. નહેરને જનતાએ આ માન દીધું નથી, પણ યુરોપની સમાજવાદી ચળવળ તથા એશિયા આફ્રિકાની સાંસ્થાનિક પ્રજાઓનાં ક્રાંતિકારી આંદોલન સાથે આપણા રાષ્ટ્રીય આંદોલનની ગાંઠ બાંધનાર પ્રથમ રાષ્ટ્રીય નેતા તરીકે પણ તેમને આ સ્થાન પ્રજાએ દીધું છે.

પંડિતજી વિદેશ ગયા તેથી તેમણે આપણા સંગ્રામ માટે દોરતો મેળવ્યા; એટલું જ નહિ પણ સમાજવાદ માટે ઝૂઝતા કામદાર વર્ગ અને આઝાદી માટે ઝૂઝતી બીજી સાંસ્થાનિક પ્રજાઓના સંગ્રામના અનુભવથી તેમનું દૃષ્ટિબિંદુ સભર બન્યું. અને યુરપના પ્રથમ પ્રવાસ પછી જ્યારે પંડિતજી હિંદ આવ્યા ત્યારે આપણી રાષ્ટ્રીય ચળવળને નવા ઐતિહાસિક તબક્કામાં લઇ જવામાં તેમણે સૌથી મોટો ભાગ ભજવ્યો.

પં. મોતીલાલ સંગાથે જવાહર રશિયન ક્રાંતિની ૧૦ મી જન્મતિથિ પ્રસંગે (૧૯૨૭) હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે સોવિએટ સંઘમાં હાજર હતા. સોવિએત સંઘથી હિંદ પાછા ફર્યા પછી કોંગ્રેસના મદ્રાસ અધિવેશનમાં સંપૂર્ણ આઝાદીનો પ્રસ્તાવ તેમણે જ રજુ કર્યો ત્યાં સુધી સ્વરાજની કોઈ સાફ વ્યાખ્યા થઇ નહોતી.

સન ૧૯૩૦ નું આંદોલન નિષ્ફળ ગયું ત્યારપછી કમળા નેહરૂની માવજત કરવા માટે તેઓ ફરી યુરોપ ગયા. ફાસીવાદની હેવાનીઅતે તેમના દિલમાં જે પ્રકોપ જગાડ્યો તેમાં અસફળ આંદોલનની નિરાશા ક્યાં યે ઓગળી ગઇ. યુરોપમાં કામદાર વર્ગને બીજાં લોકશાહી બળો સાથે આઝાદી અને શાંતિ માટે સંયુક્ત મોરચો ખડો કરવા ઝૂઝતો તેમણે નજરે નિહાળ્યો. ફાસીવાદમાં તેમણે માત્ર યુરોપનીજ નહિ પણ સમસ્ત માનવજાતની તબાહી પારખી. અને જ્યારે જવાહર હિંદ પાછા આવ્યા ત્યારે કોંગ્રેસમાં નોખા નોખા ચોકા પડી ગયા હતા. સન '૩૦ ની લડત નિષ્ફળ જતાં આપણી પ્રજા હતાશાના પંજામાં સપડાઈ હતી. ત્યારે કોંગ્રેસની મુખ્ય ગાંધીવાદી નેતાગીરીને લાગ્યું કે આમાંથી નીકળવાનો રસ્તો એજ છે કે કોંગ્રેસમાં એકજ જૂથના અનુયાયીઓને રહેવા દેવા. પં. નેહરૂએ જોયું કે સરદાર વલ્લભભાઇ સમાજવાદ સામે પૂરજોસથી ઉકળી રહ્યા છે. આજના જેવું જ કંઇક એ વાતાવરણ હતું.

જવાહરલાલજીએ ત્યારે લોકશાહીનો ઝંડો ખડો કર્યો કોંગ્રેસની કારોબારીમાં વલ્લભભાઇની વિચારસરણી સામે સફળ લડત ચલાવી અને દેશમાં નવો પ્રાણ પૂર્યો. લખનૌ અધિવેશનમાં પ્રમુખપદેથી તેમજ '૩૭ ની ચૂંટણી

મરિના જાહેરનામામાં પંડિતજીએ તમામ શાહીવાદવિરોધી દળોનો સંયુક્ત મોરચો ઊભો કરવાની ભૂમિકા દેશ સામે રજૂ કરી. કામદારો અને કિસાનોની લોકશાહી માંગને કોંગ્રેસ તરફથી પીઠબળ અપાવ્યું. પુખ્તવયના ધોરણે ચૂંટાએલ લોકપ્રતિનિધિસભા આઝાદ હિંદનું બંધારણ ઘડશે એ વાતની તેમણે જાહેરાત કરી. આ રીતે પંડિતજીને હાથે આપણી રાષ્ટ્રીય ચળવળ આડે ચીલે જતાં અટકી અને પ્રગતિના ધોરી રસ્તા પર તેણે નવી મંઝીલ આદરી. કોંગ્રેસના સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને તેમણે લોકશાહી ભૂમિકા આપી અને હિંદી મહેનતકશોનાં દિલ જીતી લીધાં. તેમના લોકશાહી કાર્યક્રમના સંસ્થાગત પૂરક તરીકે તેમણે જાહેર કર્યું કે કોંગ્રેસે તો એક સંયુક્ત રાષ્ટ્રીય મોરચા તરીકે વિકસવાનું છે. દેશનાં બધાં લોકશાહી બળોને પોતામાં સમાવી, કામદાર કિસાન તેમજ યુવક સંસ્થાઓના વિકાસને ઉત્તેજન આપી, એ સંસ્થાઓ જોડે દોસ્તીમાં કદમ મિલાવીને કોંગ્રેસે આગે ધપવાનું છે.

આ નીતિને પરિણામે ચૂંટણીમાં કોંગ્રેસનો જબરજસ્ત વિજય થયો. કદી નહોતી વધી તેટલી તેની સભ્યસંખ્યા વધી.

★

જવાહરલાલજી એક જ એવા પ્રથમ પંક્તિના રાષ્ટ્રીય નેતા હતા કે, જેમણે દેશમાં સંગીન બની રહેલી સમૂહ ચળવળ તથા નૂતન જહાલ નેતાઓની સાથે ગાઢ મિત્રાચારી બાંધવાનો પ્રયત્ન કર્યો છે. સન'૩૭ પછી કોંગ્રેસ મંત્રીમંડળો સ્થપાયાં. દેશનાં સમૂહ આંદોલનમાં ભરતી આવી ત્યારે કારોબારીમાં તેનો પડઘો પાડનાર જવાહરલાલ જ હતા. તે દિવસોમાં પોતાથી બનતો પ્રયાસ કર્યા બાદ કારોબારીના નિર્ણયોને જહાલ નેતાઓ અને કોંગ્રેસના આમસભ્યો સમક્ષ રજુ કરવાનું કામ પણ તેઓ જ કરતા. આ રીતે પંડિતજી આમજનતા ને કારોબારી વચ્ચેની મુખ્ય કડી જેવા બની ગયા.

★

પંડિતજીનો ૫૮ મો જન્મદિન તેથી પણ વધારે નિર્ણયાત્મક તબક્કામાં ઉજવાય છે. આજે તેમને અભિનંદન પાઠવતી વખતે લોકશાહી હિંદ તેમની આ ભવ્ય કારકીર્દી પાછળ આશાભરી મીટ માંડી રહ્યું છે પણ સાથે સાથે એક આછો થડકાટ એ દિલમાંથી પસાર થઈ જાય છે.

પં. નેહરૂની જે મહાન કિંમત છે તે જ તેમની રાષ્ટ્રીય નેતા તરીકેની સીમા છે. તેઓ મહાન નિ:સ્વાર્થ બુદ્ધિજીવી છે.

પરંતુ તેઓ રાજકારણમાં પ્રવેશ્યા ત્યારથી જ બનાવોનું સાચું મૂલ્યાંકન

બનાવો બન્યા પછી જ કરી શક્યા છે. એટલે બનાવો બની રહ્યા હોય ત્યારે ઝડપથી નિર્ણય લઈ ને વખતોવખત દોરવણી આપવાના કામમાં તેઓ ઘણીવાર ઢચુપચુ રહ્યા છે. તેનું મુખ્ય કારણ તો એ છે કે વાસ્તવિક રીતે જનતાની સર્જનાત્મક શક્તિમાં તેઓ ઓતપ્રોત થઈ ગયાં નથી. પોતાના ભાવિનું ઘડતર કરનાર સાચી નિર્માતા આમજનતા છે—તેમના કોઈ ખાંસ ચુનંદા નેતાઓ જ નહિ એમ તેઓ બુદ્ધિપૂર્વક માનતા હોવા છતાં વ્યવહારમાં તે માત્ર એક ભાવના જ રહી છે. ગઈ લડાઈ દરમ્યાન પકડાયા તે પહેલાં તેઓ ઘણી વખત કહેતા કે તેમનાં દિલ અને દિમાગ વચ્ચે સતત ઘર્ષણ ચાલી રહ્યું છે. ખાસ કરીને જ્યારે જાપાન આપણા સીમાડા પર આવી ઊભું રહ્યું હતું, ને બીજી બાજુ હિટલરે જગતને ઓહિયાં કરી જવાનો છેલ્લો દાવ ખેલી લીધો હતો. એ કાળ સમગ્ર દેશ માટે કસોટીનો હતો, ને તેમાંયે પં. નેહરૂ માટે તો ખાસ. કોંગ્રેસને ફાસીવાદ વિરોધી બનાવવા માટે અને રાષ્ટ્રને આંતરરાષ્ટ્રીય માનસ આપવા માટે તેમણે જ તો આટઆટલા પ્રયાસો કર્યા હતા!

તેમનો લોકશાહી આત્મા સંયુક્ત રાષ્ટ્રોને ટેકો આપવા ખેંચતો હતો ત્યારે અંગ્રેજની શાહીવાદી ઉદ્ધતાઈ તેમને બીજી દિશામાં ધસડતી હતી. આમ ડગુમગુ માનસિક હાલતને કારણે તેઓ કોઈ અસરકારક ઉપાય બતાવી ન શક્યાં.

જેલમાંથી બહાર આવ્યા ત્યારે પણ આ માનસિક અસર તો અમુક પ્રમાણમાં હતી જ. તેમણે લડાઈના ભૂખમરાથી પાયમાલ થએલ દેશ જોયો, અને ગમે તે શરતે અંગ્રેજો જોડે સોદો પતાવી લેવાના સરદારશ્રીના મક્કમ આગ્રહ આગળ નમતું મૂકવા માંડ્યું.



ચૂંટણીનાં હથિયાર તરીકે પણ કોમીવાદનો સહારો લેવાનું તેમને પસંદ નહોતું; અંગ્રેજ સાથેના કરારો વખતે, રાજા-મહારાજાઓને જીવતદાન દેતાં પણ તેમનું મન માનતું નહોતું; કાળાબજારીઓને તેઓ થાંભલે ચડાવવા માગતા હતા છતાં રાષ્ટ્રીય કોંગ્રેસની કારોબારીના મતને માથે ચડાવી પાછળ ઘસડાયા. જો કે અંદરખાનેથી લોકશાહી માટેની તેમની લડત વ્યક્તિગત રીતે ચાલુ રહી.



પરંતુ, આજે, તેમના ૫૮ મા જન્મદિને આ લોહીલુહાણ દેશને જોઈ પંડિતજીનો લોકશાહી આત્મા કકળી ઊઠ્યો છે. એટલું જ નહિ પણ તેનો ગમે

# એક જ અંકમાં

– ધનંજય

[ પંજાબની માનવતાનાં ખૂનથી કોનાં હૃદય હચમચી નથી ઊઠયાં ? બુદ્ધિને કુંઠિત કરતા હાહાકારો આજે ઠેર ઠેર સંભળાઇ રહ્યા છે ત્યાં, તેમાંયે એ પંજાબની ઈતિહાસને ઉજ્જ્વલ કરી ગયેલી માનવતાને યાદ કરી, આજની દાનવતાને હણવા સાદ દેતી બંધુપ્રીતિ મૂર્છિત શક્તિઓને સતેજ કરવાનો એક શુભ પ્રયાસ છે. ]

મસીદું સળગી ને મંદિર સળગ્યાં,
સળગ્યો હિંદનો કિનારો રે;
સળગી મૈયાની બેટીની ચુંદડી,
મેઘ બની કોઇ ઠારો રે.

એક જ અંકમાં સાથે સૂતેલાં,
એક થાનેલે ધાવણ ધાવ્યાં રે;
બેનીનાં દેહ આજે બંધુએ ચૂંથ્યાં,
માડીનાં દૂધ લજાવ્યાં રે.

એક ભૂમિના રામ-રહીમ છોકલે,
હૈયે હૈયું દાળા ઊગ્યાં રે,
સેતાને ક્યારીમાં વખડાં સીંચ્યાં,
ઝેરીલાં ફૂલ સૌએ સૂંઘ્યાં રે.

હિમાદ્રિશીરે ઊભા બેઉ બંધુની,
હાકલે સૂતી દુનિયા ડોલી રે;
આજ બેઉ બંધુ એક બીજાના,
ખૂનથી ખેલે હોળી રે.

વાણું વાતાની વાતડી વીર મારા,
નદીયું દૂધડેરી વે'તી રે;
ઘેરઘેર ઘીનાં આંધણુ સકાતાં,
(ત્યાં) જાલીમની જામગરી ચેતી રે.

પાંચે નદીયોનાં નીરે ગીત જ્યાં ગાયાં,
રણજીતનાં રણશીંગા ફુંકાયાં રે;
ગુરુબંદાની તેગું ચમકીયું,
ભાયડાં હોડમાં મૂકાયાં રે.

છટા રે કેશ મૂકી જોગીડા હાલ્યા,
કારમાં જુદ્ધ એણે કીધાં રે;
ગોરા ગવંડરે * ચંદાકુંવરને,
જેલુંના જીવન દીધાં રે.

મા ને દિકરાને વચ્ચે દિવાલું બાંધીયું,
ખોળેથી દલીપ ખેંચી લીધો રે;
ધરમ ભૂલાવી, સાગરૂ પાર કરાવી,
વિલાતે ક્રિષ્યન કીધો રે.

રાવીના ગીત, ગ્રંથ સાહેબની શીખમાં,
માતાની વેદના સુણાણી રે;
દેશના દર્શન કાજે બોટમાં બેઠો,
પણ દરિયે બોગળું દેવાણી રે.

ઇતિહાસનાં પાનાં ઊગ્યાં ને આથમ્યાં,
ભૈરવ સત્તાવન આવ્યો રે;
"અલ્લા હુ અકબર" "હર હર મહાદેવ" નારે,
ત્રાટકી દેશ મારો ગાજ્યો રે.

તલવારું-ભાલા-બંદુક-બરછી ઉછળી,
ઉછળ્યા બંધુ બેઉ શૂરા રે;
લોહીની છોળું છેક આકાશે આંબીયું,
પણ દુશ્મન છે દાવના પૂરા રે.

---

* ચંદાકુંવર, પંજાબના રાજા દિલીપસિંહની માતા

બીબીયું રંડાણી, ને રાંડી રાજપુતણી,
અબળાનાં અંગ ગોરે ચૂંથ્યા રે;
અયોધ્યા બાળ્યું, ને બાળ્યાં ઝાંસી ને કાનપુર,
કંપૂની ચે લાલ લોહી ચૂંસ્યા રે.

હિંદુ મુસલમાં, શીખ, વીરોનાં
લોહીથી ધરતી ભીંજાણી રે;
શેણે ભૂલાય બાગ જલીયાંવાલા,
જ્યાં નારોની લાજ લૂંટાણી રે?

નવમી ઓગષ્ટે આભ રાતું લીંપાણું.
સૂતેલી જનતા જાગી રે;
બત્તીસ લખણાના ભોગ ચડાવ્યા,
આઝાદી શીર સાટે માગી રે.

શાંત સૂતેલા પર્વત આરાકાનને,
લોહીનાં સ્નાન કરાવ્યાં રે;
ત્રાટકી થઈ ફોજ આઝાદ હિંદની,
તારી એ શસ્ત્ર સજાવ્યાં રે.

જંગોના ડંખ વાગ્યાં ઘડીમાં રૂઝાયાં,
રંગોના ડંખ ન રૂઝાયા રે;
મોતને ગણીયું સોંઘુ, માનને ગણીયું મોંઘુ,
શેરે સમંદર ઉકાળ્યાં રે.

દાઢીયું ચોટલી કિરપાણું એક થે,
ગોરાનાં માન મૂકાવ્યાં રે;
તોપું ધણુકીયું સાગર પારથી,
તોપનાં શીર ઝૂકાવ્યાં રે.

જનતાના ગેપના જવાળામુખીની
ભોળતી સો સો જાળું ઊઠી રે;
ચાલીસ કરોડે કદમોકદમ મીલાવ્યાં ને,
ગોરાની આંગદેવી રૂઠી રે.

નીચી મુંડું કરી, વાળી વાણીયે પોતડી,
પુરાણી શેતરંજ માંડી રે;

લીગી કોંગ્રેસી સૌને પ્યાદા બનાવીયાં,
"સ્તાનો"ની મૂકી ઘોર ખાડી રે.

દૂધમલ બાળની છાતી વીંધાણી,
માથાનાં તોરણ બંધાયાં રે;
મઝહબને નામે દલડાં છૂટાં પડ્યાં ઇ
લોહીધારાથી નાં સંધાયાં રે.

માડીને વેરવા, અંગોને છેદવા,
છોરૂએ તીણી કરવત મૂકી રે;
ગંગા જમનાનાં સંગમ વિખૂટાં પડીયાં,
(ને) શેતાની આગ ભભૂકી રે.

*

ઉઠો, બંધુઓ મારા, જેનાં હૈડાનાં,
હજી યે અમી નથી ખૂટયાં રે;
માવડીનાં દૂધનાં ઉજાળનાર બેટડા,
જેના ભરૂંસા હજી ન તૂટયા રે.

લાખેણું દિલના દળ રે દુલકાવો,
ઘેરી લો અગનીની ઝાળો રે;
સળગી બેનીની સૌભાગ્ય ચુંદડી,
મેઘ બની વીરા ! ઠારો રે !



# મહાન શ્રમજીવી ક્રાંતિની ઘડતર કથા

—નરોત્તમ

૧૯૨૭ના નવેમ્બરમાં જગતભરને અપૂર્વ ક્રાંતિદ્વારા છક કરી નાખનાર રશિયન ક્રાંતિનો પડઘો તો ૧૮૭૦ના અરસામાં જ ઊભો થઈ રહ્યો હતો.

૧૮૬૧ માં ખેતગુલામોની મુક્તિ પછી એક તરફથી નવો જન્મેલ કામદાર વર્ગ પોતાના જીવનની ભીષણ જરૂરીઆતોનો પ્રેર્યો, હડતાલ તથા વર્ગ-સંગઠનને માર્ગે વળ્યો; અને બીજી તરફથી પ્લેખેનોવની સરદારી તળે, કેળવાએલા વર્ગના કેટલાક યુવાનો યુરોપીઅન ક્રાંતિકારી આંદોલનો અને માર્ક્સવાદનો અભ્યાસ કરી સમાજવાદને પંથે પડ્યા. ૧૮૮૩ માં, મજૂરોમાં સમાજવાદી પ્રચાર માટે તેમણે ઠેરઠેર 'કામદાર–મુક્તિ-સંઘ' સ્થાપ્યા. શ્રમજીવીઓ અને બુદ્ધિજીવીઓના આ જોડાણમાંથી સમાજવાદી ચળવળ જન્મી.

૧૮૯૫ ના અરસાથી એ ચળવળને લેનીન સમો ક્રાંતદ્રષ્ટા ને નેતા મળ્યો. તેણે જિંદગીપર્યંત-ક્રાંતિપૂર્વે ને ક્રાંતિ બાદ પણ, બે મોરચે નિર્ભીક બની લડતો ઝીંકી હતી. સિદ્ધાન્તની અને તેના અમલની એ લડત હતી. પોતાના પક્ષમાંના જ અર્ધદગ્ધ તત્વો સામેની અને ક્રાંતિવિરોધી પક્ષો સામેની એ લડત હતી.

સૌથી પહેલાં વર્ષો સુધી પોતાના પક્ષમાં અને તેની બહાર નારોદનીકોની ખોટી વિચારસરણી સામે-રશિયામાં મૂડીવાદનો વિકાસ થવો શક્ય છે કે કેમ, મૂડીવાદી વિકસિત સમાજમાં વર્ગ-સંઘર્ષદ્વારા સમાજવાદનો જન્મ શક્ય છે કે કેમ વગેરે સિદ્ધાન્તો પરત્વે લેનીને અથાક લડત (૧૮૯૪થી) શરૂ કરી.

એથી યે વધુ કપરી લડત તો તેને મેન્શેવિકો તરીકે જાણીતા સમાજવાદીઓ સામે લડવી પડેલી. તેઓ પોતાના માર્ક્સવાદને કોરાણે મૂકી ઝાર વિરોધી લડતની નેતાગીરી મૂડીવાદીઓને સોંપવા માગતા હતા. અને ક્રાંતિકારી પક્ષને જરૂરી એવાં શિસ્ત, સંગઠન અને પ્રવૃત્તિઓનો વિરોધ કરતા હતા. લેનીન હંમેશાં માનતો કે આવા 'દૂધ–અને–દહીં'માં પગ રાખનારા ક્રાંતિકારીઓ

લડતને ભયરૂપ છે એટલે ૧૯૦૩ માં ' રશિયન સોશિયલ ડેમોક્રેટીક પાર્ટી ' માં ભંગાણ પાડવાને ભોગે પણ તેણે સારી વિચારસરણી અને પ્રવૃત્તિ માટેની લડત જારી રાખી.

૧૯૦૫ ની પહેલી રશિયન ક્રાંતિ આવી. બોલ્શેવિક પક્ષ તે દરમિયાન મેન્શેવિકોની મવાળ નીતિ સામે કાતિલ લડત લડ્યો અને બતાવ્યું કે મૂડીવાદીઓના હાથમાં ક્રાંતિની નેતાગીરી સોંપી, મેન્શેવિકોએ ક્રાંતિનો પરાજય વહોર્યો હતો.

૧૯૦૫ ની ક્રાંતિની નિષ્ફળતા પછી પ્રત્યાઘાતી સરકારે બોલ્શેવિકો અને કામદારો પર દમનનો કોરડો વીંઝયો. ક્રાંતિની ઓટના આ દિવસોમાં મૂઠીભર બોલ્શેવિકો સિવાયના બીજા ક્રાંતિકારીઓ–મેન્શેવિકો, સોશિયલ રેવોલ્યુશનરીયો, લીગલ માર્ક્સીસ્ટો વગેરેની છાતી જ બેસી ગઈ. અને તેઓ ઝાર અને મૂડીવાદના પલ્લામાં જઈ બેઠા. એ સૌથી કપરા સંજોગોમાંથી એક માત્ર બોલ્શેવિક પક્ષ તળાઈને બહાર આવ્યો. ત્યાં તો ૧૯૧૪નું પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું !

આંતરરાષ્ટ્રીય સમાજવાદનો ખોટો પાઠ ભણનારા મેન્શેવિકો, સોશિયલ રીવોલ્યુશનરીઓ વગેરે તરત જ જાલીમ ઝારશાહીના રક્ષણે દોડ્યા અને ઝારના શાહીવાદના હથિયાર બન્યા. ત્યારે એક માત્ર બોલ્શેવિક પક્ષ પોતાના ક્રાંતિકારી સિદ્ધાંતોને વળગી રહ્યો અને આંતરરાષ્ટ્રીય કામદ.ર લડતને છેહ આપનારાં તમામ બળો સામે ઝૂઝ્યો. તેણે બુલંદ પડકાર કર્યોઃ

" શાહીવાદી યુદ્ધને ક્રાંતિકારી ગૃહયુદ્ધમાં ફેરવી નાખી મૂડીવાદને ઉથલાવી પાડો. " અને ત્યારે વિશ્વયુદ્ધમાં સંડોવાયેલ રશિયાની સ્થિતિ ક્રાંતિ માટે પૂરી પાકી ચૂકી હતી.

અને એ પાકેલી પરિસ્થિતિએ ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં ઝારને ફેંકી તો દીધો; પણ રાજ્યની લગામ મૂડીવાદીઓની કામચલાઉ સરકારના હાથમાં આવી !

એ સરકારે શાહીવાદી યુદ્ધ ચાલુ રાખ્યું, મૂડીવાદ તથા જમીનદારી અખંડ રાખી અને જનતા માટે કશું ય ન કર્યું.

મેનશેવિકો અને સોશિયલ રેવોલ્યુશનરીઓ આ નીતિને ટેકો આપતા હતા અને બંધારણસભામાં તેમની બહુમતિ હતી.

ફેબ્રુઆરીથી નવેમ્બર! લગભગ નવ માસ સુધી સતત બોલ્શેવિકોએ લોકોને સમજાવ્યું કે ઝારની નીતિ જ ચાલુ રાખનારી આ મૂડીવાદી સરકાર કદિયે રશિયાને ભૂખરોગ અને પછાત દશામાંથી, યુદ્ધ અને તોફાનોમાંથી બચાવી શકશે નહિ. અને ઉપરાઉપરી અનુભવે જ જનતાની આંખો ખુલી ગઈ. દરમિયાન ક્રાંતિકારી બળોની આગેવાન બોલ્શેવિક પાર્ટીએ તમામ જનતાને પોતાને પક્ષે ખેંચી લીધી હતી.

અને ૭ મી નવેમ્બરનો દિન, તવારીખમાં 'મહાન શ્રમજીવી ક્રાંતિ' માટે અમર થા ગયો!

★

ક્રાંતિ લાવવી એ તો મુશ્કેલ છે જ પણ તેને જાળવવી અને જે ધ્યેય માટે ક્રાંતિ સાધન માત્ર છે તેને હાંસલ કરવું એ એથી ય અનેકગણું મુશ્કેલ છે

રશિયામાં ૧૯૧૭ ની નવેમ્બર ક્રાંતિ બાદ એનો પૂરો અનુભવ થયો. ક્રાંતિના દુશ્મનોનો પાર નહોતો. ઈંગ્લાંડ, અમેરિકા, જર્મની અને જાપાન, વગેરે મૂડીવાદી દેશો ઊગીને ઊઠતા આ કામદારોના દેશ પર ત્રાટક્યા. અંદરથી ઝારશાહી વહીવટી તંત્ર, જમીનદારો અને મેન્શેવિકો, ટ્રોટસ્કીવાદીઓ વગેરે સમાજવાદીઓ અને અનેક દુશ્મનો સામે ક્રાંતિને રક્ષવાની જવાબદારી ઊભી થઇ. લેનીને અને તેના પક્ષે જરા ય ડર્યા વિના દૃઢ નિશ્ચય અને વિશદ દૃષ્ટિથી નવા સર્જાયેલા રાજ્યની રક્ષાનું સુકાન સંભાળ્યું. ક્રાંતિને દગો દેનારા પક્ષની અંદરના આગેવાનોને બરતરફ કરતાં ય તે અચકાયો નહિ. જનતાનું હિત જેને હૈયે ન હોય એવા વહીવટી અને લશ્કરી વડા અફસરોને એક પછી એક દૂર કર્યા. મક્કમ પગલે સમાજવાદી કાર્યક્રમ મૂકવા માંડ્યો.

રેલ્વે બેંકો... વગેરે મુખ્ય ઉદ્યોગની માલિકી કામદાર રાજ્યે લીધી.

ક્રાંતિકારી રાજ્યને ટકાવવા ઝારશાહીના અમલદારો પર આધાર ન રાખતાં જનતાને સીધી અપીલ કરી, ઉત્સાહિત કરી અને તેમના જુસ્સા, તમન્ના અને કુરબાની પર, મદાર બાંધી સમાજવાદી ક્યારાનું રક્ષણ અને પોષણ કર્યું. એમાંથી જ જન્મેલું લાલ લશ્કર આજ દિન સુધી અજેય છે.

★

લેનીનના મરણ બાદ સ્તાલીને ક્રાંતિના રખેવાળનું સ્થાન સંભાળ્યું. કામદાર અને કિસાનની દોસ્તીના પાયાપર એણે સોવિયેત રાજતંત્રને મજબૂત

કરવાનું ચાલુ રાખ્યું. એને ૫ હર તરફથી ઘરના તથા બહારના દુશ્મનો સામે ભારે ટક્કરો લેવી પડી. પરંતુ એ બધા પ્રસંગે રશિયાની કોટિકોટિ જનતા લેનીન અને સ્તાલિનની પડખે ઊભી.

આ પ્રાથમિક લડતો બાદ, ૧૯૨૮ માં સમૂહખેતીના ફેલાવા માટે પ્રથમ પંચ-વર્ષીય આર્થિક યોજના અમલમાં મૂકાઇ.

બીજી દશેકડી આવી ૧૯૩૫ માં કે જ્યારે મધ્યમવર્ગી ક્રાંતિ વિરોધીઓએ પરદેશી શાહીવાદીઓ અને ફાસીવાદીઓની મદદ લઇ સોવિયેત સરકાર સામે પ્રચંડ કાવતરું રચ્યું. રાજ્યના અમલદારો ફોડયા, પાર્ટીની અંદર બીજી ખાનગી પાર્ટી સ્થાપી મહાન રશિયન લેખક ગોર્કી અને કિરોવનાં ખૂન પણ કર્યાં.

૧૯૩૫-૩૬ ના મોસ્કોના મુકદમામાં એમનાં બધાં કાવતરાં બહાર આવ્યાં. સોવિયેત રાજ્યને કોરતો રશોસલો સડો પણ દૂર થયો. આ સાફસૂફી અને પંચવર્ષીય યોજનાઓને અંતે ૧૯૩૬ માં પ્રથમ પ્રચંડ લોકશાહી બંધારણની શરૂઆત થઇ, જેણે ત્યારના પછાત રશિયાને નૂતન માનવતાના અગ્રણી તરીકે જગત સમક્ષ આણ્યું. બાદ, ૧૯૪૧-૪૪ ના નાઝી આક્રમણ સામેની રશિયાની વીરતા-એ મહાભારત વીર કથા તો જગતનું મહામોલું કાવ્ય બની ગઇ છે.

★



## ગુર્જરીના લાલને આદિઅખબાર 'મુંબઇ સમાચાર'નો જવાબ.

મારા તાલેવંત દેશી ભાઇ! તેં તારી હોંશિયારીને જોરે આ લડાઇમાં બહુ
ાઇ લીધેલું છે તેનો ગર્વ કરી ગુર્જરી માતાને સારું લગાડવાની ભલી-રૂપાળી
ો કરી. તેં કીધું: 'મા! તારા આ દીકરાની લાયકી તો એક વાર તું જો.
ાનો બંગાળ ભંગાર બન્યો ને દુનિયા બધી લડાઇમાં ખેદાનમેદાન થઇ
।...પણ તારા આ દીકરાની બલિહારી ઓર છે. એણે તો તને રૂપે મઢી.
ગુલાલે ચમકાવી. ગાનતાનથી ગુંજાવી. તારા રૂપનો દેદાર બદલી નાખ્યો.
; અમે સુંનું સું ન કીધું...'

પણ તારી આ વાતનો માએ શો જવાબ દીધો? બિચારી માનું હૈયું!
અનાથી દીકરાને કહી કહીને શું કહેવાય? એણે તો ય દબાતે હૈયે ઘણું બધું
કીધું. દોલતની દિલાવરી પર એણે પુષ્પો ના વેર્યાં. એણે તો દાઝતે દિલે
કહ્યું: 'તને હું કેમ કરી ઉમળકાભેર છાતીએ વળગાડું?' ને એણે આવેશમાં
આવી તને તરછોડ્યો!

હું કયાં નથી સમજતો કે એનાથી તને કેવું દુઃખ થયું હશે. પણ અધૂરા-
માં પૂરું, એનાથી ય વધારે આકરા ડામ તો વીર નર્મદે લગાવ્યા. ને હું

બબ્બોઝબ્યે તારા વડવાઓના આ જૂના સાથીને સંભારી કાનમાં ફૂંક મારવા આવ્યો પણ ભાઈ! હું તને શી રીતે મદદ કરું? તું તે છપાવવા આવ્યો છે "નર્મદને ગુર્જરેશ્વરને જવાબ!" તારે તો મારી પાસે લખાવરાવવું છે કે-' નર્મદ બીજાની પોલ ઉઘાડી પાડતાં પહેલાં તારી પંક સંભાળ. જરા છાતી પર હાથ રાખી યાદ કરી જો તારો ધરપણુની વાતો. તારી જુવાનીની મસ્તીના પસ્તાવો. તારા ઉછાંછળીવેડાનો ભૂલભર્યો સુધારો. જુવાનીના જોસ્સામાં ને સુધારાના ધખારામાં તું નાસ્તિક બન્યો હતો ને નિંદાનો ધંધો તેં પકડ્યો-નને પોતાને જ પાછલે પહોર એનો પસ્તાવો થયો હતો—કાં ભૂલી જાય છ?'

ના—ના—આવું બધું તે આ કલમે નહિ લખાય. આ સવાસો વરસની ઉંમરે મારાથી એવાં જૂઠાં વેણુ નહિ બોલાય. મારા વડવા ફરદુનજી મર્ઝબાનની આબરૂ મને જેટલી વહાલી છે એટલી જ વીર નર્મદની છે. હું નર્મદની રજ રજ વાતનો જાણુકાર છું. એના મુંબઇના આગમન(૧૮૧૬)ના દાંડાથી તે પછીની બધી વાતની મને માહેતી છે. એના બધા વિચારો ભલે મને ગમ્યા ને ગળે ઊતર્યા નથી. એના સુધારામાં ક્યાંક કયંક કુથલી ને અતિશયતા ય દેખાઈ હોય; ને એની અમલદારો, અંગ્રેજો તથા તાલેવંતો સામેની ઝુંબેશ ને યાહોમ કરીને ઝંપલાવવાની ઉતાવળી ચાલ અમને ઘણાને ગમી ન હોય

કવીશ્વર દલપતરામની વાત તો સૌ કોઇ જાણો છે. એમણે ' ધીરે ધીરે સુધારાનો સાર' ગાયો. ને અમદાવાદના આસિસ્ટંટ જડજ ફાર્બસ સાહેબથી મંડી અમદાવાદના નગરશેઠ હીમાભાઈની મૈત્રીમાં, અરે રાજાઓની સખાવતો લઈને ય, એ જમાનામાં ભલભલાંને માન પેદા કરાવે એવું કામ કર્યું હતું. એમ તો, અમે બંને સરખી ઉંમરના. દલપતરામનો જન્મ મારાથી બે વરસ પહેલાં —૧૮૨૦ માં. સ્વભાવેય અમે કંઈક વધુ મળતા.

એ જમાનો જુદો હતો. ત્યારે અંગ્રેજો, ધનિકો ને રાજામહારાજાઓની મદદની જરૂર હતી. કવીશ્વરે બહુ સમજ ને કાવકાર્યથી કામ કાઢી લીધું.

સ્વર્ગસ્થ હીરાલાલભાઇએ કરેલું વર્ણન જ જુઓને—

' તે વખતે જ્ઞાનપ્રાપ્તિની ઝાઝી સુગમતા નહિ. જ્ઞાનનાં સાધનો પણ પૂરાં જ્વલ્લાં પ્રવાસ પણ યાત્રા નિમિત્તે અને તે પ્રમાણમાં અલ્પ; બહારની અસર થોડી, માત્ર પ્રાચીન સંસ્કૃતિનો આછોપાતળો પ્રવાહ મંદ વહ્યા કરતો, તેને ચુસ્ત રીતે વળગી રહી જનતા તેની સ્થિત સ્થિતિમાં રાચતી. પરિણામે દૃષ્ટિ બહુ એકમાર્ગી થઇ રહી. વિચારો પણ સંકુચિત. અને આસપાસનાં ભય અને જાનમાલની સલામતી અને સુરક્ષણના અભાવે, સ્વાર્થવૃત્તિ વધારે તીવ્ર બનતી. એટલું જ નહિ

પણ પ્રચલિત અજ્ઞાનતા જનતાના વહેમોને વધારતી અને અનિષ્ટ-રૂઢિનાં બંધનો વધારે સજજડ કરતી હતી.'

૧૮૨૦ માં, મને યાદ છે ત્યાં લગી, પહેલવહેલી મુંબઇમાં બોમ્બે એજ્યુકેશન સોસાયટી ગવર્નર સાહેબે સ્થાપી એ પછી બે વરસે મારો જન્મ થયો. તે જ વરસે એક પારસી ગૃહસ્થે જ સુરત મધે ૧૮૨૨ માં એક લિથો છાપખાનું શરૂ કર્યું. ત્યારે ટાઇપ ને ફાઇપ ક્યાં હતાં? અરે, રેલવે ને દીવાસળીય ન હતી! એ પછી બહુ વરસે-હોસે ૧૮૩૨ની સાલ ઘણું કરીને-અમારા જ એક ત્રીજા પારસી ગૃહસ્થે નવું છાપું કાઢ્યું-જામે જમશેદ!

પારસીઓ એ જમાનામાં આગળ આવ્યા. અમારી કોમ નાની પણ અમને ખાત્રી થઈ ગયેલી કે અંગ્રેજોની રીતભાતમાંથી આપણા લોકોએ ઘણું બધું શીખવાનું છે. ને અમને નવી કેળવણીની બી ઘણી જ જરૂરત જણાયેલી. પણ અમે કાંઇ, અંગ્રેજોના આંધળા ચેલા નહિ બન્યા. તમે યાદ કરો, અરે તમારી છાતી બી ગજગજ ફૂલશે કે દાદાભાઇ નવરોજીએ એ જમાનામાં દેશભક્ત તરીકે આખા દેસમાં નામ મેળવી લીધું તે અમસ્તું નહોતું. અરે, મને તો હજી કેવુંક સોજ્જું યાદ છે-જારે દાદાભાઈએ સુધારાનું બ્યુગલ ફૂંક્યું 'રાસ્ત ગોફ્તાર'નું અઠવાડિક ચોપાનિયું કાઢીને. એ સાલ છેક ૧૮૫૦ની હોસે. એ પછી એ છાપાને એક વરસ લગી સંભાળ્યું અમારા બીજા બાહોશ આગેવાન સોરાબજી બંગાળીએ. એમના પાછળ, આજે ય ભલભલા જર્નાલિસ્ટો યાદ કરે છે એ-ચાલીસ ચાલીસ વરસ લગી એક રાહે 'રાસ્ત ગોફ્તાર' એડીટ કરનાર અમારા કેખુશરો કાબરાજીની વાત. એ બધી ઉમંગ ને જશની વાતો તો આ ઘરડેઘડપણ પણ જાણે એવી ને એવી તાજી છે!....

હું તને પૂછું છ, ગુર્જરલાલ! કોઇ દા'ડો ય તેં તારા બાપદાદાની આવી બધી ઉમંગ ને જશની વાત યાદ સરખી ય કરી છે?-તને તો એ મરેલાંની શી પડી છે એમ જ ને? સીધાવનારા સીધાવી ગયા ને એમનું કર્યું કારવ્યું ભુલાઇ ગયું! એમાં જ તો આજે આપણા દેશની આ અવદશા થઇ.

★

મને પોતાને જ આજે થાય છે કે કેવો એ જમાનો હતો! ત્યારે ગુજરાત-મુંબઈ મધે ભાગ્યે જ કોઇ મંડળી હતી, કોઇ નિશાળો હતી, કોઇ સંસ્થાઓ હતી. યાદ આવે છે કે અમદાવાદમાં પહેલવહેલી "પુસ્તક વધારનારી મંડળી" સ્થપાઇ હતી: ને તેણે ૧૮૪૭ માં 'સંસાર વહેવાર' નામની લીથોમાં-પથ્થરના છાપખાનામાં ચોપડી છાપી હતી.

'ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ'. પણ એ અરસામાં જ કવિ ગણપતરામ રાજારામે લખેલો પ્રસિદ્ધ થયો હતો. એમાં શું શું ભણાવતા ને પંડયાજીઓ પોતે કેવી રીતે ગુજરાન કરતા, ને એમ કરી "સાધારણ કેળવણી" નો કેવી રીતે ફેલાવો કરતા એનું સરસ વર્ણન કરેલ છે. આ પંડયાજીઓ ઉપરાંત ભાટ ચારણ, ભજનિકો, પુરાણીઓ ને કથાકારો, લોકવાર્તા ને લોકગીતોના કહેનારાઓ જ એ દિવસોમાં કેળવણીકાર હતા.

બીજા હતા પંડિતો. એમની પાસે સારી એવી વિદ્યા હતી. ને કાશીએ જઈને પંડિત થઈને આવેલ હતા. પણ એ તો લોકોથી છેટા પડયા હતા. ગુજરાતી ભાષાની ઠેકડી કરતા હતા. સર્વવ્યવહાર સંસ્કૃતમાં કરતા અને બીજે હાથે લોકો એમને 'વેદિયા' કહી હસતા હતા.

લો, વાંચો આ 'બોર્ડ ઓફ એજયુકેશન' નો ૧૮૪૪નો રિપોર્ટ–

> "આજ લગી બહુ કરીને એમ હતું કે જેમણે એ પાઠશાળામાં વિદ્યાભ્યાસ પૂરો કર્યો હોય તેને પોતાના સ્વભાષામાં શુદ્ધ એવું સાધારણ પત્ર પણ લખતાં અથવા વાંચતાં કઠણ પડતું."

અને કાંઈ આપણા ત્યાં જ આવી દશા હતી એમ નહિ. બધે–પ્રાંતે પ્રાંતે એવું હતું.

એથી જ તો એ બાબતનો અસંતોષ જાગવા લાગ્યો હતો

> 'દીલ્હીમાં તથા આગરામાં તથા દક્ષણમાં કેટલાએક દિવસ થયાં પોતપોતાના દેશની ભાષાનો વધારો કરવા સારૂ એક એક મંડળી થયેલી હતી. તે ઉપરથી કેટલાએક સાહેબ લોકોની મરજી થઈ કે ગુજરાત પ્રાંતમાં પણ લોકોના હિત વાસ્તે એજ પ્રકારની મંડળી સ્થાપન કરવી'

★

સાહેબ લોકોની મરજી થઈ કે દેશીઓનો ઉધ્ધાર કરવો! ખરું, એમને ય કારકુનોની જરૂર. ને એમને અંગ્રેજી ગ્રંથો–ખાસ કરીને ઇતિહાસના ગ્રંથો વગેરે 'વર્નાકયુલર' ભાષાઓમાં ઊતરાવી તેમના વિચારોનો બહોળો પ્રચાર કરવાની જરૂર. પણ એમાં સાથોસાથ દેશીઓનું ય ભલું હતું. આજ પહેલાં એક જ પંથ હતો ભક્તિનો ને ધર્મમંથનો. બહુબહુ તો દંતકથાઓ અને ઉપદેશકવિતાઓ હતી. આટલા ટૂંકા વાડામાં જિંદગી રૂંધાઈ રહેલી હતી. એને એ વાડામાંથી છોડાવવી જરૂરી હતી. અને એ જમાનાના ન્યાય તથા કેળવણીખાતાના, પરદેશીઓએ તથા દેશી બંડખોરો અને સુધારાવાદીઓએ ભેગા થઈને એ કામ કર્યું. નર્મદે બંડખોરોને રાહે, તો બીજી બાજુ કવીશ્વર

દલપતરામ, સાક્ષર નવલરામભાઈ, દિ. બ. અંબાલાલભાઈ ને મુરબ્બી મહીપતરામભાઇ જેવાઓએ કુટીબંધ સાથીઓની મદદ લઇ આજેય-માન ઉપજે એવું ઘણું બધું કીધું.

વર્નાક્યુલર સોસાયટીની જ વાત લો. આજે તો એ નવી થનારી ગુજરાત યુનિવરસીટીના મુખ્ય સ્થંભરૂપ ઊભી છે. પણ એનો એ પાયો નાખતાં ને એની વૃદ્ધિ કરતાં ઓછા ભોગ આપવા નથી પડ્યા. આજે તરેહ તરેહનાં પુસ્તકો, માસિકો ને છાપાંઓ જુવો છો; ને આજે લાયબ્રેરીઓ ગામડે ગામડે ઊભી થઈ રહી છે—એ બધા પાછળ સો સો વરસની આપણા વડવાઓની તપસ્યા છે એ કાં ભૂલો ? આજે છોકરીઓ દાક્તર થાય કે શિક્ષક, એંજીનીયર કે પ્રોફેસર તોય ઘણું બધું તાજુબ થવાનું નથી. પણ ત્યારે તો છોકરીઓને ભણાવવાનો વિચારેય મુશ્કેલ હતો.



સંસારસુધારાની ઘણી બધી વાતો તો સુધારકો પોતે તને કરશે પણ આ શિક્ષણ અને ભાષાની ઉન્નતિ અને પ્રચારની વાત તો મારી પોતાની જિંદગીની વાત જેવી છે !

મારી જુવાનીના દિવસથી તો મને એ બધી વાત રજેરજ યાદ છે. કેમ ના હોય યાદ—મારી કાયા પર તો રોજ રોજ એ લખાયેલી નોંધાયેલી પડેલી છે !

૧૮૪૬ ના અરસામાં અલેકઝાંડર કિન્લોક ફોર્બસ સાહેબ અમદાવાદમાં આસિસ્ટંટ જડજ નિમાઇ આવ્યા ને એમણે કેળવણી પર સૌથી મોટું લક્ષ આપ્યું. ૧૮૪૮માં ( ડિસેમ્બર ૨૬મી ) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. અને એના ઉદ્દેશમાં લખ્યું " ગુજરાતી ભાષાસાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવી."

તે અનુસાર અમદાવાદમાં તો કામ ધમધોકાર ચાલ્યું. પહેલાં તો, 'નેટિવ લાયબ્રેરી' કાઢી (૧૮૩૯ જાન્યુઆરી ૫). એ પછી, એ વખતના ઇતિહાસકાર મગનલાલ વખતચંદે 'અમદાવાદનો ઇતિહાસ' એ નામક તેમના ગ્રંથમાં લખ્યું (૧૮૫૧) છે તેમ—"

> " બીજો ઉપાય એ શોધી કાહાડ્યો (કહાડ્યો) કે તારીખ૧૩ મેએ સને ૧૮૪૯ નેં રોજથી " વરતમાંન " નામનું દર બુધવારે ન્યુસપેપર કાહાડવા માંડું (માંડ્યું) કે જેની મારફતે નીતીની વાતો સર્વ લોકોને કહી શકાય. આવું કામ અમદાવાદમાં આ પહેલું થયું છે."

ત્યાર બાદ બીજે જ વરસે(૧૮૫૦ મે ૧૫) 'બુદ્ધિપ્રકાશ' માસિક શરૂ કર્યું. અને આ અરસામાં જ ધૂળિયા નિશાળ ને ઠેકાણે પદ્ધતિસર પ્રાથમિક શાળાઓની શરૂઆત થઈ. કરુણાશંકર દયાશંકર માસ્તરે પોતાની ધુળીઆ નિશાળ ચલાવવાનું સોસાયટીને સોંપી ઉત્તેજન આપ્યું. પછી તો ૧૮૫૮ માં સોસાયટીએ જ છોડીઓની નિશાળ કાઢવાની સ્થિતિ આવી પહોંચી.

'છોડીયોને વિદ્યાભ્યાસ કરાવવો એવી જે ઉત્તમ ચાલ છે તે ઉપર આખરે લોકોનું ચિત લાગ્યું. અને આ મુલકના વિદ્વાન દેશીયોને સાચી વાત માલમ થતી ગઈ ને જો તમે નીતિની કેળવણી માગતા હો તો પુત્રની માને વિદ્યાની કેળવણી આપજો, કે જેહમાંથી બાળકના મનમાં પહેલવહેલી જ વાત ઊતરે છે' (રો. ફાર્બસ-બુદ્ધિપ્રકાશ, પૃ ૪૫ વર્ષ ૪)

આને આગલે વરસે જ અમદાવાદમાં શેઠ પ્રેમચંદ રાયચંદની મદદથી ટ્રેનિંગ સ્કુલની સ્થાપના થઈ ચૂકી હતી. તેમાં ત્યારથી તે આજસુધીમાં હજારો મહેતાજીઓ તૈયાર થયા.

★

અમદાવાદથી ત્યારે બીજે નંબરે સુરત હતું. ગુજરાત આખામાં પહેલી લાયબ્રેરી સુરત સ્ટેશન પુસ્તકાલય નામે ૧૮૨૪ માં ચાલુ થઈ હતી, પાછળથી (૧૮૫૬ થી) તે એન્ડ્રુઝ પુસ્તકાલય તરીકે જાણીતી છે. જે અમદાવાદથી 'વર્તમાન પત્ર' શરૂ કર્યા બાદ બીજે જ વરસે ફાર્બસ સાહેબની બદલી સુરત થતાં ત્યાંથી 'સુરત સમાચાર' પણ શરૂ કરાવ્યું-સન ૧૮૫૦ માં જ રતો.

તેમાં વળી 'સત્યપ્રકાશ' એ ગજબ કર્યો. વૈષ્ણવ આચાર્ય મહારાજ જદુનાથ સાથેનો વીર નર્મદનો વાદવિવાદ આ પત્રના બહાદુર તંત્રી કરસનદાસ મૂળજીએ છાપ્યો ને મહારાજે બદનક્ષીની ફરિયાદ માંડી. એ મશહૂર 'મહારાજ-લાયબલ-કેસ'માં આખરે કરસનદાસની જીત થઈ ને ત્યારથી મહારાજોનાં મોઢાં બંધ થયાં.

નર્મદની વાત તો ઓર જ હતી. એણે તો માથું મેલીને કામ આરંભ્યું હતું; ને એથી જ તો એની સાથે ઊભે એવા વીરો પેદા કર્યા હતા. પણ બીજી બાજુ શ્રીમંતોના ૩૭૦૦૦ રૂપિયા અને રજવાડાંના ૨૮૦૦૦ રૂપિયાની સખાવતો મેળવી ફાર્બસે તેમના મિત્ર દલપતરામ કવીશ્વરની મદદથી મુંબઈમાં જ 'ગુજરાત સભા' (પાછળથી 'ફાર્બસ સભા') ની સ્થાપના કરી. વિદ્યા અને પુસ્તકોના પ્રચારનું કામ આગળ ધપાવ્યું.

અમદાવાદમાં ત્યારબાદ દલપતરામની આગેવાનીમાં વર્નાક્યુલર સોસાયટી તરફથી જ્ઞાનપ્રચારનો જબરો પસારો શરૂ થઈ ગયો હતો. ૩૦ વરસમાં જ

(૧૮૭૮ સુધીમાં) ૮૧ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં તે નાનીસુની વાત ન હતી. અને ઉદ્દેશ? આજે ભલભલા 'પ્રોગ્રેસીવો'નેય આંગળાં મોઢામાં નખાવે તેટલો જબરો હતો—

"અહીંના લોકોને પુસ્તકના પૈસા ખરચવાની ટેવ નહોતી, માટે તેઓને રસ લાગવા સારૂ સસ્તા ભાવની નહાની નહાની ચોપડીઓ રચાવીને ફેલાવી તે ૧ પાઇની કિંમતથી તે રૂા ૧ની અંદર સુધીની. કવિતામાં તથા ગદ્યમાં વાંચવા લાયક તરેહ તરેહ બાબતની ચોપડીઓ રચાવી, જેથી છેક ગરીબ લોક હોય તેને પણ ચોપડી વેચાતી લેતાં કઠણ પડે નહિ."

ગ્રંથો–પુસ્તકોના વિષયો પણ ખાસ્સા હતા–ખેતી, ઋતુ, વીજળી, કોલેજ, નોટોનું ચલણ, રેશમ, બાલવિવાહ, ગુજરાતનો નકસો, લાંચ, કરજ, ઘરેણાં, વગેરે ચોપાનિયાં ઉપરાંત 'અમદાવાદનો ઇતિહાસ,' ભૂતનિબંધ, ગુજરાતી પીંગળ, લક્ષ્મી નાટક (એરીસ્ટોટલના નાટકનું રૂપાંતર), ભદ્રંભદ્ર ભોપાળું (મેટર્લીંકના નાટકનું રૂપાંતર); તથા જાદવાસ્થળી, સંપલક્ષ્મી સંવાદ, હુન્નરખાનની ચઢાઇ વગેરે કવિતાઓ કવીશ્વરે જનસમાજ આગળ રજૂ કરવા લખીને છપાવી.

એ જ અરસામાં 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ,' 'ગુજરાતનો ઉત્કર્ષ સાધવાનાં સાધન,' 'હિન્દુસ્તાનનો ઇતિહાસ,' વગેરે ઇનામી નિબંધો પણ છપાયા. ને દરેકને માટે લખનારને રૂા. ૩૦૦થી ૧૦૦૦ સુધીની બક્ષિસ મળી!

આ ઉપરાંત સસ્તાં શાળોપયોગી પુસ્તકોનો તો કોઇ શુમાર નથી. પણ 'કાવ્યદોહનો' જેવા મોટા ગ્રંથોનીય ત્રણ ત્રણ હજાર નકલો નીકળી!

સોસાયટીએ ૨૦ વર્ષમાંજ ૨॥ લાખ (૨,૭૫,૬૯૯) પુસ્તકો જાતે પ્રસિદ્ધ કર્યાં; ને બીજાં ૨॥ લાખ (૨,૫૯,૩૮૮) પુસ્તકોની નકલો વેચી ૨૦ વર્ષમાં કુલ ૬॥ લાખ નકલોનો પ્રચાર કર્યો!

સેંકડો લેખો અને કુડીબંધ ભાષણોની યાદ તો આજે ક્યાં તાજી કરું?

★

અને એમ ન માનીશ મારા ગુર્જર–બંધુ! કે આ બધો ધીમો સુધારો ય એમ ને એમ સહેલાઇથી થઇ ગયો હતો.

ના રે ના. નર્મદને માથે ગાળો, જૂતાં ને દંડા વીંઝાયા તો આ સુધારકોને ય થોડુંક તો સહન કરવું જ પડ્યું. ખુદ કવીશ્વર દલપતરામની જ વાત હું કહું. એમના જેવા વખત આવ્યે વળી જનારા માણસને ય નગરશેઠ હેમાભાઇએ સંભળાવેલાં વેણ મને હજીય યાદ છે. દલપતરામે વર્નાક્યુલર સોસૈટીમાં જોડાયા બાદ પહેલી વાર નગરશેઠને મળવા ગયા ત્યારે શેઠે એમને સંભળાવેલું "અરે! સરકારી નોકરી છોડીને તમે એવા પાપમાં ક્યાં પડ્યા?"

અને "વર્તમાનપત્ર"માં લખવાના ધંધાને "હલકો ધંધો" કહી શેઠે સોસાયટીમાં જોડાવા વિષેની દલપતરામજીની વાતને ધુત્કારી કાઢતાં કહ્યું: "અમારા જેવા સાહુકાર માણસનું એમાં કામ નહિ." ઉપરથી નગરશેઠે ઉમેર્યું: "વર્તમાન પત્ર"નું પાપ સોસૈટીએ જ ઊભું કર્યું છે; જેમાંથી ઉલટો કુસંપ ને કલેશ ઉત્પન્ન થયો છે."

ગુર્જરીના લાલ! સો વરસ પહેલાંની આ વાત છે. પણ આજે ય જાણે એવી ને એવી સાચી છે! તારી પાસે દોલત છે. ને તને ય નગરશેઠ હીમાભાઈની ખુમારી છે. છાપાંવાળા તારે મન પૈસાના ગુલામ છે. સાહુકારોના આશરે જીવનારા વસવાયાં છે. ને એથી જ તો તું હોંસે હોંસે એક હાથમાં નોટનો થોકડો ને બીજા હાથમાં 'નર્મદને સણસણતો જવાબ' લખીને—અરે કોઈ નાણાંભૂખ્યાં પાસે લખાવડાવીને મારી પાસે આવ્યો છે. તને એમ હતું કે 'મુંબઈ સમાચાર' મવાળ પક્ષી પેપર છે. નર્મદ જેવા ઉદ્ધતની સામે લખવામાં એને કશો વાંધો નહિ આવે.

તું ભીંત ભૂલ્યો છે, ભલા આદમી! તું યુગ ભૂલી જ નાદાન માનવી! તું મને—મારા પૂર્વજોને, મારી સવાસો વરસની કારકીર્દિને લજવવા આવ્યો છે? તને મેં મારી જિંદગીના એ શરૂના જમાનાની વાતો કહી તે એટલા માટે કે તું તારા પોતાના પૂર્વજોની કહાણી એક વાર તો જાણે. એ બધાએ સુધારાનું કામ કરતાં સારી પેઠે સહન પણ કર્યું હતું.

★

આજે આ ૭૦ જેટલી મિલોનાં ભૂંગળાં અમદાવાદની જાહેોજલાલીના મીનારા બની ઊભા છે. એના જોરે તો તમે લાખોની દોલત બે પાંચ વરસમાં ભેગી કરી લીધી છે; પણ એનાં માન જાય છે રણછોડભાઇ શેઠને. અમદાવાદમાં પહેલી સૂતરમિલના એ સ્થાપક હતા, અને અમદાવાદમાં નળ અને ગટર યોજના આણવાનું માન પણ એ સ્વર્ગસ્થને છે. અને એને માટે ય એમને વિરોધ સહન ન હતો કરવો પડ્યો એમ નથી. ખેર...

✱

તારે ન્યાય કરાવવો છે? આ ઊભા ન્યાયમૂર્તિ સમા નવલરામભાઇ (નવલરામ લક્ષ્મીરામ: ૧૮૩૬ થી ૧૮૮૮), દિ. બ. અંબાલાલભાઇ (અંબાલાલ સાકરલાલ દેસાઈ: ૧૮૪૪ થી ૧૯૧૪) અને એ બંનેના વડીલ સમા મહીપતરામભાઇ (મહીપતરામ ર. નીલકંઠ ૧૮૨૯ થી ૧૮૯૧). ગુર્જરી માએ તને કહ્યું ને માઠું લાગ્યું; વીર નર્મદે તો તને મરચાં લગાડ્યાં; ને મારી બધી વાતમાં તને શરમાવા જેવું ન લાગ્યું હોય તો પૂછ આપણા આ મુરબ્બીઓને. એ બધા તારી સામે તો ઊભા છે!

# પરિચય

## નવેમ્બર મહિનો

તા. ૭ મી નવેમ્બર ૧૯૧૭: રશિયામાં સમાજવાદી ક્રાંતિનો વિજય.

તા. ૭ મી નવેમ્બર ૧૯૩૮: મુંબઈમાં સરકારના 'કાળા કાયદા' સામે મુંબઈ કામદારોની સામાન્ય હડતાળ.

તા. ૧૪ મી નવેમ્બર ૧૮૮૯: જવાહરલાલ નહેરુનો જન્મદિન.

તા. ૧૫ મી નવેમ્બર ૧૯૧૭: સોવિયેટ રશિયાએ વસતિ જુદી જુદી પ્રજાઓને આત્મનિર્ણયના હકો આપ્યા.

તા. ૧૭ મી નવેમ્બર ૧૯૨૮: લાલા લજપતરાયની મરણતિથિ.

તા. ૧૮ મી નવેમ્બર ૧૯૧૪: ઉર્દૂ શાયર શિબ્લીની મરણતિથિ.

તા. ૨૦ મી નવેમ્બર ૧૯૧૦: લીઓ ટોલ્સટોયની મરણતિથિ.

તા. ૨૩ મી નવેમ્બર ૧૯૩૭: જગદીશચંદ્ર બોઝની મરણતિથિ.

તા. ૩૦ મી નવેમ્બર ૧૯૦૯: પ્રખ્યાત ઇતિહાસકાર રમેશચંદ્રની મરણતિથિ.



## લાલા લજપતરાય

પાંચ પાણીના પવિત્ર પ્રદેશ પંજાબ! આજે તો તારું નામ લેતાંયે કમકમાં છૂટે છે! એવું તો તેં કયું પાપ કર્યું છે કે, પાંચ નદીઓનાં પવિત્ર વારિથી હંમેશાં ભીંજાતી તારી ધરતી પર લોહીની નીકો વહી રહી છે! આજે તારી નદીઓનાં પાણી પવિત્ર નથી રહ્યાં. આજે તો એ નદીઓનાં વહેણમાં લાલ લોહી ઊભરાઈ રહ્યાં છે!

પંજાબનું એ અમૃતસર! એ જલિયાંવાલા બાગ! પંજાબનું લાહોર! સાયમન કમીશનને મળેલો જાકારો! ઓહ! હવે યાદ આવ્યું! મારી સ્મૃતિ પટે સુપ્ત બની ગયેલી એ યાદ તાજી થઈ ખરી! એ નામ યાદ આવ્યું! લાલા લજપતરાય! હા, લાહોરમાં! જ્યાં આજે માનવો માનવ મટી ગયાં છે એ લાહોરમાં! લાહોરમાંથી સાયમન કમીશનને જાકારો મળ્યો હતો. એ જાકારો આપનાર હતા લાલા લજપતરાય. લજપતરાયે એ વેળા મોખરો સંભાળ્યો હતો. સાયમન કમીશનનો વિરોધ કરવા આગળ આવેલી હિંદુ–મુસ્લિમ જનતાના સરઘસનો એમણે મોખરો સંભાળ્યો હતો. સામી છાતીએ ગોરા અમલદારના દંડાના કારમા ફટકા એમણે ઝીલ્યા હતા. ફટકા ઝીલીને એ મૃત્યુને વર્યા હતા. ના, મૃત્યુને વરીને અમરત્વ પ્રાપ્ત કર્યું હતું એમણે.

. એ વરસ હતું ૧૯૨૮નું, ને હતી તારીખ ૧૭મી નવેમ્બર. આ દિવસે એમનું મૃત્યુ થયું હતું. એમની મૃત્યુતિથિના આજના દિવસે એમના શબ્દો યાદ આવે છે. ૧૯૦૭ માં સુરતખાતે ભરાયેલી અખિલ હિંદ સ્વદેશી પરિષદનાં મંચ પરથી હિંદુ–મુસ્લિમ પ્રશ્ન પર બોલતાં એમણે કહ્યું હતું કે, "સજ્જનો! હું એ માનવા તૈયાર નથી કે, હિંદુ–મુસ્લિમ ઐક્યની વાત એ માત્ર ભ્રમણા છે." હિંદુપણાના રખવાળ આગેવાનોને એમણે પૂછ્યું હતું: "આમ છતાં ય જો એ ભ્રમણા હોય તો પણ, હિંદના ૨૦ કરોડ હિંદુઓના પ્રતિનિધિઓ એવા, આપણે, જે પરિસ્થિતિ છે એવી જ ચલાવી લેવી અને આપણાં લોકને એ અંધઃપતનની ખાઈમાં ઊંડા ને ઊંડા જવા દેવા? એના પરિણામે તો લોકો અને આપણે રાષ્ટ્રીય મૃત્યુ તરફ ઘસડાઈ જઈશું. જો વર્તમાન રાજકીય અને આર્થિક પરિસ્થિતિ વધારે વખત ચાલુ રહેશે તો એ અનિવાર્ય બનશે!" લાલાજીએ જે સવાલ પૂછ્યો હતો ને જે આગાહી ઉચ્ચારી હતી એ આજે કમનસીબે સાચાં પડ્યાં નથી દેખાતાં? આજે આપણા દેશમાં આચરાઈ રહેલાં કૃત્યોથી રાષ્ટ્રીયત્વ લજવાઈ મરતું નથી?

. ધાર્મિક સુધારકવૃત્તિ એ લાલાજીની મહત્તા તેમજ મર્યાદા પણ હતી.

આર્યસમાજની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેનાર લજપતરાય સમાજસુધારક માટે અંતિમ પગલાં લેવાની તરફેણમાં નહોતા. રાજકારણમાં પણ અણીને વખતે (દા. ત. સુરત અધિવેશનમાં તિલકવિરુદ્ધ) કોંગ્રેસના મવાળ પક્ષ સાથે જ રહ્યા છે છતાં કોમવાદ રાષ્ટ્રીય જીવનને ચૂંસી લે એ તેમને પસંદ નહોતું. હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસમાં તેઓ પહેલવહેલા ૧૮૮૮માં જોડાયા હતા. ૧૯૨૦માં લજપતરાય કોંગ્રેસના પ્રમુખ તરીકે સર્વાનુમતે વરાયા હતા. ૧૯૦૫માં અ. હિં. કોંગ્રેસ તરફથી રાજકીય મિશનમાં ઈંગ્લાંડ ગયા હતા. અને ત્યાં તેમણે ગોપાળ કૃષ્ણ ગોખલે જોડે રહીને કામ કર્યું હતું. એમને કેળવણીના પ્રચારનો ભારે શોખ હતો. દેશમાં કેળવણીના કાર્ય અંગે એમણે તન, મન અને ધનથી મોટા પ્રમાણમાં જહેમત ઉઠાવી હતી. ઈંગ્લાંડથી લજપતરાય અમેરિકા ગયા. અમેરિકા જવા પાછળનો મૂળ હેતુ ત્યાંની કેળવણીની પદ્ધતિ ને સંસ્થાઓનો અભ્યાસ કરવાનો હતો.

યુરોપથી પાછા ફરતાં એમને લાગ્યું કે હિંદના યુવાનોને રાજકીય તાલીમની ભારે જરૂર છે. અને એમણે લાહોરમાં તિલક સ્કુલ ઓફ પોલીટીકસની સ્થાપના કરી હતી.

સ્વદેશી પર બોલતાં એમણે કહ્યું હતું કે, જિંદગીના બધા ક્ષેત્રોમાં સ્વદેશીની ભાવના જળવાઈ રહે એ જરૂરી છે, પણ એક શરતે; આપણી પ્રગતિ ને સમૃદ્ધિના વિકાસ ખાતર પશ્ચિમમાંથી આપણને જે અનુસરવા જેવું લાગે એ અપનાવતાં યે આપણે શરમાવું ન જોઈએ. નહિ તો એ આપણને આપઘાતને માર્ગે ધસડી જશે

"સત્ય, સુદૃઢ ને અણનમ લડત અવિરતપણે જારી રાખવામાં હું માનું છું." અનેક વાર એમણે જાહેર કર્યું હશે. એમને કદી નિરાશા અડકતી નહિ. એ કહેતા, મારો ધર્મ છે-શ્રદ્ધા ને સંગઠન. કોંગ્રેસમાં જ્યારે ફેરવાદીઓ ને નાફેરવાદીઓ એવા બે પક્ષો પડી ગયા હતા ત્યારે એમને ભારે દુઃખ થતું હતું. અને એક વાર તો ફાટફૂટ પડતી અટકાવવા, રાસ બિહારી ઘોષની તરફેણમાં પોતાને મળતા કોંગ્રેસના પ્રમુખના હોદ્દાનો એમણે અસ્વીકાર કર્યો હતો.

એમની નજરમાં જનતા એટલે ઝૂંપડીઓમાં રહેતી પ્રજા હતી. જનતા ઉપર પડેલી કોઈ પણ જાતની આફત વખતે લાલા લજપતરાય એમની વહારે દોડી જતા એમનું સારું યે જીવન સેવા પાછળ જ ખર્ચાયું હતું. ઠેઠ વિદ્યાર્થી હતા ત્યારથી એ જનતાના કલ્યાણ માટે કોઈ ને કોઈ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતા જ રહેતા. ૧૯૦૫ પછી તો, એમણે દેશને પોતાની સેવા

વધારે આપી શકાય એ ખાતર વકીલાત પણ ઘણી ઓછી કરી નાખી હતી. અને રાષ્ટ્રની પ્રવૃત્તિઓમાં એમની ધંધાદારી પ્રવૃત્તિઓથી થતી આવકનો સારો એવો ભાગ વપરાયો હતો.

પંડિત જવાહરલાલજીએ પોતાની આત્મકથામાં લાલા લજપતરાય સૌથી શ્રેષ્ઠ આગેવાન ગણાવ્યા છે. લજપતરાયનાં મૃત્યુ પર લખતાં જવાહરલાલજી જણાવે છે કે–લાહોરમાં સાયમન કમીશન વિરોધી ચળવળ વખતે એમના પર થયેલા હુમલાથી લાલાજીને પોતાનું નહિ પણ રાષ્ટ્રનું અપમાન થયું હતું એમ લાગ્યું હતું.

એવા એ રાષ્ટ્રવિધાયક સ્વ. લાલા લજપતરાયની પવિત્ર યાદને તાજી રાખવા પંજાબની રહીસહી માનવતાને આપણે એમના ઉજ્જવળ રાહે આગેકૂચ કરી પ્રતિષ્ઠિત કરીએ !

–અનિલ કોઠારી

## મૌલાના શિબ્લી

[ હિંદની રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક જાગૃતિના ઇતિહાસમાં મૌલાના શિબ્લીનું સ્થાન ઘણું ઊંચું છે. રાજા રામ મોહનરોય, સ્વામી દયાનંદ સરસ્વતી, લોકમાન્ય ટિલક તથા વીર નર્મદના તેઓ સાથીદાર છે. આપણી અજ્ઞાન પ્રજામાં પ્રાણ ફૂંકી, આપણા સાંસ્કૃતિક વારસા માટે તેમના દિલમાં મહોબ્બત જગાડી, આઝાદીનો 'જોરસો' જગાડનાર ગઈ સદીના આ નેતાઓના આપણે ચિરંજીવી આભારી રહીશું જ.]

સન ૧૮૫૭ ! બ્રિટિશ રાજકર્તાઓ સામે હિંદનો પહેલો બળવો. એ સાલમાં શિબ્લીનો જન્મ થયો નવેંબર માસમાં. ૧૮૭૭ માં ઝારના રશિયાનું તુર્કી પર આક્રમણ થયું ત્યારે શિબ્લીએ માંડ પોતાનું ભણતર પૂરું કર્યું હતું. એ રાજકીય બીનાએ બીજા બુદ્ધિજીવી હિંદી મુસલમોની સાથે શિબ્લીને પણ પહેલી વાર જાગૃત કર્યા. સને ૧૮૮૩ ની સાલમાં શિબ્લી 'અલીગઢ ચળવળ' ના મહાન સ્થાપક સર સૈયદ અહમદ ખાનના સહકારમાં અલીગઢ કોલેજમાં અરેબિક અને ફારસી ભાષાના પ્રોફેસર તરીકે જોડાયા. ૧૬ વર્ષ આવી રીતે જ કામ કર્યું. અલીગઢ તે દિવસોમાં, મુસ્લિમ નવજાગૃતિનું કેંદ્ર બની ગયું હતું. 'પશ્ચિમની આંધળી નકલ કરવાને બદલે તેના સારા ગુણો જ ગ્રહણ કરો,' એ તેમની શિખામણ હતી. હિંદી મુસ્લિમોની આ જાગૃતિનો પડઘો શિબ્લીની મહાન કવિતા 'આશાનું પ્રભાત'માં પડે છે. તેમણે

ભૂતકાળમાં ઇસ્લામી સંસ્કૃતિએ દુનિયાને ધરેલી ભેટનું સુંદર વર્ણન કરી હિંદી મુસલમોની પડતીનાં કારણો વર્ણવ્યાં છે.

'વહેમ અને રૂઢિનાં બંધનથી બંધાએલ મુસલમાનોએ સત્યની શોધ મૂકી દીધી છે. સંસ્કૃતિના નવા વર્તુળમાં પ્રવેશ કરીને જ આપણે પગભર ઊભા રહેતા શિખીશું.'

આપણા રાષ્ટ્રીય નેતા મૌલાના આઝાદ તેમના મિત્ર અને સાથી હતા.

મુસ્લિમો માત્ર શિક્ષણની દષ્ટિએ જ નહિ પણ રાજકારણની દષ્ટિએ પણ સ્વતંત્ર અને પ્રગતિશીલ હોવા જોઇએ એ સિદ્ધાંત માટે શિબ્લી લડયા છે. ઇસ્લામી જગતના મહાન પુરુષો ખલિફ ઉમર, અલ ગઝલિ અને અલ મોમુનનાં જીવનચરિત્રો તેમણે જનતા સમક્ષ રજુ કર્યાં છે. પ્રાચીન મુસ્લિમોનાં મહાન કાર્યો તેમજ લોકશાસન માટેના પ્રયાસોના વર્ણનો શિબ્લીની કવિતામાં ઠેર ઠેર મળી આવે છે. મુસ્લિમો બહાદુર, આત્મશ્રદ્ધાળુ અને આત્મસમર્પણશાલી બને અને પોતાના પગભર સ્વતંત્ર રીતે ઊભા રહે—નહિ કે અંગ્રેજ શાહીવાદીઓનો પાલવ ઝાલી, તે શિબ્લીનો જીવનમંત્ર હતો. સર સૈયદ અહમદના શાહીવાદ તરફી વલણના તેઓ કટ્ટર વિરોધી હતા.

સન ૨૦ મી સદીનું પ્રભાત ખીલ્યું ન ખીલ્યું ત્યાં હિંદને આંગણે મુસ્લિમો કફોડી હાલતમાં મૂકાઇ ગયા—બંગભંગ ચળવળ, કાનપુરના નિર્દોષ મુસ્લિમ ટોળા પર શાહીવાદી ગોળીબાર, અલીગઢમાં શાસનવાદીઓની દખલગીરી—આ બધાથી શિબ્લીનું મન ખાટું થઈ ગયું અને તેમણે 'ઇસ્લામ નો વિલાપ' લખ્યો. તેઓ કહે છેઃ

'ઓ સંસ્કૃતિના ઉસ્તાદો, તમારી મોજમજાહ જાળવવા માટે તમને અમારા લોહી પરસેવાની મહેનત જોઇએ છે, તમારી તલવારોની ધારની તીક્ષ્ણતાની પરીક્ષા અમારી ગરદન પર કરવી છે, પણ અમે તમને પૂછી શકીએ કે આ બધું કેટલો વખત ચાલશે?'

તેમણે ડૉ. અન્સારીના માનમાં લખેલ કરણ કવિતાની છેલ્લી કડીમાં આશાનું કિરણ દેખા દે છે. આ કવિતાઓ મૌ. આઝાદના પત્ર 'અલ હિલાલ' અને મૌ. ઝફરઅલી ખાનના પત્ર 'જમીનદાર'માં પહેલવહેલી પ્રસિદ્ધ થઇ. એ એટલી બધી લોકપ્રિય નીવડી કે શાહી સલ્તનતને તે પર પ્રતિબંધ મૂકવો પડ્યો.

તેમના વખતમાં કોંગ્રેસની નેતાગીરી વિનીતોના હાથમાં હતી—હજુ તે સાંકડી મનોદશામાંથી બહાર આવી નહોતી. શિબ્લીએ મુસ્લિમ લીગને ટેકો આપ્યો તેનું મૂળ કારણ આ જ. તેમણે લીગ સમક્ષ કોંગ્રેસ-લીગ એકતાનો અને

લોકશાહીનો પ્રોગ્રામ રજુ કર્યો. તેમનાં લખાણોમાં આગ્રહ કરવામાં આવતો કે લીગે જમીનદારો અને તાલુકદારોનો સંગાથ છોડી, કામદારો અને કિસાનોનાં હિત સાચવવાં જોઇએ. તે માટે કોંગ્રેસે અને લીગે એક થઈ સુધારાઓ માટે ઝુંબેશ ચલાવવી જોઇએ. મુસ્લિમ આવામમાં પત્રો, પુસ્તકો અને સભાઓ દ્વારા રાજકીય જાગૃતિ આણવી જોઇએ.

શિબ્લી મહાન લોકશાસનવાદી હતા. એમના 'ફારસી કવિતાના ઇતિહાસ'માં તેઓ લખે છે "સરમુખત્યારશાહી અને લોકશાહીમાં મૂળભૂત તફાવત આ છે; જો સરમુખત્યાર ડાહ્યો અને બુદ્ધિશાળી હોય તો કાર્ય શાંતિથી આગળ ધપે છે; અને નહિ તો સુધારાની તો આશા જ ન રાખવી. આનાથી વિરુદ્ધ લોકશાહીમાં લાખો માણસો પોતાની બુદ્ધિ એકઠી કરે છે. સરમુખત્યારશાહીમાં પ્રજાની બુદ્ધિ વપરાયા વિનાની રહે છે, જ્યારે લોકશાહીમાં એક બાળકની બુદ્ધિનો પણ પૂરી રીતે ઉપયોગ થાય છે."

સન ૧૯૧૪ ના નવેંબર માસમાં હિંદુ-મુસ્લિમ જનતાને લોકશાસન તરફ આગે બઢતી જોવાની ઝંખના સેવનાર આ મહાન લોકશાહી નેતા તથા ઉર્દુ શાયર શિબ્લીએ દેહત્યાગ કર્યો. આજે સાચા લોકશાસનને અભાવે જીવેલી આઝાદી કોમી રમખાણોમાં ખોઈ બેસવાની બીક ઊભી થઇ છે ત્યારે આ શાયરની ખોટ કોને નહિ સાલે? તેમણે ઝંખેલું સ્વપ્નું જીવનમાં ઉતારવાની હાથમાં આવેલ તક આપણે જતી કરીએ છીએ એ હકીકત, તેમની મૃત્યુતિથિ ઉજવતી વખતે કયા પ્રમાણિક દિલમાં નહિ ડંખાય?

*

## સર જગદીશચંદ્ર બોઝ.

"આજે જગતનાં રાષ્ટ્રો વચ્ચે અવિશ્વાસની લાગણીઓ વધતી જાય છે. એ મનુષ્ય જાતિને માટે લાભદાયી નથી. બૌદ્ધિક વિષયોમાં આપણે એકબીજાને સહકાર આપવો ઘટે છે. ફક્ત આપણાં જીવનની એકતા છે જ એમ માની બેસી ન રહેવું પણ જગતની સંસ્કૃતિનું ઐક્ય સાધવા જગતનાં સર્વ રાષ્ટ્રોનું ઐક્ય સાધવું!" અટપટી દુનિયાના મલીન રાજકારણને વીંધી માનવજગતના ઐક્યનું દર્શન કરતી વિજ્ઞાનદૃષ્ટિ હતી-વિજ્ઞાન ક્ષેત્રમાં ભારતનો નેજો ફરકાવનાર શ્રી. જગદીશચંદ્ર બોઝની.

જગતમાં વિજ્ઞાન અત્યારે કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે. આપણા ગુલામ દેશમાં વિજ્ઞાનનો અભ્યાસ કરવાની પૂરતી તક મળતી નથી, છતાં

આપણી જીવંત ધરતીએ જગદીશચંદ્ર બોઝ જેવા વિજ્ઞાનના મહારથીઓ આપ્યા છે.

બાગમાં અવનવાં પુષ્પો સૌરભ ફેલાવી રહ્યા છે. જગદીશ બોલી ઉઠ્યા "ના તોડશો, એ બધાને. એ લોકોને પણ લાગણી અને જીવ હોય છે. આપણે જેમ શ્વાસ, પાણી, ખોરાક લઈએ છીએ તેમ આ વનસ્પતિ પણ લઈ શકે છે." અને તેમણે અનેક અખતરાઓ કર્યા, વિજળીનાં યંત્રો શોધ્યાં અને વિજ્ઞાનમાં પહેલીજ વખત આ મંતવ્ય વૈજ્ઞાનિક ઢબે પૂરવાર કરી આપ્યું.

તેમનો જન્મ બંગાળ પ્રાંતના ઢાકા જીલ્લામાં આવેલ રાઢીખલ નામના એક ગામડામાં ઈ. સ. ૧૮૫૮ના નવેંબરને દિન થયો. માતા પિતા જૂના વિચારના અને ધર્મચુસ્ત હોવા છતાં સુશિક્ષિત અને સંસ્કારી હતાં. ચાર વર્ષનો જગદીશ માછીમારોનાં બાળકો જોડે ભણવા જતો ત્યારે તેમની પાસેથી સાગર-રાણાની સાહસ કથાઓ તે સાંભળતો. તેની પાછળ છુપાએલ કુદરતનું રહસ્ય જગદીશના બાલમાનસમાં કુતુહલ પેદા કરી દેતું. ત્યારબાદ તો તેણે પિતા જોડે અનેક ઔદ્યોગિક શાળાઓ જોઈ, કળાકેન્દ્રો જોયાં અને સૌંદર્યને તે ભક્તિપૂર્વક નમી પડ્યો. મા વસુંધરાની ગોદમાંથી માનવજાત માટે નવીન સત્ય ખોળી કાઢવાની તમન્ના જાગી.

શાળાનો અભ્યાસ પૂરો કરી તે સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલમાં જોડાયો. ત્યાંનું સંગ્રહસ્થાન અને વિજ્ઞાનની પ્રયોગશાળા જોઈને મુગ્ધ બન્યો. જગદીશને વિજ્ઞાનની અંદર ઊંડા ઉતરવાની તક મળી. અધ્યાપક લેફોન્ટ તેના પ્રેરણામૂર્તિ હતા. ઝડપથી શાળાનો અભ્યાસક્રમ તેણે પૂરો કર્યો અને કોલેજમાં જોડાયો અહીં સ્નાતક બની વિલાયત વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવા ગયો પણ ટૂંક સમયમાં પોતાની શારીરિક અને માનસિક નિર્બળતાનું તેને ભાન થયું. તેથી વૈદકશાસ્ત્રનો અભ્યાસ છોડી તેણે કેંબ્રિજની બી. એ. અને બી. એસ સી. ની ઉપાધિ મેળવી. તે દરમ્યાન સંશોધન કરવાની તેમની ધગશ વધારે તીવ્ર બની.

તેઓ સ્વદેશ પાછા ફર્યા. લોર્ડ રેમ્બરલીના ભલામણપત્રથી ઉંચી પદવી અપાવી. કોલેજની પ્રયોગશાળા તેમણે વહેલી તકે સુધારી ટૂંક સમયમાં પોતાના સંશોધનનું પરિણામ લંડન વિદ્યાપીઠ મોકલી આપ્યું. એ વિદ્યાપીઠે તેમને "ડોકટર ઓફ સાયન્સ"ની પદવી આપી. હવે ડૉ. જગદીશચંદ્ર બોઝની ખ્યાતિ જગતમાં ઝડપથી ફેલાવા લાગી. તેમને લંડનના રોયલ ઇન્સ્ટીટ્યુટ તરફથી નિમંત્રણ મળ્યું. નિમંત્રણને માન આપી તેઓ લંડન ગયા. જગતના મહાન વૈજ્ઞાનિકોની સમક્ષ તેમણે પોતાનો પ્રયોગ કરી બતાવી બધાને છક્ક

કરી નાંખ્યા. તેમણે પુરવાર કર્યું કે વનસ્પતિ અને પ્રાણીઓ સ્વભાવે સરખાં જ છે. દુનિયાની મુસાફરી કરી અને જુદા જુદા દેશોની સમક્ષ તેમણે પોતાના પ્રયોગો દ્વારા સિદ્ધ કરી આપ્યું કે પ્રાણી અને વનસ્પતિ જીવન એક સરખું છે. વિજ્ઞાન ક્ષેત્રમાં શ્રી જગદીશની આ શોધે એક મહત્વની પ્રગતિ નોંધાવી છે એમ તેમના આંતરરાષ્ટ્રીય સાથીઓ કબૂલ કરે છે.

સર જગદીશચંદ્રે ઘણી શોધો કરી છે. તેજના ચમકારનો નાનામાં નાનો તણખો માપવાનું યંત્ર બનાવ્યું. જે રેડિયોની શોધ માર્કોનીએ કરી તે જ શોધ તેમણે કરી હતી. જગદીશચંદ્ર બોઝે લંડનમાં પોતાની શોધનાં કાગળીયાં મોકલાવ્યાં પણ ત્યાંના વૈજ્ઞાનિકોએ એ શોધનાં પત્રો પ્રગટ ન કર્યાં. ગુલામ હિંદી નવી શોધ કેવી રીતે કરે ? તેમની સૌથી મોટામાં મોટી શોધ તો ઝાડ અને અને વનસ્પતિઓમાં જીવ છે તે બતાવવાનું રેઝોનેંટ રેકોર્ડનું યંત્ર છે.

ઇ સ. ૧૯૧૫ માં ૫૭ વર્ષે નોકરીમાંથી નિવૃત્ત થયા અને સરકારે નાઈટહૂડનો ખિતાબ અર્પણ કર્યો. પોતાના જીવનના સંધ્યાકાળમાં સંશોધન ધપાવવા ખાતર તેમણે " બોઝ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ " તેના મુખ્ય ખંડમાં લખાવ્યું ને કોતરાવ્યું:

" માતૃભૂમિની કીર્તિ અને માનવજાતની પ્રગતિ માટે. " જગદીશચંદ્રના રાષ્ટ્રીય વારસા સમી આ સંસ્થાએ આજ સુધીમાં શી શી દેશ સેવા કરી છે તેનું વર્ણન અહીં કરવું શક્ય નથી પણ આજે જ્યારે કલકત્તામાં હજારો માનવો મેલેરીઆના પંજામાં તરફડી રહ્યા છે ત્યારે બાર વર્ષના અંતરે ક્વીનીન આપતાં સીંકોનાનાં ઝાડને ૬ વર્ષમાં ક્વીનીન આપતું કરવાની શક્યતાઓ આ ઇન્સ્ટીટ્યુટે ઊભી કરી છે. પરદેશી તંત્રની શાહીવાદી નજર આ શોધનો લાભ ઉઠાવી શક્યું ન હતું. તેને મન તો પૂર્વ ઇન્ડીઝના ધીકતા વેપારને જોખમમાં મૂકનાર આ બલા હતી. આઝાદ હિંદ તેને ક્યારે અમલમાં મૂકશે ?

બંગાળમાં આજે કપાસનાં ઝાડો ઊગે છે તે આ સંસ્થાના જ પ્રતાપે. જો આ પ્રયોગ મોટા પાયા પર સફળ થાય તો ત્યાં શણના ઉદ્યોગ સાથે કાપડનો ઉદ્યોગ પણ ખીલી નીકળશે તેમાં શક નથી. અમુક પ્રકાશ કિરણોનો ઉપયોગ કરીને શણના છોડવાની ઉંચાઈ ૯ ફીટને બદલે ૧૭ ફીટની કરી આપી છે.

હિંદી રાષ્ટ્ર વિધાયકોની જમાતોમાં આદરભર્યું સ્થાન મેળવી જગતમાં ભારતની ગૌરવપતાકા ઉંચી કરી, તા. ૨૩ મી નવેંબરને દિન, માનવતાનો આ મહાપૂજારી મૃત્યુ પામ્યો.

– અરવિંદ કાજી

# રોમેશચંદ્ર દત્ત

## જન્મ: ૧૮૪૮ ઓગસ્ટ ૧૩

૧૩ મી ઓગસ્ટ ૧૮૪૮ માં કલકત્તામાં જ્યારે રોમેશચંદ્ર દત્તનો જન્મ થયો ત્યારે હિંદમાં ધીમેધીમે રાજકીય જાગૃતિ આવતી જતી હતી. રામમોહન રોયના પ્રયત્નોને પરિણામે સામાજીક, ધાર્મિક અને કેળવણી વિશેની માન્યતાઓ બદલાતી જતી હતી. મિશનરીઓએ સ્થાપેલી શાળાઓ પ્રાશ્ચાત્ય કેળવણીનો પ્રચાર કરી રહી હતી અને સાહિત્ય પણ ઉત્તરોત્તર વિકાસ પામતું જતું હતું.

રોમેશના પિતા ડેપ્યુટી કલેક્ટર હોવાથી નાનપણમાં ખૂબ રખડવું પડ્યું. પણ અચાનક ૧૮૬૧માં તેમનું મૃત્યુ થવાથી રોમેશ કલકત્તા આવ્યા. સ્કુલ અને પ્રેસીડેન્સી કોલેજમાં અભ્યાસ કરી ૧૮૬૮ માં, ઘરમાં કોઈને પણ કહ્યા વિના તેઓ ઇન્ડિયન સિવિલ સર્વિસની પરીક્ષા આપવા ઇંગ્લેંડ ગયા. સાથે એમના જેવાજ, એજ ઉદ્દેશથી જતા બે યુવાનો હતા: બિહારીલાલ ગુપ્તા અને સુરેન્દ્રનાથ બેનરજી.

સિવિલ સર્વિસનાં દ્વાર ૧૮૫૪ થી હિંદીઓ માટે ખુલ્લાં થયાં હતાં એ વાત સાચી પણ હજી સુધી માત્ર એક સિવાય કોઈ હિંદી એમાં પ્રવેશ કરી શક્યો નહોતો. તે વખતના પ્રમાણમાં ભયંકર કહી શકાય એવું સાહસ કરીને ગયેલા આ ત્રણે જુવાનો પરીક્ષામાં બેઠા, પસાર થયા, નોકરી પણ મેળવી.

હિંદ પાછા ફરતાં પહેલાં ત્રણેએ ફ્રાન્સ, જર્મની, સ્વીટ્ઝરલેન્ડ અને ઇટલીનો પ્રવાસ કર્યો ને હિંદ આવી તરત જ રોમેશે પોતાનું પહેલું પુસ્તક બહાર પાડ્યું: 'Three Years in Europe'.

રોમેશે નોકરી દરમિયાન દક્ષિણ શાહબાઝપુરનું વીરગંજ, મૈમનસિંહ વગેરે જીલ્લાઓમાં કામ કર્યું. માત્ર એટલું જ નહિ પણ એટલી કુશળતાથી કર્યું કે અંગ્રેજોને પણ તેમની પ્રશંસા કરવી પડી. વળી તેમણે ખેડૂતોની દશા જોઈ, કાયમી મહેસુલ પદ્ધતિમાં સુધારો કરવાની ભલામણ કરી. અલબત્ત જૂનવાણી જમીનદારોએ આનો વિરોધ કર્યો પણ ૧૮૮૫માં જે બંગાળ વહીવટી કાયદો પસાર થયો તેનું મૂળ રોમેશે નાખ્યું એમ કહેવામાં જરાય ખોટું નથી.

આમ ખૂબ સફળતા પૂર્વક કામ કરી રોમેશે ૧૮૯૭ માં પેન્શન લીધું. તેમણે આટલો સમય નોકરી કરી તો ખરી પણ તે તેમનું મુખ્ય આકર્ષણ કદી બની ન શકી. નોકરી કરતાં પણ સાહિત્ય અને દેશની ચળવળમાં તેમને વધુ રસ પડતો. એ સમય દરમિયાન તેમણે અંગ્રેજી અને બંગાળી સાહિત્યમાં ઘણો વધારો કર્યો.

રોમેશને મન 'સાહિત્ય હિંદની સ્વદેશ ભક્તિ ફરી ફરી જગાવવાનું અને હિંદનાં સંતાનોમાં ભૂતકાળમાં ગુમાવેલો વિશ્વાસ ફરી જન્માવવાનું" સાધન હતું. આ ઉદ્દેશથી તેમણે ૧૮૭૭ માં બંગાળી સાહિત્યનો ઇતિહાસ પ્રગટ કર્યો.

આ અરસામાં રોમેશ બંકિમબાબુની અસર નીચે આવ્યા. તેમણે રોમેશને બંગાળીમાં લખવા ઉત્તેજન આપ્યું. આથી પ્રેરાઈ રોમેશે ચાર ઐતિહાસિક અને પછીથી બે સામાજીક નવલકથાઓ લખી. પણ એ બહુ સફળ ન થઈ. રોમેશની ખરી સફળતા તો તેમણે લખેલા ઇતિહાસોમાં છે. તેમણે લખેલ હિંદનો આર્થિક ઇતિહાસ, આજે પણ અત્યંત અગત્યનું સ્થાન ધરાવે છે. તેમની દૃષ્ટિ એક પ્રમાણિક વાસ્તવવાદીની હતી.

૧૮૮૬ માં તેમણે ઋગ્વેદનું બંગાળી ભાષાંતર પ્રગટ કર્યું. ૧૮૮૯ માં પ્રાચીન હિંદની સંસ્કૃતિનો ઇતિહાસ બહાર પડયો. ૧૮૯૭ માં નોકરી પૂરી થયા પછી ઇંગ્લેંડ જઈ તેમણે તેજ વર્ષમાં 'ઇંગ્લેંડ અને હિંદ' અને ૧૮૯૮માં 'પ્રાચીન હિંદનાં મહાકાવ્યો' નાં પુસ્તકો બહાર પાડ્યાં.

ઇંગ્લેંડમાં રોમેશે સાત વર્ષ ગાળ્યાં. વચ્ચે વચ્ચે તે થોડો સમય હિંદ આવી જતા. ૧૮૯૯ના ડિસેમ્બરમાં તેમને લખનૌમાં ભરાયલી રાષ્ટ્રીય મહાસભાની પંદરમી બેઠકના પ્રમુખ બનવાનું માન મળ્યું.

૧૯૦૪માં હિંદ પાછા ફરી રોમેશે બરોડા સ્ટેટમાં નોકરી લીધી: પ્રથમ મહેસુલ અધિકારી તરીકે અને પછીથી દીવાન તરીકે. એ પાંચ વર્ષના ગાળામાં તેમણે વહીવટી અને દીવાની વિભાગો જુદા પાડ્યા. પ્રધાનોની એક્ઝીક્યુટિવ કાઉન્સીલ બનાવી, ભારે કરો અને જકાતો દૂર કરી, મહેસુલી પધ્ધતિ સુધારી, સ્થાનિક સ્વરાજ્યને વિકસાવ્યું. આખા રાજ્યમાં મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરી અને ઘરગથ્થુ ઉદ્યોગો ખીલવવાનો પ્રયાસ કર્યો.

પણ જીંદગીભર જેણે કામ, કામ ને કામ જ કર્યું હોય તે દેહ કેટલું ખેંચે ? ૧૯૦૯ના નવેમ્બરની ત્રીસમી તારીખે એ દેહ પડ્યો.

જાહેર જીવનમાં તેમજ ગૃહજીવનમાં તેમના એકધારા ચોકસાઈ ભર્યા કાર્યની અસર થયા વિના રહી નહોતી. તેમના કુટુંબમાંથી એ સ્વભાવ ગળથૂથીમાંથી પીને જે અભ્યાસી વિદ્વાનો પાકયા છે તેમાંથી એક શ્રી. રજની પામદત્ત આજે આંતરરાષ્ટ્રીય મજૂર આંદોલનના, ખાસ કરીને સામ્યવાદી વિચાર સરણીના એક પ્રખર અને માનીતા નેતા બની ચૂક્યા છે.

પ્રથમ દૃષ્ટિએ રમેશબાબુનું જીવન કોઇને ખાસ રોમાંચક ન લાગે તે બનવા જોગ છે. પરંતુ અર્વાચીન હિંદના સંસ્કારને સધ્ધર પાયા પર આણવામાં તેમણે જે મદદ કરી છે તેને હિંદ કદીપણ ભૂલી શકશે નહિ. અર્વાચીન

ભારતના અગ્રેસર સર્જકોમાં 'તેમનું' સ્થાન કાયમ રહેશે, અને તેમના આવતી કાલના નવલોહિયા સંશોધકો પણ તેમનાં બુધ્ધિબળ, મનોબળ અને ઉદ્યોગી સ્વભાવમાંથી પ્રેરણા લેશે. —કેતન મુનશી.

## એક બાળકની વેદના

આ વાત છે ગોરી ચામડી વાળા એક બાળકની. આપણી જેમ સદીઓથી એનો દેશ ગુલામ નથી, પણ 'આઝાદ' છે. એ બાળકના વડવાઓ ને મા બાપનાં લોહીમાં ગોરી ચામડીની સંસ્કારિતા ને સભ્યતાનો દર્પ છે.

યુરોપના એક સંસ્કારી દેશ ફ્રાંસની ઇન્દ્રપુરીશી નગરી પેરીસની એક સરકારી નિશાળમાં એ ભણતો. એના લખેલા કાગળ પરથી લાગે છે કે બહુ બહુ તો આઠેક વર્ષની એની ઉંમર હશે. એણે પોતાની નોટ બુકમાં લખ્યું:-

અમારી કૂતરીને છ ગલુડિયાં થયેલાં. મમ્મીએ પાંચને પાણીમાં ડૂબાડી દીધાં. મમ્મીએ કહ્યું: આપણી પાસે પૂરું દૂધ નથી. રાન (એનો સાથી વિદ્યાર્થી) કહે છે, 'મારે ત્યાં એક બહેન આવવાની છે. પણ અમારે ઘેરે ય પૂરું દૂધ નથી.' મને લાગે છે કે, એ લોકો રાનની બહેનને ય પાણીમાં ડૂબાડી દેશે ××× હું નાનો હતો ત્યારે અમારે ત્યાં તો બહુ દૂધ હતું. પણ મમ્મી કહે છે, હું મોટો થઇશ ત્યારે એ લોકો મને લડાઇમાં લઇ જઇને મારી નાખશે. મને દડે રમવું બહુ ગમે છે, ને ચકડોળે ચઢવાની ખૂબ મઝા આવે છે. મને લડાઇમાં મરી જવાનું નથી ગમતું.

આટલું લખીને બાળકે-પોતાના ભાવિ જીવનનું સ્વપ્નું દોર્યું—દૂર દૂર સુધી ભૂરો સમુદ્ર ને એની છાતી પર હિલોળા લેતું એક નાનકડું જહાજ!

ઘેર દીકરાના ભણતરની કાળજી રાખતા બાપની નજરે એક દિવસ પુત્રના આ લખાણ પર પડી...ને એની આંખો ચાર થઇ ગઇ! પારાપેટંટ દવાઓની એક નાનકડી દુકાનનો માલિક દીકરાના આ 'બળવાખોર લખાણ' થી ચોંકી ઊઠ્યો.

એણે જઇને સરકારમાં ફરિયાદ નોંધાવી: 'એક મુફલિસ શિક્ષિકા અમારાં છોકરાંને ઊંધે રસ્તે ચડાવે છે. એની સામે પગલાં લો...!' ને સરકારે પગલાં લીધાં ય ખરાં પરંતુ નવી આવેલ શિક્ષિકના વર્ગમાં ભણવા છતાં પેલા બાળકના દિલની વેદના તો એવી ને એવી જ જાગતી રહી. મમ્મીએ પાંચ ગલુડિયાંને મારી નાખ્યાં, કેમકે દૂધ નહોતું, પણ રાનની પાસેય પૂરતું દૂધ નથી. એની નવી બહેનને શું એ મારી નાખશે? અને હુંય મોટો થઇશ ત્યારે લડાઇમાં મોકલી શું મનેય મારી નાખશે! —મું

★

# સંગત સાહિત્ય

## ચાર જીવનચરિત્રો

- અમારા સરદાર : લે : શ્રી દયાશંકર ભ. કવિ. પ્રકાશક : ધી સંદેશ લિમિટેડ. સોલ એજંટ : એન. એમ. ઠક્કરની કું. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. કિં. પા રૂપિયા
- આપણા સરદાર : લે : પુરાતન બુચ. હંસ પ્રકાશન : મુખ્ય વિક્રેતા : બાલગોવિંદ કુબેરદાસની કું. રતનપોળ નાકા, ગાંધી રસ્તો, અમદાવાદ.
- આચાર્ય કૃપલાણી : લે : સત્યમ્. જીવન સાહિત્ય મંદિર, ૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઇ-૨.
- રસ દર્શન ; લેખક : હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. સોલ એજંટ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ કિં. ૨-૧૨-૦

# અમારા સરદાર

સરદાર વલ્લભભાઈ પટેલ આજે તો આપણા દેશની પ્રથમ રાષ્ટ્રીય સરકારના ઉપ વડાપ્રધાન છે. નહેરૂ સરકારના લોખંડી ગૃહ પ્રધાન તરીકે એમને સૌ પિછાને છે. પરંતુ આજથી વર્ષો પૂર્વે સગ્રામ-શૂર, બાવહાદુ અને દેશ નેતા તરીકેની તેમની નામના દેશભરમાં પ્રસરી ચૂકી હતી. ૧૯૨૮ ના બારડોલી સંગ્રામે તેમને "વીર વલ્લભભાઈ" નું બિરુદ અપાવ્યું અને તેઓ 'સરદાર' ને નામે મશહૂર બન્યા. તે પૂર્વે વર્ષોના નક્કર સેવાનો તેમનો લાંબો ઇતિહાસ આજે તો હવે છેક અજાણ્યુ નથી. એટલુંજ નહિ, પરંતુ. તેમના બાળપણની કથાઓ પણ હવે તો પ્રકાશમાં આવી રહી છે.

૧૮૫૭–પરદેશી બ્રિટિશ હકુમત સામેનો પ્રથમ પડકાર! એ ઐતિહાસિક વર્ષમાંજ સરદાર શ્રી. વલ્લભભાઈનો જન્મ થયો હતો.

બાળપણમાંથીજ સ્વતંત્ર મિજાજની ઝાંખી કરાવતાં સરદારે વિદ્યાર્થી અવસ્થામાં તો વિદ્યાર્થીઓના 'બંડખોર સરદાર' તરીકેની કીર્તિ જીતી લીધી હતી. અને ત્યારબાદ, વકીલાતનાં વર્ષો ( ૧૯૦૧ થી ૧૯૦૯ ) દરમિયાન તેમણે તુમાખી ગોરા મેજીસ્ટ્રેટો, તથા અન્ય, અમલદારો સામે સ્વમાન અને ન્યાયને ખાતર માંડેલા મોરચા સરદારની તેજસ્વી તસ્વીર રજુ કરી જાય છે.

ત્યારબાદ, ૧૯૦૯ થી ૧૯૧૩ ના પરદેશ નિવાસ બાદ, ૧૯૧૪ થી આજ દિન સુધીના, વિવિધ જાહેર પ્રવૃત્તિના સભર જીવનની તસ્વીર તેમની બીજી અનેક નક્કર શક્તિઓનો પરિચય આપે છે; સાથે સાથે હિંમતભરી કુરબાની ઓનો પણ.

ગુજરાતને માટે તો, સરદારનું જીવન અને ૧૯૧૪ થી ૧૯૪૦ સુધીના ગુજરાતના જાહેર જીવનનો વિકાસ એટલા બધાં ગુંથાઈ ગયાં છે કે એ બેને અલગ કરી જોવાં મુશ્કેલ છે. ખેડા જીલ્લાનો સત્યાગ્રહ, ( ૧૯૧૭ ), અમદાવાદ માટે પાણીની પ્રથમ સગવડ, અમદાવાદ મ્યુનિસિપાલટીને સાચી પ્રજાકીય સંસ્થા તરીકે વિકસાવવા માટેની લડતો ( ૧૯૧૫ થી ૧૯૩૯ ), ગુજરાત રાજકીય પરિષદની સ્થાપના, વીરમગામની લાઈન દોરી સામેની જેહાદ, અને પછી ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખપદેથી એક પછી એક આરંભેલી લડતો ને બુએશો-બોરસદનો હૈડિયાવેરો, ૧૯૨૭ ની અતિવૃષ્ટિની આપત્તિમાં પ્રચંડ રાહતકાર્ય, ( જ્યારે સરકારી તંત્ર તૂટી ગયું હતું ત્યારે સેંકડો સ્વયંસેવકો દ્વારા બજાવેલી કામગીરી ), ૧૯૨૮ ની જગમશહૂર બારડોલી લડત, અને બાદ ૧૯૩૪ માં કરાંચી કોંગ્રેસના પ્રમુખ તરીકેની કારવાઈ, રાજકોટની લડત ( ૧૯૩૮ ) વગેરે પ્રસંગો ઉપર તરી આવે છે.

ગુજરાતના હરિજન આશ્રમો અને શિક્ષણ સંસ્થાઓ, ગુજરાતની ગૌરવ ભરી ગુજરાત વિદ્યાપીઠ અને હવે રચાનારી ગુજરાત યુનિવર્સિટી આ બધાના પાયામાં સરદારની સક્રિય સહાય રહેલી છે.

આવાં, સાહસ અને શ્રમનાં ચાળીસ વર્ષોને અંતે આજે આપણે સરદારને તેમના સૌથી ઉંચા સ્થાને જોઈએ છીએ.

અને ત્યારે, તેમણે છેલ્લાં ૨૦-૨૫ વર્ષ દરમિયાન તે તે સમયના ઉદ્દામમતોની સામે ય માંડેલી જીવભરી લડતો પાછળનું તેમનું માનસ આપણને આંચકા આપ્યા વિના રહેતું નથી. શ્રી ઇન્દુલાલ, નરીમાન, ખોજ, યા ખરેની સામેની વૈયક્તિક અથડામણોની વાત જતી કરીએ તોય, ૧૯૩૪થી સમાજવાદ અને સામ્યવાદ તથા ઉદ્દામવાદ સામેની, ઉદ્દામ કામદાર-કિસાન સંઘો તથા હડતાળો વગેર સામેની તેમની દાઝ આગળ તરી આવ્યા વિના રહેતી નથી. બીજી બાજુ, રાજા મહારાજાઓ, બિરલા-તાતા ને સર પુરુષોત્તમદાસ જેવાઓની સાથેનો તેમનો ઘનિષ્ઠ સંપર્ક, આ અતિ શક્તિશાળી પુરુષનો હવે પછીના રાજકારણની દિશા ચીંધે છે. અને ત્યારે કહેવાનું મન થઈ જાય છે કે, જે સરદારે જિંદગીનાં અનેક વર્ષો દમન, અન્યાય તથા માનભંગના પ્રસંગો સામે ઝૂઝવામાં ગૌરવભેર ગાળ્યાં છે, તેમના જ પાઠ પઢેલા નવજુવાનો આજે હિંદના નૂતન વિકાસની સાચી દિશામાં આગળ ધપી રહ્યા છે, ત્યારે તેમની સામેનો આડો હાથ કોઈ રીતે ઇતિહાસ સહી નહિ જ લે.

*

આવી ટૂંકી જીવનનોંધ સાથે અમે આ પુસ્તકને આવકારતાં માત્ર એટલું જ કહીએ છીએ કે, પુસ્તકમાં જીવનની માહિતીઓ સાથે સાથે તે તે વર્ષોનું રાજકારણ ગૂંથ્યું છે તે યોગ્ય કર્યું છે; પણ એમાં ય કેવળ વ્યક્તિની ભક્તિથી પર થઈ જે નવાં-જૂનાં પ્રવાહોની અથડામણોમાંથી સરદારશ્રીનું જીવન વણ્યું છે, તેનો ખ્યાલ ખડો કરવો જોઈએ, તે લેખક ચૂકી ગયા છે.

રાષ્ટ્રીય પુરુષોનાં જીવનચરિત્રો એના ભક્તિવેડાથી નહિ, પરંતુ એ સર્વાંગ જીવનનાં રંગોથી સાચાં સમજણ અને રજુઆતથી દીપી ઊઠવાં જોઈએ.

—ઉ.

★

## આપણા સરદાર

અમારી દષ્ટિએ આ પુસ્તક લગભગ નિરર્થક છે. 'વીર વલ્લભભાઇ' (પ્રસ્થાનનું પ્રકાશન)માંથી અતિ ગવાયેલા કેટલાક રસિક ને જુસ્સાદાર પ્રસંગોને લેખકે તદ્દન નિષ્પ્રાણ રીતે રજૂ કર્યા છે; તો બીજાં અનેક પૃષ્ઠોમાં તો નર્યો વાયડાઇ જોવા મળે છે! બાળકોને કે કિશોરોને માટે લખાયેલ આ પુસ્તક કેવળ હેતુ વિનાનું બની ગયું છે. લેખકે નામ (કમાવા) ખાતર લખ્યું લાગે છે; ને પ્રકાશકોએ (સરદારના) નામ ઉપર પ્રસિદ્ધ કર્યું હોય તેમ લાગે છે.

–ઉ.

## આચાર્ય કૃપલાણી

આજે ભારતવર્ષની સૌથી મહાન સંસ્થા રાષ્ટ્રીય કોંગ્રેસના સર્વોચ્ચ સ્થાને–રાષ્ટ્રપતિને સ્થાને બિરાજવાનું બહુમાન જેમને પ્રાપ્ત થયું છે તે આચાર્ય કૃપાલાનીના ધૂની અને વિલક્ષણ જીવનનો પરિચય તેમના અતિ નીકટના સહવાસ વિના લગભગ અશક્ય છે એમ કહ્યા પછી, બહુ સામાન્ય કસોટીએ વિચારતાં પણ, આ જીવનચરિત્રના લેખકની પાસે આચાર્યની મુદ્દલે ઓળખ નથી, એ વિલક્ષણ જીવનની સમજણ નથી અને સાધારણ જીવનચરિત્રો લખવાની ય પકડ નથી એ વાત સાફ જણાઈ આવે છે. એથી જ તો કૃપાલાનીજીની જન્મતિથિ (૧૮૮૮), તેમના કુટુંબની આછી માહિતી (જેમાં તેમના બે ભાઈઓએ ઇસ્લામનો અંગીકાર કર્યો હતો તથા ત્રીજાએ ભગવાં પહેરી હિમાલયવાસ સેવ્યો હતો વગેરે), બાળપણની તેમની તોફાની રાવૃત્તિ, તથા તુમાખી અંગ્રેજ પ્રિન્સિપાલ સામેની હડતાલની નેતાગીરી, ૧૯૦૭ માં બી. એ, ૧૯૧૨ માં એમ. એ. ની ઉપાધિ; બાદ સિંધમાં શિક્ષક તરીકેની જિંદગીથી શરૂ કરી બિહારમાં મુઝફ્ફરપુર કોલેજની પ્રોફેસરી; ગાંધીજીનો પ્રથમ પરિચય થયા બાદ ચંપારણની લડત, માલવિયાજીનું મંત્રીપદ, ગાંધી આશ્રમની સ્થાપના, ૧૯૨૨થી ૧૯૨૭ ગુજરાત વિદ્યાપીઠનું આચાર્યપદ, ત્યારબાદ મેરઠ આશ્રમનું પુનઃ સંચાલન અને બિહાર ભૂકંપમાં સેવા, ૧૯૩૫થી રાષ્ટ્રીય કોંગ્રેસના મુખ્ય મંત્રી અને દસ વર્ષની એ લગાતાર કામગીરી બાદ ૧૯૪૬માં રાષ્ટ્રપતિપદ!—આ પ્રકારની આછી રૂપરેખા મળવા ઉપરાંત ભાગ્યે જ કયાંક જીવનની ઉષ્મા જોવા મળે છે. અને આ ખોટ કૃત્રિમ રીતે પૂરી પાડવા માટે અનેક સ્થળે બિલકુલ બિનજરૂરી શબ્દાડંબર તથા નિષ્પ્રયોજન વાતો (જેને માટે ખાસ 'સુચેતા કૃપલાણી' તથા 'આચાર્યનું ગૃહજીવન' પ્રકરણો જોઇ જવાં)થી પાનાં ભરવા પડ્યાં છે! 'કોંગ્રેસના બનાવ શો,' તથા 'કેટલાક ધન્ય પ્રસંગોનાં (જેમાં ભાગ્યે જ એવી થોડી વાનગી લેખક પાસે છે) પ્રકરણો પણ

બિલકુલ ઊકરવાદ જેવાં છે; તો આચાર્યનું રાજકારણ, તેમની સાહિત્યપ્રવૃત્તિ, તથા તેમના મૂલ્યાંકનનું ઉલ્લું પ્રકરણ બિલકુલ જ ઊંડાણ વિનાનું છે.

એકાદ વિદ્યાર્થીના હાથે લખાયેલ નિબંધ જેટલી જ માહિતી અને શૈલીવાળા આ પુસ્તકમાં ભાગ્યે જ કશું પ્રશંસા જેવું છે. એમાં ય કૃપાલાનીજીના પરિચિતો તો આ પુસ્તક જોઈ નિરાશ થયા વિના નહિ રહે.

*

જીવનચરિત્રો લખવાં એ એક વિશિષ્ટ અભ્યાસપૂર્વકની સાધનામય કલા છે. એને માટે ભરપૂર માહિતી ઉપરાંત તે તે જીવનની ઊંડી સમજ જરૂરી છે. અને એને માટે અતિસંયમી છતાં રોચક શૈલી અનિવાર્ય છે, એ વાતની નોંધ કરીએ છીએ. —ઉ.

## રસદર્શન.

ડૉ. હરિપ્રસાદ દેસાઈના જીવનનાં પાસાં જેણે જોયાં જાણ્યાં છે એ સૌ કોઈ જાણે છે કે સંસ્કારી જીવનની એવી કોઈ ચીજ ભાગ્યે જ હશે કે જેમાં ડૉક્ટરે અતિ રસ અને ઉત્સાહભેર ચંચુપાત નહિ કર્યો હોય.

આજે ૭૦ વર્ષના ડૉક્ટર ૫૦ વર્ષ પૂર્વેની પોતાની વાતથી શરૂ કરી ઊક હમણાંના દિવસોની યાદ આ પુસ્તકમાં તાજી કરાવે છે. તેઓ આખા હિંદના મશહૂર તીર્થધામો અને સ્થળોનું સૃષ્ટિસૌંદર્ય તેમની કલા, તેમનો ઇતિહાસ, તથા તેમની કેટલીક વિશિષ્ટતા વગેરે જેટલી બાળક જેવી ઉત્સાહી રીતે કહી જાય છે, એટલો જ ને એવો જ ઉત્સાહ આપણે તેમની અમદાવાદની પોળો, સાદી છતાં ઐતિહાસિક ઇમારતો, સંસ્થાઓ અને વ્યક્તિઓ વિષેની વાતોમાં જોઈએ છીએ. એ બધાં જાણે એમનાં લોહીમાં ધબકી રહ્યાં છે—એ બધાંની સ્મૃતિ જાણે હજી આજે ય તેમને ફરી જુવાન બનાવવા પ્રેરી રહી છે!

પરંતુ જેમણે આટલું બધું જોયું જાણ્યું ને અનુભવ્યું છે, જેણે ભાગ્યેજ કોઈ વિષયમાં ચંચુપાત નથી કર્યો, જે સદા પૂરા રસિક અને પ્રફુલ્લ બની હજી હજાર નવીનતાઓને આજે ય અપનાવવા ઉત્સાહી છે, એવા આપણા ગુજરાતના એક રસદ્રષ્ટાની પાસેથી આવી ઝાંખી અને અરસિક લખાવટ તથા ઊંડાણ રહિત દૃષ્ટિની કિતાબ મળે એ ખરેખર શોચનીય છે. ડૉ. હરિપ્રસાદની સાદી રમૂજિયાળ વાર્તાશૈલી અને હાસ્યકટાક્ષભરી શૈલીનો ય અભાવ અહીં ખૂંચ્યા વિના નથી રહેતો. —ઉ

★

# પખવાડાની ડાયરી

## રાષ્ટ્રીય પ્રવાહો

રાત દિવસ દુઃખિયાં ભૂખિયાં હજારો નિરાશ્રિતોની વણઝાર ચાલુ જ છે. નવી અને નવી વણઝારો શરૂ થતી જાય છે અને તેમ તેમ નિરાશ્રિતોના પુનર્વસવાટનો પ્રશ્ન વધુ ને વધુ ગંભીર બનતો જાય છે. કોમી હત્યાકાંડોએ બંને રાજ્યોના સૌથી સમૃદ્ધ ભાગો વેરાન કરી મૂકી તેમના આર્થિક તંત્રને જે સખત ફટકો માર્યો છે, તેથી પુનર્વસવાટનો સવાલ અતિશય વધુ ઉગ્ર બની ચૂક્યો છે.

૧૭ મી ઓગસ્ટે મળી શકતા આંકડા મુજબ ફક્ત પૂર્વ અને પશ્ચિમ પંજાબમાંથી ૪૪ લાખ માણસો હિજરત કરી ગયા હતાં અને બીજા ૨૮ લાખ વાહન મળ્યે હિજરત કરવાની તૈયારીમાં હતા. સિંધ, સરહદ પ્રાંત વગેરે પાકિસ્તાની પ્રાંતોમાંથી અને દિલ્હી, યુ. પી વગેરે હિંદી પ્રાંતોમાંથી હિજરત કરી ગયેલા કે કરી રહેલા તો જુદા જ. એમને તાત્કાલિક અનાજ, રહેઠાણ, કાપડ અને કામધંધો આપવા એ આજની સરકારો માટે સૌથી કપરો અને સાથે જ સૌથી અગત્યનો સવાલ છે.

નિરાશ્રિતોના સવાલમાંથી એક બીજો પણ એટલો જ ગંભીર ફણગો ફૂટે છે. જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં તેમની અત્યાચાર-કથાઓ આસપાસના વાતાવરણને તંગ બનાવી મૂકે છે; અને જેનો લાભ લઈ કોમીવાદી પ્રત્યાઘાતીઓ કોમી-દારૂગોળામાં તણખો ચાંપે છે. ગયે મહિને જ દિલ્હીમાં આવેલા બે લાખ નિરાશ્રિતોની અત્યાચાર-કથાઓનો ઉપયોગ કરી લોકોને

બહેકાવી મૂકી કોમવાદીઓએ રાષ્ટ્રીય સરકાર માટે 'ગંભીર કટોકટી' (નહેરૂ) ઊભી કરી હતી. અને આજે ય એ કટોકટી છેક અદ્રશ્ય થઈ નથી. જ્યાં જ્યાં નિરાશ્રિતો ગયા છે તે તે સ્થાનો આજે ભારેલા દારૂગોળા સમાં બની ગયાં છે.

અલબત્ત તે નિરાશ્રિતોની યાતનાઓની કથાઓ સુણી હરકોઈનું હૃદય દ્રવ્યા વિના નહિ રહે. એમને આપણા સંકટગ્રસ્ત મહેમાનો ગણી આપણે તેમની તનતોડ સરભરા કરવી જરૂરી છે, પરંતુ નિરાશ્રિતોને કોમીવાદના અને દેશ-દુશ્મનોના હથિયાર બનવા દેવાનું તો આપણે હરગિઝ ન જ કરી શકીએ. આપણને પાલવે પણ નહિ.

આમ છતાં આપણે જોઈએ છીએ કે આજે કોમીપ્રચાર જેટલો ઊંડા મૂળ નાખી રહ્યો છે, એટલાં એણે કદી નાખ્યાં ન હતાં તે એટલે સુધી કે આજે હિંદુ મહાસભાવાદીઓ બેધડક માગણી કરતા થઈ ગયા છે કે 'બધા મુસ્લીમોને હિંદમાંથી હાંકી કાઢો.' (ડો. મુંજે તા. ૬ઠી ઓક્ટો.) તેઓ હિંદમાં વસતા મુસ્લીમોને પાંચમી કતારિયા માને છે.

બીજી બાજુ તેઓ પોતે હિંદુ ફાસીવાદનો પ્રચાર કરી રહ્યા છે અને નફ્ફટાઈપૂર્વક કહે છે કે 'પં. નહેરૂની સરકાર નમાલી છે, હિંદુઓનું રક્ષણ કરી શકતી નથી, મુસ્લિમો સામે વેર લેવા દેતી નથી; પાકિસ્તાન સામે યુદ્ધ જાહેર કરતી નથી; માટે તેને ઉથલાવી નાખી શુદ્ધ હિંદુરાજ સ્થાપવું જોઈએ. અને તેની સરકારમાં પંડિત નહેરૂ કે સરદાર પટેલ નહિ, પણ પતિયાલા, જામનગર ને અલ્વરના રાજા મહારાજાઓ તથા સાવરકર-મુંજે વગેરેને સ્થાન હોવું જોઈએ.

બીજી તરફથી હિંદી મુસ્લીમોએ પણ ભાગલાનાં માઠાં પરિણામ જોઈ તેમજ પોતાની ભાવિ સલામતીનો ખ્યાલ કરી હિંદ પ્રત્યેની તેમની વફાદારીની ફરી ફરી જાહેરાતો કરવા માંડી છે.

મધ્ય પ્રાંતના ડો. હસને તો મુસ્લીમોને અપીલ કરી છે કે 'મુસ્લીમ લીગ વિખેરી નાખી કોંગ્રેસમાં જોડાઈ જાવ. બે-રાષ્ટ્રોની માન્યતાને ભૂલી જાવ.' (૬ઠ્ઠી ઓક્ટોબર). એથી આગળ વધી ઓરીસ્સાના આગેવાન લીગવાદી ફઝલે હકે જાહેર કર્યું છે કે જો પાકિસ્તાન અને હિંદ વચ્ચે યુદ્ધ થશે તો અમે હિંદના પક્ષે પાકિસ્તાન વિરુદ્ધ લડશું.

અલબત્ત આ વલણ આવકારપાત્ર છે જ; પણ તો ય ઘણાને સ્વાભાવિક રીતે લાગે છે તેમ કેટલેક અંશે આ હજી બહારની વાતો, ઉપરછલ્લી જાહે-

રાતો છે. આ માન્યતાનું મુખ્ય કારણ એ છે કે વર્ષો થયાં બંધાયેલું તેમનું કોમીવાદી માનસ હજી ધરમૂળથી બદલાયું નથી. હજી ય તેઓ કાઈદે આઝમને પોતાના નેતા માને છે, હજી ય પોતાના રક્ષણ માટે એમની નજર પાકિસ્તાન સરકાર પર પડે છે, કેમ જાણે પાકિસ્તાન જ તેમનું વતન ન હોય! હિંદના સાચા વફાદાર શહેરીઓ બનવા માટે આ માનસ પલટવું જ પડશે. અને તેમણે કોમી નહિ પણ લોકશાહી ધોરણે હિંદી પ્રગતિનાં આંદોલનોમાં સામેલ થવું જોઈશે.

સ્વાભાવિક રીતે જ આ કપરું કાર્ય છે અને તેમાં તેમને મદદ કરવી એ આપણી સૌની અને આપણી સરકારની ફરજ છે. લઘુમતિઓને પૂરા હકો આપી એમના જાન, માલ અને આબરૂની સંપૂર્ણ સલામતિની ખાત્રી આપી, વધતા જતા હિંદુ ફાસીવાદને સાફ કરી આપણે તેમનો વિશ્વાસ જીતી લેવો જોઈએ. આપણે આપણી આ ફરજ બજાવીશું તો હિંદીમુસ્લિમોની પાસે સંપૂર્ણ અને સાચી વફાદારીનો અમલ વહેલી તકે કરાવી શકીશું.

આમ, જો બંને કોમના પ્રયત્નથી આપણે ફરી કોમી એખલાસ જીતી શકીશું તો આપણી આઝાદી અને લોકશાહી સામેનો મોટામાં મોટો ભય દૂર થશે અને રાષ્ટ્રીય પુનર્રચનાનું કામ ઉપાડી લઈ શકીશું. વળી કોમી બિરાદરીના માર્ગે હિંદ-પાકિસ્તાનને મિત્રો બનાવી શકીશું.

આ ઉદ્દેશથી જ પ્રેરાઈને તો પંડિત નહેરૂએ અદ્ભૂત હિંમત અને શ્રદ્ધાથી કોમીવાદ સામે ઝુંબેશ ઉઠાવી છે. મુસ્લિમ લીગ સામે તેમણે જે પ્રહાર લગાવ્યા છે, તેવા જ પ્રહાર હિંદુ કોમ સામે ય તેમણે બેધડક લગાવ્યા છે. તેમણે પડકાર ફેંક્યો છે કે 'હિંદ કદી ય હિંદુરાજ નહિ બની શકે. જો હિંદ કોમી તથા બિનલોકશાહી રાજ્ય બને તો હું રાજીનામું આપીશ.' પાટનગર દિલ્હીને ભસ્મીભૂત કરનારાઓની સામે આંગળી ચીંધતાં તેમણે કહ્યું કે 'પ્રત્યાઘાતીઓએ આખું વહીવટી તંત્ર ખેરવી નાખી સત્તા હાથ કરવાનો પ્રયત્ન કર્યો હતો' અને તેમણે તેમને ફાસીવાદીઓ કહી ધિક્કાર્યા.

પંડિત નહેરૂએ આગળ વધી દિલ્હી તથા યુક્ત પ્રાંતમાં જબરજસ્ત શાંતિ જેહાદ આરંભી દીધી છે.

એ નીડર દોરવણી ઝીલી લઈ હિંદભરમાં જબરજસ્ત શાંતિ આંદોલન જાગી ઊઠ્યું છે. ખાસ કરીને ઉદ્દામ પક્ષો, લેખકો, કળાકારો, વિદ્યાર્થીઓ અને કામદારો આ આંદોલનમાં અગત્યનો ભાગ ભજવી રહ્યા છે.

વધતો જતો કોમી વેરભાવ હિંદ અને પાકિસ્તાન વચ્ચે આગ પેટાવી રહ્યો છે; ત્યારે એ જ વખતે જુનાગઢ અને કાશ્મીરના બનાવો એમાં ઉમેરો કરી રહ્યા છે.

આજે, હિંદ અને પાકિસ્તાનના દુશ્મનો આ બે ક્ષેત્રોમાં-હિંદ-પાકિસ્તાન વચ્ચે યુદ્ધ સળગાવવાની વેતરણ કરી રહ્યા છે.

*

જુનાગઢ આરઝી હકૂમતની સ્થાપના કાઠિયાવાડની લોકશક્તિના ઇતિહાસમાં નવાયુગનાં મંડાણ કરે છે. આરઝી હકૂમતને જે ઉત્સાહભર્યો પ્રજાકીય ટેકો મળ્યો છે તેથી આખા કાઠિયાવાડમાં નવો પ્રાણસંચાર થયો છે.

રાજકોટમાં જુનાગઢનો ઉતારો કબ્જે લીધા બાદ આરઝી હકૂમતના સૈનિકોએ રીતસરની સફાઅે ચડાઈ કરી કાઠિયાવાડનાં ૨૪ જેટલાં ગામો કબજે કર્યાં છે.

હિંદ સરકાર પણ પ્રજાની મદદે આવી પહોંચી છે. આપખુદ સત્તા સામેની લોકલડતમાં રિયાસતી પ્રજાને સક્રિય ટેકો આપવાનું હિંદ સરકારનું આ પહેલું પગલું ધન્યવાદને પાત્ર છે.

*

આથી ય વધુ ગંભીર પરિસ્થિતિ કાશ્મીરમાં જામી ચૂકી છે.

મહિનાઓની લોકલડત આગળ નમી જઈ આખરે નામચીન દિવાન કાકને રુખસદ આપી; શેરે-કાશ્મીર શેખ અબ્દુલ્લાને મુક્તિ આપી અને કાશ્મીરે હિંદી સંઘમાં જોડાઇ લોકસત્તાનું સુકાન શેખ અબ્દુલ્લાને હસ્તક સોંપ્યું. કાશ્મીરની જનતાનો આ મહાન વિજય છે. પણ ત્યાં તો બહારના કાળાં વાદળાં કાશ્મીરને ઘેરી વળ્યાં છે.

પાકિસ્તાની સરહદ પરથી તાયફાવાળાઓની લાંબી ઉશ્કેરણી બાદ રીતસરના હલ્લાઓ શરૂ થઈ ચૂક્યા છે. અને જોતજોતામાં તો તેમણે એટલું ગંભીર રૂપ ધારણ કર્યું છે કે ખુદ હિંદી સંઘને કાશ્મિરમાં લશ્કર મોકલવું પડ્યું છે. બીજી બાજુ, શેખ અબ્દુલ્લાએ સત્તા હાથ ધરતાંવેંત લોકસેનાની જંગી ભરતી કરવા માંડી છે. સાચે જ આજે કાશ્મિરીઓને શિર સંરક્ષણની કાસની કસોટી ઉતરી ચૂકી છે. અલબત્ત, પં. નહેરૂ તથા જ. જીના વચ્ચે તાજેતરમાં આને અંગે મુલાકાત ગોઠવાવાની વકી છે. ઇચ્છીએ કે, એ મુલાકાત હિંદ અને પાકિસ્તાનના સંબંધોને સુધારવામાં મહત્ત્વનો ફાળો આપે.

*

ત્યારે-હૈદરાબાદની આપખુદી સામેની લોકલડતે વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. સમસ્ત પ્રજા નિઝામના બેફામ દમન સામે વીરતાપૂર્વક સામનો કરી રહી છે.

નિઝામ સરકાર એક તરફથી દિલ્હી સાથે વાટાઘાટે કરવાનો ડોળ કરી રહી છે ત્યારે બીજે હાથે, એના ઓઠા તળે પૂરજોશમાં દમન ફટકારી રહી છે.

રિયાસતી પ્રજાની સફળ લડતનો એક સારો દાખલો જો કોઈએ પૂરો પાડ્યો હોય તો તે મ્હૈસુરે. રાજકીય જાગૃતિની ઉચ્ચ કક્ષાએ પહોંચેલી મ્હૈસુરની પ્રજાએ સારા યે હિંદની રિયાસતી પ્રજાને નમુનારૂપ એવી લડત લડી બતાવી. તેમાં ય જ્યારે કામદાર વર્ગ મેદાનમાં ઉતર્યો ત્યારે લડતે ખરેખર ક્રાન્તિકારી સ્વરુપ પકડ્યું. લોકોએ રેલ્વે સ્ટેશનો કબ્જે કર્યા, સરકારી કચેરીઓ કબ્જે કરી અને સમાંતર સરકારો સ્થાપી રીતસરનો વહીવટ આદર્યો; એ પછી તો રાજ્યની પોલીસ અને લશ્કર વીફર્યા. તેમણે પણ રાજ્ય સામે બળવો પોકાર્યો. દુનિયામાં કઇ સત્તાની મગદૂર છે કે આવા પ્રચંડ અને સર્વવ્યાપી આંદોલન સામે ટકી શકે? એકતાલીશ દિવસની જીવનમરણની લડત બાદ પ્રજાએ રાજાને શિકસ્ત આપી છે; અને સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર, બંધારણ સભા, વચગાળાની સરકાર વગેરે માગણીઓનો સ્વીકાર થયો છે.

તા. ૩૦-૧૦-૪૭ — નરોત્તમ

✲

## આંતરરાષ્ટ્રીય પ્રવાહો

### 'ટ્રુમેન તરીકો' ગોટાળે ચડે છે

સત્તા અને યુદ્ધના રાજકારણ પર રચાયેલી, યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ ટ્રુમેનની આર્થિક નીતિ અમેરીકાને આર્થિકમંદી–વાસ્તવિક રીતે અનવસ્થા-ને આરે લઈ આવેલ છે તે આપણે ગયા આંતરરાષ્ટ્રીય પ્રવાહોના અવલોકન દરમ્યાન જોયું હતું. એ આર્થિક અનવસ્થાનાં હવે જુદાં જુદાં સ્વરૂપો ખુલ્લાં થયાં છે.

પોતાનો માલ ખપાવવા માટે પોતાનાં નાણાં પરદેશમાં રોકવાને અમેરિકા આતુર બન્યું છે; પણ નાણાં રોકવા માટે એ શરતોની અપેક્ષા આજ સુધી રાખતું આવ્યું છે, અને વધતા ઓછા પ્રમાણમાં હજુ યે રાખે છે, તે મળવાનું અશક્ય નહિ તો મુશ્કેલ તો થઇ પડ્યું જ છે.

દાખલા તરીકે અમેરિકનો આજસુધી એવી ઉમેદ સેવી રહ્યા હતા કે તેઓ ડૉલરોવડે બ્રિટીશ સામ્રાજ્ય અને રાષ્ટ્રસંઘને ખરીદી શકશે. સામ્રાજ્ય ચલાવવાની સીધી જવાબદારી બ્રિટન ભોગવે અને સામ્રાજ્યનો આર્થિક તેમજ વ્યૂહવિષયક લાભ પોતે ઉઠાવે એવી સર્વથા સુખદ સ્થિતિ ઉપજાવવાની અમેરીકાની ઉમેદ હતી. પણ પુરાણું પાપી બ્રિટન તેમણે ધાર્યું હશે તેટલું મુરખ નીવડ્યું નથી. પરિણામે તેમને બ્રિટન પાસેની [illegible] [illegible] પડી છે.

બ્રિટને જે શરતોએ પેલી સાડાત્રણ અબજ ડોલરની જંગી લોન અમેરિકા પાસેથી મેળવી હતી તે લોન લગભગ પૂરી થવા આવી ત્યારે એમાંની બે શરતો પાળવાની પોતાની અશક્તિ બ્રિટને જાહેર કરી દીધી. એ શરતો આ હતી:

(૧) બ્રિટીશ રાષ્ટ્રસંઘ અને સામ્રાજ્યના દેશો વચ્ચે જે પસંદગીભરી જકાતી નીતિની પ્રથા પ્રચલિત છે તે પડતી મૂકવી; અને અમેરિકન માલ સામેની સામ્રાજ્યના દેશોની જકાતી દીવાલો નીચી કરી નાખવી: (૨) બ્રિટન સામેના સ્ટર્લીંગ વિસ્તારોના દેશોના ચાલુ વેપારમાં તે તે દેશોને જે સ્ટર્લીંગો મળે તે બ્રિટને ડોલરમાં ફેરવી આપવા. આ બંને શરતો પોતે નહિ પાળી શકે એમ બ્રિટને અમેરિકાને સાફ જણાવી દીધું.

જો આ બે શરતો બ્રિટન ન પાળે તો તો તેને પેલી લોન આપવાનો અમેરિકાનો મૂળ ઉદ્દેશ જ માર્યો જાય લોન આપવાની બીજી બધી શરતો તો ગૌણ હતી. અપાએલી લોન પાછી ભરપાઈ થાય કે નહિ તેની પણ અમેરિકાને ખાસ પરવા ન્હોતી. તેને તો સામ્રાજ્યના દેશોના બજારોમાં પોતાના માલને લગભગ મુક્ત અથવા સમાન શરતે–પગપેસારો મળે: અને સ્ટર્લીંગ વિસ્તારના દેશો સાથેનો પોતાનો વેપાર ચાલુ રહે તે જ ખાસ જોઈતું હતું. એ ગુલાબી શક્યતા બ્રિટનની નાગાઈથી ભૂંસાઇ જતી જોઈને અમેરિકને ચીડાયા અને ચીડાવા કરતાં પણ વધુ મૂંઝાયા.

એટલે પહેલાં તો તેમણે વળતો ઘા કર્યો. બ્રિટનને અપાએલી લોનના બાકીનાં નાણાં ભરપાઈ કરવાનું તેમણે બંધ કર્યું. એ પગલાંનો વળતો જવાબ બ્રિટને પણ આપ્યો: અમેરિકન આયાતો પર એણે અને બ્રિટીશ રાષ્ટ્રસંઘના દેશોએ વધુ કાપ મૂક્યા: અને બ્રિટીશ રાષ્ટ્રસંઘ અને સામ્રાજ્યના દેશોનો જકાતી સંઘ–union–રચવાની ધમકી બતાવી.

આ પાછલી ધમકી અમેરિકાની ટ્રુમેન ટોળીને કપાળે પરસેવો આણી દે એવી હતી; કેમકે જો એવું કંઈ થાય તો, લગભગ પોતાની આર્થિક પકડમાં આવી ગયેલું દેખાતું સામ્રાજ્ય તો હાથમાંથી સરકી જ જાય; પણ સાથોસાથ પેરીસ પરિષદ મારફત પશ્ચિમ યુરોપના સોળ દેશોનો આર્થિક ઘટ રચવાની, અને એ રીતે યુરોપની ધરતી પર રશિયન વગના ફેલાવા સામે દીવાલ ઊભી કરવાની અમેરિકાની નેમ પણ મારી જાય.

પરિણામે બ્રિટન સાથે વાટાઘાટો ચાલુ રાખી, પેરિસ પરિષદને નિરર્થક બનતી અટકાવવાનાં સજીવ પગલાં અમેરિકાએ લેવા માંડયાં. વળી બ્રિટનનો આ વળતો ઘા બરાબર એ જ વખતે આવ્યો હતો કે જ્યારે ખુદ અમેરિકામાંની 'ડોલર કટોકટી' વધુ ઉગ્ર તબક્કે પહોંચી હતી અને અનાજ સહિત ઘણી વસ્તુઓમાં ભાવ વધારા–ફુગાવા–ની અસરો ચિંતાજનક રીતે વ્યક્ત થવા લાગી હતી. પરિણામે જીનીવાખાતેની આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદનો ખેલ ઉતાવળથી આટોપી લઇને અમેરિકાના નાયબ વિદેશમંત્રી મી. ક્લેટન જાતે પેરીસ પરિષદનું કામ આટોપવાને અધીરા થયા.

પેરીસ પરિષદને અંગે તે પહેલાં જે કાંઈ કામકાજ થયું હતું તે એમને જરાયે સંતોષકારક જણાયું નહિ. એ પરિષદનો તૈયાર થએલો અહેવાલ એમને ઉધાર "ખરીદીનાં લીસ્ટ" જેવો જ લાગ્યો. આ સોળેય દેશોનાં આર્થિક તંત્રોને એક બીજાં સાથે સાંકળી લઇ તેમનો એક અવિભાજ્ય ઘન રચવાની અમેરિકાની 'જે ઉમેદ હતી તેની સિદ્ધિનાં દર્શન એમાં એમને જરાય થયાં નહિ, એટલે મી. ક્લેટન પહેલાં તો ખૂબ ચીડાઇ ગયા. પણ ચીડાવા માટેનો એ અમેરિકાનો અવસર નહોતો. એટલે પોતાને ઠીક લાગતો હતો એવો થોડોક ફેરફાર એમાં કરાવીને એ અહેવાલ મી. ક્લેટને અપનાવી લીધો. આજે મી. હેરીમેનના પ્રમુખપદ નીચેની એક અમેરિકન સમિતિ એ અહેવાલ પર વિચાર ચલાવી રહી છે. કોંગ્રેસની આગામી બેઠક સમક્ષ એ સમિતિનો અહેવાલ થોડુંઘણું પેશ થશે.

પેરીસ પરિષદના બહાર પડેલા અહેવાલ અનુસાર પશ્ચિમ યુરોપને આવતાં ચાર વર્ષ દરમ્યાન અમેરિકા પાસેથી ખોરાકથી માંડીને અનેકવિધ કારખાનાં ઊભાં કરવાના સામાન સુધીના માલની ૨૨ અબજ ડોલરની કિંમતની મદદ જોઇએ. જો એ મદદ માગેલ રીતે અને સમયે મળી જાય, સોળેય દેશોમાં રાજકીય સ્થિરતા અને ઔદ્યોગિક શાંતિ રહે. અને કુદરતની પણ મહેર હોય તો એટલી મદદ વડે એ સોળેય દેશો ૧૯૫૧ સુધીમાં આર્થિક રીતે પગભર થઇ જશે એવી આશા અહેવાલમાં વ્યક્ત કરવામાં આવી છે.

૧૯૫૧ સુધીમાં આણવા ધારેલી પશ્ચિમ યુરોપની આ સદ્ધરતાના માર્ગમાં 'જો' અને 'તો' એટલા વિપુલ પ્રમાણમાં પથરાએલા છે કે તે પાર પડે એ એક સુખદ અકસ્માત જ લેખાય. બીજી વાત એ છે કે એ બધા ઔદ્યોગિક માલ ઉત્પન્ન કરતા તો થશે, પણ પહોંચશે કોને? આજસુધી તો

તેઓ પોતાનો ઔદ્યોગિક માલ પૂર્વ યુરોપના દેશોને વહેંચતા અને બદલામાં ખોરાકની ચીજો, ઢોર વગેરે મેળવતા. પણ હવે પૂર્વ યુરોપ સામે તો તેમને બહારવટું બાંધવાનું છે. આ સ્થિતિમાં તેમના એ માલનું શું થશે એ કોયડાનો જવાબ વિચારવાની તસ્દી કોઈએ લીધી હોય એમ દેખાતું નથી. એટલે પેરીસ પરિષદના આ બહુ ગવાએલા અહેવાલની વલે અમેરિકન કોંગ્રેસને હાથે કેવી થાય છે તે જોવું રહે છે.

તે દરમ્યાન પશ્ચિમ યુરોપના બે દેશો—ફ્રાન્સ અને ઇટાલી—એ સાદડી નાખી છે. તેમણે અમેરીકાને આંગણે પોકાર પાડયા છે કે તેઓ સાવ કડકા થઈ ગયા છે, અને પેરીસ પરીષદના અહેવાલ ઉપરાંત સારી જેવી તાત્કાલિક મદદ તેમને તત્કાલ પહોંચાડવામાં ન આવે તો આ શિયાળામાં તેમનાં આર્થિક તંત્રો ખોરવાઈ જશે; અને તેનાં રાજકીય પરિણામો શાં આવશે તે ખુદા માલુમ ! આ ધમકીની અસર અમેરિકા પર થઇ છે અને ૭ એક અબજ ડોલર જેટલી તાત્કાલિક મદદ તેમને પહોંચાડવાની વાત પણ હાલ વિચારણા હેઠળ છે.

પશ્ચિમ યુરોપની આર્થિક સમસ્યાઓની આ વિચારણા એરણ પર છે તે દરમ્યાન જગત મૂડીવાદને સ્થિર કરવાના વિશાળ પ્રશ્ન પર વિચારણા ચલાવવા માટે રશિયન વગવાળા દેશો સિવાયના બીજા તમામ દેશોના આર્થિક નિષ્ણાતોની એક પરિષદ, આંતરરાષ્ટ્રીય નાણાભંડોળ અને આંતરરાષ્ટ્રીય બેંક સબંધે વિચાર ચલાવવા લંડનખાતે મળી રહી છે. આ અતિ મહત્ત્વની પરિષદ અપ્રસિદ્ધિના પડદા પાછળ મળી રહેલી હોઈ તેના સંબંધે કંઈ પણ અભિપ્રાય ઉચ્ચારવા માટે તેનો કંઈક સત્તાવાર અહેવાલ બહાર પડે ત્યાં સુધી ચોભવું જ વધુ યોગ્ય ગણાશે.

મૂડીવાદી જગતની આ આંતરરાષ્ટ્રીય આર્થિક કટોકટીની ભૂમિકા પર, ગઇ ૩ જી સપ્ટેંબરથી અમેરિકાના ફ્લશીંગ મેડોઝ ખાતે સાથી રાજ્યસંઘની સામાન્ય સમિતિ, સલામતી સમિતિ અને બીજી અનેકવિધ પેટા સમિતિઓની બેઠકો મળી રહી છે.

વરસ દિવસ પહેલાં સાથી રાજ્યસંઘની સામાન્ય સમિતિમાં હું દુનિયાની પાર્લામેન્ટની શકયતા નીહાળતો હતો અને સલામતી સમિતિ એ પાર્લામેન્ટની જગત–વહીવટી સમિતિ બનશે એવી ધારણા રાખી રહ્યો હતો પણ આજે એ સુખદ સ્વપ્ન સરી પડતું દેખાય છે. ખૂબ જ ઘટી ગયેલી મહત્તા સાથે આ સમિતિઓ આ વખતે મળી રહી છે. જગતના રાજકીય તખ્તા પર,

ગયા સપ્ટેંબરથી આ નવેમ્બરની વચ્ચે ઘણા ય એવા બનાવો બની ગયા છે કે જેને લીધે આ સમિતિઓનો મહિમા અને પ્રભાવ સારી પેઠે ઓસરી ગયા છે. આ સ્થિતિને માટે મહદ્ અંશે ટ્રુમેનનું અમેરિકા અને અમુક અંશે રશિયા જવાબદાર છે. પણ દોષની એ ફાળવણી ભાવિ પર મુલતવી રાખી હાલ તો ઓસરેલ પ્રભાવ છતાં યે ખૂબ જ રસદાયક એવી એ સમિતિઓના મુખ્ય મુખ્ય કામના અવલોકન તરફ જ વળીએ.

ખરું જોતાં આ 'દુનિયાની પાર્લામેન્ટના' કામકાજના કરતાં બીજો કોઇ પણ આંતરરાષ્ટ્રીય બનાવ અથવા ક્રિયા વધારે અગત્યનાં ન જ લેખી શકાય. છતાં એક તો ઉપર જણાવ્યું તે કારણ એનો મહિમા ઓછો કરે છે; અને બીજું કારણ એ છે કે જગત મૂડીવાદનાં અને તેથી આંતરરાષ્ટ્રીય રાજકારણનાં ભાવિનું નિર્માણ સાથી રાજ્યસંઘની કોઈ પણ કારવાઇના કરતાં જે આર્થિક કટોકટી હાલ ઉભરાઇ રહી છે તે જ કરશે એવો મારો અંગત અભિપ્રાય છે. એટલા માટે જ આર્થિક બાબતોને મેં આ અવલોકનમાં પહેલું સ્થાન આપ્યું છે અને વધારે વિસ્તારપૂર્વક ચર્ચેલ છે.

સામાન્ય સમિતિના કામકાજનું વધુ મુદ્દાવાર અવલોકન તો આવતે વખતે જ વધુ પ્રાસંગિક થઇ પડશે. તે દરમ્યાન અત્યાર સુધી થએલાં કામકાજની મુખ્ય મુખ્ય વલણો જ લક્ષમાં લઈએ.

એ કામકાજને અંગે બે બાબતો ખાસ ઉપર તરી આવે છે: એક એ કે સમિતિએ ગયે વખતે જે બાબતોને લગતો પોતાનો ફેંસલો આપ્યો હતો તેમાંથી ઘણીક પણ જેમની તેમ અણઉકલી ઊભી છે નોંધપાત્ર દાખલો છે દક્ષિણ આફ્રીકાનો એ દેશને યુનિયનમાં વસતા હિન્દીઓના દરજ્જા સંબંધે હિન્દી સરકાર સાથે વાટાઘાટો ચલાવી કંઇક નિર્ણય પર આવવાનો આદેશ આપવામાં આવ્યો હતો અને દક્ષિણ પશ્ચિમ આફ્રીકાને સાથી રાજ્યસંઘના વાલીપણાં નીચે મૂકવા માટે જરૂરી તજવીજ કરવાનું જણાવવામાં આવ્યું હતું. આ બંને આદેશોનું એ દેશે ઉઘાડું ઉલ્લંઘન કર્યું છે. એટલે આ વખતે પણ એ સમસ્યાઓનું પિષ્ટપેષણ ફરીને ચાલુ થયું છે. બીજું એ કે યુદ્ધની પૂર્વભૂમિકા રૂપે જગતના દેશોનો રશિયાવિરોધી અને અમેરિકાપક્ષી ધન રચવાનું જે રાજકારણ અમેરિકાએ વર્ષભર ચાલુ રાખ્યું હતું તે તેણે હવે સાથી રાજ્યસંઘમાં પણ દાખલ કર્યું છે. આ બન્ને બાબતોમાં સાથી રાજ્યસંઘ, ખાસ કરીને સામાન્ય સમિતિ કેવી રીતે કામ લે છે તેના પર જ તેના ભાવિનો આધાર મહદ્ અંશે અવલંબે છે.

આ અવલોકનોમાં આપણે કાયમ એ હકીકત પર ભાર મૂકતા આવ્યા છીએ કે પાંચે ય મોટી સત્તાઓ—અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ અને ચીન—ની, સઘળી યે મહત્ત્વની બાબતોમાં એકમતિ એ સાથી રાજ્યસંઘનો મૂળ પાયો છે. એ એકમતિ કાયમ જળવાઇ રહે અને એવી એકમતિ વિના કોઈ જ મહત્ત્વની આંતરરાષ્ટ્રીય નીતિ કે ચાલ અમલમાં મૂકાય નહિ એ હેતુથી તો સંઘના વહીવટી હાથ જેવી સલામતી સમિતિમાં પાંચેય કાયમી સભ્યોને 'વીટો' સત્તા સુપ્રદ કરવામાં આવી છે એ 'વીટો'ની પાછળ એવો વિચાર રહેલો છે કે જગતની શાંતિ અને સલામતી જાળવવાની શક્તિ ધરાવતી આ પાંચ મહાસત્તાઓ વચ્ચે વિખવાદ જાગે એવું કંઇ થવા દેવા કરતાં તો અમુક કરવા જેવાં કામ કર્યા વિના જ રહે એ સ્થિતિ ઓછી નુકસાનકારક હશે. અને એ દૃષ્ટિ તદ્દન સાચી જ છે.

પણ સાથી રાજ્યસંઘના આયોજકોની એ દૃષ્ટિ હવે અમેરિકાને પરવડતી નથી. એને તો પોતાને ધાર્યે માર્ગે જ જવું છે; અને એ માર્ગ છે જગતપરનાં અમેરિકાનાં વર્ચસ્વનો અથવા તો યુદ્ધનો. આ આસુરી હેતુથી પ્રેરાએલા ટ્રુમેનના અમેરિકાએ એ 'વીટો' સત્તાના—મહાસત્તાઓની એકમતિના સિદ્ધાંતના—મૂળમાં સુરંગ ચાંપવા માટે વર્ષભર બનતો પ્રચાર અને પ્રયાસ કર્યા પછી; અને એ હેતુ માટે ગ્રીસ અને તુર્કીમાં સંઘની નૈતિક અસર અવગણવાનું ઉલ્લંઘન કર્યા પછી ખુદ સંઘમાં પણ એવો જ પ્રયાસ જારી કરી દીધો છે. સંઘના વહીવટી હાથ જેવી સલામતી સમિતિને નિરર્થક બનાવી દેવા માટે એણે એકથી વધુ પગલાંઓ અત્યાર સુધીમાં ભરી લીધાં છે.

એક તો એ કે સલામતી સમિતિ અને સામાન્ય સમિતિ એ બેની વચ્ચે એક ત્રીજી 'શાંતિ અને સલામતી' સમિતિ ઊભી કરવાની દરખાસ્ત સામાન્ય સમિતિમાં રીતસર રજૂ કરી છે અને બીજું એ કે ગ્રીસ અને બાલ્કન પ્રદેશોનો પ્રશ્ન સલામતી સમિતિના દફતર પર હતો તે ત્યાંથી કઢાવી નાંખી, સામાન્ય સમિતીના નિર્ણય માટે રજુ કરાવ્યો છે. અને એ રીતે જેના પર લગભગ લડાઇ જાગી જાય એવા એક અસંત તકરારી પ્રશ્નને મહાસત્તાઓની એકમતિના ક્ષેત્રમાંથી બહાર ઘસડી કાઢયો છે. અમેરિકાની આ બન્ને ચાલો બેહદ જોખમી હોઇ તેમનું અર્થગૌરવ બરાબર સમજવા જેવું છે.

સૂચિત 'શાંતિ અને સલામતી' સમિતિની અમેરિકાની કલ્પના એવી છે કે એમાં, સામાન્ય સમિતિમાં પ્રતિનિધિત્વ ધરાવતા તમામ દેશોનો એક

એક પ્રતિનિધિ રહે. આ સમિતિ દરેક બાબતમાં સામાન્ય બહુમતિના ધોરણે નિર્ણયો આપે અને તેમને અમલમાં પણ મૂકાવે. આવી જો કોઈ સમિતિ રચાય તો સલામતી સમિતિ તો નિરર્થક જ બની જાય. તેના હાથમાં તો પછી ઇંડનાં કોઈ આર્થિક કે લશ્કરી પગલાં લેવાતાં હોય તે જ અટકાવવાની સત્તા રહે. આ સિવાય તો પેલી વચલી સમિતિ બધું પોતાનું ધાર્યું કર્યે જાય. આવી સમિતિમાં રશિયન પક્ષની ઘણી જ નાની લઘુમતિ રહેશે અને અમેરિકા-બ્રિટન પક્ષની ચોકખી બહુમતિ રહેવાની એવાં ભાનથી પ્રેરાઈને જ મહાસત્તાઓની એકમતિના સિદ્ધાંતને ખતમ કરવાનો આ ઝગડો અમેરિકાએ રચ્યો છે. આ દરખાસ્ત સામાન્ય સમિતિ મંજુર રાખે છે કે કેમ તે જોવું રહે છે.

જે કોઈ સવાલ સલામતી સમિતિના દફતર પર હોય તેની ચર્ચા સામાન્ય સમિતિમાં થઈ શકે નહિ એવો સંઘના કરારોનો એક મૂળભૂત નિયમ છે. એ નિયમને કેવળ વકીલશાહી રીતે કોરાણે મૂકાવીને અમેરિકાએ ગ્રીસનો પ્રશ્ન સામાન્ય સમિતિ સમક્ષ આણ્યો છે. આમ કરવામાં પણ તેનો ઉદ્દેશ પક્ષનાં રાજકારણને આગળ વધારવાનો, સલામતી સમિતિને નિર્વીર્ય બનાવી દેવાનો, રશિયા-અમેરિકા ઝઘડો સતેજ બનાવવાનો જ છે. આમ પોતાનાં યુદ્ધનાં રાજકારણને આગળ ધપાવવાની કોશીષ અમેરિકા કરી રહ્યું છે. સામાન્ય સમિતિ તેનો ભોગ બને છે કે કોઈ મધ્યમ માર્ગ કાઢે છે તે જોવું રહે છે.

આ સિવાય બીજા અનેક રસદાયક મુદ્દાઓ સામાન્ય સમિતિ તેમજ સલામતી સમિતિ સમક્ષ રજુ થઈ ચૂક્યા છે-જેમાંનો એક ભૂતપૂર્વ દુશ્મન દેશોને સંઘના સભ્ય બનાવવાનો છે; અને જે સંબંધે પણ અમેરિકા સરિયામ દાદાગીરીની વલણ જ અખત્યાર કરી રહેલ છે. પણ આ બધાનું અવલોકન સ્થળસંકોચને લીધે મુલતી રાખવું પડે છે.

—રવિશંકર મહેતા

★

# સોવિયેત અર્થતંત્ર

લે. ચન્દ્રકાન્ત પરીખ

સોવિયેત યુનિયનમાં કામદારોને કેટલો પગાર મળે છે? ત્યાં મોંઘવારી હોય છે? આવા સવાલો રશિયા વિષે જાણવા ઇન્તેજાર નાગરિકો વારંવાર પૂછતા હોય છે.

રશિયાનું આર્થિક જીવન સમજવા માટે આપણે મોસ્કોમાં વસતા એક કામદાર કુટુંબનું માસિક બજેટ–અંદાજપત્ર તપાસીએ :

આ કુટુંબમાં દાદીમા, દીકરો, દીકરાની વહુ અને બે બાળકો છે. દાદીમા કાપડ મિલનાં એક નિવૃત્ત કામદાર છે અને તેમને માસિક ૮૨ રૂબલ-(અડધો પગાર)નું પેન્શન મળે છે. તેમનો દિકરો એ જ મિલમાં ઇન્સ-પેક્ટર છે અને તેનો માસિક પગાર ૬૦૦ રૂબલ છે પણ બોનસ મળીને લગભગ ૭૫૦ રૂબલ પડે છે. વહુ પણ મિલમાં ૫૦૦ રૂબલના પગારથી કામ કરે છે પણ બોનસ સાથે તેને ૫૬૦૦ રૂબલ મળે છે. આઠ અને પાંચ વરસનાં બે બાળકો શાળામાં જાય છે.

આમ, કુટુંબની માસિક આવક લગભગ ૧૪૦૦ રૂબલથી વધુ છે. તેમાંથી

| | માસિક રૂબલ |
|---|---|
| ૧ ત્રણ રૂમના ફ્લેટનું ભાડું (હીટીંગ, પાણી ને રેડીયો સાથે) | ૫૦ |
| ૨ વિજળી બત્તી (પાા કોપેક એક કિલોવોટના) | ૮ |
| ૩ બ્રેડ–રોટી (રોજ ૫ રતલ લેખે) | ૭૫ |
| ૪ માંસ (૧૨ાા રતલ) | ૬૦ |
| ૫ લોટ વગેરે (૧૩ રતલ) | ૫૨ |
| ૬ ખાંડ (૩ રતલ) | ૮ |
| ૭ માખણ, ઘી વગેરે (૫ રતલ) | ૬૦ |
| ૮ બે બાળકોનું શાળા–ભોજનનું ખર્ચ | ૧૨૦ |
| ૯ રાશન કરેલી પરચુરણ ચીજો | ૧૧૭ |

આ અંદાજપત્ર ૧૯૪૬ ની શરૂઆતનું છે અને લડાઇના રેશનીંગ પર ઘડાયલું છે.

એમાં ભાડું, લાઇટ, અનાજ–ખોરાક વગેરે મળી આખા યે કુટુંબનું માસિક ખર્ચ ૫૫૦ રૂબલ આવે છે. ત્યારે કુટુંબ માટેનાં કપડાં મિલની દુકાનેથી મળે છે, પણ એનું માસિક ખર્ચ ૪૦૦ થી ૫૦૦ રૂબલ આવે છે. એનું કારણ એ છે કે સોવિયેત યુનિયનમાં પ્રથમ ભારે ઉદ્યોગો બાંધવા માટે વધારે ધ્યાન દેવામાં આવ્યું છે એટલે પ્રમાણમાં કાપડ અને બીજી વપરાશની ચીજોના ઉદ્યોગો પછાત રહ્યા છે; તો પણ એનો અર્થ એ નથી કે રશિયન લોકોને અડધા ઉઘાડા રહેવું પડે છે.

કાપડ, ખોરાક વગેરે ખર્ચ કાઢતાંયે કુટુંબને ૩૦૦-૪૦૦ રૂબલ બચત રહે છે જે વધારાની ખાવાની ચીજો તથા મોજશોખની વસ્તુઓ વગેરે માટે વપરાય છે.

પરંતુ રશિયન કુટુંબની રોકડ આવક અને ખર્ચને તપાસવાથી એની આબાદીનો પૂરો ખ્યાલ નહિ આવે કેમકે સોવિયેત સંઘમાં રોકડ પગાર તો તેની કુલ સાચી આવકનો એકમાત્ર ભાગ છે. સોવિયેટ સમાજવાદી પ્રજાતંત્રનો એક મૂળભૂત સિદ્ધાંત એ છે કે દેશની તમામ દોલત સારીયે પ્રજાની છે; એટલે કે એનું ઉત્પાદન અને ઉપભોગ સામૂહિક છે એથી જ સોવિયેત સંઘના પ્રજાજનની સાચી વ્યક્તિગત આવક ચાર ભાગમાં વહેંચાયેલી છે:

૧. સામાજિક આવક : સાજેમાંદે કોઇ પણ કામ કરતા માણસને પૂરે કે અડધે પગારે રજા; બધી જાતની વૈદકીય સારવાર–દવા, હોસ્પિટલ, ઓપરેશન વગેરેનો મફત લાભ; પુરૂષોને ૬૦ વરસે અને સ્ત્રીઓને ૫૫ વરસે નિવૃત્તિ સાથે આશરે અડધા પગાર જેટલું પેન્શન; પ્રસૂતિ ગૃહોની સગવડ; પ્રસૂતિ દરમ્યાન પૂરે પગારે અઢીથી ત્રણ માસની રજા; કુટુંબને બાળકોની સંખ્યાનાં પ્રમાણમાં માસિક ૮૦ થી ૩૦૦ રૂબલ જેટલું ફેમીલી એલાંવન્સ; બાળગૃહો અને પારણાંગૃહો; કેન્ટીન્સ અને સરકારી ભંડારોમાં બજાર કરતાં સસ્તા ભાવની ચીજો મળે તેવી વ્યવસ્થા; અમુક ઉચ્ચ કેળવણી મફત; ટેક-નીકલ કેળવણી માટે ખર્ચ પૂરતી જ ફી આપવી પડે; વળી, દરેક સોવિયેત નાગરિકને બે થી ૭ અઠવાડિયાંની પૂરે પગારે રજા ભોગવવાનો હક છે. કાર-ખાનાં કે ઓફિસોની ચૂંટાયેલી વ્યવસ્થા સમિતિઓ ખાસ થીયેટરોની ટીકીટો મોટા પ્રમાણમાં ખરીદી કામદારોને અડધી કિંમતે આપે છે.

સ્ટેટ કે મ્યુનિસિપાલીટીનાં મકાનોનું ભાડું કુટુંબની આવકના ૧૦ ટકાથી કદીયે વધારે આપવાનું હોતું નથી.

આ રીતે, રોકડ પગારના લગભગ ૨૫ થી ૩૦ ટકા જેટલો બીજો લાભ મળે છે.

**૨. મૂળભૂત રોકડ રકમ (પગાર કે રોજી:)**—જ્યાં સુધી સમાજવાદી ઉત્પાદન અઢળક ન બને ત્યાં સુધી દરેકને એની ઓછામાં ઓછી જીવન જરૂરિયાતો મળે એ જોવું જરૂરતું છે. સાથો સાથ ઉત્પાદનને અઢળક બનાવવા માટે જેવું જેવું કામ તેને તેવો બદલો-પગાર મળવાની પણ જરૂર છે. આ બંને સવાલો સોવિયેત પ્રજાસત્તાક દેશોમાં ઉપર કહી તેવી સામાજિક સેવાઓની વ્યવસ્થાથી અને પગારના ચડતા ઉતરતા ધોરણથી ઉકેલવામાં આવ્યું છે.

રશિયામાં માસિક ૩૦૦ રૂબલથી તે ૩૦૦૦ રૂબલ સુધી પણ કામ કરનારાઓ છે. પણ ભડકશો નહિ કારણ કે આ તફાવત સાવ ઉપરછલ્લો જ છે. ૩૦૦ રૂબલવાળાને કે ૩૦૦૦ રૂબલવાળાને જીવનની જરૂરિયાતો સંતોષવામાં જરાયે વાંધો આવતો નથી. ફેર એટલો જ કે એક અઠવાડિયામાં એક વાર સિનેમા જોઇ શકે છે તો બીજો બે ત્રણ વાર.

**૩. છૂટક કામની કમાણી:**—રશિયામાં અમુક કામ અમુક સમયમાં થઈ શકે એનું સરાસરી ધોરણ નક્કી કરી છૂટક કામનો બદલો અપાય છે. આથી સાધારણ શક્તિના કામદારો પણ સમયને હિસાબે વધુ પ્રમાણમાં કામ ઉતારી વધુ કમાઈ શકે છે. વળી, સુંદર કામનાં ઉત્તેજન માટે કામના ગુણ પ્રમાણે બોનસ પણ આપવામાં આવે છે.

કામદારોનાં ટ્રેડ યુનિયનોની પગાર સમિતિઓ ચૂંટાય છે જે કામ, ગુણ, ધોરણ, પગાર વગેરે ગણી નક્કી કરે છે.

**૪. નફાવહેંચણી:**—સોવિયેત ઉદ્યોગ મૂડીવાદી દેશોના ઉદ્યોગો કરતાં એ રીતે સાવ નિરાળો છે કે તેમા કામ કરતો કોઈ પણ કામદાર,-પછી ભલે તે ગમે તે કામ કરતો હોય, ગમે તેટલો પગાર મેળવતો હોય-પોતાના ટ્રેડ યુનિયન દ્વારા કારખાનાના સંચાલનમાં અગત્યનો સક્રિય ભાગ લે છે અને તેનો શેર હોલ્ડર ગણાય છે. આને લીધે કામદાર પોતાના કારખાના કે ફેક્ટરીની પ્રગતિમાં સક્રિય રસ લે છે, સમૂહ ખેતરોની બાબતમાં ઉત્પાદનની આવકમાંથી સ્ટેટનો કર અને બીજો તમામ ખર્ચ કાઢતાં જે વધે છે તે ચોખ્ખો નફો ગણાય છે જે તમામ કામ કરનારાને તેમણે કરેલા કામના પ્રમાણમાં વહેંચવામાં આવે છે.

કારખાનાં અને ઉદ્યોગની બાબતમાં દરેક ઉદ્યોગ તેના પ્રધાનમંડળ નીચે એક એકમ તરીકે કામ કરે છે અને તેના નક્કી કરેલા નફાથી જે વધારો

મળે તેનો અડધો કામદારોની સામાજિક સગવડોમાં અને બાકીનો અડધો ઉદ્યોગ માટે અને વસ્તુઓના ભાવ કમી કરવામાં વપરાય છે.

●

સોવિયેત સંઘમાં સમાજ જ કામદારોને કામે રાખી શકે છે વ્યક્તિ નહિ, છતાંય સ્વતંત્ર રીતે કામ કરનારાઓ પણ ત્યાં છે દા. ત. દરજી, વાળંદ, કલાકાર, પત્રકાર વગેરે.

ખાણોના અને બીજા સખત મહેનત માગતા ઉદ્યોગોના કામદારોને બબ્બે હજાર રૂબલ જેટલો પણ પગાર મળે છે.

મજૂરી મુજબ તમામ ઉદ્યોગોના કામદારોનો માથાદીઠ સરાસરી પગાર રોજનો ૧૭ રૂબલ ૨૬ કોપેક નીકળ્યો છે એટલે કે ૧૦ રૂ. ૫ આના ૧૦ પાઇ.



## તમારા રોજના વપરાશ માટે




તમારા રોજના વપરાશ માટે કે તપેલી કમર ઉપર પોતું મૂકવા માટે, તાતાનું ઓ–ડી. કોલોન વાપરવાથી હિમગિરિ શિખર પરની લહરીઓ જેવી ઠંડક અને પુષ્પોના પરિમલ જેવી તાજગી મળે છે. હંમેશાં એક બાટલી ઘરમાં રાખો.